अर्हं

ન્યાય વિશારદ ન્યાયાચાર્ય શ્રીમદ્
યશોવિજયોપાધ્યાય વિરચિત

# જ્ઞાનસાર અષ્ટક



अर्हं

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય શ્રીમદ્

યશોવિજયોપાધ્યાય વિરચિત

# જ્ઞાનસાર અષ્ટક

સ્વોપજ્ઞ ભાષાર્થ અને શ્રીમદ્ દેવચંદ્રજી વિરચિત

જ્ઞાનમંજરી ટીકાના ભાષાન્તર સહિત

: પ્રકાશક :

શ્રીમદ્ રાજચન્દ્ર નિજાભ્યાસ મંડપ

ભોગીલાલ પોપટલાલ શાહ

ખંભાત-વડવા.

અનુવાદક અને સંપાદક

પંડિત ભગવાનદાસ હરખચંદ

વીર સંવત્ ૨૪૬૬     પ્રત ૧૦૦૦     વિ. સં. ૧૯૯૬

आत्माज्ञानभवं दुःखं आत्मज्ञानेन हन्यते।
अभ्यस्यं तत् तथा येन आत्मा ज्ञानमयो भवेत्॥

દુઃખ આત્માના અજ્ઞાનથી થયેલું છે અને તે આત્મજ્ઞાનથી નાશ પામે છે. માટે આત્મજ્ઞાનનો અભ્યાસ કરવા યોગ્ય છે, જેથી આત્મા જ્ઞાનમય થાય.

મુદ્રકઃ—હીરાલાલ દેવચંદ શાહ, શ્રી શારદા મુદ્રણાલય
ખારૂનગેટ, ભદ્ર—અમદાવાદ.

# નિવેદન

આ જ્ઞાનસારના સંપાદનનું કાર્ય લગભગ બે વરસ પહેલાં મને સોંપવામાં આવ્યું હતું, અને તે કામ શરૂ કર્યા પછી કેટલાક અનિવાર્ય કારણોને અંગે ઢીલમાં પડયું, જેથી તેના પ્રકાશનમાં ધાર્યા કરતાં અધિક સમય થયો છે. જ્ઞાનસાર એ જ્ઞાનના સાર એટલે નવનીતરૂપ છે. તેનું જેમ જેમ વાંચન અને મનન કરવામાં આવે તેમ તેમ નવીનતા જણાય છે. ઉત્તમ ગ્રન્થોનું લક્ષણ એ છે કે જેમ જેમ તેનું વધારે પરિશીલન થાય તેમ તેમ તેથી નવીન ભાવોની સ્ફુરણા થાય છે. તે જ કોટિનો આ જ્ઞાનસાર ગ્રન્થ છે. તેથી તેના સંપાદનમાં મને તો ખૂબ રસ પડયો છે. જ્ઞાનસારની રચના ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયે કરી છે અને તેના ઉપર તેમણે પોતે જ ભાષાર્થ (બાલાવબોધ) લખ્યો છે. તે સંક્ષિપ્ત છે, તોપણ તેમાં જ્ઞાનસારના ભાવને વિશદ (સ્પષ્ટ) કર્યો છે. તે સિવાય શ્રીમદ્ દેવચંદ્રજીએ જ્ઞાનસાર ઉપર જ્ઞાનમંજરી નામની ટીકા રચી છે. તેમાં તેમણે પ્રસંગે પ્રસંગે અનેક શાસ્ત્રીય બાબતોનું વિવેચન કર્યું છે, એટલું જ નહિ પરન્તુ અનેક પ્રસંગે અનેક શાસ્ત્રના ઉતારા આપી જ્ઞાનસારના રસની પુષ્ટિ કરી છે. "**अध्यात्मरससेवायां रसो निरवधिः पुनः**" અધ્યાત્મરસની ઉપાસનામાં અમર્યાદિત રસનો અનુભવ થાય છે અને જ્ઞાનસારના વાંચન અને મનનથી તેની સહજ પ્રતીતિ થાય છે.

જ્ઞાનસાર સાથે ભાષાર્થ અને જ્ઞાનમંજરીનો અનુવાદ આપવાથી ગ્રન્થની ઉપયોગિતામાં ઘણો વધારો થયો છે.

ભાષાર્થના સંપાદનમાં તેની એક પ્રતિ શાન્તિસાગરના ભંડારની મળી હતી તે સંવત ૧૯૪૯ ની સાલમાં કચ્છના કોડાય ગામમાં લખેલી તદ્દન નવીન પ્રતિ હતી. તેને અન્તે જણાવ્યું હતું કે "સંવત ૧૭૬૮ ના વર્ષે ચૈત્ર શુદિ ૧૫ ગુરૂવારે પં. શ્રી યશોવિજય ગણીના શિષ્ય પં. શ્રી જિતવિજય ગણિના શિષ્ય પં. શ્રી સૌભાગ્યવિજય ગણીએ પોતાના ગુરુભાઇ રૂપવિજયને વાંચવા માટે લખી હતી," તેના ઉપરથી આ પ્રતનો ઉતારો કરવામાં આવ્યો છે. તે એક પ્રતિ ઉપરથી ભાષાર્થનું સંપાદન કરવામાં આવ્યું છે. તેમાં પણ ભાષાર્થના શબ્દો કાયમ રાખી તેને અન્વયના ક્રમથી મૂકયા છે અને જ્યાં ન સમજાય ત્યાં જ સરલતાથી સમજવા માટે ભાષાર્થના ભાવને કાયમ રાખી થોડા શબ્દોનો ફેરફાર કરવો પડયો છે.

જ્ઞાનમંજરી ટીકાનો અનુવાદ કરવામાં અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રકાશિત થયેલ શ્રીમદ્ દેવચંદ્ર ભાગ પહેલામાં મુદ્રિત થયેલ જ્ઞાનમંજરી ટીકાનો ઉપયોગ કર્યો છે. પણ તે પુસ્તક ઘણું અશુદ્ધ છપાયેલું હોવાથી અને કેટલાક પાઠો રહી ગયેલા હોવાથી અનુવાદ કરવામાં ઘણી મુશ્કેલી નડી હતી. ત્યારબાદ ભાવનગરના સંઘના ભંડારની જ્ઞાનમંજરી ટીકાની પ્રત શેઠ શ્રીકુંવરજીભાઇ આણંદજી તરફથી મળી. પરન્તુ તે પ્રતિ પણ અશુદ્ધ અને તેના અક્ષરો ભુંસાઈ ગએલા હતા, છતાં અનુવાદ કરવામાં તેની કીમતી મદદ મળી છે.

તદુપરાંત જ્ઞાનસારના સંસ્કૃત શ્લોકોનો શબ્દશઃ અર્થ પણ નીચે ટિપ્પણમાં આપવામાં આવ્યો છે.

અનુવાદ કરવામાં અને તેના સંશોધનમાં ઘણી કાળજી

રાખવામાં આવી છે. અન્ય ગ્રન્થોના જે આધારભૂત પાઠો જે જે ગ્રન્થોમાંથી મળી શક્યા તે તે ગ્રન્થોના પાઠ સાથે મેળવી શુદ્ધ કરીને મૂક્યા છે, છતાં મતિમન્દતાના કારણે, દૃષ્ટિદોષથી કે અક્ષરયોજકના પ્રમાદથી ભૂલો રહી ગઈ હોય તેને સુધારી લેવા સુજ્ઞ વાચકોને વિનંતિ છે.

—અનુવાદક

# પ્ર સ્તા વ ના

આ જ્ઞાનસારના કર્તા ન્યાયવિશારદ ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રીયશોવિજયજી છે. જેમ મહાપુરુષ સંબન્ધે તેમના પ્રામાણિક ઇતિહાસના અભાવે સત્ય, અર્ધ સત્ય અને અસત્ય અનેક જાતની કિંવદન્તીઓ પ્રચલિત થાય છે તેમ ઉપાધ્યાય શ્રીયશોવિજયજી સંબન્ધે સાચી ખોટી અનેક કિંવદન્તીઓ પ્રચલિત થઇ હતી. પરન્તુ જ્યારથી તેઓશ્રીના સમકાલીન શ્રીકાન્તિવિજય ગણિએ રચેલો સુજસવેલીભાસ મળી આવ્યો તે ઉપરથી તેમના જીવન સંબન્ધે થોડી પણ વિશ્વસનીય હકીકત જાણવામાં આવી છે. તે [1]ભાસને અનુસરી અહીં તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવામાં આવ્યું છે.

ગુજરાતમાં કલોલ પાસે કનોડું નામે ગામ છે. ત્યાં નારાયણ નામે વેપારી રહેતો હતો, તેને સૌભાગ્યદેવી નામે પત્ની હતી. તેને જસવંત અને પદ્મસિંહ નામના બે પુત્રો હતા. જ્યારે પંડિત નયવિજયજી કુણગેર ગામમાં ચાતુર્માસ કરી વિ. સં. ૧૬૮૮ માં કનોડે આવ્યા ત્યારે માતાની સાથે જસવંતકુમાર સાધુને વન્દન કરવા ગયા, અને ગુરુના ઉપદેશથી વૈરાગ્ય પામી પાટણ જઇને વિ. સં. ૧૬૮૮ માં દીક્ષા લીધી અને સાથે પદ્મસિંહે પણ તે પ્રસંગથી પ્રેરિત થઇને દીક્ષા લીધી. જસવંતકુમારનું યશોવિજય અને પદ્મસિંહનું પદ્મવિજય નામ રાખ્યું. તેમની વડી દીક્ષા પણ તે જ સાલમાં વિજયદેવસૂરિના હાથે થઇ. તેઓ બન્નેએ

---

૧ શ્રી૦ મોહનલાલ દેશાઈ સંપાદિત સુજસવેલી ભાસમાંથી આ જીવનચરિત્ર લેવામાં આવ્યું છે.

યોગોદ્વહન કરતા સામાયિકાદિ સૂત્રોનો અભ્યાસ કર્યો.

ત્યારબાદ શ્રીયશોવિજયજી ગુરુની સાથે વિહાર કરતા વિ. સં. ૧૬૯૯ માં અમદાવાદમાં આવ્યા અને ત્યાં સંઘ-સમક્ષ આઠ અવધાન કર્યા. તે વખતે અમદાવાદના રહીશ શાહ ધનજી સૂરાએ ગુરુ શ્રીનયવિજયજીને વિનંતિ કરી કે શ્રીયશોવિજયજી વિદ્યાનું યોગ્ય પાત્ર છે, તેથી જો કાશી જઈ ષડ્દર્શનના ગ્રન્થોનો અભ્યાસ કરે તો બીજા હેમ-ચંદ્રાચાર્ય થાય, અને જિનમાર્ગની પ્રભાવના કરે. ગુરુ શ્રી-નયવિજયજીએ કહ્યું કે એ કામ ધનસાધ્ય છે. કારણ કે અન્યમતો પંડિતો વિના સ્વાર્થે નવીન ન્યાયશાસ્ત્રનો અભ્યાસ ન કરાવે. તેથી શાહ ધનજી સૂરાએ ઉત્સાહપૂર્વક કહ્યું કે તે કામમાં હું ધનની સહાય કરીશ અને પંડિતનો સત્કાર કરીશ. માટે 'યશોવિજયજીને કાશી જઈ અભ્યાસ કરાવો' એવી મારી ઇચ્છા છે.

ધનજી સૂરાની વિનંતિ માન્ય રાખી પંડિત શ્રીનયવિ-જયજીએ યશોવિજયજી સાથે કાશી તરફ પ્રયાણ કર્યું અને સરસ્વતીના ધામ કાશી પહોંચ્યા. ત્યાં છ દર્શનોનું રહસ્ય જાણનાર તાર્કિકશિરોમણિ ભટ્ટાચાર્ય રહેતા હતા. તેમની પાસે સાતસો શિષ્યો મીમાંસાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરતા હતા. તેમની પાસે યશોવિજયજીએ ન્યાય, મીમાંસા, બૌદ્ધ અને વૈશેષિક દર્શનો તથા ચિન્તામણિ આદિ નવ્ય ન્યાય-શાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. એ પ્રમાણે તેમણે નિરન્તર ત્રણ વરસ સુધી રસપૂર્વક અધ્યયન કર્યું.

ત્યારબાદ ત્યાં એક વિદ્વાન્ સંન્યાસી મોટા આડંબર

સાથે વાદ કરવા આવ્યો અને પંડિત યશોવિજયજીએ વિદ્વાનોની સભા સમક્ષ વાદમાં તેને જીતી લીધો. તેથી પંડિતોએ તેમને ન્યાયવિશારદનું બિરુદ આપ્યું. ત્યારબાદ તેમને કાશીમાં વિદ્વાનોએ ન્યાયાચાર્યની પદવી આપી. ન્યાયાચાર્ય પદવીનો ઉલ્લેખ સુજસવેલીભાસમાં નથી, તોપણ [1]તર્કભાષાની પ્રશસ્તિમાં તેનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે.

ત્યારબાદ યશોવિજયજી કાશીથી આગ્રા આવ્યા અને ત્યાં ન્યાયાચાર્યની પાસે તર્કશાસ્ત્રના કઠણ ગ્રન્થોનો અભ્યાસ કર્યો, અને પછી તેઓ આગ્રાથી નીકળી વાદીઓને જીતતા અમદાવાદ આવ્યા અને નાગોરી સરાહમાં ઉતર્યા. તેમની વિદ્વત્તાની કીર્તિ રાજસભામાં ગુજરાતના સુબા મહોબતખાને સાંભળી અને વિદ્વાન યશોવિજયજીને જોવાની તેને ઇચ્છા થઇ, તેથી તેઓ રાજસભામાં આવ્યા અને ખાનના કહેવાથી ત્યાં અઢાર અવધાન કરી બતાવ્યા. મહોબતખાન ખુશ થયો અને તેમની બુદ્ધિની પ્રશંસા કરી તથા વાજતે ગાજતે તેમને પોતાના સ્થાનકે પહોંચાડ્યા.

---

१ पूर्वं न्यायविशारदत्वबिरुदं काश्यां प्रदत्तं बुधै-
न्यार्यायाचार्यपदं ततः कृतशतग्रन्थस्य यस्यार्पितम् ।
शिष्यप्रार्थनया नयादिविजयप्राज्ञोत्तमानां शिशुः ।
तत्त्वं किञ्चिदिदं यशोविजय इत्याख्याभृदाख्यातवान् ॥

કાશીમાં પંડિતોએ પહેલાં જેને ન્યાયવિશારદનું બિરુદ આપ્યું અને ત્યારબાદ સો ગ્રન્થો કર્યા પછી ન્યાયાચાર્યનું બિરુદ આપ્યું, તે નયવિજય પંડિતના શિષ્ય યશોવિજયે કંઇક તત્ત્વ લેશમાત્રથી કહ્યું છે.

ત્યારબાદ સકળ સંઘે ગચ્છનાયક શ્રીવિજયદેવસૂરિને વિનંતિ કરી કે યશોવિજયજી બહુશ્રુત અને અદ્વિતીય પંડિત છે અને તેથી તે ઉપાધ્યાયપદને યોગ્ય છે. ગચ્છપતિએ પણ યોગ્યતા જાણી તેમને ઉપાધ્યાયપદવી આપવાનો મનમાં નિશ્ચય કર્યો. તે પછી પંડિત યશોવિજયજીએ વીશસ્થાનકનું તપ વિધિપૂર્વક કર્યું અને વિ. સં. ૧૭૧૮ માં વિજયપ્રભસૂરિએ તેમને ઉપાધ્યાય પદવી આપી.

વિ. સં. ૧૭૪૩ માં ઉપાધ્યાય યશોવિજયજી ડભોઇમાં ચાતુર્માસ રહ્યા, અને ત્યાં અનશન કરી સ્વર્ગસ્થ થયા. જે સ્થળે તેમને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો તે સ્થળે વિ. સં. ૧૭૪૫ માં તેમની પાદુકા સ્થાપન કરવામાં આવી.

ઉ૦ યશોવિજયજીએ વિ. સં. ૧૬૮૮ માં દીક્ષા લીધી, સં. ૧૬૯૯ માં કાશી ગયા અને ત્યાં ત્રણ વરસ રહી અભ્યાસ કર્યો. વિદ્વાનોની સભામાં વિદ્વાન્ વાદીને જીતી ન્યાયવિશારદનું બિરુદ મેળવ્યું. ત્યારબાદ કાશીથી નીકળી આગ્રા આવ્યા અને ત્યાં રહી ચાર વરસ પર્યન્ત તર્કશાસ્ત્રના ગ્રન્થોનો અભ્યાસ કર્યો. આગ્રાથી નીકળી અમદાવાદ આવ્યા. ત્યાં. સં. ૧૭૧૮ માં ઉપાધ્યાયપદવી લીધી અને સં. ૧૭૪૩ માં ડભોઈમાં તેમનો સ્વર્ગવાસ થયો. આટલી સાલવાર હકીકત સુજસવેલી ભાસમાં મળે છે, પરન્તુ તેમનો જન્મસંવત્ આપવામાં આવ્યો નથી, તેથી તેમનું આયુષ કેટલું હતું તેનો ચોક્કસ નિર્ણય થઈ શકતો નથી. તોપણ દીક્ષા સમયે તેમની ઉંમર લગભગ બાર વરસની હોય એમ સંભવે છે, તેથી તેમનો જન્મ વિ. સં. ૧૬૭૬ માં હોવો

જોઇએ અને તેમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૭૪૩ માં થયો એટલે તેમનું આયુષ લગસગ ૬૭ વરસનું કલ્પી શકાય છે.

ઉ૦ યશોવિજયજી શ્રીવિજયહીરસૂરીશ્વરના શિષ્ય મહોપાધ્યાય કલ્યાણવિજયજીના શિષ્ય પંડિત લાભવિજયજીના શિષ્ય પંડિત જિતવિજયના ગુરૂભ્રાતા પંડિત નયવિજયજીના શિષ્ય થાય. તેઓ પ્રખર તાર્કિક, શાસ્ત્રજ્ઞ તથા સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના મહાન્ વિદ્વાન્ હતા. તેમણે તર્ક, આગમ, અધ્યાત્મ, યોગ, સાહિત્ય ઇત્યાદિ વિષયો સંબન્ધી સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં સેંકડો ગ્રન્થોની રચના કરી છે, એટલું જ નહિ પણ ગુજરાતી ભાષામાં પણ દ્રવ્યગુણપર્યાયનો રાસ વગેરે શાસ્ત્રીય મહાન્ ગ્રન્થોની રચના કરી છે. તેમણે જ હરરાજ દેવરાજના પત્રમાં લખ્યું છે કે 'સ્યાદ્‌વાદ પદ્ધતિથી બૌદ્ધાદિની એકાન્તયુક્તિનું ખંડન કરી બે લાખ શ્લોક પ્રમાણ ન્યાયગ્રન્થની રચના કરી છે.' તેમાંના ઘણા ગ્રન્થો અત્યારે મળતા નથી. કાશીમાં રહીને જે સો ગ્રન્થો રચ્યા તેનો તો આજે પત્તો મળતો નથી, તે સિવાય બીજા [1]રહસ્યપદાંકિત એક સો આઠ ગ્રન્થો કરવાનો તેમનો વિચાર હતો. તેમાં પ્રમારહસ્ય અને સ્યાદ્‌વાદરહસ્યની રચના કર્યાનો ઉલ્લેખ તો તેમણે ભાષા રહસ્યના અવતરણમાં કરેલો છે. તેમાં પ્રમારહસ્ય અને સ્યાદ્‌વાદરહસ્ય તો મળતા નથી, માત્ર ભાષારહસ્ય, ઉપદેશરહસ્ય અને નયરહસ્ય એ ત્રણ ગ્રન્થો મળે છે. તે એકસો

---

૧ "ततो भाषाविशुद्धयर्थं रहस्यपदाङ्किततया चिकीर्षिताष्टोत्तरशतग्रन्थान्तर्गतप्रमारहस्यस्याद्वादरहस्यसजातीयं प्रकरणमिदमारभ्यते ॥"

આઠ ગ્રન્થોમાં કેટલાની રચના કરી તે જાણવાનું કંઇ પણ સાધન નથી. અધ્યયન અધ્યાપનની પ્રવૃત્તિને અભાવે અને આપણી બેદરકારીને પરિણામે તેમના અગાધ પાંડિત્યપૂર્ણ અનેક મહાન્ ગ્રન્થરત્નો માત્ર અઢીસો વરસ જેટલા કાળમાં લુપ્ત થઇ ગયાં છે. દા. ત. આજથી લગભગ પચીશ વરસ પહેલાં હું ડેલાના ભંડારની ટીપ કરતો હતો, તે વખતે ત્યાં કાઢી નાખેલા પરચુરણ પાનાનો કોથળો ભર્યો હતો, તે તપાસતાં તેમાંથી યશોવિજયજી વિરચિત તત્ત્વાર્થ ટીકાના એક અધ્યાય જેટલો ભાગ મળી આવ્યો હતો. બાકીનો ભાગ મેળવવા માટે ઘણી તપાસ કરી પણ મળી શકયો નહિ. આવી રીતે બેદરકારીથી તેમના અનેક ગ્રન્થો નાશ પામ્યા હશે. વળી તેમણે પોતાના ગ્રન્થોમાં પણ અનેક સ્થળે સ્વરચિત ગ્રન્થોનો ઉલ્લેખ કર્યો છે, તે ગ્રન્થોમાં પણ કેટલાએક ગ્રન્થો હજુ મળી શકયા નથી, છતાં અત્યારે જે [1]ગ્રન્થો મળે છે તેની પણ મોટી સંખ્યા છે, જેને વાંચવા અને વિચારવા માટે સમગ્ર જીવન પણ પર્યાપ્ત નથી.

શ્રી હેમચન્દ્રાચાર્ય પછી સમર્થ વિદ્વાન્ અને વિચારક ઉપાધ્યાયજી જેવા કોઇ હજુ સુધી થયા નથી. ભાસમાં પણ તેમને શ્રીહરિભદ્રાચાર્યસૂરિના લઘુબાંધવ અથવા બીજા હરિભદ્રાચાર્ય તરીકે ઓળખાવ્યા છે તે યોગ્ય છે. કારણ કે તેમણે શ્રીહરિભદ્રસૂરિના શાસ્ત્રવાર્તા સમુચ્ચય, ષોડશક ઇત્યાદિ ગ્રન્થો ઉપર વિચારપૂર્ણ ટીકાઓ રચી છે તથા તેમના

૧ ઉપાધ્યાયજી વિરચિત લભ્ય અને અલભ્ય ગ્રન્થોની યાદી માટે જુઓ પં. સુખલાલજી સંપાદિત તર્કભાષાની પ્રસ્તાવના.

ગ્રન્થોનું વસ્તુ લઈને અનેક સ્વતંત્ર ગ્રન્થોની રચના કરી છે. તેમની સૂક્ષ્મ વિવેચક દૃષ્ટિ છેક ગ્રન્થના મર્મ સુધી પહોંચે છે. તેમના ગ્રન્થોમાં તેમની સ્વતંત્ર પ્રતિભા અને સૂક્ષ્મ મર્મગ્રાહી દૃષ્ટિનો અનુભવ થાય છે. પાતંજલ યોગભાષ્ય ઉપર તેમણે વૃત્તિ કરી છે અને યોગશાસ્ત્રના પદાર્થોનો જૈન દૃષ્ટિથી સમન્વય કર્યો છે. તે સિવાય તેમણે દિગંબર વિદ્યાનન્દસૂરિની અષ્ટસહસ્રી ઉપર અષ્ટસહસ્રી ટીકા કરી છે, તેમાં તેમણે પોતાની અગાધ વિદ્વત્તા અને વિશાલ દૃષ્ટિનો પરિચય કરાવ્યો છે. તેઓ ટીકાના પ્રારંભમાં જણાવે છે કે "જેમ સમુદ્રમાં પ્રવેશ કરવાના નદીઓના અનેક જુદા જુદા માર્ગો હોય છે તેમ સ્યાદ્વાદના અનુયોગમાં વિદ્વાનોના જુદા જુદા સંપ્રદાયો ગમે તેટલા હોય, તો-પણ તેમાંના એક પણ સંપ્રદાયને વિષે પોતાની કલ્પના વડે અરુચિ કરવી યોગ્ય નથી, કારણ કે એકાન્તમતનું પ્રતિપાદન કરનારા દુર્વાદિના સમૂહને જીતવાને જિનોક્ત સમયને જાણનારા બધા શું સહાયક થતા નથી" ? તદુપરાન્ત ગુજરાતી ભાષામાં નયરહસ્યગર્ભિત સવાસો ગાથાનું સિમંધર જિનસ્તવન, પ્રતિમાના સ્થાપન વિષે [1]દોઢસો ગાથાનું મહાવીર જિન સ્તવન અને સિદ્ધાન્તરહસ્યગર્ભિત સાડાત્રણસો ગાથાના સિમંધરજિનના સ્તવનની તથા દ્રવ્યાનુયોગના વિષયમાં [2]દ્રવ્યગુણપર્યાયરાસ વગેરેની ઉત્કૃષ્ટ રચનાઓ કરી છે.

---

૧ ૧૫૦ ગાથાનું મહાવીર સ્તવન વિ. સં. ૧૭૩૩ ઇદિલપુરમાં વિજયાદશમીએ રચ્યું છે.

૨ દ્રવ્યગુણપર્યાયરાસની રચના વિ. સં. ૧૭૧૧ માં સિદ્ધપુરમાં કરી છે.

ઉપાધ્યાયજી મહાન્ તાર્કિક, અદ્વિતીય વિદ્વાન અને સમર્થ વિચારક હતા એટલું જ નહિ, પણ તેઓ મહાન્ આધ્યાત્મિક અને યોગી હતા. તેમનામાં વિદ્વત્તા સાથે અધ્યાત્મનો યોગ સુવર્ણ સાથે સુગંધના મેળ જેવો હતો. તેમને મહાન્ યોગી આનન્દઘનજીનો સમાગમ થયો અને તેથી તેમને ઘણો આનન્દ થયો હતો. તે આનન્દના પ્રકટીકરણરૂપે તેમણે આનન્દઘનસ્તુતિરૂપ અષ્ટપદીની રચના કરી છે. આનન્દઘનજી આત્મિક આનન્દમાં મસ્ત રહેતા. તેના સંબન્ધે ચોથા પદમાં કહ્યું છે કે—

કોઉ **આનન્દઘન** છિદ્ર હી પેખત,
  **જસરાય** સંગ ચડી આયા;
**આનન્દઘન** આનન્દરસ ઝીલત,
  દેખત હી **જસ** ગુણ ગાયા.

ઉપાધ્યાયજીને આનન્દઘનજીના સમાગમથી અપૂર્વ આધ્યાત્મિક લાભ થયો હતો, તેનું વર્ણન તેઓએ આઠમા પદમાં કર્યું છે—

**આનન્દઘન**કે સંગ **સુજસ** મિલે જબ,
  તબ આનન્દસમ ભયો **સુજસ**;
પારસસંગ લોહા જો ફરસત,
  કંચન હોત હી તાકો કસ.

તેમણે અધ્યાત્મના વિષય ઉપર અનેક ગ્રન્થો રચ્યા છે, તેમાં અધ્યાત્મસાર અને જ્ઞાનસાર મુખ્ય છે. જ્ઞાનસારમાં બત્રીશ અષ્ટકો છે અને એક એક અષ્ટકમાં એક એક વિષયનું અદ્ભુત અને રહસ્યપૂર્ણ વર્ણન કરવામાં

આવ્યું છે. તેમણે જ ઉપસંહારમાં જ્ઞાનસારનું ફળ બતાવ્યું છે કે 'નિર્વિકાર અને બાધા રહિત જ્ઞાનસારને પ્રાપ્ત થયેલા, પરની આશા રહિત મહાત્માઓનો અહીં જ મોક્ષ છે'. જ્ઞાનસારની વાણીના તરંગો વડે જેનું ચિત્ત ભીંજાયેલું છે તે મનુષ્ય તીવ્ર મોહાગ્નિના દાહની પીડા પામતો નથી. ક્રિયાથી કરેલો કલેશનો ક્ષય દેડકાના ચૂર્ણ સમાન છે અને જ્ઞાનસારથી કરેલો કર્મક્ષય બળી ગયેલા દેડકાના ચૂર્ણ સરખો છે.

જ્ઞાનસારની પૂર્ણતા સિદ્ધપુરમાં દિવાળીના દિવસે કરવામાં આવી છે. પરન્તુ તેમણે કઇ સાલમાં તેની રચના કરી તે જણાવ્યું નથી. છતાં તે ગ્રન્થ જ્ઞાનની પરિપકવ દશામાં પોતાની ઉત્તરાવસ્થામાં છેવટે રચ્યો હોવો જોઇએ તેમ સહજ અનુમાન થઇ શકે છે.

**ભાષાર્થ**–જ્ઞાનસાર ઉપર ઉપાધ્યાયજીએ પોતે ભાષાર્થ (ટબો) લખ્યો છે. તેમણે તેના ઉપર અવચૂર્ણિ લખી હતી, પણ અત્યારે તે મળતી નથી. ભાષાર્થની રચના સંક્ષિપ્ત છે, તોપણ તેમને જ્યાં જ્યાં લખવાની જરૂર લાગી ત્યાં ત્યાં ગ્રન્થના ભાવને ઘણી સ્પષ્ટ રીતે પ્રગટ કર્યો છે. દા. ત. પૂર્ણાષ્ટકમાં સચ્ચિદાનન્દપૂર્ણ આત્મા સમસ્ત જગતને પૂર્ણરૂપે જુએ છે. અહીં શંકા થાય કે અપૂર્ણ જગતને પૂર્ણરૂપે જુએ છે તો તેને ભ્રાન્તિ કેમ ન કહેવાય? તેના ઉત્તર રૂપે ભાષાર્થમાં લખ્યું છે કે "નિશ્ચયનયની દૃષ્ટિએ ભ્રાન્તિ નથી". એટલે પૂર્ણ આત્માની નિશ્ચયનયની દૃષ્ટિ છે, તેથી તેમાં ભ્રાન્તિ નથી. આવો સ્પષ્ટ ખુલાસો જ્ઞાનમંજરી

ટીકામાં અને પં. ગંભીરવિજયજીની ટીકામાં મળતો નથી. એ રીતે તેમણે જ્ઞાનસારનું તાત્પર્ય ઘણે સ્થળે સ્પષ્ટપણે બતાવ્યું છે.

ભાષાર્થના સંબન્ધે છેવટે તેમણે લખ્યું છે કે "આ બાલબોધ બાળકોને લાળ ચાટવા જેવો નીરસ નથી, પણ યુક્તિના સમૂહરૂપ અમૃતના પ્રવાહ તુલ્ય છે તેથી તેનો આસ્વાદ લઇ મોહરૂપ હાલાહલની શાન્તિ થવાથી વિશાલ બુદ્ધિવાળા થાઓ."

જ્ઞાનસાર ઉપરનો બાલાવબોધ વિદ્વાનોને પ્રિય એવી સંસ્કૃત ભાષામાં ન લખતાં પ્રાકૃત (ગુજરાતી) ભાષામાં કેમ લખ્યો તેનો ઉત્તર પણ તેમણે ભાષાર્થને છેવટે આપ્યો છે કે–

**"आतन्वाना भा-रती भारती नस्तुल्यावेशा संस्कृते प्राकृते च।**
**शुक्तिसूक्तिर्युक्तिमुक्ताफलानां भाषाभेदो नैव खेदोन्मुखः स्यात्॥"**

"પ્રતિભા અને પ્રીતિ ઉત્પન્ન કરનારી તથા સંસ્કૃત અને પ્રાકૃત–લોકભાષામાં સમાન પ્રયત્નવાળી યુક્તિરૂપ મુક્તાફળોની જન્મભૂમિ છીપ જેવી સરસ ઉક્તિરૂપ અમારી વાણી છે, તેથી ભાષાનો ભેદ ખેદજનક થતો નથી." તાત્પર્ય એ છે કે સંસ્કૃત ભાષા કે લોકભાષામાં ગ્રન્થની રચના હોય પરન્તુ તેમાં યુક્તિ હોય તો તે રચના લોકોને આદરણીય થાય છે. છેવટે તેમણે જણાવ્યું છે "શ્રીયશોવિજય વાચકે સૂરજીના પુત્ર શાન્તિદાસના હૃદયને આનન્દ આપવાના વિનોદથી, આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં વિશ્રાન્તિ આપનાર આ ભાષાર્થની રચનાનો શ્રમ (પ્રયત્ન) કર્યો છે."

**જ્ઞાનમંજરી**–જ્ઞાનસારના વિષયને પુષ્ટ કરવાના હેતુથી

અને ટીકાકારના શબ્દોમાં કહીએ તો જ્ઞાનસારના આસ્વાદની વૃદ્ધિ કરવાના ઇરાદાથી શ્રી દેવચંદ્રજીએ વિ. સં. ૧૭૯૬માં જ્ઞાનસારની જ્ઞાનમંજરી નામે ટીકાની રચના કરી છે. તેમાં તેમણે ભાષાર્થ, તત્ત્વાર્થ, ધર્મસંગ્રહણી અને કર્મપ્રકૃતિ આદિ ગ્રન્થોનો આધાર લીધો છે. જ્ઞાનમંજરી ટીકામાં શ્રી-દેવચંદ્રજીએ આત્મા પ્રમાદ દૂર કરી જાગૃત થાય અને આત્મજ્ઞાન મેળવવા પ્રયત્નશીલ થાય તે માટે પ્રસંગે પ્રસંગે ઉપદેશની ધારા વરસાવી છે. જ્યારે ઉપાધ્યાયજી થોડા શબ્દોમાં ભાષાર્થમાં જ્ઞાનસારના ભાવને વિશદ (સ્પષ્ટ) કરે છે ત્યારે દેવચંદ્રજી પ્રસંગને અનુકૂલ શાસ્ત્રના ઉતારાઓ તથા સ્વતન્ત્ર ઉપદેશ દ્વારા જ્ઞાનસારના ભાવને ઝીલવા આત્માને અભિમુખ કરે છે. ઉપાધ્યાયજીએ ભાષાર્થમાં જ્ઞાન-સારના આશયને સ્પષ્ટ કરવા પૂરતી થોડા શબ્દમાં ટૂંકી અને ઉપયોગી નોંધ કરી છે, ત્યારે જ્ઞાનમંજરીમાં દેવચંદ્રજીએ જ્ઞાનસારના વિષયને લગતી અને પ્રાસંગિક એવી અનેક બાબ-તોનું લંબાણથી વિવેચન કર્યું છે. જ્ઞાનમંજરીમાં પાંડિત્યનો ચ-મત્કાર નથી, તો પણ તેમનો ત્યાગ, વૈરાગ્ય અને અધ્યાત્મનો સીધો ઉપદેશ આત્માને સચોટ અને ઊંડી અસર કરે છે.

સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ભાષામાં અનેક ગ્રન્થોની રચના કરનાર શ્રીદેવચંદ્રજી ખરતરગચ્છની શાખામાં થયેલા રાજસાગર ઉપાધ્યાયના શિષ્ય જ્ઞાનધર્મ પાઠકના શિષ્ય દીપ-ચંદ્ર પાઠકના શિષ્ય હતા. તેમણે પોતાના ગુરુની પરંપરા જ્ઞાનમંજરીની પ્રશસ્તિમાં આપી છે. તેમણે સંસ્કૃત અને પ્રાકૃતભાષા કરતાં ગુજરાતી ભાષામાં ઘણા ગ્રન્થો રચ્યા છે. તેઓ આધ્યાત્મિક પુરુષ હતા, તેથી તેમના ગ્રન્થો વૈરાગ્ય

અને આધ્યાત્મિકભાવથી પૂર્ણ છે. તેમની બધી કૃતિઓનો સંગ્રહ અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળે શ્રીમદ્ દેવચંદ્ર ભાગ પહેલા અને બીજામાં છપાવી પ્રગટ કર્યો છે.

તેમનું જીવન[1]વૃત્તાન્ત અનુપલબ્ધ હતું, પરન્તુ તેમના શિષ્યે તેમના મૃત્યુબાદ તેર વરસે સં. ૧૮૨૫ માં દેવવિલાસની રચના કરી છે, તે પ્રાપ્ત થતાં તેમના જન્મ આદિ સંબન્ધે ચોક્કસ હકીકત મળી છે તેના ઉપરથી તેમના જીવન સંબન્ધી સંક્ષિપ્ત વૃત્તાન્ત અહીં આપવામાં આવેલ છે.

મારવાડના બીકાનેર પાસેના ચંગ નામે ગામમાં લુણીયા ગોત્રના ઓસવાળ તુલસીદાસજી રહેતા હતા. તેને ધનબાઇ નામની પત્ની હતી. એક વખતે ત્યાં રાજસાગર ઉપાધ્યાય આવ્યા. તેમને વંદન કરવા માટે દંપતી ગયાં. ગુરુને વંદન કરીને ધનબાઇએ કહ્યું કે જો મારે પુત્ર થશે તો હું આપને ભાવપૂર્વક અર્પણ કરીશ. વિ. સં. ૧૭૪૬માં ધનબાઇએ પુત્રને જન્મ આપ્યો, અને તેનું નામ દેવચંદ્ર પાડ્યું. તે આઠ વર્ષનો થયો ત્યારે ત્યાં વિહાર કરતા રાજસાગર ઉપાધ્યાય આવ્યા અને તેમને માતપિતાએ પોતાના પૂર્વના સંકલ્પ પ્રમાણે દેવચંદ્રને અર્પણ કર્યો.

ત્યારબાદ રાજસાગર ઉપાધ્યાયે વિ. સં. ૧૭૫૬ માં દેવચંદ્રને પ્રથમ દીક્ષા આપી તથા જિનચન્દ્રસૂરિએ વડી દીક્ષા આપી અને તેમનું નામ રાજવિમલ રાખ્યું. પછી રાજસાગર ઉપાધ્યાયે દેવચંદ્રજીને સરસ્વતીનો મન્ત્ર આપ્યો,

૧ દેવચંદ્રજીનું જીવનવૃત્તાન્ત દેવવિલાસ અને તેની શ્રી મોહનલાલ દેશાઇની પ્રસ્તાવના ઉપરથી લખવામાં આવ્યું છે.

જેથી તેમણે બેલાડા ગામમાં વેણા નદીના કાંઠે ભોંયરામાં બેસી સરસ્વતીનું આરાધન કર્યું. સરસ્વતી પ્રસન્ન થયાં અને તેમની જિહ્વામાં વાસ કર્યો. પછી દેવચંદ્રજીએ વ્યાકરણ, કાવ્ય, કોશ, અલંકારાદિ તથા તત્ત્વાર્થ, આવશ્યકબૃહદ્વૃત્તિ, વિશેષાવશ્યક ભાષ્ય, કર્મગ્રન્થ, કર્મપ્રકૃતિ તથા આગમ ગ્રન્થોનો અભ્યાસ કર્યો. અને હેમચંદ્રાચાર્ય, હરિભદ્રાચાર્ય અને ઉ૦ યશોવિજયજી વગેરેના ગ્રન્થો સારી રીતે પરિચિત કર્યા. તદુપરાંત દિગંબરીય ગોમટ્ટસાર વગેરે ગ્રન્થોનું વાંચન કર્યું. તેઓએ મુલતાનમાં ચાતુર્માસ કરી વિ. સં. ૧૭૬૬માં શુભચંદ્રાચાર્યકૃત જ્ઞાનાર્ણવ ઉપરથી ધ્યાનદીપિકા ચતુષ્પદી રચી. વિ. સં. ૧૭૬૭ માં ષડ્દ્રવ્યના વર્ણનરૂપ દ્રવ્યપ્રકાશની રચના કરી. સં. ૧૭૭૪ માં રાજસાગર ઉપાધ્યાય અને સં. ૧૭૭૫ માં જ્ઞાનધર્મ પાઠકનો સ્વર્ગવાસ થયો. ત્યારબાદ સં. ૧૭૭૬ માં પોતાના મિત્ર દુર્ગાદાસને સમજાવવા મરુટકોટમાં આગમસારની રચના કરી. સં. ૧૭૭૭ માં દેવચંદ્રજી ગુજરાતમાં પાટણ શહેરમાં પધાર્યા. ત્યાં તેમણે પાપ અને પરિગ્રહ દૂર કરી ક્રિયોદ્ધાર કર્યો. સં. ૧૭૭૮ માં તેમના ગુરુ દીપચંદ્રજી પાઠક સ્વર્ગસ્થ થયા. ત્યારબાદ દેવચંદ્રજી નવાનગર આવ્યા અને ત્યાં તેમણે ૧૭૯૬ ના કાર્તિક સુદિ ૫ મે જ્ઞાનસારની જ્ઞાનમંજરી ટીકા સંપૂર્ણ કરી.

દેવચંદ્રજી ઉત્તમ વ્યાખ્યાનકાર હતા અને તેમનું વ્યાખ્યાન તત્ત્વજ્ઞાનમય હતું. તેઓ ખરતરગચ્છના હોવા છતાં તેમને ગચ્છનો કદાગ્રહ નહોતો. તેમનો વિહાર મારવાડ અને ગુજરાત ઉપરાંત મુલતાન સુધી હતો. તેમણે પાટણ, અમદાવાદ, શત્રુંજય વગેરે સ્થળે અનેક ચૈત્યો અને બિમ્બોની

પ્રતિષ્ઠા કરી, અનેક જીવોને પ્રતિબોધ પમાડી વીતરાગ માર્ગમાં સ્થિર કર્યા. વિ. સં. ૧૮૧૨ માં તેઓ રાજનગરમાં આવ્યા અને ત્યાં તેમને ઉપાધ્યાય પદવી આપવામાં આવી. રાજનગરમાં દોશીવાડાની પોળમાં દેવચંદ્રજી બિરાજતા હતા ત્યાં તેમને એક દિવસે વાયુના પ્રકોપથી વમનાદિનો વ્યાધિ થયો અને શરીરે અસમાધિ થઈ. તેથી તેમણે મનરૂપજી વગેરે પોતાના શિષ્યોને બોલાવ્યા, અને તેમના માથે હાથ મૂકી કહ્યું કે–'મારી અવસ્થા ક્ષીણ થતી જાય છે, અનિત્યતા એ તો પુદ્ગલનો સ્વભાવ છે, હવે મારી વિદાયની વેળા આવી પહોંચી છે, માટે તમે સમયાનુસારે વિચરજો, હૃદયમાં પાપ-બુદ્ધિ ન રાખશો, યથાશક્તિ કર્તવ્યનું પાલન કરજો અને સંઘની આજ્ઞા માનજો', ઇત્યાદિ શિખામણ આપી દશવૈકાલિક અને ઉત્તરાધ્યયનનું શ્રવણ કરતાં અરિહંતનું ધ્યાન કરતા વિ. સં. ૧૮૧૨માં ભાદરવા વદિ અમાવાસ્યાએ કાલધર્મ પામ્યા.

દેવચંદ્રજીએ ઘણા ગ્રન્થોની રચના કરી અને તેમાં તેમણે સંસ્કૃત અને પ્રાકૃતભાષા કરતાં ગુજરાતી ભાષામાં પુષ્કળ ગ્રન્થો લખ્યા. સંસ્કૃતમાં માત્ર તેમણે નયચક્ર અને જ્ઞાનસાર અષ્ટકની જ્ઞાનમંજરી ટીકા રચી છે. દેવચન્દ્રજીનો ઝોક વૈરાગ્ય અને આત્મજ્ઞાન તરફ હતો અને તે તેમના ગ્રન્થોમાં સ્પષ્ટપણે દેખાય છે. તેઓ ગુણી અને ગુણાનુ-રાગી હતા. તેમને ઉ૦ યશોવિજયજી તરફ ઘણો આદર હતો. તેમના અસાધારણ પાંડિત્ય, અધ્યાત્મ અને તત્ત્વજ્ઞાન પ્રચુર ગ્રન્થોની તેમના ઉપર ઊંડી છાપ પડી હતી. તેઓએ જ્ઞાનમંજરી ટીકાના અન્તે 'અહીં સૂત્રકાર ન્યાયાચાર્ય, વાગ્વાદી, સરસ્વતીનું વરદાન પામેલા અને દુર્વાદીરૂપ મેઘનો

નાશ કરવામાં પવન સમાન ઉપાધ્યાય શ્રીયશોવિજયજી છે' ઇત્યાદિ વિશેષણોથી ઉપાધ્યાયજી તરફ પોતાની ભક્તિ પ્રદર્શિત કરી છે.

શ્રી દેવચન્દ્રજી કવિ હતા અને તેમની કવિતાનો વિષય ભક્તિ, વૈરાગ્ય, અધ્યાત્મ અને તત્ત્વજ્ઞાન હતો. તેમના સ્તવનો ભાવવાહી અને તાત્ત્વિક છે. સામાન્ય જનસમાજને ઉપકાર થાય તે માટે સંસ્કૃતભાષામાં નહિ લખતાં લોકભાષામાં જ ઘણા ગ્રન્થોની રચના કરી છે. તેમણે કહ્યું છે કે—

**संस्कृत वाणी वाचणी कोइक जाणे जाण ।**
**ज्ञाता जनने हितकर जाणी भाषा करुं वखाण ॥**

ध्यानदीपिका ४

એકંદર તેમના ગ્રન્થોમાં વિદ્વત્તા કરતાં આત્મજ્ઞાન, ત્યાગ, વૈરાગ્ય અને ભક્તિની પ્રધાનતા છે. જિજ્ઞાસુને આત્મજ્ઞાનની તત્પરતા કરે એવી તેમની ઉપદેશાત્મક શૈલી છે.

તેમને શુદ્ધ જ્ઞાન, શુદ્ધ ક્રિયા તરફ પ્રેમ હતો. તેમણે શુષ્ક જ્ઞાન અને ક્રિયાજડતાનો નિષેધ કર્યો છે. જ્ઞાનસાર એ તેમનો પ્રિય ગ્રન્થ હતો, તેમણે જ્ઞાનમંજરી ટીકાની સમાપ્તિમાં લખ્યું કે મોક્ષમાર્ગમાં પ્રયાણ કરનારે ભાતા સમાન આ જ્ઞાનસાર અભ્યાસ કરવા યોગ્ય છે.

છેવટે તેમણે 'આ જ્ઞાનમંજરીની ટીકાના વાંચન અને અભ્યાસથી મને જે લાભ થાય તેથી હું ધર્મસાધક થાઉં અને બીજા ભવ્ય જીવો પણ ધર્મસાધનામાં તત્પર થાય', એ ઇચ્છા પ્રદર્શિત કરી જ્ઞાનમંજરી ટીકા સમાપ્ત કરી છે.

જૈન સોસાઈટી ૧૫
શારદાભવન
**અમદાવાદ.**

ભગવાનદાસ હરખચંદ દોશી

# સંક્ષિપ્ત વિષયાનુક્રમ

# વિષયાનુક્રમ

---

વિષય | પૃષ્ઠ

## ૧ પૂર્ણાષ્ટક



## ૨ મગ્નાષ્ટક

## ૩ સ્થિરતાષ્ટક

## ૪ મોહત્યાગાષ્ટક



## ૫ જ્ઞાનાષ્ટક

## ૬ શમાષ્ટક



## ૭ ઇન્દ્રિયજયાષ્ટક

## ૮ ત્યાગાષ્ટક



## ૯ ક્રિયાષ્ટક



## ૧૦ તૃપ્ત્યષ્ટક

## ૧૧ નિર્લેપાષ્ટક

## ૧૨ નિઃસ્પૃહતાષ્ટક



## ૧૪ વિદ્યાષ્ટક

## ૧૫ વિવેકાષ્ટક



## ૧૬ માધ્યસ્થાષ્ટક

## ૧૭ નિર્ભયાષ્ટક



## ૧૮ અનાત્મશંસાષ્ટક

## ૧૯ તત્ત્વદૃષ્ટિઅષ્ટક



## ૨૦ સર્વસમૃદ્ધિઅષ્ટક

## ૨૧ કર્મવિપાકાષ્ટક



## ૨૨ ભવોદ્વેગાષ્ટક



## ૨૩ લોકસંજ્ઞાત્યાગાષ્ટક

## ૨૪ શાસ્ત્રાષ્ટક



## ૨૫ પરિગ્રહાષ્ટક

## ૨૬ અનુભવાષ્ટક



## ૨૭ યોગાષ્ટક

## ૨૮ નિયાગાષ્ટક



## ૨૯ પૂજાઅષ્ટક



## ૩૦ ધ્યાનાષ્ટક

## ૩૧ તપઅષ્ટક



## ૩૨ સર્વનયાશ્રયણાષ્ટક

પરમોપકારી પૂજ્યવર્ય !

આપશ્રીના અસીમ ઉપકારની
સ્મૃતિરૂપે આ ગ્રંથરૂપ પુષ્પ
આપશ્રીને અર્પણ કરીએ છીએ.

—પ્રકાશક



## પૂજ્યવર્ય શ્રીયુત પોપટલાલ મોહોકમચંદ શાહ
### ધાંચીની પોળ, અમદાવાદ

**જન્મ.**
૧૯૨૫, માગશર વદ ૧૦

**સ્વર્ગવાસ.**
૧૯૮૮, આસો સુદ ૬

[illegible] પ્રી. વર્કસ. અમદાવાદ



પૂજ્યવર્ય શ્રીયુત પોપટલાલ મોહોકમચંદ શાહ
ઘાંચીની પોળ, અમદાવાદ

न्यायाचार्य श्रीमद् यशोविजयोपाध्याय विरचित

# ज्ञानसार अष्टक

[ स्वोपज्ञ भावार्थ अने श्रीमद् देवचंद्रजीकृत
ज्ञानमंजरी टीकाना अनुवाद सहित ]

---

ऐन्द्रवृन्दनतं नत्वा वीरं तत्त्वार्थदेशिनम् ।
अर्थः श्रीज्ञानसारस्य लिख्यते लोकभाषया ॥

इन्द्रना समूहवडे नमायेला अने तत्त्वार्थना उपदेश करनारा महावीर भगवंतने नमस्कार करीने ज्ञानसारनो अर्थ लोकभाषामां लखुं छुं.

टीकानो अनुवाद

शुद्ध स्याद्वादना उपदेश करनारा श्रीपार्श्वनाथ जिनने नमस्कार करीने आत्माना विशुद्ध आनन्दनी प्राप्ति माटे हुं ज्ञानसारनुं विवरण करुं छुं. पूर्वे गुणरूपी रत्नोना रोहणाचल समान अने परोपकार करवामां तत्पर एवा अनेक

મુનિઓ થયા છે, તેઓના સુવાકયરૂપી અમૃતના પાનથી પુષ્ટ થયેલો હું પોતાના આત્માને હિતકારક અને સુખપૂર્વક બોધ થાય એવી ટીકા કરું છું.

આ લોકમાં મારા કરતાં બીજો કોઇ પણ સંસારના હેતુઓમાં ધીર-તત્પર એવો ઉપકારને પાત્ર નથી, તેથી મારા પોતાના બોધ માટે ભાષ્ય વગેરે શાસ્ત્રના અર્થનું અવલંબન કરીને ટીકા કરું છું.

અહીં શિષ્ટાચારનું પાલન કરવા માટે મંગલ વગેરે કરવું જોઇએ. જો કે અહીં શુદ્ધ આત્મસ્વરૂપનું પ્રતિપાદન કરવામાં આવેલું હોવાથી સર્વ ગ્રન્થ મંગલરૂપ છે, તોપણ ગ્રન્થનો વિચ્છેદ ન થાય, સુખપૂર્વક બોધ થાય અને શિષ્યની બુદ્ધિનો વિકાસ થાય તે માટે પંચપરમેષ્ઠી મંગલના બીજભૂત શ્રીમુનિરાજ વગેરે પાંચ પદના સ્મરણ રૂપ મંગલ કરેલું છે. ગુણનો સ્તુતિપાઠ, અંજલિ કરવી અને (મનો)-યોગના આનન્દ વગેરે કારણથી ઉત્પન્ન થયેલા આત્માના ગુણને વિષે અરિહંતાદિના બહુમાનની એકતા રૂપ ભાવ-મંગલ અને કર્તાની વિદ્યાસિદ્ધિના બીજભૂત 'ऐं'કારના સ્મરણરૂપ મંગલપ્રતિપાદક આદિ શ્લોક ગ્રન્થકર્તા કહે છે—

## १ पूर्णाष्टक

**ऐन्द्रश्रीसुखमग्नेन लीलालग्नमिवाखिलम् ।**
**सच्चिदानन्दपूर्णेन पूर्णं जगदवेक्ष्यते ॥१॥**

---

૧ ऐन्द्रश्रीसुखमग्नेन=ઇન્દ્ર સંબન્ધી શ્રી-લક્ષ્મીના સુખમાં મગ્ન થયેલા પુરુષ વડે. लीलालग्नं=સુખમાં મગ્ન થયેલું, સુખી. इव=જેમ.

**જેમ ઈન્દ્રની લક્ષ્મીના સુખમાં મગ્ન થયેલો આત્મા સંપૂર્ણ જગતને લીલા-સુખમાં લાગેલું જુએ છે, તેમ सत्-સત્તા चित्-જ્ઞાન અને आनन्द-સુખ એ ત્રણે અંશ વડે પરિપૂર્ણ જ્ઞાની જગતને દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ ત્રણે અંશે પૂર્ણ જુએ છે. તાત્પર્ય એ છે કે જેમ સુખી સર્વને સુખી જાણે છે તેમ પૂર્ણ બધાને પૂર્ણ જાણે છે. નિશ્ચય નયની દૃષ્ટિએ ભ્રાન્તિ નથી.**

**नैवास्ति राजराजस्य यत्सुखं नैव देवराजस्य।**
**तत्सुखमिहैव साधोर्लोकव्यापाररहितस्य॥**

**ચક્રવર્તીને જે સુખ નથી, અને જે સુખ ઈન્દ્રને પણ નથી તે સુખ અહીં લોકૈષણા રહિત સાધુને હોય છે.**

યથાર્થ ક્ષાયોપશમિક ઉપયોગવાળા મુનિ, ઉપાધ્યાય અને આચાર્ય; ક્ષાયિક ઉપયોગવાળા શ્રીઅરિહંત અને સિદ્ધ પરમાત્મા તથા ન્યાયસરસ્વતી બિરુદના ધારણ કરનારા શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય પૂર્ણ-સકલ, અશુદ્ધ અને પર-પૌદ્ગલિક સંયોગથી ગમન કરવાનો નવા નવા પર્યાયને પ્રાપ્ત કરવાનો સ્વભાવ હોવાથી યથાર્થ નામવાળા જગતને 'लीलालग्नमिव' કલ્પના વડે કલ્પિત સુખમાં મુગ્ધ થયેલું હોયની શું તેવું દેખે છે. આ કથનથી શુદ્ધ અને અમૂર્ત આત્માના આનન્દના અનુભવમાં લીન થયેલા યોગી પર-પૌદ્ગલિક અનુભવમાં મગ્ન થએલા જનોને મૂઢપણે જુએ છે-એમ

---

अखिलं=સર્વ જગત. सच्चिदानन्दपूर्णेन=सत्-સત્તા, चित्=જ્ઞાન અને आनन्द=સુખથી પૂર્ણ યોગી વડે. पूर्ण=જ્ઞાન, દર્શન અને ચારિત્રથી પરિપૂર્ણ. जगत्=વિશ્વ. अवेक्ष्यते=દેખાય છે.

જણાવ્યું. પર વસ્તુમાં કંઇ પણ ભોગ્યપણું નથી, તેથી વાસ્તવિક રીતે પોતાના ગુણપર્યાયનો અનુભવ કરવો એ જ ઉચિત છે. માટે પરસ્વરૂપમાં મગ્ન થયેલા મૂઢ છે એ તાત્પર્ય છે. કેવા પ્રકારના યોગી આ જગતને કલ્પના વડે કલ્પિત સુખમાં મુગ્ધ–ભ્રાન્ત થયેલું હોય એમ જુએ છે–'ऐन्द्रश्रीसुखमग्नेन' જ્ઞાનાદિ ઐશ્વર્યના સંબન્ધથી [1]ઇન્દ્ર–આત્મા, તેની શ્રી–આત્મગુણ રૂપ લક્ષ્મી, તેના સુખ–આનન્દમાં મગ્ન, એકતાને પ્રાપ્ત થયેલા, વળી સત્–શુભ અથવા શાશ્વત, ચિત્–જ્ઞાન અને આનંદ વડે પૂર્ણ એટલે શાશ્વત જ્ઞાનાનન્દથી ભરપૂર એવા યોગી જગતને મિથ્યાત્વ અને અસંયમમાં મગ્ન–મૂઢ થયેલું જુએ છે. પૂર્ણ પુરુષો અપૂર્ણ જગતને ભ્રાન્ત જાણે છે. તેથી પૂર્ણાનન્દ સ્વરૂપ આત્માના સ્મરણ વડે પૂર્ણાનન્દ સાધ્ય છે.

૧ અહીં દેવચંદ્રજી મહારાજ ઇન્દ્ર શબ્દનો અર્થ 'આત્મા' કરે છે, પરન્તુ ઉપાધ્યાયજી 'દેવેન્દ્ર' એવો અર્થ કરે છે અને તે વધારે ઉચિત હોય તેમ લાગે છે, કારણ કે તેમણે તે જ રીતે ઉપમા અલંકાર ઘટાવેલ છે. જેમ સુખી સર્વને સુખી માને છે તેમ પૂર્ણ જ્ઞાની બધાને પૂર્ણ માને છે. અહીં 'પૂર્ણ જ્ઞાની અપૂર્ણ જગતને પૂર્ણ માને તો તેમને ભ્રાન્તિ કેમ ન કહેવાય?' એ પ્રશ્નના ઉત્તરમાં મૂળ ગ્રન્થકારે ટબામાં 'તેમની નિશ્ચય દૃષ્ટિ હોવાથી તેમાં ભ્રાન્તિ નથી' એવો ખુલાસો કર્યો છે. દેવચંદ્રજી મહારાજ 'પૂર્ણ જ્ઞાની જગતને મિથ્યાત્વ અને અસંયમમાં મગ્ન–મૂઢ થયેલું જાણે છે' એવો અર્થ ઘટાવે છે, પરન્તુ ઉપાધ્યાયજીએ 'પૂર્ણ જ્ઞાની જગતને પૂર્ણ જાણે છે' એ અર્થ કર્યો છે. અને એ અર્થ વધારે સંગત છે, અન્યથા મૂળ શ્લોકમાં કહેલ પૂર્ણપદનો અર્થ કોઇ પણ રીતે ઘટી શકતો નથી.

હવે પૂર્ણતાનું સ્વરૂપ બતાવે છે.

**पूर्णता या परोपाधेः सा याचितकमण्डनम् ।**
**या तु स्वाभाविकी सैव जात्यरत्नविभानिभा ॥२॥**

જે પર વસ્તુ-આત્મદ્રવ્યથી ભિન્ન ધન ધાન્ય પરિગ્રહાદિ રૂપ ઉપાધિ-નિમિત્તથી પૂર્ણતા છે ( અર્થાત્ પરની ઉપાધિથી માની લીધેલી પૂર્ણતા છે) તે વિવાહાદિ અવસરે બીજા પાસેથી માગી લાવેલા ઘરેણાના જેવી છે. પરન્તુ જે સ્વાભાવિકી-જ્ઞાન, દર્શન અને ચારિત્રની સ્વભાવસિદ્ધ પૂર્ણતા છે તે ઉત્તમ રત્નની કાન્તિ સમાન છે. ( ઉપાધિની પૂર્ણતા જાય, પણ સ્વભાવની પૂર્ણતા કદાપિ ન જાય એ ભાવાર્થ છે. )

પર-પુદ્ગલના સંયોગથી થયેલી શરીર, ધન, સ્વજન અને યશ-કીર્તિરૂપ જે ચક્રવર્તી અને ઇન્દ્ર વગેરેના જેવી પૂર્ણતા છે તે માગેલા આભરણની શોભાથી માની લીધેલા ધનવાનપણા જેવી છે. જે આત્માની અશુદ્ધતાનું કારણ છે અને જેને જગતના જીવોએ અનન્તવાર ભોગવીને છોડી દીધી છે તેના સંબન્ધ વડે સ્વરૂપાનુભવથી ભ્રષ્ટ થયેલાને તે શોભારૂપ નથી, પણ તત્ત્વરસિક પુરુષોને સ્વાભાવિક-જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ સકલ આત્મસ્વભાવના આવિર્ભાવથી થયેલી શોભા તે જ ઉત્તમ રત્નની કાન્તિ સરખી છે. જે પુદ્ગલાદિ પરવસ્તુના સંયોગથી ઉત્પન્ન થયેલી પૂર્ણતા છે તે સ્ફટિકના રક્ત પુષ્પાદિના સંનિધાનથી

पूर्णता=પૂર્ણપણું. या=જે. परोपाधेः=પર વસ્તુના નિમિત્તથી. सा=તે. याचितकमंडनम्=માગી લાવેલા ઘરેણા સમાન. स्वाभाविकी=સ્વભાવ સિદ્ધ. सैव=તે જ. जात्यरत्नविभानिभा=ઉત્તમ રત્નની કાન્તિ જેવી.

ભાસમાન થયેલા ઔપાધિક વર્ણ તુલ્ય છે અને જે સ્વાભાવિક પૂર્ણતા છે તે ઉત્તમ માણિક્ય રત્નની કાંતિના જેવી છે. આ હેતુથી પોતાની શુદ્ધ અને સ્વાભાવિક પૂર્ણતાને વિષે રુચિ, જ્ઞાન અને રમણતા કરવા યોગ્ય છે.

અવાસ્તવિક અને વાસ્તવિક પૂર્ણતાનું સ્વરૂપ—

**अवास्तवी विकल्पैः स्यात् पूर्णताऽब्धेरिवोर्मिभिः।**
**पूर्णानन्दस्तु भगवांस्तिमितोदधिसन्निभः ॥३॥**

**તરંગો વડે સમુદ્રની પૂર્ણતા જેવી વિકલ્પો વડે અવાસ્તવિક પૂર્ણતા હોય છે અને પૂર્ણાનન્દ સ્વરૂપ ભગવાન સ્થિર-નિશ્ચલ સમુદ્રના જેવા છે.**

**જેમ સમુદ્રની પૂર્ણતા તરંગો વડે હોય છે તેમ 'હું ધનવાન છું, હું રૂપવાન છું, હું પુત્ર અને સ્ત્રીવાળો છું' ઇત્યાદિ સંકલ્પ-વિકલ્પો વડે અવસ્તુથી ઉત્પન્ન થયેલી જૂઠી-સાચી નહિ એવી કલ્પિત પૂર્ણતા હોય છે, પરન્તુ પૂર્ણાનન્દ-આનન્દથી પરિપૂર્ણ ભગવાન-શુદ્ધ સ્વભાવવાળો આત્મા સ્થિર સમુદ્રના જેવો (પ્રશાન્ત) હોય છે. આત્મારૂપ સમુદ્રની જ્ઞાનાદિ રત્નો વડે સદાય પૂર્ણતા છે એમ વિચારવું. બાહ્ય દૃષ્ટિ વિકલ્પરૂપ કલ્લોલો વડે પૂર્ણ માને છે. એ ભાવાર્થ છે.**

વસ્તુ-તત્ત્વ, પદાર્થ, તેના સંબન્ધથી થએલ તે વાસ્તવિક, અને જે વાસ્તવિક ન હોય તે અવાસ્તવિક. અર્થાત

૧ अवास्तवी=અવસ્તુથી થએલી-કલ્પિત. विकल्पैः=કલ્પનાઓ વડે. स्यात्=હોય. अब्धेः=સમુદ્રના. ऊर्मिभिः=તરંગો વડે. पूर्णानन्दः=પૂર્ણ આનન્દવાળો. भगवान्=શુધ્ધ સ્વભાવવાળો આત્મા. स्तिमितोदधिसन्निभः=સ્થિર સમુદ્રના જેવો.

પરવસ્તુના સંયોગથી ઉત્પન્ન થયેલી પૂર્ણતા છે તે રાગ, દ્વેષ અને મોહાદિથી ઉત્પન્ન થએલા વિકલ્પો વડે થાય છે. તે કલ્લોલો વડે થયેલી સમુદ્રની પૂર્ણતા જેવી છે. જેમ તરંગો વડે સમુદ્ર અગ્રાહ્ય છે એટલે તેનું વાસ્તવિક સ્વરૂપ પ્રતીયમાન થતું નથી અને તે પ્રવેશ કરવાને પણ અયોગ્ય છે તેમ આત્મા પણ રાગદ્વેષરૂપ તરંગો વડે અગ્રાહ્ય છે. એટલે તેથી તેના વાસ્તવિક સ્વરૂપની પ્રતીતિ થતી નથી તથા તે પ્રવેશ કરવાને પણ અયોગ્ય છે. અને પૂર્ણાનંદ–પોતાની અનન્ત સંપત્તિના અનુભવ સ્વરૂપ અને જેમાં પરમાત્મપણું પ્રકટ થયું છે એવા પરમ ઐશ્વર્યરૂપ ભગવાન્ સ્થિર સમુદ્રના જેવા છે. માટે ચંચલતાને છોડી સ્થિરસ્વરૂપ થવું. પોતાના સ્વભાવમાં સ્થિર થયેલો આત્મા નિર્વિકલ્પ–વિકલ્પ રહિત હોય છે, માટે નિર્વિકલ્પદશા સાધવા પ્રયત્ન કરવો.

**[1]जागर्ति ज्ञानदृष्टिश्चेत् तृष्णाकृष्णाहिजाङ्गुली ।**
**पूर्णानन्दस्य तत् किं स्याद् दैन्यवृश्चिकवेदना ॥४॥**

**જો તૃષ્ણારૂપ કૃષ્ણ સર્પને વિષે જાંગુલી વિદ્યા સમાન પૂર્ણતા જ્ઞાનની દૃષ્ટિ જાગૃત થાય છે તો પૂર્ણાનન્દમય આત્માને દીનતારૂપ વીંછીની વેદના કેમ હોય?**

પૂર્ણતા જ્ઞાનની દૃષ્ટિ તૃષ્ણાનો નાશ કરે છે, અપૂર્ણને તૃષ્ણા વધે છે. જેનાથી સર્પના વિષની પીડાનો નાશ

૧ जागर्ति=જાગે છે, પ્રગટ થાય છે. ज्ञानदृष्टिः=તત્ત્વજ્ઞાન રૂપ ચક્ષુ. चेत्=જો. तृष्णाकृष्णाहिजांगुली=તૃષ્ણારૂપ કાળા સાપના ઝેરનો નાશ કરનાર જાંગુલી–ગારૂડી મન્ત્ર સમાન. पूर्णानन्दस्य=પૂર્ણ આનન્દવાળાને. तत्=તો. किम्=કેમ. स्यात्=હોય. दैन्यवृश्चिकवेदना=દીનતારૂપ વીંછીની પીડા.

થાય, તેનાથી વીંછીની પીડાનો નાશ કેમ ન થાય? જે પૂર્ણ હોય તે તૃષ્ણાથી હીન ન હોય એ ભાવાર્થ છે.

જો જ્ઞાનદૃષ્ટિ—તત્ત્વજ્ઞાનરૂપ દૃષ્ટિ જાગૃત—પ્રગટ થાય છે, તો પૂર્ણાનન્દ સ્વરૂપના પ્રગટ થવા વડે ચિદાનન્દ યુક્ત ભગવંતને દીનતારૂપ વીંછીની વેદના કેમ હોય? અર્થાત્ ન હોય. તેને દીનતા હોતી જ નથી, કારણ કે તેને પોતાના સ્વાભાવિક અકૃત્રિમ આનન્દની પૂર્ણતા હોય છે. વળી તે જ્ઞાનદૃષ્ટિ તૃષ્ણા—પૌદ્‌ગલિક ભોગની પિપાસારૂપ કૃષ્ણસર્પને દમન કરવામાં જાંગુલી—ગારૂડી મન્ત્ર સમાન છે. અહીં આ ભાવાર્થ છે-સંસાર ચક્રમાં રહેલા અને પોતાના અસંખ્ય પ્રદેશમાં વ્યાપ્ત થયેલા જ્ઞાનાદિ ગુણના આસ્વાદ રહિત તથા પૌદ્‌ગલિક ભોગની તૃષ્ણા રૂપ સાપે જેને ડંખ મારેલો છે એવા આત્માને સ્વ અને પરના વિવેકરૂપ જ્ઞાનદૃષ્ટિ સમાન જાંગુલી મન્ત્રના સ્મરણ વડે પર વસ્તુની તૃષ્ણારૂપ વિષ ઉતરી જાય છે અને શુદ્ધ સ્વરૂપની એકતારૂપ ધ્યાનમાં મગ્ન થયેલા અને ક્ષાયિક ભાવના આનન્દને પ્રાપ્ત કરનાર એવા તે પૂર્ણ જ્ઞાનીને દીનતા હોતી નથી. કારણ કે તત્ત્વની શ્રદ્ધા વડે યુક્ત, આત્માને આત્મસ્વરૂપે અને પરને પરસ્વરૂપે નિશ્ચિત કરી વિચરતો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ તૃષ્ણાથી પીડિત થતો નથી. તો પછી પૂર્ણાનન્દમાં મગ્ન થયેલા આત્માઓને માટે તો શું કહેવું? અર્થાત્ તેમને તૃષ્ણાજન્ય દીનતા હોતી નથી.

**[1]पूर्यन्ते येन कृपणास्तदुपेक्षैव पूर्णता ।**
**पूर्णानन्दसुधास्निग्धा दृष्टिरेषा मनीषिणाम् ॥८॥**

૧ पूर्यन्ते=પૂરાય છે. येन=જે ધનધાન્યાદિ પરિગ્રહવડે. कृपणाः=

જે ધનધાન્યાદિ પરિગ્રહવડે કૃપણો-હીનસત્ત્વ, લોભી પ્રાણી પૂરાય છે તે ધનધાન્યાદિ પરિગ્રહની ઉપેક્ષા-એ પૂર્ણતા છે. (અહીં ધનધાન્યાદિ પરિગ્રહનું ઉપાદાન-ગ્રહણ સવિકલ્પરૂપ છે અને ઉપેક્ષા નિર્વિકલ્પ છે માટે અહીં ઉપેક્ષાનું ગ્રહણ કરેલું છે). પૂર્ણાનન્દરૂપ અમૃત વડે સ્નિગ્ધ-આર્દ્ર થએલી આ દૃષ્ટિ પંડિતોની હોય છે.

આત્મદ્રવ્યના શુદ્ધ જ્ઞાનાદિ પર્યાયની પૂર્ણતા સદા અવસ્થિત છે, પરન્તુ ત્યાં પુદ્ગલ સંકલ્પિત અપૂર્ણતા જણાતી નથી. પરમ ઉપેક્ષા વડે સ્ફુરાયમાન સ્વરૂપવાળી પૂર્ણતા જ પ્રકાશે છે-એ ભાવાર્થ છે.

લોભમાં મગ્ન થયેલા, આત્મધર્મની સંપત્તિથી રહિત અને પરવસ્તુના આસ્વાદમાં રસિક હોવાથી પોતાને ધન્ય માનતા તથા વસ્તુધર્મમાં સ્થિરતા રહિત કૃપણ આત્માઓ જે ધનધાન્યાદિ પોદ્ગલિક વસ્તુઓના સંબન્ધથી પૂરાય છે, તે પૂર્ણતા ઉપાધિજન્ય છે અને તેથી તે ઉપેક્ષા કરવા યોગ્ય છે. અર્થાત્ અંગીકાર કરવા યોગ્ય નથી. અથવા તે પૂર્ણતા ઉપેક્ષા-આરોપિત છે, વાસ્તવિક પૂર્ણતા નથી, પણ પૂર્ણતા રૂપે આરોપ કરેલો હોવાથી ઓપચારિક પૂર્ણતા છે. જેમકે પાણી વિનાનો ઘટ બહારની ચિકાશથી ઉત્પન્ન થયેલા મેલ વડે વ્યાપ્ત છે તો તે મેલથી ભરેલો કહેવાય

---

હીનસત્ત્વવાળા, લોભી. तदुपेक्षा=તેની ઉપેક્ષા एव=જ. पूर्णता=સ્વાભાવિક જ્ઞાનાદિ ગુણની પરિપૂર્ણતા. पूर्णानन्दसुधास्निग्धा=પૂર્ણાનન્દરૂપ અમૃતથી આર્દ્ર થયેલી. दृष्टिः=તત્ત્વજ્ઞાનરૂપ ચક્ષુ. एषा=આ. मनीषिणाम्=તત્ત્વજ્ઞાનીની.

છે, કેમકે તેની પૂર્ણતા મેલથી ઉત્પન્ન થયેલી છે, તે શું જલપૂર્ણ ઘટની અવસ્થાને પ્રાપ્ત કરે? ન જ કરે, તેમ પોતાના અનન્ત જ્ઞાનાદિ સ્વરૂપ વડે શૂન્ય આત્માની પૂર્ણતા કર્મની ઉપાધિથી થયેલી છે તેને શું તત્ત્વના આસ્વાદ વડે પૂર્ણતાને પ્રાપ્ત થયેલા જ્ઞાની પુરુષો પૂર્ણતા સ્વરૂપે સ્વીકારે? અર્થાત્ ન જ સ્વીકારે. એમ જાણીને તેની ઉપેક્ષા કરવી. આ જ હેતુથી અનાદિ કાળથી સ્વરૂપથી ભ્રષ્ટ થયેલા આત્માને પર વસ્તુની ઉપાધિથી થયેલી પૂર્ણતા છે, કારણ કે પરવસ્તુમાં અભેદ પરિણતિથી તન્મયપણે પ્રવૃત્તિ કરે છે. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીની ભેદરૂપ પૂર્ણતા સ્વાભાવિક છતાં નવીન અભ્યાસથી સવિકલ્પરૂપ હોય છે, કારણ કે તેનો ક્ષય થાય છે. અને રત્નત્રયના અભેદ રૂપ પરિણામથી પરિણત થયેલા આત્માની સ્વાભાવિક પૂર્ણતા નિર્વિકલ્પ હોય છે, સવિકલ્પ પૂર્ણતાનું સાધ્ય નિર્વિકલ્પ પૂર્ણતા હોવાથી તે માટે તત્ત્વની સાધનામાં રસિક થવું એ ઉપદેશ છે. શુદ્ધ શ્રદ્ધા અને જ્ઞાનપૂર્વક સ્વભાવમાં રમણ કરવાને અનુકૂલ વીર્યની પ્રવૃત્તિવાળા પંડિતોની પૂર્ણાનન્દરૂપ સુધા–અમૃત વડે સ્નિગ્ધ–આર્દ્ર થયેલી આ દૃષ્ટિ છે. અર્થાત્ સ્વાભાવિક સ્વરૂપ વડે પૂર્ણ અને આત્માના આત્યંતિક (શાશ્વત), ઐકાન્તિક નિર્દ્વન્દ્વ–બાધારહિત આનન્દ વડે સ્નિગ્ધ દૃષ્ટિ તત્ત્વજ્ઞાનીની હોય છે. આત્મજ્ઞાની સ્વરૂપાનન્દની પૂર્ણતાને જ પૂર્ણતા રૂપે માને છે. ત્યાં પૌદ્ગલિક પૂર્ણતાનો સંકલ્પ જ નથી. કારણ કે તેઓએ તેનો ઉપાધિરૂપે નિર્ધાર કરેલો છે.

**अपूर्णः पूर्णतामेति पूर्यमाणस्तु हीयते।**
**पूर्णानन्दस्वभावोऽयं जगदद्भुतदायकः ॥६॥**

**ત્યાગના ભાવથી ધનધાન્યાદિ પુદ્ગલ વડે અપૂર્ણ છતાં આત્મા (આત્મગુણોવડે) પૂર્ણતાને પામે છે અને ધનધાન્યાદિ પુદ્ગલવડે પૂર્ણ થતો આત્મા (જ્ઞાનાદિ ગુણની) હાનિ પામે છે. પુદ્ગલના નહિ ગ્રહણ કરવાથી જ્ઞાનાદિની પૂર્ણતા અને પુદ્ગલના ઉપચયથી જ્ઞાનાદિ ગુણની હાનિ એ પ્રસિદ્ધ જ છે. આ પૂર્ણાનન્દ શુદ્ધ આત્માનો સ્વભાવ જગતને આશ્ચર્ય કરનાર છે. લૌકિક ભંડાર પ્રમુખ અપૂર્ણ હોય તો એ પૂરાતો નથી, પૂર્ણ હોય તો હાનિ પામતો નથી, અને આત્માનો સ્વભાવ તેથી વિપરીત છે માટે આશ્ચર્યકર છે.**

ત્યાગની પરિણતિથી સકલ પુદ્ગલોના ત્યાગની રૂચિ-વાળો જે પુદ્ગલો વડે અપૂર્ણ છે તે આત્માના જ્ઞાનાદિ ગુણો વડે પૂર્ણતાને પામે છે, અને પુદ્ગલો વડે પૂર્ણ થતો આત્માનંદથી રહિત થાય છે, આ અનુભવગોચર પૂર્ણાનન્દ આત્માનો સ્વભાવ જગતને આશ્ચર્ય કરનારો છે. પૂર્ણાનન્દ સ્વભાવની આ અદ્ભુતતા છે કે પરવસ્તુના સંગનો ત્યાગ કરવાથી તેની વૃદ્ધિ થાય છે અને પરભાવની પૂર્ણતામાં હાનિ થાય છે. ભાવાર્થ આ છે–

૧ अपूर्णः=ધનધાન્યાદિ પરિગ્રહ રહિત पूर्णतां=જ્ઞાનાદિની પૂર્ણતાને. एति=પામે છે. पूर्यमाणः=ધનધાન્યાદિ પરિગ્રહથી પૂરાતો. हीयते=હાનિ પામે છે. पूर्णानन्दस्वभावः=આનંદથી પરિપૂર્ણ આત્માનો સ્વભાવ. अयं=આ. जगदद्भुतदायकः=જગતને આશ્ચર્ય કરનાર.

આત્માને સકલસ્વરૂપના આવિર્ભાવના અનુભવથી ઉત્પન્ન થયેલો આનન્દ અનાદિકાળની પૌદ્‌ગલિક પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થએલા અને પુદ્‌ગલાનન્દના ભોક્તા જગતને વિસ્મયરૂપ છે અને શુદ્ધ તત્ત્વથી પરિપૂર્ણ થએલાને પોતાનું સ્વરૂપ હોવાથી વિસ્મયરૂપ નથી. તેથી પૂર્ણાનન્દના સાધનભૂત વિશુદ્ધ સમ્યગ્જ્ઞાનાદિ રત્નત્રયને સાધવામાં યત્ન કરવા યોગ્ય છે.

**परस्वत्वकृतोन्माथा भूनाथा न्यूनतेक्षिणः ।**
**स्वस्वत्वसुखपूर्णस्य न्यूनता न हरेरपि ॥७॥**

પરદ્રવ્યમાં સ્વપણાની બુદ્ધિથી જેણે વ્યાકુલતા કરી છે એવા રાજાઓ પણ બીજાની અપેક્ષાએ ન્યૂનતા ( અપૂર્ણતા ) જોવાના સ્વભાવવાળા છે. અર્થાત્ બીજાની અપેક્ષાએ પોતાનામાં અપૂર્ણતા જુએ છે. પરન્તુ આત્મદ્રવ્યમાં આત્મપણાના સુખ-નિરપેક્ષ અનવચ્છિન્ન આનન્દ વડે પૂર્ણ થએલા જ્ઞાનીને ઇન્દ્ર કરતાં પણ ન્યૂનતા નથી. સ્વભાવ સુખ સર્વને સરખું છે, ત્યાં કોઇનાથી અધિકતા કે ન્યૂનતા નથી.

જેના સંગ અને મમત્વભાવથી વિભાવ પરિણતિ થએલી છે તે પર વસ્તુમાં જેણે વ્યાકુળતા કરી છે એવા ચક્ર-

---

परस्वत्वकृतोन्माथाः=જેઓએ પરવસ્તુમાં આત્મપણાની બુદ્ધિથી उन्माथ-વ્યાકુલતા કરી છે એવા भूनाथाः=રાજાઓ. न्यूनतेक्षिणः= ન્યૂનતાને જોનારા, અલ્પતાનો અનુભવ કરનારા. स्वस्वत्वसुखपूर्णस्य= આત્માને વિશે આત્મપણાના સુખથી પૂર્ણ થએલાને. न=નથી. न्यूनता= ઓછાપણું. हरेरपि=ઇન્દ્ર કરતાં પણ.

વર્તી રાજાઓ પણ બીજા કરતા પોતાનામાં ન્યૂનતા—અપૂર્ણતા જોવાના સ્વભાવવાળા છે. કારણ કે પૌદ્‌ગલિક સંપત્તિમાં રક્ત થએલાને ચિન્તામણિની અનન્ત કોટિ પ્રાપ્ત થવા છતાં પણ તૃપ્તિ થતી નથી. કેમકે તૃષ્ણા અનન્તગુણી છે, અને તેની પૂર્ણતા નહિ થતી હોવાથી તેઓ પોતાની અપૂર્ણતાને જ જુએ છે. માટે તૃષ્ણા વિભાવ હોવાથી તેના ત્યાગમાં જ સુખ છે. અહીં સ્વશબ્દ આત્મવાચક છે. આત્મામાં આત્મપણાની બુદ્ધિથી ઉત્પન્ન થયેલા, આત્મસ્વભાવનો નિશ્ચય, જ્ઞાન અને સ્વરૂપરમણના અનુભવરૂપ સુખથી પૂર્ણ થયેલા જ્ઞાનીને ઇન્દ્રથી પણ ન્યૂનતા નથી. કારણ કે તત્ત્વરસિક પુરુષો શુભાધ્યવસાય વડે બાંધેલા પુણ્યના વિપાકને ભોગવનારા અને આત્મગુણના અનુભવ વડે શૂન્ય એવા ઇન્દ્રાદિનું દીનપણું જ જુએ છે. સ્વરૂપ સુખનો લેશ પણ જીવનનું પરમ અમૃત છે અને પુણ્યના ઉદયથી ઉત્પન્ન થયેલું કોટીગણું સુખ પણ પોતાના ગુણના આવરણરૂપ હોવાથી મહાદુઃખરૂપ છે. અહાહા !! કર્મના બન્ધ અને સત્તાથી પણ ઉદયકાળ ભયંકર છે, જેથી આત્મગુણો અવરાય છે. માટે સ્વરૂપ સુખમાં રુચિ કરવા યોગ્ય છે.

**कृष्णे पक्षे परिक्षीणे शुक्ले च समुदञ्चति ।**
**द्योतन्ते सकलाध्यक्षाः पूर्णानन्दविधोः कलाः ॥८॥**

कृष्णे पक्षे परिक्षीणे=(સતિ સપ્તમી) જ્યારે કૃષ્ણપક્ષનો ક્ષય થાય છે ત્યારે. शुक्ले च समुदञ्चति=શુક્લપક્ષનો ઉદય થાય છે ત્યારે. द्योतन्ते= પ્રકાશમાન થાય છે. सकलाध्यक्षाः=સર્વને પ્રત્યક્ષ. पूर्णानन्दविधोः=પૂર્ણાનન્દરૂપ ચન્દ્રની. कलाः=અંશ. ચૈતન્ય પર્યાય.

કૃષ્ણપક્ષનો ક્ષય થતાં અને શુકલ પક્ષની વૃદ્ધિ થતાં સર્વને પ્રત્યક્ષ એવી પૂર્ણાનન્દરૂપ ચન્દ્રમાની કલા શોભે છે.

ચન્દ્રપક્ષે કૃષ્ણપક્ષ-અંધારીયાનું પખવાડીઉં, અને શુકલપક્ષ-અજવાળીયાનું પખવાડીઉં. કલા-સોળમો ભાગ. પૂર્ણાનન્દપક્ષે કૃષ્ણપક્ષ-અર્ધ પુદ્દગલપરાવર્તથી અધિક સંસારપરિભ્રમણશક્તિ, શુકલપક્ષ-અર્ધપુદ્દગલપરાવર્તની અંદરનો સંસાર, કલા-ચૈતન્યપર્યાયરૂપ જાણવી.

**जेसिमवड्ढो पुग्गलपरिअट्टो सेसओ अ संसारो ।**
**ते सुक्कपक्खिआ खलु अवरे पुण कण्हपक्खिआ ॥**

જેઓનો કંઈક ન્યૂન અર્ધ પુદ્દગલપરાવર્ત સંસાર બાકી છે તે શુકલપાક્ષિક અને બીજા (તેથી અધિક સંસારવાળા) કૃષ્ણપાક્ષિક જાણવા.

**जो जो किरियावाई सो भव्वो णियमा सुक्कपक्खिओ**
**अंतो पुग्गलपरिअट्टस्सु सिज्झइ ॥**

જે જે ક્રિયાવાદી (આત્મવાદી) છે તે ભવ્ય છે અને અવશ્ય શુકલપાક્ષિક છે. તે પુદ્દગલપરાવર્તની અંદર સિદ્ધ થાય છે. એ દશાશ્રુત ચૂર્ણિના અનુસારે પુદ્દગલપરાવર્તથી અધિક સંસાર તે કૃષ્ણપક્ષ અને તેની અંદરનો કાળ તે શુકલપક્ષ જાણવો.

કૃષ્ણપક્ષ ક્ષીણ થતાં અને શુકલપક્ષનો ઉદય થતાં સકલ જનને પ્રત્યક્ષ ચન્દ્રમાની કલા શોભે છે.—એ લોકપ્રસિદ્ધ પ્રવૃત્તિ છે. એ પ્રમાણે કૃષ્ણ પક્ષ એટલે અર્ધપુદ્દગલપરાવર્તથી અધિક સંસારનો ક્ષય થતાં અને શુકલપક્ષ એટલે અર્ધપુદ્દગલપરાવર્તની અંદરનો કાળ પ્રાપ્ત થતાં

પૂર્ણ આનન્દવાળા આત્માની, સ્વરૂપને અનુકૂલ ચૈતન્યપર્યાયના આવિર્ભાવરૂપ કલા શોભે છે. શુક્લપક્ષ પ્રાપ્ત થાય છે ત્યારે આત્માને વિષે ચૈતન્ય પર્યાય શોભે છે અને કૃષ્ણપક્ષમાં અનાદિ ક્ષયોપશમરૂપ ચેતના અને વીર્યાદિનો પરિણામ મિથ્યાત્વ અને અસંયમની સાથે એકતા થવાને લીધે સંસારનો હેતુ હોવાથી શોભતો નથી. માટે આ આત્માની સ્વરૂપ સાધનની અવસ્થા જ પ્રશસ્ત છે. કૃષ્ણપક્ષ અને શુક્લપક્ષનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છે–

जेसिं अवड्ढपुग्गलपरियट्टो सेसओ य संसारो ।
ते सुक्कपक्खिया खलु अवरे पुण कण्हपक्खिया ॥
जो जो किरियावाई सो भव्वो णियमा सुक्कपक्खिओ ।
अंतो पुग्गलपरिअट्टस्स उ सिज्झइ णियमा ॥

પૂર્ણતા ગુણરૂપ હોવાથી ગુણવાળા આત્મા સિવાય હોતી નથી. તે પૂર્ણપણું વસ્તુના સ્વરૂપની સિદ્ધિમાં હોય છે. તેમાં કોઇનું 'પૂર્ણ' એવું શબ્દથી બોલાવવારૂપ નામ હોય તે નામ પૂર્ણ. જેને વિશે પૂર્ણનો આકાર હોય અથવા આરોપ કરાય તે સ્થાપના. જેમકે પૂર્ણ ઘટની સ્થાપના–આકૃતિ તે સ્થાપનાપૂર્ણ. દ્રવ્ય વડે પૂર્ણ ધનાઢય અથવા જળ વગેરેથી ભરેલો ઘટ વગેરે, અથવા દ્રવ્યથી પૂર્ણ એટલે પોતાના કાર્યથી પરિપૂર્ણ. જેમકે ઘટપટાદિ દ્રવ્યો, કેમકે 'અર્થની ક્રિયા કરનાર હોય તે દ્રવ્ય' એવું દ્રવ્યનું લક્ષણ છે. અથવા દ્રવ્યોમાં પૂર્ણ તે દ્રવ્યપૂર્ણ. ધર્માસ્તિકાયનો સ્કન્ધ વગેરે. અથવા "अणुवओगो दव्वं" અનુપયોગ એ

દ્રવ્યનું લક્ષણ હોવાથી પૂર્ણ પદનો અર્થ જાણનાર પણ તેના ઉપયોગ શૂન્ય તે આગમથી દ્રવ્યપૂર્ણ કહેવાય છે. નોઆગમથી દ્રવ્યપૂર્ણ ત્રણ પ્રકારે છે–જ્ઞશરીર, ભવ્યશરીર અને તદ્વ્યતિરિક્ત. તેમાં પૂર્ણપદનો અર્થ જાણનાર મુનિ વગેરેનું જીવરહિત શરીર તે જ્ઞશરીર, ભવિષ્યમાં પૂર્ણપદનો અર્થ જાણનાર લઘુ શિષ્ય વગેરે ભવ્યશરીર અને ગુણાદિ વડે સત્તારૂપે (શક્તિરૂપે) પૂર્ણ, પરન્તુ તેની પ્રવૃત્તિરહિત, કર્મ વડે ઘેરાયેલો અને જેમાં પૂર્ણતાના સ્વભાવની વિવક્ષા કરાયેલી નથી એવો આત્મા તે તદ્વ્યતિરિક્ત દ્રવ્યપૂર્ણ કહેવાય છે. એ સંબંધે વાદિવેતાલ શાંતિસૂરિએ "तव्वइरित्ते य जीवदव्वं तु" (उत्त० अ० ३६) ની ટીકામાં કહ્યું છે કે "[1]જીવથી વ્યતિરિકત દ્રવ્ય જીવ કહેવાય છે. તુ શબ્દ વિશેષ-અર્થનો દ્યોતક છે.તે વિશેષ અર્થ આ પ્રમાણે છે—કદી પણ તેના પર્યાય વડે રહિત દ્રવ્ય હોતું નથી, તો પણ જ્યારે (જ્ઞાનાદિ) પર્યાય રહિત દ્રવ્યની વિવક્ષા કરાય ત્યારે તે દ્રવ્યનું પ્રધાનપણું હોવાથી દ્રવ્યજીવ કહેવાય છે" પૂર્ણપદનો અર્થ જાણનાર અને તેને વિશે ઉપયોગવાળો આગમથી ભાવપૂર્ણ અને નોઆગમથી જ્ઞાનાદિગુણો વડે પૂર્ણ ભાવપૂર્ણ કહેવાય છે. તે સંગ્રહનય વડે સર્વ જીવો,

---

१ "नवरं तद्व्यतिरिक्तश्च 'जीवद्रव्यं' द्रव्यजीव उच्यते इति प्रक्रमः। तुः विशेषद्योतकः, स चायं विशेषः—यथा न कदाचित् तत्पर्यायवियुक्तं द्रव्यम्, तथाऽपि च यदा तद्वियुक्ततया विवक्ष्यते तदा तद्द्रव्यप्राधान्यतो द्रव्यजीवः" ॥ उत्तरा. अ. ३६ टीका.

અને નૈગમનય વડે નજીકના કાળમાં મોક્ષગામી પૂર્ણાનન્દના અભિલાષી જીવો ભાવપૂર્ણ છે. વ્યવહારથી તેના અભ્યાસવાળા જીવો ભાવપૂર્ણ છે. ઋજુસૂત્રથી પૂર્ણતાના વિકલ્પવાળા જીવો ભાવપૂર્ણ છે. શબ્દનયથી સમ્યગ્દર્શનાદિ સાધક ગુણના આનંદથી પૂર્ણ જીવો ભાવપૂર્ણ છે. સમભિરૂઢ નયથી અરિહંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ સ્વાભાવિક-સુખના અનુભવ વડે ભવથી ઉદ્વિગ્ન થએલા હોવાથી ભાવ-પૂર્ણ છે. તથા એવંભૂતનયથી અનન્તગુણના આનન્દ અને અવ્યાબાધ સુખ વડે પૂર્ણ હોવાથી સિદ્ધો ભાવપૂર્ણ છે.

અહીં (એવંભૂત નયથી) ભાવનિક્ષેપ સાધ્ય છે અને તેથી આવા પ્રકારનો પૂર્ણાનન્દ સાધન તરીકે સ્વીકારેલો છે. શુદ્ધ સિદ્ધ નિર્મલ અનન્ત સ્વાભાવિક સ્વરૂપભૂત સર્વ સ્વભાવના આવિર્ભાવના અનુભવ રૂપ પૂર્ણાનન્દ સાધ્ય છે અને જે સાધન છે તેને **સમ્યગ્ આત્મગુણના અનુભવના આનન્દરૂપે પરિણમાવી** પૂર્ણાનન્દની સાધના કરવા યોગ્ય છે. એ પ્રમાણે પૂર્ણાષ્ટકની વ્યાખ્યા કરી.

## २ मग्नाष्टक

**प्रत्याहृत्येन्द्रियव्यूहं समाधाय मनो निजम् ।**
**दधच्चिन्मात्रविश्रान्तिं मग्न इत्यभिधीयते ॥१॥**

૧ प्रत्याहृत्य=પ્રત્યાહાર કરીને, વિષયોથી નિવૃત્ત કરીને. इन्द्रियव्यूहं=ઇન્દ્રિયોના સમૂહને. समाधाय=આત્મદ્રવ્યમાં એકાગ્ર કરીને. निजं मनः=પોતાના મનને. दधत्=ધારણ કરતો. चिन्मात्रविश्रान्ति=ચૈતન્યસ્વરૂપ આત્માને વિશે સ્થિરતાને. मग्नः=લીન થએલો. इति=એમ. अभिधीयते=કહેવાય છે.

ઇન્દ્રિયોના સમૂહને પ્રત્યાહરીને—પોતપોતાના વિષયરૂપ સંસારથી નિવૃત્ત કરીને અને પોતાના મનને વિષયાન્તર સંચારથી આત્મદ્રવ્યને વિશે [એકાગ્ર] કરીને ચિન્માત્ર –જ્ઞાનમાત્રને વિષે વિશ્રાન્તિ–સ્થિરતા કરતો આત્મા મગ્ન કહેવાય છે. અર્થાત્ સર્વ ભાવના જ્ઞાનરૂપ ભાવને ધારણ કરનાર મગ્ન કહેવાય છે.

હવે મગ્નાષ્ટકની વ્યાખ્યા કરાય છે. તેમાં નામ અને સ્થાપના સુગમ છે. 'મગ્ન' એવું નામ તે નામમગ્ન. મગ્ન એવા યોગીની પ્રતિકૃતિ તે સ્થાપનામગ્ન. દ્રવ્ય વડે–ધન અથવા મદિરાપાનાદિ વડે મગ્ન થયેલો દ્રવ્યમગ્ન; દ્રવ્યથી –ધન અને સુવર્ણાદિ દ્રવ્યથી મગ્ન અથવા શરીરાદિ દ્રવ્યને વિશે મગ્ન થયેલો દ્રવ્યમગ્ન કહેવાય છે. અથવા દ્રવ્યમગ્ન આગમથી અને નોઆગમથી બે પ્રકારે છે. તેમાં મગ્નપદના અર્થનો જાણનાર અને તેના ઉપયોગ રહિત આગમથી દ્રવ્યમગ્ન કહેવાય છે. નોઆગમથી [1]જ્ઞશરીર અને ભવ્યશરીર પૂર્વની પેઠે જાણવા. અને મૂઢ, શૂન્ય અથવા જડ તદ્વ્યતિરિક્ત દ્રવ્યમગ્ન કહેવાય છે. ભાવમગ્ન બે પ્રકારના છે. અશુદ્ધ અને શુદ્ધ. તેમાં ક્રોધાદિમાં મગ્ન, વિભાવ વડે ભાવિત છે આત્મા જેનો એવો અશુદ્ધ ભાવમગ્ન કહેવાય છે. શુદ્ધમગ્ન બે પ્રકારે છે—સાધક અને સિદ્ધ. તેમાં વસ્તુસ્વરૂપને અભિમુખ, પ્રથમના ચાર નયને આશ્રયી [2]નિરનુષ્ઠાન અને [3]દગ્ધ વગેરે

૧ મગ્નપદના અર્થને જાણનાર મુનિ વગેરેનું અચેતન શરીર તે જ્ઞશરીર અને ભવિષ્યમાં મગ્નપદનો અર્થ જાણનાર તે ભવ્યશરીર.

૨–૩ ઉપયોગના અભાવે સંમૂર્છિમની પ્રવૃત્તિ તુલ્ય જે ક્રિયા તે નિરનુષ્ઠાન. આ લોકની ઇચ્છાથી જે ક્રિયા કરવામાં આવે તે

દોષ રહિત, વિધિસહિત દ્રવ્યક્રિયાની પ્રવૃત્તિમાં પરિણતિવાળો અને વસ્તુસ્વરૂપ સાધવાની રુચિવાળો તથા શબ્દાદિનયની અપેક્ષાએ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રાદિરૂપ આત્મસમાધિમાં મગ્ન થએલો સાધક ભાવમગ્ન કહેવાય છે. આવરણ રહિત સંપૂર્ણ વસ્તુસ્વરૂપમાં મગ્ન થએલો સિદ્ધ ભાવમગ્ન કહેવાય છે. અહીં ગુણસ્થાનાદિના ક્રમ વડે વિશુદ્ધ સ્વસ્વરૂપના આનન્દમાં મગ્નતા હોય છે, તેમાં મગ્નનું સ્વરૂપ બતાવવા આચાર્ય કહે છે–સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર–એ ઇન્દ્રિયોના વ્યૂહ–સમૂહનો પ્રત્યાહાર કરીને એટલે વિષયરૂપ સંસારથી નિવારીને. કારણ કે "प्रत्याहारस्त्विन्द्रियाणां विषयेभ्यो समाहृतिः" વિષયોથી ઇન્દ્રિયોને નિવૃત્ત કરવી એ પ્રત્યાહાર કહેવાય છે. તથા ચેતના અને વીર્યની એકતાના વિકલ્પરૂપ પોતાના મનને સમાધિમાં સ્થાપીને એટલે વિપથનો નિરોધ કરી અને, આત્મદ્રવ્યની સાથે એકાગ્રતા કરીને "समाधिस्तु तदेवार्थमात्राभासनपूर्वकम्" ધ્યેય અર્થ માત્રનો પ્રકાશ થવો–આભાસ થવો તેને સમાધિ કહે છે. એટલે માત્ર આત્મસ્વરૂપના પ્રકાશની એકતા તે સમાધિ, તેને વિશે મનને સ્થાપીને, ચિન્માત્ર–ચૈતન્યસ્વરૂપ –જ્ઞાનસ્વરૂપ આત્માને વિશે વિશ્રાન્તિ–સ્થિરતા કરનાર આત્મા મગ્ન કહેવાય છે, કારણ કે મુખ્યત્વે આત્મા દર્શન અને જ્ઞાનમય છે–"उवउत्तो नाणदंसणगुणेहिं" આત્મા જ્ઞાન અને દર્શનગુણ વડે ઉપયોગવાળો છે. માટે જ્ઞાનસ્વરૂપ સ્વદ્રવ્યને વિષે સ્થિરતા કરનાર આત્મા મગ્ન જાણવો.

---

વિષાનુષ્ઠાન, પારલૌકિક ઇચ્છાથી જે કરાય તે ગરાનુષ્ઠાન–એ બન્ને દગ્ધાનુષ્ઠાન કહેવાય છે.

અનાદિ કાળથી આ આત્મા મનોજ્ઞ એવા પૌદ્ગલિક સ્કન્ધના વર્ણ, ગન્ધ, રસ, સ્પર્શ અને શબ્દસ્વરૂપ વિષયોમાં અને સ્વજનાદિમાં ભ્રાન્તિવાળો થઈ કોટાકોટી વિકલ્પોને કરતો ઇષ્ટ વિષયોને ઇચ્છતો અને અનિષ્ટ વિષયોને નહિ ઇચ્છતો વાયુ વડે ઉડેલા સૂકા પાંદડાની જેમ ભમે છે. કદાચિત્ સ્વપરના વિવેકરૂપ ભેદજ્ઞાન પામીને અનન્ત જ્ઞાન, દર્શન અને આનન્દમય પોતાના ભાવને સ્વસ્વરૂપે નિર્ધારણ કરીને અને 'આ વિષયસંગ વગેરે મારું સ્વરૂપ નથી', તેમ 'હું તેનો ભોક્તા નથી, આ તો ઉપાધિરૂપ છે. મારામાં પરવસ્તુનું કર્તાપણું, ભોક્તાપણું અને ગ્રાહકપણું નથી, મેં સ્વરૂપથી ભ્રષ્ટ થઈને આ બધું કર્યું છે, હવે જિનાગમરૂપી અંજન વડે મને સ્વપરની વિવેકદૃષ્ટિ પ્રાપ્ત થઈ છે, માટે વિષયાદિમાં રમણ કરવું યુક્ત નથી," એમ વિચારી સ્વરૂપ વડે અનન્ત, ગુણપર્યાયના સ્વભાવવાળા, સ્યાદ્વાદરૂપ અનન્ત-અવિનશ્વર આત્માને વિશે વિશ્રાન્તિને પ્રાપ્ત થએલો પોતાને અનન્ત આનન્દ યુક્ત જાણીને પરમાત્માના સત્તાસ્વરૂપમાં લીન થાય છે તે મગ્ન કહેવાય છે.

જે આત્માના અનુભવમાં મગ્ન થએલો છે તે કેવા સ્વરૂપવાળો હોય છે તે કહે છે—

**[1]यस्य ज्ञानसुधासिन्धौ परब्रह्मणि मग्नता ।**
**विषयान्तरसंचारस्तस्य हालाहलोपमः ॥२॥**

૧ यस्य=જેને. ज्ञानसुधासिन्धौ=જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર જેવા, परब्रह्मणि=પરમાત્માને વિશે. मग्नता=મગ્નપણું, તલ્લીનપણું. विषयान्तरसंचारः=પરમાત્મા સિવાય બીજા વિષયમાં પ્રવૃત્તિ કરવી. तस्य=તેને. हालाहलोपमः=ઝેર જેવી.

જેને જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર જેવા પ્રપંચ રહિત શુદ્ધ આત્મજ્યોતિરૂપ પરબ્રહ્મ-પરમાત્મસ્વરૂપને વિશે મગ્નતા છે તેને જ્ઞાન સિવાય બીજા રૂપરસાદિ વિષયોમાં પ્રવૃત્તિ કરવી તે ઝેર જેવી લાગે છે.

જેમ માલતીના પુષ્પમાં રક્ત થએલો ભ્રમર કેરડાના ઝાડ ઉપર ન બેસે, તેમ અંતરંગ સુખમાં રક્ત થએલો બાહ્ય પ્રવૃત્તિએ ચાલે નહિ.

જે અનાદિ વિભાવ પ્રવૃત્તિથી નિવૃત્ત થએલ અને જ્ઞાનસુધાસિન્ધુ-જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર પરમાત્મસ્વરૂપમાં મગ્ન થએલ-લીન થએલ છે તે જીવને વિષયાન્તરરૂપ-બીજા વર્ણ-ગન્ધાદિ વિષયોમાં પ્રવૃત્તિ કરવી તે તીવ્ર ઝેરના ભક્ષણ કરવા જેવી લાગે છે.

જે અમૃતના આસ્વાદમાં મગ્ન થએલો છે તે વિષયરૂપ વિષને ભક્ષણ કરવામાં કેમ પ્રવૃત્ત થાય ? જેમ માલતી પુષ્પના ભોગમાં લંપટ થએલો ભ્રમર કેરડા, બાવળ વગેરેમાં જઈને બેસતો નથી, તેમ શુદ્ધ, નિઃસંગ, નિરામય (ભાવ રોગ રહિત), ક્લેશરહિત, પોતાની આત્મજ્યોતિમાં મગ્ન થએલો, અનન્ત જીવના એઠવાડ રૂપ અને પોતે જ અનન્તવાર ભોગવીને છોડેલા, વાસ્તવિક રીતે નહિ ભોગવવા યોગ્ય એવા પોતાના ગુણના આવરણરૂપ વિષયોમાં પ્રવૃત્ત થતો નથી-એ તાત્પર્ય છે.

ફરીથી તે જ બાબતને સ્પષ્ટ કરે છે—

**[1]स्वभावसुखमग्नस्य जगत्तत्त्वावलोकिनः।**
**कर्तृत्वं नान्यभावानां साक्षित्वमवशिष्यते ॥३॥**

---

૧ स्वभावसुखमग्नस्य=સ્વાભાવિક આનન્દમાં મગ્ન થએલા. जगत्त-

સહજાનન્દમાં મગ્ન થએલા અને જગતના તત્ત્વનું-સ્યાદ્વાદ વડે શુદ્ધ સ્વરૂપનું પરીક્ષણ કરીને અવલોકન કરનાર આત્માને અન્ય ભાવોનું-પોતાના આત્માથી ભિન્ન બીજા પદાર્થોનું કર્તાપણું નથી, પણ સાક્ષીપણું બાકી રહે છે.

માટી વગેરે ભાવો ઘટાદિરૂપે પરિણમે છે તેમાં કુંભાર વગેરે સાક્ષી માત્ર છે, તો તે કેમ અભિમાન રાખે કે અમે ઘટાદિ પદાર્થના કર્તા છીએ. તેવી રીતે ભાષાવર્ગણાદ્રવ્ય વર્ણપણે, વર્ણ પદપણે, પદ વાક્યપણે, વાક્ય મહાવાક્યપણે અને મહાવાક્ય ગ્રન્થપણે પરિણમે છે, તેમાં ગ્રન્થકાર સાક્ષી માત્ર છે, તો તે કેમ અભિમાન રાખે કે 'હું ગ્રન્થકર્તા છું'. સર્વ દ્રવ્યો સ્વ સ્વ પરિણામના કર્તા છે, પર પરિણામનો કોઈ કર્તા નથી. એ ભાવનાએ અન્ય ભાવોનું કર્તાપણું નથી, પણ સાક્ષીપણું છે.

સ્વાભાવિક-એકાન્તિક અને આત્યન્તિક ( શાશ્વત ) આનન્દમાં મગ્ન-તન્મય થએલા અને જગત-લોકના તત્ત્વ-ધર્મને યથાર્થપણે અવલોકન કરનારા-દેખનારા પુરુષને અન્ય ભાવોનું-રાગાદિ વિભાવોનું, જ્ઞાનાવરણાદિ કર્મોનું અને ઘટપટાદિ બાહ્ય સ્કન્ધોને લેવા મૂકવામાં કર્તાપણું નથી, પણ આત્માનો જ્ઞાયક સ્વભાવ હોવાથી સાક્ષીપણું છે. કર્તાપણું એટલે એક પોતાના આશ્રયમાં રહેલી ક્રિયાનું કરવું. એ હેતુથી જીવ પોતાના આશ્રિત ભાવોનો કર્તા છે,

---

त्त्वावलोकिनः=જગતના તત્ત્વને-સ્યાદ્વાદથી શુદ્ધ સ્વરૂપને જોનાર યોગીને. कर्तृत्वम्=કર્તાપણું, न=નથી. अन्यभावानाम्=અન્યભાવોનું. साक्षित्वम्=સાક્ષાત્ દ્રષ્ટાપણું. अवशिष्यते=બાકી રહે છે.

પણ પરાશ્રિત ભાવોનો કર્તા નથી. જીવને વિશે જીવગુણોનું જ કર્તાપણું ચેતનના વીર્યને ઉપકારક કારકસમુદાયની અપેક્ષાએ હોય છે. જેથી ધર્માસ્તિકાયાદિ દ્રવ્યને વિશે એક આશ્રયમાં ક્રિયા નહિ હોવાથી કર્તાપણું નથી, જીવને વિશે પણ કર્તાપણું પોતાના કાર્યનું છે. કોઇ પણ જીવ જગતનો કર્તા નથી, પણ પોતાના કાર્યરૂપે પરિણામ પામતા ગુણપર્યાયનો જ કર્તા છે, પર ભાવોનો કર્તા નથી. જો પર ભાવોનો કર્તા હોય તો જેણે લોકાલોકનું સ્વરૂપ જાણ્યું છે એવા આત્માને મિથ્યા આરોપ અને સિદ્ધિનો-મોક્ષનો[1] અભાવ વગેરે દોષો લાગે. એ હેતુથી જ જીવ પરભાવોનો કર્તા નથી, પરન્તુ સ્વભાવથી મૂઢ અને અશુદ્ધ પરિણતિથી પરિણત થએલો આત્મા અશુદ્ધ નિશ્ચય નયવડે રાગાદિ વિભાવનો કર્તા છે, અને અશુદ્ધ વ્યવહાર વડે જ્ઞાનાવરણાદિ કર્મનો કર્તા છે, તો પણ તે જ આત્મા સહજ સુખની રૂચિવાળો થતા અનન્ત અવિનાશી સ્વરૂપવાળા સુખરૂપ આત્માને જાણીને આત્માના પરમાનન્દનો ભોક્તા થાય છે ત્યારે પરભાવોનો કર્તા નથી, પરન્તુ જ્ઞાયક જ હોય છે.

આ આત્મા પોતાના સ્વરૂપનો સંગી હોવાથી પોતાના ગુણરૂપ કરણ વડે સત્પ્રવૃત્તિવાળા પોતાના વિશેષ સ્વભાવોનો કર્તા હોવા છતાં પણ ગુણરૂપ કરણના આવરણથી પર ભાવના અનુયાયી જ્ઞાનચેતના અને વીર્યાદિ

૧ જો નિશ્ચય નયની દૃષ્ટિથી રાગાદિ પરભાવોનો કર્તા હોય, તો તે જીવનું જ સ્વરૂપ હોવાથી તેથી નિવૃત્ત ન થઇ શકે અને તેથી મોક્ષનો અભાવ થાય.

ક્ષાયોપશમિક ગુણોનો અને તેના સહકારથી કર્તાપણું વગેરે પરિણામોનો કર્તા છે, પરભાવના કર્તાપણાદિરૂપે વિભાવ પરિણમન થવાથી પરભાવનું કર્તાપણું વગેરે પ્રાપ્ત થયા છતાં પણ તે જ ગુણો સ્વભાવને સન્મુખ થતાં કર્તૃત્વાદિ ભાવોનું પરાવર્તન થાય છે, એટલે સ્વભાવનું કર્તાપણું હોય છે અને પરભાવનું કર્તાપણું હોતું નથી. તેથી સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રપરિણામથી સ્વરૂપસાધનનું કર્તાપણું વગેરે કરતો પૂર્ણ ગુણ કરણ વડે સાધનનું કર્તાપણું કરીને ગુણની પ્રવૃત્તિરૂપ શુદ્ધ આત્મસ્વરૂપનું કર્તૃત્વાદિ કરે છે. માટે સ્વરૂપને સન્મુખ થએલા સાધક સન્મુનિઓને પરભાવનું કર્તાપણું નથી, પરન્તુ જ્ઞાયકપણું જ છે.

પ્ર૦—જો મુનિઓને પરભાવનું અકર્તાપણું માનો છો તો [1]કષાય અને યોગ એ બે હેતુથી તેઓને કર્મનું કર્તાપણું કેમ હોય?

ઉ૦—પોતાના સ્વભાવમાં મગ્ન થએલા સાધક મુનિઓને ઇચ્છા સિવાય સ્વાભાવિક પ્રવૃત્ત થએલ વીર્ય અને તે વડે યુક્ત ચેતના—[2]કર્મચેતના વડે કર્મબન્ધનું કર્તાપણું છે, તો પણ પોતાને આધીન ગુણની પ્રવૃત્તિ સ્વભાવને

૧ કર્મબન્ધના મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એ ચાર હેતુઓ છે, તેમાં મુનિઓને સમ્યગ્દર્શન અને ચારિત્ર હોવાથી મિથ્યાત્વ અને અવિરતિપ્રયુક્ત બન્ધ હોતો નથી, પણ કષાય અને યોગરૂપ બે હેતુથી કર્મનો બન્ધ થાય છે.

૨ રાગદ્વેષાદિરૂપ ભાવ કર્મ તે કર્મચેતના કહેવાય છે.

અનુકૂળ હોવાથી [1]અકર્તાપણું છે. અથવા એવંભૂત નયની દૃષ્ટિથી સિદ્ધપણાના અનુભવના આનન્દમાં મગ્ન થએલાને તો પરભાવનું કર્તાપણું નથી. અથવા સમ્યગ્દર્શનાદિ ગુણની પ્રાપ્તિ થયે વસ્તુનું સ્વરૂપ પ્રકાશિત થએલું હોવાથી અને સ્વરૂપને અનુકૂલ વીર્ય હોવાથી આત્મામાં પરભાવનું કર્તાપણું નથી જ, પણ જ્ઞાયકપણું જ છે.

---

૧ શબ્દાદિનયની અપેક્ષાએ આત્મા વિભાવાદિ પરભાવોનો કર્તા નથી, ઋજુસૂત્રનયની દૃષ્ટિથી રાગદ્વેષાદિ વિભાવોનો કર્તા છે પણ પૌદ્ગલિક કર્મનો કર્તા નથી, અને નૈગમ અને વ્યવહાર નયથી પૌદ્ગલિક કર્મનો કર્તા છે.

परात्रितानां भावानां कर्तृत्वाद्यभिमानतः ।
कर्मणा बध्यतेऽज्ञानी ज्ञानवांस्तु न लिप्यते ॥

પર-પુદ્ગલાશ્રિત પર્યાયોના કર્તાપણાદિના અભિમાનથી અજ્ઞાની કર્મથી બંધાય છે, પણ જ્ઞાની બંધાતો નથી. તાત્પર્ય એ છે કે વાસ્તવિક રીતે આત્મા પરભાવનો કર્તા નથી, પણ કર્તાપણાના અભિમાનથી અજ્ઞાની કર્મવડે બંધાય છે. જ્ઞાનીને કર્તાપણાનું અભિમાન નહિ હોવાથી તે બંધાતો નથી.

कर्तैवमात्मा नो पुण्यपापयोरपि कर्मणोः ।
रागद्वेषाशयानां तु कर्तेष्टानिष्टवस्तुषु ॥
आत्मा न व्याप्टतस्तत्र रागद्वेषाशयं सृजन् ।
तन्निमित्तोपनम्रेषु कर्मोपादानकर्मसु ॥

अध्यात्मसार अ. ६ श्लो. ११०-११४

એ પ્રમાણે આત્મા શુભાશુભ કર્મનો કર્તા નથી, પણ ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુ નિમિત્તે થતા રાગદ્વેષરૂપ આશયનો કર્તા છે. રાગ-

તેથી સ્વરૂપને વિશે રસિક પુરૂષોને સર્વભાવનું જ્ઞાયકપણું અને પોતાના પારિણામિક ભાવોનું કર્તાપણું છે. માટે પોતાના આત્માને એકાન્તે સ્થિર કરી અનાદિ કાળની ભ્રાન્તિથી ઉત્પન્ન થએલું પરભાવનું કર્તાપણું, ભોક્તાપણું અને ગ્રાહકપણું નિવારવા યોગ્ય અને અખંડ આનંદનું કર્તાપણું અને ભોક્તાપણું કરવા યોગ્ય છે

**[1]परब्रह्मणि मग्नस्य श्लथा पौद्गलिकी कथा ।**
**क्वामी चामीकरोन्मादाः स्फारा दारादराः क्व च ॥४॥**

**પરબ્રહ્મ-પરમાત્મસ્વરૂપને વિષે મગ્ન થએલા પુરૂષને પુદ્ગલ સંબન્ધી કથા-વાર્તા શ્લથા-શિથિલ-નીરસ લાગે**

દ્વેષરૂપ આશયને કરતો આત્મા તે નિમિત્તે પ્રાપ્ત થતા કર્મને ગ્રહણ કરવાની ક્રિયામાં પ્રવૃત્ત થતો નથી. (આ ઋજુસૂત્રનયનું કથન છે).

अध्यात्मसार अ. ६ श्लो. ११०-११४

नैगमव्यवहारौ तु ब्रूतः कर्मादिकर्तृताम् ।
व्यापारः फलपर्यन्तः परिदृष्टो यदात्मनः ॥

अध्यात्मसार अ. ६ श्लो. ११६

નૈગમ અને વ્યવહાર નય કર્મ વગેરેનું કર્તાપણું કહે છે, કારણ કે આત્માનો વ્યાપાર ફળના અન્ત સુધી હોય છે. તાત્પર્ય એ છે કે આત્મા ભાવકર્મના કર્તા છે અને તેનું ફળ દ્રવ્યકર્મનો બન્ધ છે અને ફળપર્યન્ત આત્માનો વ્યાપાર હોવાથી આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે.

૧ परब्रह्मणि=પરમાત્મ સ્વરૂપમાં. मग्नस्य=લીન થએલાને. पौद्गलिकी=પુદ્ગલ સંબન્ધી. कथा=વાત. श्लथा=નીરસ (લાગે છે). अमी=આ. चामीकरोन्मादाः=ધનનું અભિમાન. क्व=ક્યાં (હોય). च=અને स्फाराः=દેદીપ્યમાન, ચિત્તને ચમત્કારી. दारादराः=સ્ત્રીના આદરો. क्व=ક્યાં (હોય).

**છે. તો પછી તેને આ ધનના ઉન્માદો ક્યાંથી હોય અને દેદીપ્યમાન એવા સ્ત્રીના આલિંગનાદિરૂપ આદર પણ ક્યાંથી હોય?**

પરમાત્મસ્વરૂપમાં મગ્ન—તન્મય થએલા અને સ્વરૂપના અવલોકન તથા રમણથી રંગાએલા યોગીને પુદ્ગલસંબન્ધી કથા શિથિલ—નીરસ લાગે છે, કારણ કે તે પરવસ્તુ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય નથી, તેમ ભોગવવા યોગ્ય પણ નથી એવો તેને નિશ્ચય થયેલો છે. જેની વાત પણ નીરસ લાગે, તો પછી તેનું ગ્રહણ તે ક્યાંથી હોય? એ હેતુથી તેને ધનનો ઉન્માદ ક્યાંથી હોય? શુદ્ધ આત્મગુણની સંપત્તિવાળાને તે પરવસ્તુ હોવાથી અને પાપસ્થાનનું કારણ હોવાથી ધનનો પરિગ્રહ જ હોતો નથી, તો પછી તેનું અભિમાન તો ક્યાંથી હોય? વળી સુન્દર સ્ત્રીઓનાં હાવભાવ, રૂપ, શૃંગારાદિને વિશે આદર પણ ક્યાંથી હોય? સ્વાભાવિક સુખના ભોગીને પૌદ્ગલિક વસ્તુનો ભોગ જ હોતો નથી, માયાની કુટી, રાગની પટી—સાડી જેવી અને અશુદ્ધ વિભાવની ઉત્તેજક નટી સમાન એવી સ્ત્રીના કટી વગેરે અંગોમાં તેને આદર કેમ હોય?

**तेजोलेश्याविवृद्धिर्या साधोः पर्यायवृद्धितः ।**
**भाषिता भगवत्यादौ सेत्थंभूतस्य युज्यते ॥५॥**

૧ या=જે. तेजोलेश्याविवृद्धिः=તેજોલેશ્યા—ચિત્તસુખની વિશેષ વિશેષ વૃદ્ધિ. साधोः=સાધુને. पर्यायवृद्धितः=માસાદિ ચારિત્રપર્યાયની વૃદ્ધિ થવાથી. भगवत्यादौ=ભગવતી પ્રમુખ ગ્રન્થમાં. भाषिता=કહેલી (છે.) सा=તે. इत्थंभूतस्य=આવા પ્રકારના જ્ઞાનમગ્નને. युज्यते=ઘટે છે.

**ચારિત્રવંત સાધુને માસાદિક ચારિત્ર પર્યાયની વૃદ્ધિ થવાથી ચિત્તસુખની પ્રાપ્તિરૂપ તેજોલેશ્યાની વિશેષ વૃદ્ધિ ભગવતીસૂત્ર પ્રમુખ ગ્રન્થને વિષે કહી છે તે આવા પ્રકારના ક્રમે ક્રમે જ્ઞાનમગ્ન હોય તેને ઘટે છે, બીજા કે મન્દસંવેગી હોય તેને એ ભાવ ન હોય. (તે સંબન્ધે ભગવતીસૂત્રનો પાઠ વગેરે અને તેનો અનુવાદ, આ શ્લોકની ટીકાના અનુવાદમાં આવેલો છે માટે, અહીં આપવામાં આવ્યો નથી).**

તેજોલેશ્યા–સ્વાભાવિક જ્ઞાનાનન્દના આસ્વાદરૂપ ચિત્તસુખની પ્રાપ્તિ, તેમાં મુનિઓને જ્ઞાનાનન્દના અનુભવથી ઉત્પન્ન થએલ ચિત્તસુખની પ્રાપ્તિરૂપ તેજોલેશ્યા હોય છે. તે ચિત્તસુખની વિશેષતઃ વૃદ્ધિ નિર્ગ્રન્થ સાધુને માસ–વર્ષ વગેરે ચારિત્રપર્યાયની વૃદ્ધિ થવાથી થાય છે, તે ભગવંતે પાંચમા અંગ ભગવતીસૂત્ર વગેરે ગ્રન્થમાં કહી છે, તે નિર્મલ સુખના અનુભવરૂપ ચિત્તસુખની વૃદ્ધિ આવા પ્રકારના આત્મજ્ઞાનનિમગ્ન અને રત્નત્રયની એકતામાં રમણ કરનાર મુનિને ઘટે છે, તે સિવાયના બીજા મન્દસંવેગીને ઘટતી નથી.

અહીં પ્રારંભમાં પ્રથમ સંયમનું સ્વરૂપ દર્શાવાય છે. આત્મામાં ચારિત્ર નામનો ગુણ અનન્ત પર્યાય સહિત અનન્ત અવિભાજ્ય અંશોના સમુદાય રૂપ છે. વિશેષાવશ્યક ભાષ્યમાં કહ્યું છે કે "દાનાદિ પાંચ લબ્ધિઓ અને ચારિત્ર સિદ્ધને પણ હોય છે, કારણ કે તેનું આવરણ કરનાર અન્તરાયકર્મ અને ચારિત્રાવરણ–મોહનીયકર્મનો સિદ્ધને વિશે અભાવ છે. આવરણરૂપ કર્મનો અભાવ હોવા

છતાં દાનાદિ લબ્ધિઓ અને ચારિત્રનો અભાવ હોય તો ક્ષીણમોહાદિ ગુણસ્થાનકે ચારિત્રાદિનો અભાવનો પ્રસંગ થાય, તેથી તેમના મતે સિદ્ધ અવસ્થામાં ચારિત્રાદિનો સદ્ભાવ હોય છે.

ચારિત્ર ચારિત્રમોહનીય કર્મથી ઢંકાયેલું છે અને તે તત્ત્વશ્રદ્ધા-સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન વડે પૂર્ણાનન્દની ઇચ્છાનો આવિર્ભાવ અને પશ્ચાત્તાપાદિથી ક્ષયોપશમાવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે ચારિત્રમોહનીય કર્મના ઉદયપ્રાપ્ત પુદ્ગલોને ભોગવીને ક્ષય કરવાથી અને ઉદયમાં નહિ આવેલા પુદ્ગલોના ઉપશમ-ઉદયનો નિરોધ કરવાથી તથા કેટલાએક પુદ્ગલોને પ્રદેશોદય રૂપે વેદવાથી ચારિત્રગુણના અંશો પ્રગટ થાય છે. તેમાં સર્વથી હીન સંયમસ્થાનકે સર્વાકાશના પ્રદેશથી અનન્તગુણા ચારિત્રના પર્યાયો પ્રગટ થાય છે, તે પ્રથમ સંયમસ્થાનક છે.

**ते कत्तिया पएसा सव्वागासस्स मग्गणा होइ ? ।**
**ते तत्तिया पएसा अविभागाओ अणंतगुणा ॥**

ચારિત્રના કેટલા પ્રદેશો-પર્યાયો છે ? સર્વ આકાશની માર્ગણા થાય છે. સર્વ આકાશના પ્રદેશોને અનન્તગુણા કરતાં જેટલા પ્રદેશો થાય તેટલા તેના પર્યાયો [1] છે.

[1] बार कषाय क्षय उपशमे जी सरवविरतिगुणठाण ।
तेना आदिमठाणमां जी पर्यवनुं परिमाण ॥
सरवाकाश प्रदेशथी जी अणंतगुणा अविभाग ।
बृहत्कल्पना भाष्यमां जी भाषे तुं महाभाग ॥
संयमश्रेणि ढाळ १ गा० ४-५

પ્રથમ સંયમસ્થાનક સર્વોત્કૃષ્ટ દેશવિરતિના વિશુદ્ધ સ્થાનકથી અનન્તગુણ વિશુદ્ધ છે. પ્રથમ સંયમસ્થાનકથી તેના અનન્તમા ભાગના અવિભાજ્ય અંશોની વૃદ્ધિ કરવાથી બીજું સંયમસ્થાનક થાય છે. એ પ્રમાણે ત્રીજું, ચોથું ઇત્યાદિ સંયમસ્થાનકો જાણવાં. એ રીતે અનન્તભાગની વૃદ્ધિ કરવા વડે અંગુલ પ્રમાણ આકાશના અસંખ્યાતમા ભાગમાં રહેલા અસંખ્યાતા આકાશપ્રદેશ પ્રમાણ સંયમસ્થાનકો થાય છે ત્યારે પ્રથમ કંડક થાય છે. ત્યાર પછી અસંખ્યાતમા ભાગની વૃદ્ધિરૂપ બીજું કંડક થાય છે. તે આ પ્રમાણે–પ્રથમ કંડકના છેલ્લા સંયમસ્થાનકમાં જેટલા અવિભાજ્ય અંશો હોય તેના અસંખ્યાતમા ભાગે જેટલા અંશો હોય તેટલાની વૃદ્ધિ કરવાથી તેટલા અધિક ક્ષયોપશમવાળું બીજા કંડકનું પ્રથમ સંયમસ્થાનક હોય છે. ત્યાર પછી અનન્ત ભાગની વૃદ્ધિ કરવારૂપ અસંખ્યાતા સ્થાનો હોય છે અને તે અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલા અસંખ્ય આકાશપ્રદેશના રાશિ જેટલા છે, ત્યાર પછી એક અસંખ્યાતભાગ વૃદ્ધિનું સ્થાનક હોય છે. એ પ્રમાણે અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ અનન્ત ભાગની વૃદ્ધિ જેના વચ્ચે આવેલી છે એવી અસંખ્યાતભાગની વૃદ્ધિ અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ થાય છે. એ બીજું સ્થાનક થયું. ત્યારબાદ સંખ્યાતભાગ વૃદ્ધિ રૂપ તૃતીય સ્થાનક થાય છે. ત્યારપછી અનન્ત ભાગની વૃદ્ધિ-

---

અનન્તાનુબન્ધી સિવાયના બાકીના બાર કષાયના ક્ષયોપશમથી સર્વવિરતિ ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. તેના પ્રથમ સંયમસ્થાનમાં સર્વાકાશથી અનન્તગુણા પર્યાયો–અંશો છે તેમ બૃહત્કલ્પ ભાષ્યમાં કહ્યું છે.

વાળા અસંખ્યાતા સ્થાનક થાય છે, ત્યારબાદ એક અસંખ્યાતભાગ વૃદ્ધિનું સ્થાનક હોય છે. ત્યારપછી અસંખ્યાતા અનન્તભાગ વૃદ્ધિના સ્થાનક હોય છે, ત્યારબાદ એક અસંખ્યાત ભાગ વૃદ્ધિનું સ્થાનક હોય છે. એ પ્રમાણે વચ્ચે વચ્ચે અનન્તભાગ વૃદ્ધિના અંતરવાળા અસંખ્યાતા અસંખ્યાત ભાગ વૃદ્ધિનાં સ્થાનકો થયા પછી એક સંખ્યાતભાગવૃદ્ધિનું સ્થાનક આવે છે. એવા અંગુલના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સંખ્યાતભાગ વૃદ્ધિના સ્થાનકો વ્યતીત કર્યા પછી એ જ ક્રમથી સંખ્યાતગુણ વૃદ્ધિ, અસંખ્યાતગુણ વૃદ્ધિ અને અનન્તગુણ વૃદ્ધિનાં અસંખ્યાતા સંયમસ્થાનકો થાય છે. (ત્યારબાદ અસંખ્યાતગુણ વૃદ્ધિવગેરે ક્રમથી પાંચ સ્થાનકો થાય છે. એમ અસંખ્યાતા ષડ્ગુણ વૃદ્ધિના સ્થાનકો થાય છે). સર્વ સંયમસ્થાનકોની સંખ્યા અસંખ્યાતા લોકાકાશના પ્રદેશો જેટલી છે અને ઉત્તરોત્તર વિશુદ્ધ હોય છે. શરૂઆતથી જ અનુક્રમે સંયમસ્થાન ઉપર ચઢતો અવશ્ય નિર્વાણ પદને પ્રાપ્ત થાય છે. તથા શરૂઆતથી જ ઉત્કૃષ્ટ અને પછી મધ્યમ સંયમસ્થાન ઉપર ચઢતો અવશ્ય પડે છે એ પ્રમાણે પ્રથમ સ્થાનથી જ અનુક્રમે સંયમના ક્ષયોપશમવાળાને તેના ચારિત્રપર્યાયો નિર્મલ થયા હોવાથી સુખરૂપ ચારિત્ર હોય છે. અને એ સંબન્ધે ભગવતીસૂત્રનો પાઠ આ પ્રમાણે છે—

"जे इमे अज्जत्ताए समणा निग्गंथा विहरन्ति ते णं कस्स तेउलेस्सं वितिवयंति । गोयमा ! मासपरिआए समणे निग्गंथे वाणमंतराणं देवाणं तेउलेस्सं वितिवयति । एवं दुमासपरिआए समणे निग्गंथे असु-

रिंदवज्जियाणं भवणवासीणं देवाणं तेउलेस्सं वितिवयति। तिमासपरिआए समणे निग्गंथे असुरिंदकुमाराणं देवाणं तेउलेस्सं वितिवयति। चउमासपरिआए समणे निग्गंथे चंदिमसूरवज्जियाणं गहगण–नक्खत्त–तारारूवाणं जोइसिआणं तेउलेस्सं वितिवयति। पंचमासपरिआए समणे निग्गंथे चंदिमसूरिआणं जोइसिआणं तेउलेस्सं वितिवयति। छमासपरिआए समणे निग्गंथे सोहम्मीसाणाणं देवाणं तेउलेस्सं वितिवयति। सत्तमासपरिआए समणे निग्गंथे सणंकुमार–माहिंदगाणं देवाणं तेउलेस्सं वितियति। अट्ठमासपरिआए समणे निग्गंथे बंभलोग–लंतगदेवाणं तेउलेस्सं वितिवयति। नवमासपरिआए समणे निग्गंथे महासुक्क–सहस्साराणं देवाणं तेउलेस्सं वितिवयत्ति। दसमासपरिआए समणे निग्गंथे आणय-पाणय-आरण–अच्चुआणं देवाणं तेउलेस्सं वितिवयति। एक्कारसमासपरिआए समणे निग्गंथे गेविज्जगाणं देवाणं तेउलेस्सं वितिवयति। बारसमासपरिआए समणे निग्गंथे अणुत्तरोववाइआणं देवाणं तेउलेस्सं वितिवयति। तेणं परं सुक्के सुक्काभिजाती भवित्ता सिज्झइ बुज्झइ मुच्चइ परिनिव्वाइ सव्वदुक्खाणमंतं करेइ॥"

भगवती श० १४–उ० ९.

"જે અત્યારે શ્રમણ નિર્ગ્રન્થો વિચરતા હોય છે તેઓ કોની તેજોલેશ્યાને–ચિત્તસુખની પ્રાપ્તિને ઓળંગી જાય છે? હે ગૌતમ! એક માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ વાનવ્યન્તર દેવોના સુખને ઓળંગી જાય છે. બે માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ અસુરેન્દ્ર સિવાયના ભવનવાસી દેવોના સુખને ઓળંગી જાય છે. ત્રણ માસના પર્યાયવાળો

શ્રમણ નિર્ગ્રન્થ અસુરકુમાર દેવોના સુખને ઓળંગી જાય છે. ચાર માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ ચન્દ્ર અને સૂર્ય સિવાયના ગ્રહગણ, નક્ષત્ર અને તારારૂપ જ્યોતિષિક દેવોના સુખને ઓળંગી જાય છે. પાંચ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ ચન્દ્ર અને સૂર્યરૂપ જ્યોતિષિક દેવોના સુખને ઓળંગી જાય છે. છ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ સૌધર્મ અને ઇશાન દેવોના સુખને ઓળંગી જાય છે, સાત માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ સનત્કુમાર અને માહેન્દ્ર દેવોના સુખને ઓળંગી જાય છે. આઠ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ બ્રહ્મલોક અને લાન્તક દેવોના સુખને, નવ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ મહાશુક્ર અને સહસ્રાર દેવોના સુખને, દસ માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ આનત, પ્રાણત, આરણ અને અચ્યુત દેવોના સુખને, અગિયાર માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ ગ્રૈવેયક દેવોના સુખને, અને બાર માસના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ અનુત્તરૌપપાતિક દેવોના સુખને ઓળંગી જાય છે. ત્યારબાદ સંવત્સર પછી શુક્લ-વિશુદ્ધ, અભિન્ન ચારિત્રવાળો, અમત્સરી, કૃતજ્ઞ, સદારંભી, હિતાનુબન્ધી (નિરતિચાર ચારિત્રવાળો), શુક્લાભિજાત-પરમશુક્લપરિણામવાળો, અકિંચન, સદાગમ વડે વિશુદ્ધ થઇને સિદ્ધ થાય છે, બુદ્ધ થાય છે, મુક્ત થાય છે, નિર્વાણ પામે છે અને સર્વ દુઃખોનો અન્ત કરે છે. એ સંબન્ધે કહ્યું છે કે—

**आकिञ्चन्यं मुख्यं ब्रह्मातिपरं सदागमविशुद्धम् ।**
**सर्वं शुक्लमिदं खलु नियमात्संवत्सरादूर्ध्वम् ॥**

મુખ્ય અંકિચનપણું, બ્રહ્મને વિશે અતિ તત્પરતા અને સદાગમ—સત્‌શાસ્ત્ર વડે વિશુદ્ધ એ સર્વ શુક્લ છે અને તે એક વર્ષના ચારિત્ર પછી અવશ્ય હોય છે"

આ સ્થિતિ અમુક જ શ્રમણને આશ્રયી કહેલી છે, પણ બધા શ્રમણો આવા પ્રકારના હોતા નથી. અહીં માસાદિના પર્યાયવાળો શ્રમણ નિર્ગ્રન્થ કહેલ છે તે સંયમશ્રેણિની અંદર રહેલા સંયમના સ્થાનોને માસાદિના પર્યાયવડે પ્રાપ્ત થયેલ સંયમ ભાવ વડે ઓળંગી તેટલા પ્રમાણવાળા સંયમસ્થાનને સ્પર્શ કરનાર શ્રમણ નિર્ગ્રન્થ જાણવો. અહીં પરંપરા આ પ્રમાણે છે—જઘન્યથી ઉત્કૃષ્ટ સુધી અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ ક્રમથી કે ક્રમ સિવાયના સંયમસ્થાનોમાં વર્તતા નિર્ગ્રન્થોમાં માસથી આરંભી બાર માસ સુધીમાં સંયમસ્થાનોને ઉલ્લંઘી ઉપરના સંયમસ્થાનકોમાં વર્તતો સાધુ આવા પ્રકારના દેવોના સુખને ઓળંગી જાય છે. અર્થાત્ તેના કરતાં અધિક આત્મિક સુખનો અનુભવ કરે છે.

એ સંબન્ધે ધર્મબિન્દુમાં કહ્યું છે કે—

**उक्तं मासादिपर्यायवृद्ध्या द्वादशभिः परम् ।**
**तेजः प्राप्नोति चारित्री सर्वदेवेभ्य उत्तमम् ॥**

अ० ६ श्लो० ३६.

ચારિત્રવાળા સાધુ માસાદિ ચારિત્રપર્યાય વધતા બાર

માસના પર્યાયવડે સર્વ દેવો કરતાં ઉત્તમ એવું પર-ઉત્કૃષ્ટ સુખ પામે છે.

અહીં ધર્મબિન્દુની ટીકામાં "तेजश्चित्तसुखलाभलक्षणम्" તેજ એટલે ચિત્તસુખનો લાભ એ અર્થ જણાવેલો છે. એ પ્રમાણે આત્મજ્ઞાનમાં નિમગ્ન થએલાને આત્મિક સુખની વૃદ્ધિ થાય છે.

**ज्ञानमग्नस्य यच्छर्म तद्वक्तुं नैव शक्यते ।**
**नोपमेयं प्रियाश्लेषैर्नापि तच्चन्दनद्रवैः ॥६॥**

**જ્ઞાનમાં મગ્ન થયેલાને જે સુખ છે તે કહી શકાય તેવું નથી. તેમ તે સ્ત્રીના આલિંગનના સુખ સાથે સરખાવવા યોગ્ય નથી, તથા બાવનાચન્દનના વિલેપનની સાથે પણ સરખામણી કરવા યોગ્ય નથી. કારણ કે સંસારમાં બીજી કોઈ ઉપમા નથી.**

જ્ઞાનમાં નિમગ્ન થયેલાને-આત્મિક સુખના અનુભવ કરનારને જે સ્પર્શજ્ઞાનના અનુભવનું સુખ છે, તે અનિર્વચનીય છે, વચન દ્વારા વર્ણવી શકાય તેવું નથી, કારણ કે તે ઇન્દ્રિયોને તથા વાણીને અગોચર છે. તે આધ્યાત્મિક સુખ ઇષ્ટ સ્ત્રીના આલિંગન સાથે તથા ચન્દનના વિલેપનની સાથે સરખાવી શકાય તેવું નથી. કારણ કે પુષ્પમાલા, સ્ત્રી અને ચન્દન વગેરેથી થયેલું વાસ્તવિક સુખ જ નથી, આત્મિક

૧ ज्ञानमग्नस्य=જ્ઞાનમાં મગ્ન થયેલાને. यत्=જે. शर्म=સુખ. तद्=તે वक्तुं=કહેવાને. नैव=નહિ જ. शक्यते=શકાય. એટલે કહી શકાય નહિ. न=નથી. उपमेयं=સરખાવવા યોગ્ય. प्रियाश्लेषैः=પ્રિય સ્ત્રીના આલિંગન વડે, न=નથી अपि=પણ. तत्=તે. चन्दनद्रवैः=ચન્દનના વિલેપન વડે.

સુખથી વંચિત થએલા પુરૂષોએ સુખની બુદ્ધિથી કલ્પેલું છે. જગતમાં પુદ્ગલના સંયોગજનિત કલ્પિત સુખ દુઃખની જ જાતિ છે—અર્થાત્ તે દુઃખથી ભિન્ન નથી. વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે:—

**जत्तो च्चिय पच्चक्खं सोम्म सुहं नत्थि दुक्खमेवेदं ।**
**तप्पडियारविभत्तं तो पुण्णफलं ति दुक्खं ति ॥**
**विसयसुहं दुक्खं चिय दुक्खपडियारओ तिगिच्छ व्व ।**
**तं सुहमुवयाराओ न उवयारो विणा तच्चं ॥**
**सायासायं दुक्खं तव्विरहम्मि य सुहं जओ तेणं ।**
**देहिंदिएसु दुक्खं मोक्खं देहिंदियाभावे ॥**

वि० आ. भा. गा. २७०५

હે સૌમ્ય, તે પ્રત્યક્ષ જણાતું સુખ સુખ નથી જ, પણ દુઃખરૂપ છે. કારણ કે તે દુઃખના પ્રતીકારમાત્ર વડે દુઃખથી જુદું કહ્યું છે. તેથી પુણ્યનું ફળ પણ દુઃખ જ છે.

વિષયસુખ દુઃખના પ્રતીકારરૂપ હોવાથી ચિકિત્સાની પેઠે વસ્તુતઃ દુઃખ જ છે, પરન્તુ તે ઉપચારથી સુખ છે. ઉપચાર પણ બીજી સત્ય વસ્તુ સિવાય હોતો નથી. અર્થાત્ વિષયસુખ સિવાયનું બીજું પરમાર્થિક સુખ છે, અને તેથી તેનો વિષયસુખમાં આરોપ કરવામાં આવે છે.

સાતા અને અસાતા દુઃખ જ છે, તેના અભાવમાં સુખ છે. તે શરીર અને ઇન્દ્રિયોના આધારે થતું હોવાથી દુઃખ છે અને શરીર અને ઇન્દ્રિયોના અભાવમાં સુખ છે. કહ્યું છે કે:—

**औत्सुक्यमात्रमवसादयति प्रतिष्ठा**
**क्लिश्नाति लब्धपरिपालनवृत्तिरेव ।**
**नातिश्रमापगमनाय न च श्रमाय**
**राज्यं स्वहस्तधृतदण्डमिवातपत्रम् ॥**

પ્રતિષ્ઠા રાજાના ઔત્સુક્ય માત્રનો નાશ કરે છે અને પ્રાપ્ત વસ્તુના રક્ષણ કરવાની વૃત્તિ એને કલેશ ઉત્પન્ન કરે છે. પોતાના હાથમાં જેનો દંડ ધારણ કરેલો છે એવા છત્રની પેઠે રાજ્ય કેવળ શ્રમને માટે નથી, તેમ અત્યન્ત શ્રમને દૂર કરવા માટે પણ નથી. રાજ્ય એ આભિમાનિક સુખ અને દુઃખરૂપ છે.

તે માટે સંસાર સર્વ દુઃખમય જ છે. સ્વાભાવિક આનન્દ એ જ સુખ છે. "જ્યાં સુધી ઇન્દ્રિયસુખમાં સુખ-બુદ્ધિ છે ત્યાં સુધી સમ્યગ્દર્શન અને જ્ઞાનમાં મગ્ન થયેલો નથી" એમ તત્ત્વાર્થટીકામાં કહ્યું છે. તેથી આધ્યાત્મિક સુખને પુદ્ગલોના સંબન્ધથી થયેલા સુખની ઉપમા આપી શકાય નહિ. અર્થાત્ આધ્યાત્મિક સુખની પૌદ્ગલિક સુખની સાથે તુલના કરી શકાય નહિ.

**[1]शमशैत्यपुषो यस्य विप्रुषोऽपि महाकथाः ।**
**किं स्तुमो ज्ञानपीयूषे तत्र सर्वाङ्गमग्नताम् ॥७॥**

---

૧ शमशैत्यपुषः=ઉપશમરૂપ શિતળતાને પોષણ કરનારી. यस्य=જે જ્ઞાનામૃતના. विप्रुषः=બિન્દુની. अपि=પણ. महाकथाः=મહા વાર્તાઓ. किम्=કેમ, શી રીતે. स्तुमः=સ્તુતિ કરીએ. तत्र ज्ञानपीयूषे=તે જ્ઞાનરૂપ અમૃતને વિશે. सर्वाङ्गमग्नतां=સર્વ અંગે મગ્નપણાની.

**જે (જ્ઞાનામૃતના) બિન્દુની પણ ઉપશમની શીતળતાને પોષણ કરનારી (જ્ઞાનાદિના દૃષ્ટાન્તે) મહાકથાઓ છે, તે જ્ઞાનામૃતને વિશે સર્વાંગે મગ્નપણાની શી રીતે સ્તુતિ કરીએ? જે જ્ઞાનામૃતના બિન્દુરૂપ ધર્મકથા સાંભળતાં મહાસુખ ઉપજે છે તે જ્ઞાનામૃતમાં સર્વાંગે મગ્ન થએલા છે તેના સુખની શી વાત કરવી ? અનુભવે તે જાણે.**

શમ–ઉપશમ, રાગ દ્વેષનો અભાવ, આત્માને વિશે તત્ત્વનું આસ્વાદકપણું નિર્ધારીને ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુને વિશે રાગાદિ પરિણામની શાન્તિ થવી તે શમ. રાગાદિ કોઈ પણ વસ્તુનો પરિણામ નથી, પરન્તુ વિભાવથી ઉત્પન્ન થએલ ભ્રાંતિનો પરિણામ છે. વળી પુદ્ગલાદિનો શુભાશુભ પરિણામ કોઇ જીવને નિમિત્તે થએલો નથી, પરન્તુ તે પૂરણ અને ગલનરૂપ પારિણામિક ભાવથી થાય છે. જો વર્ણાદિ જનક કર્મના વિપાકથી શુભાશુભ પરિણામ થાય છે તો તેમાં રાગદ્વેષ કરવા એ ભ્રાન્તિ જ છે. કહ્યું છે કે–

**"कणगो लोहो न भणइ रागे दोसे कुणंतु मज्झ तुमं।
नियतत्तविलुत्ताणं एस अणाइअपरिणामो ।।**

"સુવર્ણ અને લોહ એમ નથી કહેતા કે તમે મારામાં રાગ દ્વેષ કરો. પરન્તુ સ્વરૂપથી ભ્રષ્ટ થએલા જીવોનો આ અનાદિ કાળનો પરિણામ છે".

પોતાનું સ્વરૂપ પોતાને અધીન અને પોતાને જ ભોગવવા યોગ્ય હોવાથી પરવસ્તુના સંયોગ અને વિયોગ વડે ઇષ્ટપણા અને અનિષ્ટપણાની કલ્પના એ ઉપાધિ છે. એ પ્રમાણે ઉપશમભાવના શીતલપણાને પોષણ

કરનારી જે જ્ઞાનામૃતના બિન્દુમાત્રની મહાવાર્તાઓ છે, ઉપશમભાવને પુષ્ટ કરનાર જે જ્ઞાનામૃતનો બિન્દુ પણ દુર્લભ છે, તે જ્ઞાનામૃતમાં સર્વાંગે મગ્નપણાનું શી રીતે વર્ણન કરીએ? તેનું વર્ણન કરવાને અમે અસમર્થ છીએ એ તાત્પર્ય છે. જે સ્વરૂપજ્ઞાનનો અનુભવ છે તે અત્યન્ત પ્રશંસનીય છે. કહ્યું છે કે—

लब्भइ सुरसामित्तं लब्भइ पहुअत्तणं न संदेहो।
इक्को नवरि न लब्भइ जिणिंदवरदेसिओ धम्मो ॥

धम्मो पवित्तिरूवो लब्भइ कइया वि निरयदुक्खभया।
जो नियवत्थुसहावो सो धम्मो दुल्लहो लोए ॥

नियवत्थुधम्मसवणं दुलहं वुत्तं जिणिंदआणसुअं।
तप्फासणमेगत्तं हुंति केसिं चि धीराणं ॥

"દેવોનું સ્વામીપણું પ્રાપ્ત થાય છે, અને ઐશ્વર્ય મળે છે એમાં સંદેહ નથી. પણ એક જિનેશ્વરે કહેલો ધર્મ પ્રાપ્ત થતો નથી. કદાચિત્ નરકગતિના દુઃખના ભયથી પ્રવૃત્તિસ્વરૂપ-ક્રિયારૂપ ધર્મ પ્રાપ્ત થાય પણ જે વસ્તુના સ્વભાવરૂપ ધર્મ છે તે જગતમાં મળવો દુર્લભ છે. નિજ-વસ્તુના ધર્મનું શ્રવણ કરવું, જિનેન્દ્રની આજ્ઞાનું શ્રવણ અને તેનો સ્પર્શ કરવો એ દુર્લભ છે અને તે બધું કોઈક ધીર પુરૂષોમાં હોય છે. આથી વસ્તુસ્વરૂપ ધર્મના સ્પર્શ વડે અત્યન્ત શાન્ત થએલા મહાત્માઓનું અત્યન્ત પૂજ્યપણું છે.

**यस्य दृष्टिः कृपावृष्टिर्गिरः शमसुधाकिरः।**
**तस्मै नमः शुभज्ञानध्यानमग्नाय योगिने ॥८॥**

**જેની દૃષ્ટિ કરૂણાની વૃષ્ટિ-વર્ષા પ્રવાહ જેવી છે અને વાણી ઉપશમરૂપ અમૃતનો છંટકાવ કરનારી છે એવા શુભ-પ્રશસ્ત જ્ઞાન અને ધ્યાનમાં મગ્ન-લીન થયેલા યોગીને-યોગમાર્ગના સ્વામીને નમસ્કાર હો.**

શુભ-શુદ્ધ યથાર્થ વસ્તુના સ્વરૂપને જણાવનારું જ્ઞાન, ભેદજ્ઞાન વડે સ્વ-પરનો વિવેક કરી સ્વરૂપની એકતાનો-તન્મયતાનો અનુભવ તે ધ્યાન, તેમાં મગ્ન થએલા-લીન થએલા, રત્નત્રયના અભ્યાસવડે શુદ્ધ સાધ્યને સાધનારા, અને જેની દૃષ્ટિ કરુણાની વૃષ્ટિરૂપ છે-પરમ કરુણાને વરસાવનારી છે, તથા જેની વાણી શમ-ક્રોધાદિના ઉપશમને સિંચન કરનારી છે એવા ચિત્તની ક્લિષ્ટ વૃત્તિઓને રોકનારા યોગીને નમસ્કાર થાઓ.

અનાદિ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગની પ્રવૃત્તિ વડે જેના આત્મસ્વભાવનો ઘાત થએલો છે અને ઇષ્ટ અને અનિષ્ટ પરભાવના ગ્રહણ અને ત્યાગમાં રૂચિવાળા હોવાથી તેની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં રતિ અને અરતિના અશુદ્ધ અધ્યવસાયમાં જે મગ્ન થએલા છે તેઓમાં સ્વરૂપમગ્નપણું ક્યાંથી હોય? આથી શંકાદિ અતિચાર રહિત

---

૧ यस्य=જેની. दृष्टिः=ચક્ષુ. कृपावृष्टिः=કૃપાની વૃષ્ટિ गिरः=વાણી. शमसुधाकिरः=ઉપશમરૂપ અમૃતનો છંટકાવ કરનારી. तस्मै=તે (ને). शुभज्ञानध्यानमग्नाय=પ્રશસ્ત જ્ઞાન અને ધ્યાનમાં લીન થએલા(ને). योगिने=યોગીને. नमः=નમસ્કાર.

વિશુદ્ધ દર્શનને પ્રાપ્ત થએલો શુદ્ધાશયવાળો જીવ દુઃખી, મોહરૂપ મોટાં કાષ્ઠો વડે પ્રજ્વલિત થએલા કર્મરૂપ અગ્નિમાં બળતા, અશરણ એવા ત્રણ ભુવનના પ્રાણીઓને જોઇને આત્મિક ગુણના આવરણથી દુઃખવડે ઉદ્વિગ્ન થએલો, અચલિત તત્ત્વની શ્રદ્ધાવાળો, આસ્રવની નિવૃત્તિ અને સંવરની તન્મયતાની પ્રતિજ્ઞા ઉપર આરૂઢ થઇને તેને દૃઢ કરવા માટે મહાવ્રતોની પચીસ ભાવનાઓ વડે અન્તરાત્માને વાસિત કરનાર, બાર ભાવનાઓ વડે અધ્યવસાયને સ્થિર કરનાર, પૂર્વ કર્મની નિર્જરા અને નવીન કર્મના નહિ ગ્રહણ કરવા વડે પ્રગટ થએલ સ્વરૂપસંપત્તિના અનુભવમાં મગ્ન થએલ મહાત્મા સુખી હોય છે. એ હેતુથી શાસ્ત્ર શ્રવણ, વિભાવ પરિણતિનો ત્યાગ, તત્ત્વનો વિચાર અને આત્મતત્ત્વમાં એકાગ્રતા વગેરે ઉપાયો વડે સ્વરૂપાનુભવમાં મગ્ન થવા યોગ્ય છે. સંસારને વિશે કર્મક્લેશની પરંપરા જાણીને સંસારથી ઉદ્વિગ્ન થઇને વૈરાગ્યમાર્ગમાં પ્રવૃત્તિ કરતાં આત્મસ્વરૂપના આવિર્ભાવના કારણ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રમાં વર્તવા યોગ્ય છે.

## ૩ સ્થિરતાષ્ટક

**वत्स किं चञ्चलस्वान्तो भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि।**
**निधिं स्वसन्निधावेव स्थिरता दर्शयिष्यति ॥१॥**

૧ वत्स !=હે વત્સ ! किम्=કેમ. चञ्चलस्वान्तः=ચંચલ અન્તઃકરણવાળો. भ्रान्त्वा भ्रान्त्वा=ભમી ભમીને. विषीदसि=ખેદ પામે છે. निधिं=નિધાનને. स्वसन्निधौ=પોતાની પાસે રહેલા. एव=જ. स्थिरता=સ્થિરપણું. दर्शयिष्यति=બતાવશે.

**હે વત્સ! ચંચલ ચિત્તવાળો થઇ [ઠામે ઠામે ગામે ગામે] ભમી ભમીને કેમ ખેદ પામે છે? (જો તું નિધાનનો અર્થી છે તો) સ્થિરતા તારી પાસે જ રહેલા નિધાનને દેખાડશે.**

હવે મગ્નપણું સ્થિરતાથી થાય છે, માટે અહીં સ્થિરતાષ્ટક કહેવામાં આવે છે. તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ ત્રણ દ્રવ્યોમાં અક્રિયપણું હોવાથી સ્થિરતા છે, અને પુદ્ગલની સ્થિરતા સ્કન્ધાદિને આશ્રિત છે, પરન્તુ તે આત્મસાધનનો હેતુ નથી, માટે તેનો વિચાર અહીં કરવામાં આવ્યો નથી, જે વાસ્તવિક રીતે સ્થિર છે, પણ પર વસ્તુની ઉપાધિથી ચંચલ થયેલ છે એવા આત્માની સમ્યગ્દર્શનાદિ ગુણની પ્રાપ્તિ થતાં પરભાવને વિશે નહિ પ્રવૃત્તિ કરવા રૂપ સ્થિરતા છે તેનો વિચાર અહીં કરવામાં આવ્યો છે. તેમાં નામ અને સ્થાપના નિક્ષેપ સુગમ છે. દ્રવ્યથી સ્થિરતા મન, વચન અને કાયયોગની ચેષ્ટાને રોકવારૂપ છે. દ્રવ્યને વિશે સ્થિરતા મમ્મણ શેઠની પેઠે જાણવી. દ્રવ્યવડે સ્થિરતા વાતરોગાદિ વડે શરીરાદિની જડતારૂપ છે. દ્રવ્યરૂપ સ્થિરતા તે આગમથી અને નોઆગમથી બે પ્રકારે છે. તેમાં આગમથી દ્રવ્યસ્થિરતા સ્થિરતાપદના અર્થને જાણનાર પણ તેના ઉપયોગ રહિતને હોય છે. સ્વરૂપના ઉપયોગશૂન્ય તથા સાધ્ય દૃષ્ટિ વિનાના આત્માની પ્રાણાયામાદિને વિશે સ્થિરતા અથવા કાયોત્સર્ગાદિરૂપ સ્થિરતા નોઆગમથી દ્રવ્યસ્થિરતા કહેવાય છે. ભાવથી સ્થિરતા બે પ્રકારે છે—અશુદ્ધ અને શુદ્ધ. તેમાં રાગ-દ્વેષ સહિત મનોજ્ઞ વિષયોમાં તન્મયપણારૂપ એકતા તે અશુદ્ધ ભાવસ્થિરતા, અને સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રાદિ આત્મ-

સ્વરૂપને વિશે તન્મયતા તથા ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનાદિને વિશે અચલતાભાવરૂપ સ્થિરતા તે શુદ્ધ ભાવ સ્થિરતા. શુદ્ધ સાધ્ય રહિત યોગ વગેરેની સ્થિરતા તે દુર્નયરૂપ છે. જે સાધ્યની વાર્તા વડે સાધ્યને સિદ્ધ કરવાના પરિણામ રહિત સ્થિરતા તે નયાભાસરૂપ છે. અને જે સાધ્યના અભિલાષ તથા સાધ્યના ઉદ્યમના પરિણામવડે સહિત કારણભૂત એવી મન, વચન અને કાયા વગેરેની દ્રવ્યાશ્રવના ત્યાગ કરવા રૂપ સ્થિરતા છે તે પ્રથમના નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર—એ ચાર નયને સંમત છે. જે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ સ્વરૂપના સાધનથી સાધ્યને સિદ્ધ કરવાના અભ્યાસવાળી સ્થિરતા છે તે શબ્દ નયને માન્ય છે. જે ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં રહેલી અને સ્વરૂપથી નહિ પડવાના પરિણામવાળી સ્થિરતા છે તે સમભિરૂઢ નયને સંમત છે. અને જે ક્ષાયિક દર્શન, જ્ઞાન, ચારિત્ર, વીર્ય અને સુખ વગેરેથી અપતિત સ્વભાવવાળી સ્થિરતા તે એવંભૂત નયને સંમત છે. વિભાવ દશામાં પણ તત્ત્વના વિકલ્પોની—વિચારોની સ્થિરતા સર્વનયરૂપ હોય છે, તો પણ અહીં પરમાનન્દસમૂહના અનુભવરૂપ અને સિદ્ધત્વના સાધનભૂત જે સ્વભાવસ્થિરતા છે. તેનો અવસર હોવાથી તેની જ અહીં વ્યાખ્યા કરવામાં આવે છે. અનાદિ અશુદ્ધતામાં મગ્ન થએલો અને સ્વરૂપસુખની અપ્રાપ્તિમાં ઇન્દ્રિયસુખની ઇચ્છાથી જીવ ચંચલ થએલો છે, તેના ઉપર કરુણાબુદ્ધિથી ગુરૂ કહે છે—

હે વત્સ ! તું ચપલ અન્તઃકરણવાળો થઇ અહીં તહિં

ભમતો એક વસ્તુનો ત્યાગ કરતો, બીજી વસ્તુને ગ્રહણ કરતો અતિ દીન થઈને કેમ ખિન્ન થાય છે? તું પરવસ્તુની અપ્રાપ્તિ વડે દીન થાય છે અને પ્રાપ્તિ વડે અતૃપ્ત થાય છે, માટે પરભાવમાં વિષાદ જ છે, કારણ કે સુખની બુદ્ધિથી ગ્રહણ કરેલ પર વસ્તુમાં સ્વતઃ સુખરૂપતા નહિ હોવાથી તેની પ્રાપ્તિમાં પણ સુખ નથી, માટે તેમાં પ્રવૃત્તિ કરવી તે પરિણામે ખેદરૂપ જ છે. રે વત્સ! તારી સમીપ જ આત્માને વિશે સ્વગુણની સંપત્તિના ભાજન રૂપ નિધિ રહેલો છે, તેને જ્ઞાન, દર્શન અને ચારિત્રના ભેદ અને અભેદની એકતા રૂપ સ્થિરતા બતાવશે. તને તેનું જ્ઞાન કરાવશે. માટે અનાદિ વિષયના આસ્વાદરૂપ ચંચલતાને છોડી શુદ્ધ જ્ઞાનાદિ અનન્તગુણના સમુદાય રૂપ આત્માને વિશે સ્થિરતા કર.

**[1]ज्ञानदुग्धं विनश्येत लोभविक्षोभकूर्चकैः।**
**अम्लद्रव्यादिवास्थैर्यादिति मत्वा स्थिरो भव ॥२॥**

**જ્ઞાનરૂપ દૂધ અસ્થિરતારૂપ ખાટા પદાર્થથી લોભના વિક્ષોભ-વિકારરૂપ કૂચા થવા વડે નાશ પામે છે, બગડી જાય છે-એમ જાણીને સ્થિર થા.**

ઇષ્ટ પૌદ્ગલિક વસ્તુનું ગ્રહણ અને અનિષ્ટના ત્યાગ કરવા રૂપ અસ્થિરતાના પરિણામથી લોભના વિક્ષોભ–પરભાવની અભિલાષા લક્ષણ અશુદ્ધ પરિણામરૂપ કૂચા થવા

૧ ज्ञानदुग्धं=જ્ઞાન રૂપ દૂધ. विनश्येत=વિનાશ પામે, બગડી જાય. लोभविक्षोभकूर्चकैः=લોભના વિક્ષોભ–વિકાર રૂપ કૂચા થવા વડે. अम्लद्रव्याद्=ખાટા પદાર્થથી. इव=જેમ अस्थैर्याद्=અસ્થિરતાથી. इति=એમ. मत्वा=માનીને. स्थिरः=સ્થિરતાવાળો. भव=થા.

વડે આત્મતત્ત્વના અનુભવની તન્મયતારૂપ જ્ઞાન નાશ પામે છે. લોભ, લોલુપતા, ઇચ્છા, મૂર્છા, ગૃદ્ધિ અને આકાંક્ષા એ લોભના પર્યાયો છે. લોભનો પરિણામ આત્મસ્વરૂપના અનુભવના નાશનો હેતુ છે. જેમ ખાટા પદાર્થના યોગથી દૂધ નાશ પામે છે, તેમ લોભના પરિણામથી આત્મસ્વરૂપના અનુભવ જન્ય સુખનો નાશ થાય છે. લોભનો પરિણામ તે પરભાવને ગ્રહણ કરવાની ઇચ્છાનો પરિણામ છે, એમ જાણીને વર્ણ, ગન્ધ, રસ અને સ્પર્શરહિત અખંડાનન્દ અને ચૈતન્ય સ્વરૂપ આત્માને વિશે શ્રદ્ધા, જ્ઞાન અને રમણ કરવા વડે સ્થિર થા.

**[1]अस्थिरे हृदये चित्रा वाङ्नेत्राकारगोपना।**
**पुंश्चल्या इव कल्याणकारिणी न प्रकीर्तिता ॥३॥**

**ચિત્ત અસ્થિર-સર્વત્ર ફરતું હોય તો વિચિત્ર વાણી, નેત્ર અને આકાર-આકૃતિ વેષાદિકને ગોપન કરવા રૂપ (ક્રિયા) અસતી-કુલટા સ્ત્રીની પેઠે કલ્યાણ કરનારી કહી નથી.**

**હૃદય સ્થિર કર્યા સિવાય અનેક ક્રિયા કપટરૂપ કરે તેથી કોઈ પણ પ્રકારે અર્થની સિદ્ધિ ન થાય એ ભાવાર્થ છે.**

ચિત્ત અસ્થિર-પરભાવનું અભિલાષી છતાં ચિત્ર-અનેક પ્રકારની વાણી, નેત્ર અને આકાર-વેષાદિકને ગોપવવા રૂપ

---

૧ अस्थिरे हृदये=ચિત્ત અસ્થિર હોય ત્યારે. चित्रा=વિવિધ પ્રકારે वाङ्नेत्राकारगोपना=વાણી, નેત્ર અને આકારનું ગોપન કરવું. पुंश्चल्याः=કુલટા સ્ત્રીની. इव=જેમ. कल्याणकारिणी=કલ્યાણ કરનારી. प्रकीर्तिता=કહેલી. न=નથી.

દ્રવ્યક્રિયા અસતી સ્ત્રીની પેઠે હિતકારી કહેલ નથી. જૈનોની દ્રવ્યક્રિયા ભાવધર્મસહિત કે ભાવની ઇચ્છાવાળી જ પ્રશંસનીય છે, ભાવધર્મની ઇચ્છારહિત ક્રિયા બિલાડીના સંયમના જેવી છે. તાત્ત્વિક રીતે કરાતી દ્રવ્યક્રિયા કેટલાએકને પરંપરાએ ધર્મના હેતુરૂપે થયેલી છે, પરન્તુ તે દેવાદિસુખની તથા આ લોકના યશ વગેરેની અભિલાષા રહિતને જ ભાવધર્મનું કારણ થાય છે, પરંતુ લોકસંજ્ઞાએ પ્રવૃત્તિ કરનારને થતી નથી. માટે તત્ત્વસ્વરૂપની સન્મુખ થઇને આત્મધર્મની સાથે તન્મયતા કરીને ચિત્તને સ્થિર કરવું.

**[1]अन्तर्गतं महाशल्यमस्थैर्यं यदि नोद्धृतम् ।**
**क्रियौषधस्य को दोषस्तदा गुणमयच्छतः ॥४॥**

**જો હૃદયમાં રહેલા મહાશલ્યરૂપ અસ્થિરપણું દૂર કર્યું નથી, તો પછી ગુણ નહિ કરનાર ક્રિયારૂપ ઔષધનો શો દોષ છે? શલ્ય અન્તર્ગત હોય તો ઔષધ ગુણકારક ન થાય તે ઔષધનો દોષ નથી, પણ શલ્યનો દોષ છે. માટે શલ્ય કાઢવું જોઇએ.**

ચિત્તમાં મહાશલ્યરૂપ પરભાવને અનુસરનાર, પરભાવને પ્રાપ્ત થએલ ચેતના અને વીર્યની પરિણતિરૂપ અસ્થિરતા છે, એથી આત્મપરિણતિને પોતપોતાનું કાર્ય નહિ કરવામાં પર-

---

૧ अन्तर्गतं=અંદર રહેલું. महाशल्यं=મોટું સાલ. अस्थैर्यं=અસ્થિરપણું. यदि=જો. उद्धृतं=બહાર કાઢેલું, દૂર કરેલું. न=નથી तदा=તો. गुणं=ફાયદો, લાભ. अयच्छतः=નહિ આપનાર. क्रियौषधस्य=ક્રિયારૂપ ઔષધનો. कः=શો. दोषः=દોષ.

ભાવને સન્મુખ પ્રવૃત્તિ કરવારૂપ અસ્થિરતા દૂર કરી નથી, તો પછી ક્રિયારૂપ ઔષધ પોતાના આત્મસ્વભાવને પ્રગટ કરવારૂપ ગુણ ન આપે તો તેમાં તેનો શો દોષ છે? ક્રિયા એ પ્રવૃત્તિસ્વરૂપ છે, અને ભાવપરિણતિ આત્મગુણની શુદ્ધિરૂપ છે. અન્દર શલ્ય હોય તો ક્રિયારૂપ ઔષધ વડે ભાવરોગ દૂર થતો નથી. માટે પરભાવનું અનુયાયીપણું, પરભાવનું કર્તાપણું અને પરભાવના વ્યાપકપણારૂપ અભ્યન્તર શલ્ય દૂર કરવું.

**स्थिरता वाङ्मनःकायैर्येषामङ्गाङ्गितां गता ।**
**योगिनः समशीलास्ते ग्रामेऽरण्ये दिवा निशि ॥५॥**

**જે પુરુષોને સ્થિરતા વાણી, મન અને કાયા વડે અંગાંગિપણાને-ચન્દનગન્ધની પેઠે એકીભાવને-તન્મયપણાને પ્રાપ્ત થયેલી છે તે યોગીઓ ગ્રામ-નગરમાં અને અરણ્યમાં, દિવસે અને રાત્રિએ સમસ્વભાવવાળા છે.**

જે મહાપુરુષોને મન, વચન અને કાયયોગ વડે આત્મગુણનું નિર્ધારણ, ભાસન અને રમણતાની એકતારૂપ સ્થિરતા તન્મયપણાને પ્રાપ્ત થએલી છે, તે યોગીઓ સમ-સ્વભાવવાળા છે. સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવરૂપ આત્માના સ્વરૂપથી ભિન્ન પરદ્રવ્યને વિશે બીજું પરત્વસ્વરૂપ છે, તેને સમભાવરૂપે જાણવાથી પોતાના આત્માથી જે બીજું

૧ स्थिरता=સ્થિરપણું. वाङ्मनःकायैः=વાણી, મન અને કાયાવડે. येषां=જેઓને. अङ्गाङ्गितां=એકીભાવને, તન્મયતાને. गता=પ્રાપ્ત થએલ છે. ते=તે. योगिनः=યોગીઓ. ग्रामे=ગામમાં. अरण्ये=જંગલમાં. दिवा=દિવસે. निशि=રાત્રે. समशीलाः=સમભાવવાળા.

છે તે બધું ભિન્ન છે–એ પ્રમાણે જેને સમભાવ પ્રાપ્ત થએલો છે તેને ગ્રામ–જનસમુદાયમાં અને અરણ્ય–નિર્જન પ્રદેશમાં તુલ્યપણું છે–એટલે ત્યાં ઇષ્ટપણા અને અનિષ્ટપણાનો અભાવ છે, તેમજ તેઓને દિવસે અને રાત્રે રાગ દ્વેષના અભાવરૂપ સમ પરિણામ છે.

**[1]स्थैर्यरत्नप्रदीपश्चेद् दीप्रः संकल्पदीपजैः।**
**तद्विकल्पैरलं धूमैरलं धूमैस्तथाऽऽस्त्रवैः ॥६॥**

જો સ્થિરતારૂપ રત્નનો દીવો સદા દેદીપ્યમાન છે તો સંકલ્પરૂપ દીપથી ઉત્પન્ન થએલા વિકલ્પરૂપ ધૂમનું શું કામ છે? અર્થાત્ તેનું કંઈ પણ પ્રયોજન નથી. તથા અત્યન્ત ધૂમ–મલીન એવા પ્રાણાતિપાતાદિક આસ્રવોનું પણ શું કામ છે?

સંકલ્પરૂપ દીવો ક્ષણવાર પ્રકાશ કરે છે અને (વિકલ્પ રૂપ) અતિશય ધૂમથી ચિત્તગૃહ મલીન કરે છે, તે માટે સદા પ્રકાશી નિષ્કલંક સ્થિરતારૂપ દીપ જ આદર કરવા યોગ્ય છે.

જો સ્થિરતારૂપ રત્નનો દીવો જે પુરુષને હમેશાં દેદીપ્યમાન હોય તો તેને સંકલ્પરૂપ દીપથી ઉત્પન્ન થએલા વિકલ્પરૂપ ધૂમથી સર્યું. પરભાવની ચિન્તાને અનુસરનાર અશુદ્ધ

---

૧ चेद्=જો. स्थैर्यरत्नप्रदीपः=સ્થિરતારૂપ રત્નનો દીવો. दीप्रः=દેદીપ્યમાન, પ્રકાશમાન. तत्=તો संकल्पदीपजैः=સંકલ્પરૂપ દીવાથી ઉત્પન્ન થએલા. विकल्पैः=વિકલ્પોરૂપ. धूमैः=ધૂમાડાઓનું अलं=( નિષેધાર્થક અવ્યય ). કામ નથી. तथा=વળી. अलंधूमैः=અત્યંત મલીન. आस्रवैः= પ્રાણાતિપાત વગેરે આસ્રવો–કર્મબન્ધના હેતુઓનું (કામ નથી.)

ચપલતારૂપ સંકલ્પ છે, અને તેનું વારંવાર સ્મરણ કરવા રૂપ વિકલ્પ કહેવાય છે. એવા સંકલ્પ વિકલ્પરૂપ ધૂમનું કંઇપણ પ્રયોજન નથી. જેને સ્વરૂપની એકતારૂપ સ્થિરતા પ્રકાશિત છે તેને સંકલ્પ–વિકલ્પો હોતા નથી. જો કે જ્ઞાન, દર્શન અને ચારિત્રના અભેદ કાળે નિર્વિકલ્પ સમાધિ હોય છે, તો પણ સ્વરૂપમાં લીન થએલાને સાંસારિક સંકલ્પ–વિકલ્પોનો અભાવ હોય છે. તથા અત્યન્ત ધૂમના જેવા મલિન–દોષ-વાળા આસ્રવોનું પણ કંઈ પ્રયોજન નથી. આથી સંકલ્પ-વિકલ્પરૂપ ચલાયમાન પરિણતિનો ત્યાગ કરીને દ્રવ્ય અને ભાવરૂપ પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન અને પરિગ્રહરૂપ આસ્રવોનો ત્યાગ કરવો. જે આત્મસમાધિમાં રતિવાળો અને પોતાના સ્વભાવમાં સ્થિર છે તેને આસ્રવો ક્યાંથી હોય? કારણ કે સ્વભાવનું કર્તાપણું, યથાર્થ જ્ઞાન-સ્વરૂપનું ગ્રાહકપણું, પોતાના ગુણોનું ભોક્તાપણું અને પોતાના સ્વભાવના રક્ષકપણાના ગુણમાં પરિણમેલ આત્માને આસ્રવો હોતા નથી; પણ પરભાવપણે પરિણમેલા એ સ્વભાવોના આસ્રવો હોય છે. સ્વરૂપની ભ્રાન્તિ જ સ્વપરિ-ણામને પરભાવના કર્તાપણે પરિણમાવે છે. જ્યારે આત્માને સ્વરૂપનો બોધ અને સ્વકાર્ય કરવાનો નિશ્ચય થાય છે ત્યારે સ્વપરિણામને સ્વભાવરૂપ કાર્ય કરવામાં પ્રવર્તાવે છે. પર-ભાવના કર્તાપણામાં પ્રવર્તાવતો નથી. સ્વરૂપમાં મૂઢ થએલાને વિશે કારકનો સમુદાય પણ પરભાવના કર્તાપણા આદિ વ્યાપાર વડે અશુદ્ધ કરાયેલ છે. જ્યારે આવા પ્રકારના સ્વપરના વિવેક વડે હું આત્મસ્વરૂપ છું અને પર તે પરજ છે, હું પરભાવનો કર્તા નથી અને ભોક્તા પણ નથી–એમ

ભેદજ્ઞાનવાળો થઈને પોતાના કારકસમુદાયને પોતાનું કાર્ય કરવામાં પ્રવર્તાવે છે—એટલે આત્મા, આત્માને, આત્મા વડે આત્મા માટે આત્માથી અને આત્માને વિશે—એમ કારકસમુદાયને પ્રવર્તાવે છે ત્યારે એ પ્રકારે સ્વરૂપમાં પરિણમેલાને આસ્રવો હોતા નથી.

**[1]उदीरयिष्यसि स्वान्तादस्थैर्यं पवनं यदि।**
**समाधेर्धर्ममेघस्य घटां विघटयिष्यसि ॥७॥**

**જો અન્તઃકરણથી અસ્થિરતારૂપ પવન ઉત્પન્ન કરીશ તો ધર્મમેઘ સમાધિની શ્રેણિને વિખેરી નાંખીશ.**

**પાતંજલ યોગશાસ્ત્રમાં ધર્મમેઘ સમાધિને [2]અસંપ્રજ્ઞાત સમાધિ કહી છે. તેની ઘટાને એટલે આવતા કેવળજ્ઞાનને વિખેરી નાંખીશ.**

જો અન્તઃકરણથી અસ્થિરતારૂપ પવનને તું પ્રવર્તાવીશ તો સ્વરૂપમાં વિશ્રાન્તિરૂપ ધર્મમેઘ નામે સમાધિની ઘટાને દૂર કરીશ. અસ્થિર આત્માને વિશે સમાધિનો નાશ થાય છે. માટે આત્મધર્મને વિશે સ્થિરતા કરવા યોગ્ય છે.

---

૧ यदि=જો. स्वान्तात्=અન્તઃકરણથી अस्थैर्यं=અસ્થિરતારૂપ. पवनं=પવનને. उदीरयिष्यसि=પ્રેરીશ, ઉત્પન્ન કરીશ (તો) धर्ममेघस्य=ધર્મમેઘ નામની. समाधेः=સમાધિની घटां=ઘટાને. विघटयिष्यसि=વિખેરી નાંખીશ

૨ જ્યાં ચિત્તની ક્લિષ્ટ વૃત્તિઓનો રોધ કરવામાં આવે છે તે સંપ્રજ્ઞાત યોગ અને ક્લિષ્ટ અને અક્લિષ્ટ બન્ને પ્રકારની વૃત્તિઓનો રોધ કરવામાં આવે છે તે અસંપ્રજ્ઞાત યોગ કહેવાય છે.

**चारित्रं[1] स्थिरतारूपमतः सिद्धेष्वपीष्यते ।**
**यतन्तां यतयोऽवश्यमस्या एव प्रसिद्धये ॥८॥**

યોગની સ્થિરતારૂપ ચારિત્ર છે, એ હેતુથી સિદ્ધને વિશે પણ કહ્યું છે, માટે હે યતિઓ! આજ સ્થિરતાની પ્રકૃષ્ટ-પરિપૂર્ણ સિદ્ધિ માટે અવશ્ય પ્રયત્ન કરો.

સિદ્ધોમાં સર્વ આત્મપ્રદેશોની સ્થિરતા એ સિદ્ધાન્તસિદ્ધ છે, પણ સિદ્ધોમાં ચારિત્ર નિષેધ્યું છે તે ક્રિયારૂપ ચારિત્ર સમજવું. સિદ્ધમાં જે ભાવ હોય તે જાતિસ્વભાવ ગુણ કહેવાય, એવી સ્થિરતા છે, તે માટે સર્વ પ્રકારે તેની સિદ્ધિ કરવી એ ઉપદેશ છે.

ચારિત્ર સ્થિરતારૂપ છે, આ કારણથી સકલ કર્મથી મુક્ત થએલા સિદ્ધાત્માને વિશે પણ ચારિત્ર હોય છે. ભગવતી સૂત્રમાં સિદ્ધોને ચારિત્રનો અભાવ કહ્યો છે તે ક્રિયા-યોગની પ્રવૃત્તિરૂપ ચારિત્ર સમજવું, પણ જે સ્થિરતારૂપ ચારિત્ર છે તે વસ્તુનો ધર્મ હોવાથી અવશ્ય હોય છે. એ પ્રમાણે પ્રજ્ઞાપના, તત્ત્વાર્થ અને વિશેષાવશ્યકાદિ ગ્રન્થોમાં સ્પષ્ટ વ્યાખ્યા કરી છે. કારણ કે આવરણના અભાવમાં આવરણ કરવા યોગ્ય ગુણ પ્રગટ થાય છે, તેથી જેનો ચારિત્રમોહ ગયેલો છે તેને ચારિત્ર પ્રકટ થાય છે, માટે સિદ્ધોને પણ સ્થિરતારૂપ ચારિત્ર હોય છે. એવી સ્થિરતા સાધવા યોગ્ય છે. પ્રથમ સમ્યગ્દર્શનવડે

---

૧ चारित्रं=ચારિત્ર. स्थिरतारूपं=સ્થિરતારૂપ. अतः=એ હેતુથી. सिद्धेषु=સિદ્ધોમાં. अपि=પણ. इष्यते=ઇચ્છાય છે, માનવામાં આવે છે. यतयः=હે યતિઓ! अस्याः=આ સ્થિરતાની. एव=જ. प्रसिद्धये=પરિપૂર્ણ સિદ્ધિને માટે. अवश्यं=અવશ્ય. यतन्ताम्=યત્ન કરો.

શ્રદ્ધાની સ્થિરતા કરીને સમ્યગ્ જ્ઞાનસ્વરૂપમાં વિશ્રાન્તિ અને સ્વરૂપની એકાગ્રતારૂપ સ્થિરતા કરે છે, ત્યારબાદ સમસ્ત ગુણ અને પર્યાયોની પોતાના કાર્યમાં પ્રવૃત્તિ કરવારૂપ સ્થિરતા નિષ્પન્ન કરીને સર્વ આત્મિકપરિણતિની અસંગ દશારૂપ પરમ સ્થિરતાને પ્રાપ્ત કરે છે. એ હેતુથી સર્વ પ્રકારની ચપલતાનો ત્યાગ કરી યોગની સ્થિરતા કરીને અને ઉપયોગની સ્થિરતા વડે સ્વરૂપનું કર્તાપણું, સ્વરૂપમાં રમણ અને સ્વરૂપના ભોક્તાપણારૂપ સ્થિરતા સાધવા યોગ્ય છે. તેથી સ્થિરતાનું સાધન કરવામાં યત્ન કરવો એ ઉપદેશ છે.

## ४ मोहत्यागाष्टक

**[१]अहं ममेति मन्त्रोऽयं मोहस्य जगदान्ध्यकृत्।**
**अयमेव हि नञ्पूर्वः प्रतिमन्त्रोऽपि मोहजित्॥**

**'હું અને મારું' એ મોહરાજાનો મન્ત્ર છે તે જગતને આંધળું કરનાર છે અને નકારપૂર્વક આજ વિરોધી મન્ત્ર પણ છે તે મોહને જિતનાર છે.**

**'अहं' અને 'मम' એ ચાર અક્ષરનો પ્રાણીઓને સર્વ સંસારચક્રવાલમાં ભમાડવાને માટે મોહરાજાનો મન્ત્ર છે. 'नाहं અને न मम' એ તેનો વિરોધી મન્ત્ર મોહને જિત-**

૧ अहं मम इति=હું અને મારૂં એવો. अयं=આ मोहस्य=મોહનો. मन्त्र=દેવાધિષ્ઠિત વિદ્યા. जगदान्ध्यकृत्=જગતને આંધળું કરનાર, જ્ઞાનરૂપ ચક્ષુનો નાશ કરનાર. अयमेव=આ જ મન્ત્ર. नञ्पूर्वः=નકારપૂર્વક. प्रतिमन्त्रः=વિરોધી મન્ત્ર. अपि=પણ. मोहजित्=મોહને જીતનાર.

**નાર છે. ચારિત્રધર્મ રાજા એ મન્ત્રનો જાપ દઈ ભવ્ય પ્રાણીઓના મોહનો નાશ કરે છે.**

સ્થિરતા એ મોહના ત્યાગથી થાય છે અને આત્માના પરિણામની ચપલતા મોહના ઉદયથી થાય છે. મોહનો ઉદય એ તત્ત્વના નિશ્ચયરૂપ સમ્યગ્દર્શન અને સ્વરૂપને વિશે રમણુતા કરવારૂપ ચારિત્રને રોકે છે. અને તેથી ક્ષયોપશમવાળો જીવ ચેતના અને વીર્યાદિ ગુણોનો વિપર્યાસ, પરરમણુતા અને સંતાપાદિ રૂપે પરિણમે છે. તેથીજ ચપલતા—અસ્થિરતા થાય છે અને મોહના ઉદયનું નિવારણ કરવાથી સ્થિરતા થાય છે. તેથી અહીં મોહત્યાગાષ્ટકની વ્યાખ્યા કરવામાં આવી છે—તેમાં નામ અને સ્થાપના સુગમ છે. દ્રવ્ય વડે—મદિરાપાન વગેરેથી મૂઢતાનો પરિણામ, અથવા દ્રવ્યથી—ધન અને સ્વજનાદિના વિયોગથી મોહ, અથવા દ્રવ્યને વિશે—શરીર અને પરિગ્રહાદિને વિશે મોહ તે દ્રવ્યમોહ. અથવા ગવૈયા વગેરેના મોહોત્પાદક સંગીતાદિને વિશે મોહ તે પણ દ્રવ્યમોહ છે. અથવા દ્રવ્યમોહ આગમ અને નોઆગમથી બે પ્રકારે છે. મોહ પદના અર્થને જાણવા છતાં તેને વિશે ઉપયોગ રહિત તે આગમથી દ્રવ્યમોહ અને મોહ પદના અર્થને જાણનાર જીવરહિત શરીરાદિ તે નોઆગમથી [1]દ્રવ્યમોહ રાગની પેઠે જાણવો. ભાવથી મોહ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે. સર્વ પાપસ્થાનના કારણભૂત દ્રવ્યને

---

૧ મોહનીય કર્મના પરમાણુઓનો સમૂહ એ પણ દ્રવ્યમોહ છે અને તે ભાવમોહનું કારણ છે.

વિશે મોહ તે અપ્રશસ્ત અને મોક્ષમાર્ગને વિશે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપનું કારણ સુદેવ, સુગુરુ અને સદ્ધર્મને વિશે મોહ તે પ્રશસ્ત મોહ. મોહનો ત્યાગ કરવો એટલે આત્માથી તેને ભિન્ન કરવો. અહીં જે અપ્રશસ્ત મોહ છે તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. કારણ કે તે આત્માની અશુદ્ધિનું કારણ છે. જે પ્રશસ્ત મોહ છે તે આત્મસાધનનું અસાધારણ કારણ હોવાથી પૂર્ણ તત્ત્વની નિષ્પત્તિની પૂર્વે કરવા યોગ્ય હોવા છતાં તે ઉપાદેય તો નથી, માટે તેને શ્રદ્ધાથી વિભાવરૂપે જાણવો. જો કે પ્રશસ્તમોહ ઉત્તમ વૃત્તિ છે, શુભ પરિણામ છે, તો પણ તે અશુદ્ધ પરિણતિ છે, માટે સાધ્ય દૃષ્ટિએ તો સર્વ પ્રકારના મોહનો ત્યાગ કરવો એજ શ્રદ્ધા કરવા યોગ્ય છે. તેમાં પ્રથમના ચાર નયની અપેક્ષાએ કર્મવર્ગણાના પુદ્ગલોને, તેના સંબન્ધોને, તેના ગ્રહણ કરવાની પ્રવૃત્તિથી થતા સંકલ્પને, બંધાતા, સત્તામાં રહેલા, ચલિત થયેલા, ઉદીરણાને પ્રાપ્ત થએલા અને ઉદયમાં આવેલા કર્મપુદ્ગલોને તથા અશુદ્ધ વિભાવ પરિણામના કારણોને મોહ કહેવાય છે. શબ્દાદિ ત્રણ નયની અપેક્ષાએ મિથ્યાત્વ, અસંયમ તથા પ્રશસ્ત અને અપ્રશસ્ત મોહરૂપે પરિણમેલ ચેતનાના પરિણામને મોહ કહેવાય છે. આથી નવીન કર્મને ગ્રહણ કરવાનું કારણભૂત મોહનો પરિણામ છે. મોહથી જ જગત બંધાયેલું છે. મોહથી મૂઢ થએલા જીવો સંસારમાં ભ્રમણ કરે છે. જે હેતુથી જ્ઞાનાદિ ગુણો અને સ્વાભાવિક સુખને રોકનારા તથા અનન્ત જીવોએ અનન્તવાર ભોગવીને છોડી દીધેલા જડ, નહિ ગ્રહણ કરવા યોગ્ય

ઇષ્ટ અને અનિષ્ટ પુદ્‌ગલોને ગ્રહણ કરવા અને ત્યાગ કરવા રૂપ વિકલ્પ મોહથી ઉત્પન્ન થએલો છે. તેથી પુદ્‌ગલમાં આસક્ત થએલો, મોહની પરિણતિથી પુદ્‌ગલોનો અનુભવ કરનાર અને સ્વસ્વરૂપને નહિ જાણવાથી તેમાં મૂઢ થયેલો જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે. માટે મોહનો ત્યાગ કરવો એજ હિતકારક છે. એ સંબંધે કહ્યું છે કે—

"आया नाणसहावी दंसणसीलो विसुद्धसुहरूवो ।
जो संसारे भमई एसो दोसो खु मोहस्स ॥
जो उ अमुत्ति अकत्ता असंग–निम्मल सहावपरिणामी ।
सो कम्मकवयबद्धो दीणो सो मोहवसगत्ते ॥
ही दुक्खं आयभवं मोहमप्पाणमेव धंसेइ ।
जस्सुदए णियभावं सुद्धं सव्वं पि नो सरइ ॥"

"જ્ઞાનસ્વભાવવાળો, દર્શનસ્વભાવવાળો અને વિશુદ્ધ સુખ રૂપ આત્મા સંસારમાં પરિભ્રમણ કરે છે તે મોહનો દોષ છે.

જે અમૂર્ત, અકર્તા, સંગરહિત, નિર્મલ અને સ્વભાવથી પરિણામી આત્મા છે તે કર્મરૂપ કવચથી બંધાએલો, દીન અને મોહની પરવશતાથી દુઃખી થયેલો છે.

આત્માથી ઉત્પન્ન થએલો મોહ આત્માનો જ પરાભવ કરે છે એજ દુઃખ છે. જેના ઉદયથી આત્મા પોતાના સંપૂર્ણ શુદ્ધસ્વભાવનું પણ સ્મરણ કરતો નથી"

માટે એ પ્રમાણે મોહની ચેષ્ટા જાણીને તેનો ત્યાગ કરવા યોગ્ય છે. એ બાબત અહીં જણાવે છે. આત્માના

અશુદ્ધ પરિણામરૂપ મોહની 'નૃપ' એવી સંજ્ઞા છે, તે મોહ રાજાનો 'अहं' 'मम' 'હું' અને 'મારૂં' એ મન્ત્ર જગતના જીવોને અંધ કરનાર છે, જગતના જ્ઞાનરૂપ ચક્ષુને રોકનાર છે. સ્વરૂપના અજ્ઞાનથી ઉન્માદ થવો તે 'अहं', પરભાવને કરવામાં કર્તાપણારૂપ અભિમાન તે 'अहं'ભાવ છે. સર્વ સ્વરૂપ દ્રવ્યથી ભિન્ન એવા પુદ્ગલ અને જીવાદિ પદાર્થને વિશે 'આ મારું છે' એવો મમત્વનો પરિણામ મમ કાર છે. 'હું અને મારૂં' એ પરિણામ વડે સર્વ પરવસ્તુને પોતાની કરેલી છે. આ મોહથી થએલો અશુદ્ધ અધ્યવસાય છે અને તે મોહને પ્રગટ કરનાર છે. શુદ્ધ જ્ઞાનાંજન રહિત જીવોને અન્ધ કરનાર એટલે સ્વરૂપને અવલોકન કરવાની શક્તિનો નાશ કરનાર છે. જો આજ મન્ત્ર નકારપૂર્વક હોય તો તે 'अहं न, मम न' હું નથી અને મારૂં નથી–એ વિરોધી મન્ત્ર મોહનો પરાજય કરનાર થાય છે. આ જે પરભાવો છે તે 'હું નથી' તેમ આ પરભાવો મારા નથી, આ તો ભ્રાન્તિ છે. હવે વસ્તુસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવાથી 'હું પરવસ્તુનો સ્વામી નથી કે પરભાવો મારા નથી.' એ સંબન્ધે કહ્યું છે કે—

"एगो हं नत्थि मे कोइ नाहमन्नस्स कस्सइ ।
एवं अदीणमणसो अप्पाणमणुसासइ ॥
एगो मे सासओ अप्पा नाणदंसणसंजुओ ।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥
संजोगमूला जीवेण पत्ता दुक्खपरंपरा ।
तम्हा संजोगसंबंधं सव्वं तिविहेण वोसिरे ॥

"હું એક ( આત્મસ્વરૂપ ) છું, મારૂં કોઇ નથી. તેમ હું અન્ય કોઇનો પણ નથી. એ પ્રમાણે દીનતારહિત મનવાળો આત્માને ઉપદેશ કરે.

એક મારો શાશ્વત આત્મા જ્ઞાન-દર્શન વડે સહિત છે. બાકીના મારાથી બાહ્ય-ભિન્ન પદાર્થો છે અને તે સાંયોગિક-સંયોગથી થએલા છે.

જીવે સંયોગના કારણથી જ દુઃખની પરંપરા પ્રાપ્ત કરેલી છે, તેથી સર્વ પ્રકારના સંયોગ સંબન્ધ મન, વચન અને કાયા વડે ત્યાગ કરવા યોગ્ય છે.

એમ વિચારીને દ્રવ્ય કર્મ, શરીર, ધન અને સ્વજનોની ભિન્નતાની ભાવના કરી સ્વભાવમાં એકતા-તન્મયતા કરવા વડે મોહનો જય થાય છે- અને એથી જ અહંભાવ અને મમત્વભાવનો ત્યાગ ઇષ્ટ છે.

**[1] शुद्धात्मद्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम ।**
**नान्योऽहं न ममान्ये चेत्यदो मोहास्त्रमुल्बणम् ॥२॥**

શુદ્ધ-નિજસત્તા વ્યવસ્થિત આત્મદ્રવ્ય જ હું છું વિભાવે અશુદ્ધ નથી. એ સંબન્ધે કહ્યું છે કે—

**मग्गणगुणठाणेहिं चउदस य हवंति तह य असुद्धणया।**
**विण्णेया संसारी सव्वे सुद्धा उ सुद्धणया" ॥**

1 शुद्धात्मद्रव्यं=શુદ્ધ આત્મ દ્રવ્ય. एव=જ. अहं=હું (છું.) शुद्धज्ञानं=કેવલજ્ઞાન. मम=મારો. गुणः=ગુણ (છે.) अन्यः=તેથી ભિન્ન अहं=હું. न=નથી. च=અને. अन्ये=બીજા પદાર્થો. मम=મારા. न=નથી. इति=એ પ્રમાણે. अदः=આ उल्बणं=તીવ્ર. मोहास्त्रं=મોહને નાશ કરવાનું શસ્ત્ર. (છે.)

**"અશુદ્ધ નયની દૃષ્ટિથી માર્ગણાસ્થાનક અને ગુણસ્થાનકની અપેક્ષાએ ચૌદ પ્રકારના સંસારી જીવો છે અને શુદ્ધનયની અપેક્ષાથી બધા જીવો શુદ્ધ છે." શુદ્ધ જ્ઞાન-કેવળજ્ઞાન જ મારો ગુણ છે. તેથી હું બીજો નથી, તેમ બીજા ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્યો મારા નથી. એ ધ્યાવું તે મોહને હણવાનું આકરૂં શસ્ત્ર છે.**

શુદ્ધ-નિર્મલ-સર્વ પુદ્ગલના સંબન્ધરહિત, જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, અવ્યાબાધ સુખ, અમૂર્તત્વ વગેરે અનન્તગુણ પર્યાયરૂપ, નિત્ય અનિત્યાદિ અનન્તધર્મમય, અસંખ્યપ્રદેશી, સ્વભાવથી પરિણામી, સ્વરૂપનું કર્તાપણું અને ભોક્તાપણું વગેરે ધર્મ સહિત શુદ્ધ આત્મદ્રવ્યરૂપ હું છું. વળી અનન્ત સ્યાદ્વાદરૂપ સ્વસત્તાને પ્રગટ કરવામાં રસિક, નિરન્તર આનન્દ વડે પરિપૂર્ણ, પરમાત્મા અને પરમ જ્યોતિરૂપ છું. તથા શુદ્ધ, આવરણરહિત સૂર્યચન્દ્રાદિની સહાય વિના પ્રકાશક, એક સમયે ત્રણ કાળના ત્રણ લોકમાં રહેલા સર્વ દ્રવ્ય અને પર્યાયના ઉત્પાદ, વ્યય અને ધ્રુવપણાને જાણનાર કેવલજ્ઞાન એ મારો ગુણ છે. હું જ્ઞાનનો કર્તા છું, મારું કાર્ય જ્ઞાન છે. જ્ઞાનરૂપ કરણ વડે યુક્ત, જ્ઞાન દાનનું પાત્ર, જ્ઞાનથી જાણતો અને જ્ઞાનનો આધાર છું. જ્ઞાન જ મારૂં સ્વરૂપ છે એમ જાણતો, બીજા ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, આકાશ અને પુદ્ગલો મારા પોતાનાથી ભિન્ન છે. બીજા જીવ પણ જુદા છે, જીવ અને પુદ્ગલના સંયોગથી જે અન્ય વિભાવ પરિણામ છે તે સર્વ અન્ય છે, તે હું નથી. આ બધા પૂર્વોક્ત પદાર્થો મારાથી જુદા છે. કારણ કે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી મારૂં ભિન્ન-

પણું છે. જે [1]વ્યાપ્યવ્યાપકભાવથી ભિન્ન છે તે મારા નથી. જે અસંખ્યાતપ્રદેશરૂપ પોતાના ક્ષેત્રમાં અભેદરૂપે પોતાના પર્યાયનો પરિણામ છે તે મારો છે. કેમકે સ્વસ્વરૂપને વિશે સ્વપણું અને પરસ્વરૂપને વિશે પરપણું છે. આ ભેદજ્ઞાન મોહને છેદનાર ઉગ્ર શસ્ત્ર છે. કારણ કે આવા પ્રકારના ભેદજ્ઞાનથી વિભક્ત–જુદા થએલા આત્માના મોહનો ક્ષય થાય છે. માટે સર્વ પરભાવથી ભિન્નપણું કરવા યોગ્ય છે. એથી જ નિર્ગ્રન્થો આસ્રવોનો ત્યાગ કરે છે. ગુરુના ચરણોનો આશ્રય કરે છે. વનમાં વસે છે. કર્મના ઉદય સમયે ઉદાસીન રહે છે. આગમોનો અભ્યાસ કરે છે. કારણ કે ઉત્તમ પુરૂષોનો અનાદિ પરભાવનો ઉચ્છેદ કરવા માટે પ્રયત્ન હોય છે.

**[2]यो न मुह्यति लग्नेषु भावेष्वौदयिकादिषु।**
**आकाशमिव पङ्केन नासौ पापेन लिप्यते ॥३॥**

જે લાગેલા [3]ઔદયિકાદિ ભાવોમાં મુંઝાતો નથી,

૧ આત્મદ્રવ્ય અને તેના ગુણ–પર્યાયનો વ્યાપ્ય–વ્યાપકભાવ છે, પરન્તુ તેનાથી બીજા ભાવોનો આત્માની સાથે વ્યાપ્યવ્યાપકભાવ નથી.

૨ यः=જે लग्नेषु=લાગેલા, औदयिकादिषु=ઔદયિક વગેરે, भावेषु=ભાવોમાં, न मुह्यति=મુંઝાતો નથી. असौ=તે, આ. पङ्केन=કાદવવડે. आकाशं=આકાશની. इव=જેમ. पापेन=પાપ વડે. न लिप्यते=લેપાતો નથી.

૩ ભાવ પાંચ પ્રકારના છે. ૧ ક્ષાયિક, ૨ ક્ષાયોપશમિક, ૩ ઔપશમિક, ૪ ઔદયિક અને ૫ પારિણામિક. એ સંબન્ધે જુઓ 'નવતત્ત્વ વિવેચનસહિત' પા. ૧૬૬

પાંચ પ્રકારના કર્મના ઉદય અને ક્ષયોપશમાદિ ભાવને પામી સ્વભાવથી અવિચલિતપણે રાગદ્વેષ કરતો નથી, તે જેમ આકાશ કાદવથી લેપાતું નથી તેમ પાપથી લેપાતો નથી. કામભોગાદિના નિમિત્ત માત્રથી કર્મબન્ધ થતો નથી, પણ તેમાં મોહ આવે છે તેથી કર્મબન્ધ થાય છે. કહ્યું છે કે-

**ण कामभोगा समयं उविंति, णया वि भोगा विगइं उविंति। जो तप्पओसी अ परिग्गही अ [सो तेसु मोहा विगइं उवेइ] ॥ समो अ जो तेसु स वीयरागो ॥**

उत्तरा० अ. ३२ गा. १०१

કામભોગો સમભાવને પ્રાપ્ત થતા નથી, તેમ ભોગો વિકારને પ્રાપ્ત થતા નથી, એટલે કામભોગો સમભાવ અને વિકારનું કારણ નથી. પરન્તુ જે તેનો દ્વેષ કરે છે અને તેમાં પરિગ્રહ-મૂર્છા કરે છે તે તેમાં મોહ-રાગ દ્વેષ કરવાથી વિકાર પામે છે. જે સમપરિણામવાળો છે તે વીતરાગ છે.

જે તત્ત્વવિલાસી જીવ પોતાને વિશે લાગેલા ઔદયિક ભાવ-શુભાશુભ કર્મના ઉદયરૂપ વિપાકમાં, આદિ શબ્દથી પરભાવને અભિમુખ પ્રવૃત્તિ કરતા ક્ષાયોપશમિક ભાવમાં અને તેથી અશુદ્ધ થએલા પારિણામિક ભાવમાં મુંઝાતો નથી, તન્મયતા અનુભવતો નથી, પરન્તુ ભેદજ્ઞાનરૂપ વિવેકથી પરવસ્તુના સંયોગનો ત્યાગ કરી અવશ્ય ઉદયમાં આવેલા કર્મફળમાં નિર્લેપ રહે છે, ઉદાસીનભાવે રહે છે, જેમ આકાશ કાદવથી લેપાતું નથી, તેમ તે કર્મથી લેપાતો નથી. આકાશમાં રહેલ કાદવ આકાશને લેપ કરનાર થતું નથી, કારણ કે તે કાદવરૂપે પરિણમતું નથી, તેમ શમ, સંવેગ અને

નિર્વેદ વડે પરભાવને રોકનાર આત્માને અવશ્ય કર્મના ઉદયરૂપ ફળ ભોગવતાં છતાં તેમાં તન્મય ન થતો હોવાથી કર્મનો બન્ધ થતો નથી. તે માત્ર પૂર્વ કર્મની નિર્જરા કરે છે, કારણ કે પોતાના પરિણામને ભિન્ન રાખવાથી તેને પરભાવનું કર્તાપણું નથી. એ સંબન્ધે અધ્યાત્મબિન્દુમાં કહ્યું છે કે—

**"स्वत्वेन स्वं परमपि परत्वेन जानन् समस्ता-**
**न्यद्रव्येभ्यो विरमणमिति यच्चिन्मयत्वं प्रपन्नः ।**
**स्वात्मन्येवाभिरतिमुपनयन् स्वात्मशीली स्वदर्शी-**
**त्येवं कर्ता कथमपि भवेत्कर्मणो नैष जीवः" ॥**

"પોતાને સ્વસ્વરૂપે અને પરવસ્તુને પરરૂપે જાણતો આત્મા સર્વ પરદ્રવ્યોથી વિરામ પામે છે. તેથી ચૈતન્યમય સ્વરૂપને પ્રાપ્ત થઈ પોતાના આત્માને વિષે જ રતિ કરતો, પોતાનું જ અનુશીલન કરતો અને પોતાને જ જોતો કોઈ-પણ રીતે કર્મનો કર્તા થતો નથી"

(न कामभोगा—ઈત્યાદિ ગાથા અને તેનો અનુવાદ ભાષાર્થમાં આવેલ હોવાથી અહીં આપવામાં આવેલ નથી.)

એ પ્રમાણે જે પરદ્રવ્યમાં રતિ કરતો નથી તે આત્મા મૂકાય છે. માટે સર્વ સંગનો ત્યાગ કરવો, કારણ કે સંગ એ મોહનું નિમિત્ત છે. મોહના ત્યાગનો અર્થી મોહના નિમિત્તભૂત એવા ધન, સ્વજન, સ્ત્રી, ભોગ અને ભોજનાદિનો ત્યાગ કરે છે, કારણ કે કારણના અભાવે કાર્યનો અભાવ હોય છે. ભાવાશ્રવની પરિણતિનો રોધ કરવો એ સંયમ છે

તેના રક્ષણ અને તેની વૃદ્ધિ માટે મુનિઓને દ્રવ્યાશ્રવનો ત્યાગ કરવો હિતાવહ છે. જેઓએ પરભાવોને અભોગ્ય અને અગ્રાહ્ય કર્યા છે, તે પરભાવમાં તેઓ કેમ રતિ કરે?

**पश्यन्नेव परद्रव्यनाटकं प्रतिपाटकम् ।**
**भवचक्रपुरस्थोऽपि नामूढः परिखिद्यति ॥४॥**

**અનાદિ અનન્ત કર્મપરિણામ રાજાની રાજધાની સ્વરૂપ ભવચક્ર નામના નગરમાં રહેતા છતાં પણ એકેન્દ્રિય વિકલેન્દ્રિયાદિ નગરની પોળે પોળે પરદ્રવ્ય-પુદ્‍ગલદ્રવ્યનું જન્મ, જરા અને મરણાદિરૂપ નાટક જોતા મોહ રહિત આત્મા ખેદ પામતો નથી. 'खिद्यति काव्ये न मौर्ख्ये स्त्रे' ઇત્યાદિ પાઠમાં खिद् ધાતુ પરસ્મૈપદ છે. માટે અહીં દોષ રૂપ નથી.**

સ્વરૂપથી ચ્યુત ન થાય એવા આત્મધર્મની તન્મયતામાં અમૂઢ-મૂઢતા રહિત તત્ત્વજ્ઞાની, સ્વરૂપના સાધનમાં તત્પર થએલો આત્મા એકેન્દ્રિય, વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવ રૂપ દરેક પોળે મનુષ્ય, તિર્યંચ, દેવ અને નરકરૂપ સઘળા સ્થાને પરદ્રવ્ય-પુદ્‍ગલદ્રવ્યનું જન્મ, જરા અને મરણાદિરૂપ સંસ્થાન, નિર્માણ અને વર્ણાદિના ભેદ વડે વિચિત્ર નાટક જોતાં ખેદ પામતો નથી. પુદ્‍ગલરૂપ કર્મના વિપાકથી ઉત્પન્ન થએલી વિચિત્રતાને જાણે છે, પરન્તુ તેને પોતાનું સ્વરૂપ માનતો નથી, અજ્ઞાની કર્મકૃત વિચિત્રતાને પોતાનુ

---

૧ प्रतिपाटकं=પોળે પોળે. परद्रव्यनाटकं=જન્મ જરા મરણાદિરૂપ પુદ્‍ગલ દ્રવ્યના નાટકને. पश्यन्=જોતો. एव=જ. भवचक्रपुरस्थः-ભવચક્ર નામના નગરમાં રહેતો. अपि=પણ. अमूढः=મોહરહિત. न परिखिद्यति= ખેદ પામતો નથી.

સ્વરૂપ માને છે પણ તત્ત્વજ્ઞાનીની માન્યતા તેવી નથી. તે મૂઢતારહિત તત્ત્વજ્ઞાની અનાદિકાળથી પોતે કરેલા કર્મપરિણામરૂપ નૃપની રાજધાનીભૂત ચાર ગતિરૂપ સંસારચક્રમાં રહેવા છતાં પણ આત્માને તેથી ભિન્ન જાણતો [1]ખેદ પામતો નથી. આથી કર્મના ફળની વિચિત્રતાને ભોગવવા છતાં પણ જ્ઞાનીને ખેદ થતો નથી. જો કર્મ કરવાના સમયે અરતિ અને અનાદર નથી, તો પછી ભોગવવાના સમયે શો દ્વેષ કરવો ? ઉદયમાં આવેલા કર્મને ભોગવવાના સમયે રાગદ્વેષનો પરિણામ જ નવીન કર્મના બન્ધનું કારણ છે. એ હેતુથી ઉદયમાં તટસ્થભાવે રહેવું. શુભકર્મનો ઉદય પણ આવરણ છે, અશુભ કર્મનો ઉદય પણ આવરણ છે. શુભ અશુભ બન્ને કર્મનો ઉદય આત્માના ગુણને આવરણ કરવા રૂપે સરખો છે, તો તેમાં ઇષ્ટપણું અને અનિષ્ટપણું શું છે ?

**[2]विकल्पचषकैरात्मा पीतमोहासवोऽह्ययम् ।**
**भवोच्चतालमुत्तालप्रपञ्चमधितिष्ठति ॥५॥**

---

૧ અહીં મૂળ પાઠમાં खिद् ધાતુ આત્મનેપદી હોવા છતાં પરસ્મૈપદમાં વાપર્યો છે તે દોષરૂપ નથી, કારણ કે 'खिद्यन्ति काव्ये जडाः' એવો પરસ્મૈપદી પાઠ પણ જોવામાં આવે છે.

૨ विकल्पचषकैः–વિકલ્પરૂપ મદિરા પીવાના પાત્રોવડે. पीतमोहासवः=જેણે મોહરૂપ મદિરા પીધી છે એવો. अयं=આ. आत्मा=જીવ. ही=ખરેખર. उत्तालप्रपञ्चं=જ્યાં હાથ ઉંચા કરી તાળીઓ આપવાની ચેષ્ટા કરવામાં આવે છે એવા. भवोच्चतालं=સંસારરૂપ દારૂના પીઠાનો अधितिष्ठति=આશ્રય કરે છે.

**વિકલ્પરૂપ મદ્ય પીવાના પાત્ર વડે જેણે મોહરૂપ મદિરાનું પાન કરેલું છે એવો આ આત્મા જ્યાં ઉંચા હાથ કરીને તાળીઓ આપવાની ચેષ્ટા કરવામાં આવે છે એવા સંસારરૂપ પાનગોષ્ઠી-દારુના પીઠાનો આશ્રય કરે છે.**

વિકલ્પો—પર પદાર્થોને વિશે 'આ સારું' 'આ ખરાબ' એવા મનના તરંગોરૂપ દારુ પીવાના પાત્રો છે. તે વડે જેણે મોહરૂપી આસવ-માદક રસનું પાન કરેલું છે એવો આત્મા સંસારરૂપ દારુના પીઠાનો આશ્રય કરી વારંવાર મોટા અવાજે હાથની તાળીઓ આપવાની ચેષ્ટા કરે છે. મોહવાળો જીવ દારુ પીધેલાની પેઠે ઉન્મત્ત થઇને ચંચલતા અને વિકલતાની ચેષ્ટા કરે છે. તે પરવસ્તુને પોતાની જાણતો અને પોતાના સ્વરૂપને પરરૂપે જાણતો અકાર્ય કરવામાં નિપુણ ગણી પોતાને પ્રવર્તાવતો પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થઇને ભમે છે, માટે મોહનો ત્યાગ કરવો એ શ્રેયસ્કર છે.

**निर्मलं स्फटिकस्येव सहजं रूपमात्मनः ।**
**अध्यस्तोपाधिसंबन्धो जडस्तत्र विमुह्यति ॥६॥**

**આત્માનું સહજ-સ્વભાવસિદ્ધ સ્વરૂપ સ્ફટિકના જેવું નિર્મલ છે, તેમાં સ્થાપ્યો છે ઉપાધિનો સંબન્ધ જેણે એવો જડ-મૂર્ખ અવિવેકી ત્યાં મુંઝાય છે, મોહ પામે છે. જેમ સ્ફટિક સ્વભાવે નિર્મલ છે, કાળા અને રાતા ફુલના યોગથી**

૧ स्फटिकस्य=સ્ફટિકના. इव=જેવું. निर्मलं=મેલરહિત, સ્વચ્છ. आत्मनः=આત્માનું. सहजं=સ્વભાવ સિદ્ધ रूपं=સ્વરૂપ છે. अध्यस्तोपाधिसंबन्धः=આરોપ્યો છે ઉપાધિનો સંબન્ધ જેણે એવો. जडः=અવિવેકી. तत्र=તેમાં. विमुह्यति=મુંઝાય છે.

કાળું અને રાતું કહેવાય, તેને જે સ્ફટિકસ્વભાવ જાણે તે મૂર્ખ-અવિવેકી છે, તેમ શુદ્ધ આત્મદ્રવ્યને ઉપાધિના સંબન્ધથી એકેન્દ્રિયાદિ ઉપાધિરૂપ જ જાણે તે અવિવેકી સમજવો. ઘણા મોહી જીવો પર વસ્તુમાં આત્મભાવને આરોપી સુખ માને છે તે મિથ્યા સુખ છે.

નિર્દોષ, નિરાવરણ અને ઉપાધિરહિત સ્ફટિકના જેવું, જાણવાના સ્વભાવવાળા આત્મદ્રવ્યનું સ્વાભાવિક શુદ્ધ સ્વરૂપ છે. આથી વાસ્તવિક રીતે આત્મા સ્ફટિકના જેવો નિર્મલ-નિસ્સંગ છે. સંગ્રહનયથી આત્મા પરવસ્તુરૂપ ઉપાધિના સંબન્ધવાળો નથી, પણ પરમ જ્ઞાયક અને ચિદાનન્દસ્વરૂપ છે. પ્રાપ્ત થયેલ કર્મપુદ્‌ગલના સંબન્ધથી એકેન્દ્રિયાદિરૂપ ઉપાધિના સંબન્ધવાળો અનેક પ્રકારનો રોગી અને શોકાતુર અવસ્થાવાળો, અવિવેકી-વસ્તુસ્વરૂપના જ્ઞાન રહિત જીવ તે ઉપાધિભાવમાં મુંઝાય છે, તન્મયતા પામે છે. જેમ કોઇ મૂર્ખ કાળા, લીલા અને પીળા વગેરે પુષ્પના સંયોગથી સ્ફટિકને અભેદ રૂપે કાળા, લીલા અને પીળા વગેરે સ્વભાવવાળું જાણે છે, તેમ વસ્તુસ્વરૂપના જ્ઞાન રહિત જીવ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગના નિમિત્તે બાંધેલા એકેન્દ્રિયાદિ નામકર્મના ઉદયથી પ્રાપ્ત થએલ એકેન્દ્રિયાદિ ભાવને એકેન્દ્રિયાદિરૂપ જ માને છે. 'હું એકેન્દ્રિય, વિકલેન્દ્રિય કે પંચેન્દ્રિય છું' એમ જાણે છે, પરન્તુ પોતાના શુદ્ધ નિર્મલ સચ્ચિદાનન્દ સ્વરૂપને જાણતો નથી-એ અવિવેકનો પરિણામ છે. જેમ રત્નની પરીક્ષા કરનાર ઝવેરી ખાણમાં રહેલા રત્નને મલિન, આવરણવાળા અને માટી સહિત હોવા છતાં રત્નરૂપે જાણે છે તેમ જે તત્ત્વજ્ઞાની છે તે જ્ઞાનાવરણાદિથી

ઢંકાયેલા, તદાકાર રહિત અને જ્ઞાનરૂપ જ્યોતિના પ્રકાશ રહિત હોવા છતાં આત્માને પૂર્ણાનન્દસ્વરૂપ, સ્વાભાવિક, અકૃત્રિમ, આનન્દઘનરૂપ, સર્વજ્ઞ અને સર્વ તત્ત્વના સ્વરૂપથી અભિન્ન છે એમ સમ્યગ્ જ્ઞાનથી નિશ્ચય કરે છે. આથી આત્મા શુદ્ધ જ છે એવી શ્રદ્ધા કરવી. ઉપાધિદોષ હોવા છતાં પણ તેનો આત્માની સાથે અભેદ નહિ હોવાથી અને તે માત્ર સંસર્ગથી ઉત્પન્ન થએલ હોવાથી આત્મા તેથી ભિન્ન જ છે એમ નિર્ધારણ કરવા યોગ્ય છે.

**अनारोपसुखं मोहत्यागादनुभवन्नपि ।**
**आरोपप्रियलोकेषु वक्तुमाश्चर्यवान् भवेत् ॥७॥**

**મોહના ત્યાગ-ક્ષયોપશમથી આરોપ રહિત સ્વભાવનું સુખ યોગી અનુભવતો હોવા છતાં આરોપ-જુઠું જેને પ્રિય છે એવા લોકને વિશે કહેવાને આશ્ચર્યવાળો થાય છે.**

પોતાના જ્ઞાનરૂપ ગુણના નિર્ધારથી પ્રગટ થતા સહજ સુખને મોહના ક્ષયોપશમથી અનુભવવા છતાં પણ આરોપ-મિથ્યાસુખની કલ્પના જેઓને પ્રિય છે એવા લોકોને વિશે આરોપિત સુખનું વર્ણન કરવાને આશ્ચર્યવંત થાય ? અર્થાત્ ન થાય. જેણે આરોપિત સુખ પ્રાપ્ત કરેલું છે તેને આરોપિત સુખમાં આશ્ચર્ય થાય છે. અથવા સહજ સુખનો અનુભવી કલ્પિત સુખમાં પ્રીતિવાળા લોકોની પાસે

૧ मोहत्यागाद्=મોહના ત્યાગ કરવાથી, ક્ષયોપશમથી. अनारोपसुखं= સહજ સુખને. अनुभवन्=અનુભવતો. अपि=પણ. आरोपप्रियलोकेषु આરોપ-અસત્ય છે પ્રિય જેને એવા લોકોમાં. वक्तुं=કહેવાને. आश्चर्यवान्=આશ્ચર્યવાળો. भवेत्=થાય.

આરોપિત સુખ 'સુખ છે' એ કહેવાને આશ્ચર્યવન્ત થાય છે. એટલે તેને સુખરૂપે કહેવાને સમર્થ થતો નથી. કારણ કે તે સુખ નથી અને સુખનું કારણ પણ નથી. ખરી રીતે દુઃખને 'સુખ છે' એમ લોકોને સમજાવવા કહેવું પડે છે, તોપણ સ્વયં તેને આશ્ચર્ય થાય છે કે મેં આ શું કહ્યું? આ સુખ તો નથી જ. પર વસ્તુના સંબંધથી ઉત્પન્ન થએલું સુખ સુખાભાસરૂપ છે અને એ હેતુથી તે નિવારણ કરવા યોગ્ય છે, કારણ કે તેનું કારણ મોહ છે. પૌદ્‌ગલિક સુખમાં સુખની ભ્રાન્તિ જ અભ્યન્તર મિથ્યાત્વ છે.

**[1]यश्चिद्दर्पणविन्यस्तसमस्ताचारचारुधीः ।**
**क्व नाम स परद्रव्येऽनुपयोगिनि मुह्यति ॥८॥**

જે જ્ઞાનરૂપ દર્પણને વિશે સ્થાપન કરેલા સમસ્ત જ્ઞાનાદિ પાંચ આચાર વડે સુન્દર બુદ્ધિવાળો છે તે યોગી અનુપયોગી–કામમાં ન આવે એવા પરદ્રવ્યને વિશે ક્યાં મુંઝાય? મોહ પામે?

આગમને અનુકૂલ આશયવાળો અને સર્વ પદાર્થને જાણનાર જ્ઞાનરૂપી દર્પણને વિશે સ્થાપેલા સમસ્ત જ્ઞાનાદિ આચારો વડે મનોહર બુદ્ધિવાળા યોગી અનુપયોગી–કોઇ પણ કામમાં ન આવે એવા ગ્રહણ કરવાને અયોગ્ય પુદ્‌ગલાદિ દ્રવ્યમાં ક્યાં મોહ પામે? જે જ્ઞાનાદિ પાંચ આચાર

---

૧ चिद्दर्पणविन्यस्तसमस्ताचारचारुधीः=ચિદ્–જ્ઞાનરૂપ દર્પણને વિશે સ્થાપેલા સમસ્ત જ્ઞાનાદિ આચાર વડે સુન્દર બુદ્ધિવાળો. यः= જે છે. सः=તે. अनुपयोगिनि=ઉપયોગ રહિત, કામ ન આવે એવા. परद्रव्ये=પુદ્‌ગલ દ્રવ્યમાં. क्व=ક્યાં. मुह्यति=મુંઝાય, મોહ પામે.

વડે સંસ્કારને પામેલા ઉપયોગવાળો આત્મા જ્ઞાનરૂપી દર્પણને વિશે સહજ સુખને જોતો પરદ્રવ્યને વિશે કેમ મોહ પામે ? ન જ પામે.

તત્ત્વજ્ઞાન રહિત, અનાદિ મિથ્યાત્વ અને અસંયમવાળા, સ્વરૂપના અનુભવથી શૂન્ય આત્માઓને પરદ્રવ્યને વિશે સુખનો અનુભવ થાય છે, તેમાં જે સુખની ભ્રાન્તિ છે તે મોહ છે. સ્વભાવ ધર્મના નિશ્ચય, જ્ઞાન અને રમણતાના અનુભવરૂપ સુખના આસ્વાદમાં લીન થએલાને મોહ હોતો નથી. માટે આત્મસ્વરૂપની તન્મયતા જ મોહને ત્યાગ કરવાનો ઉપાય છે. એથી અનાદિ કાળની ભ્રાન્તિ છોડીને આત્માનો અનુભવ કરવામાં રસિક થવું. આત્મસ્વરૂપની શ્રદ્ધા, જ્ઞાન, રમણ અને અનુભવ કરવો એ તાત્પર્ય છે. આગમના શ્રવણ અને સત્સંગથી થએલ તત્ત્વરુચિ અને તત્ત્વજ્ઞાનના બળથી સંયોગજન્ય બધું અનિત્ય, અશરણ અને સંસારનું કારણ છે, આત્મા એક છે, અન્ય સર્વ પદાર્થો આત્માથી ભિન્ન છે, પર વસ્તુનો સંબન્ધ એ જ અશુચિ છે. પરભાવને અનુસરવું તે આસ્રવ, સ્વરૂપને અનુસરવું તે સંવર અને ઉદયમાં અમગ્નપણું–ઇત્યાદિ પરિણામ વડે મોહનો ત્યાગ કરવો.

## ૫ ज्ञानाष्टकम्

**[1]मज्जत्यज्ञः किलाज्ञाने विष्टायामिव शूकरः।**
**ज्ञानी निमज्जति ज्ञाने मराल इव मानसे ॥१॥**

---

૧ अज्ञः=અજ્ઞાની. किल=ખરેખર. अज्ञाने=અજ્ઞાનમાં निमज्जति=

**જેમ ડુક્કર વિષ્ટામાં મગ્ન થાય છે, તેમ અજ્ઞાની ખરેખર અજ્ઞાનમાં મગ્ન થાય છે. જેમ હંસ માન સરોવરમાં નિમગ્ન થાય છે તેમ જ્ઞાની પુરુષ જ્ઞાનમાં નિમગ્ન થાય છે.**

મોહનો ત્યાગ જ્ઞાનથી થાય છે માટે ત્યારબાદ જ્ઞાનાષ્ટકનું કથન કરવામાં આવ્યું છે. તેમાં શબ્દરૂપ વ્યવહારથી અવિરુદ્ધ, સર્વ પદાર્થોને જાણવા રૂપ, સામાન્ય અને વિશેષ રૂપ પદાર્થોમાં વિશેષ ધર્મના બોધરૂપ જ્ઞાન છે. જે વડે વિશેષરૂપે પદાર્થનો બોધ થાય તે જ્ઞાન. ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે-

**एयं पंचविहं नाणं दव्वाण य गुणाण य ।**
**पज्जवाणं च सव्वेसिं नाणं नाणीहिं देसियं ॥**

अध्य० २८ गा० ५

સર્વ દ્રવ્યો, ગુણો અને પર્યાયોનું જ્ઞાન જ્ઞાની પુરુષોએ ઉપદેશ્યું છે અને એ જ્ઞાન પાંચ પ્રકારનું છે.

જ્ઞાન એ આત્માનું વિશેષ–અસાધારણ લક્ષણ છે, તેમાં જ્ઞાન એવા શબ્દરૂપ નામજ્ઞાન, અથવા કોઇનું 'જ્ઞાન' એવું નામ પાડવામાં આવે તે નામજ્ઞાન. સિદ્ધચક્રાદિને વિશે જ્ઞાનપદની સ્થાપના તે સ્થાપના જ્ઞાન. જ્ઞાનપદને જાણનાર પણ તેને વિશે ઉપયોગ રહિત તે આગમથી દ્રવ્યજ્ઞાન. "ઉપયોગ રહિત અવસ્થા તે દ્રવ્યજ્ઞાન" એમ [1]તત્ત્વાર્થ

નિમગ્ન થાય છે. इव=જેમ. विष्ठायां=વિષ્ટામાં. शूकरः=ડુક્કર. ज्ञानी=જ્ઞાનવાળો. ज्ञाने=જ્ઞાનમાં. (મગ્ન થાય છે.) इव=જેમ. मानसे=માન સરોવરમાં मरालः=હંસ.

१ "तथा द्रव्यज्ञानमनुपयुक्तताऽवस्था" तत्त्वार्थटीका अ. १ सू. ५.

ટીકામાં કહ્યું છે. તેથી પુસ્તક પત્રાદિમાં રહેલું તે નોઆગમથી દ્રવ્યજ્ઞાન કહેવાય છે. અથવા વાચના, પૃચ્છના, પરાવર્તના અને ધર્મકથાદિ અનુપ્રેક્ષા-મનનરહિત દ્રવ્યજ્ઞાન છે અને ઉપયોગનો પરિણામ એ ભાવજ્ઞાન છે. તે મતિ વગેરે ભેદવાળું અને સ્વપરનો વિવેક કરનાર છે. તેના જ્ઞાન, અવલોકન અને ભાસન વગેરે પર્યાય શબ્દો છે.

તેમાં નૈગમ નય વડે ભાષાદિ સ્કંધોનું જ્ઞાન છે. સંગ્રહ નય વડે અભેદ ઉપચારથી સર્વ જીવોનું જ્ઞાન છે. વ્યવહાર નયથી પુસ્તકાદિનું જ્ઞાન છે. ઋજુસૂત્ર નયવડે તેના પરિણામ અને સંકલ્પરૂપ જ્ઞાન છે. અથવા નૈગમ નય વડે જ્ઞાનના હેતુભૂત વીર્ય, સંગ્રહનયવડે આત્મા, વ્યવહારનય વડે ક્ષયોપશમથી થએલ જ્ઞાનના ભેદો, ઋજુસૂત્રવડે યથાર્થ અને અયથાર્થ સ્વરૂપવાળો ઉભયરૂપ વર્તમાન બોધ, શબ્દ નયવડે સમ્યગ્દર્શનપૂર્વક યથાર્થ અવબોધરૂપ, કાર્ય-કારણની અપેક્ષાવાળું સ્વપરપ્રકાશરૂપ સ્યાદ્વાદયુક્ત, અર્પિત-અપેક્ષા અને અનર્પિત (ભિન્ન અપેક્ષા) વગેરે સહિત સમ્યગ્જ્ઞાન, સમભિરૂઢનયવડે સકલ જ્ઞાનના વાચક પર્યાય શબ્દોની ભિન્ન ભિન્ન અર્થમાં શક્તિની પ્રવૃત્તિરૂપ અને એવંભૂતનયવડે મત્યાદિ જ્ઞાનના સ્વસ્વરૂપની પૂર્ણતા. વાસ્તવિક રીતે કેવલજ્ઞાન એ એવંભૂત નયથી જ્ઞાન કહેવાય છે. તેમાં મિથ્યાદર્શનમાં વિપર્યાસ સહિત જ્ઞાન છે અને તે મોહત્યાગનું કારણ નથી. એથી સમ્યગ્દર્શનપૂર્વક સ્વસ્વરૂપની ઉપાદેયતા અને પરભાવની હેયતાના ઉપયોગરૂપ સમ્યગ્જ્ઞાન અહીં ગ્રહણ કરેલું છે અને તે જ સંસાર ઉપરની ઉદાસીનતાનું કારણ છે. એ સંબન્ધે કહ્યું છે કે—

"तज्ज्ञानमेव न भवति यस्मिन्नुदिते विभाति रागगणः ।
तमसः कुतोऽस्ति शक्तिर्दिनकरकिरणाग्रतः स्थातुम्" ॥

તે જ્ઞાન જ નથી કે જેનો ઉદય થતાં રાગદ્વેષાદિ રહે, કારણ કે સૂર્યના કિરણોની પાસે રહેવાની અંધકારની શક્તિ ક્યાંથી હોય?

એ માટે તત્ત્વના અવબોધરૂપ જ્ઞાન આત્માના સ્વ સ્વભાવના આવિર્ભાવનું કારણ અને મોક્ષમાર્ગનું મૂળ છે. 'ज्ञानक्रियाभ्यां मोक्षः' "જ્ઞાન અને ક્રિયા વડે મોક્ષ થાય છે" "पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए"।[1] 'પ્રથમ જ્ઞાન અને પછી દયા' એ પ્રમાણે જ્ઞાનપૂર્વક દયાનો સ્વીકાર કરીને સર્વ પ્રકારના સંયમી રહે છે. અહીં અનુપ્રેક્ષા-મનનસહિત સ્પર્શજ્ઞાનનો અવસર છે, માટે તેની વ્યાખ્યા કરે છે—

સ્વભાવ અને વિભાવનો વિવેક નહિ કરનારો અજ્ઞાની અજ્ઞાન-અયથાર્થ ઉપયોગમાં મગ્ન થાય છે. એટલે જે યથાર્થ બોધ રહિત છે તે અજ્ઞાનમાં લીન થાય છે. જેમ ભુંડ સારૂં ભક્ષ્ય છોડી વિષ્ટામાં મગ્ન થાય છે તેમ અજ્ઞાની નહિ ભોગવવા યોગ્ય, આત્મગુણોના આવરણનું કારણ પરવસ્તુમાં, સાતાદિના વિપાકરૂપ ઇન્દ્રિયના વિષયમાં મગ્ન થાય છે. જે જ્ઞાની છે, યથાર્થ બોધવાળા છે, તે તત્ત્વના અવબોધરૂપ આત્મસ્વરૂપમાં મગ્ન થાય છે, તન્મય થાય છે. આત્મસ્વરૂપના અવબોધ અને અનુભવમાં લીન થએલા યોગી ઇન્દ્રાદિને વિસ્મય પમાડનારા મનોજ્ઞ શબ્દાદિ વિષયોને તૃણતુલ્ય ગણે છે, પોતાના સ્વરૂપમાં રમણ

---

૧ દશવૈકાલિક અ. ૪ ગા. ૧૦

કરે છે, ભયંકર ગ્રીષ્મઋતુના તાપથી સંતપ્ત શિલા ઉપર રહ્યા હોય તો પણ શીતલતાનો અનુભવ કરે છે, અત્યંત ઠંડીમાં પણ કંપાયમાન થતા નથી, આત્મતત્ત્વોનું ધ્યાન કરે છે, જગતને ક્ષોભ પમાડનારા ઉત્પાતો વડે પણ ક્ષોભ પામતા નથી, ઇન્દ્રની સ્પર્ધા કરે તેવા ચક્રવર્તીના વૈભવોનો ત્યાગ કરે છે. વધારે શું કહેવું? આત્માનન્દના અનુભવમાં રસિક પુરૂષોને બીજું બધું દોષયુક્ત ભાસે છે. યથાર્થ, સંપૂર્ણ અને પ્રત્યક્ષ આત્માને વિશે રસિક મહાત્માઓ પરિષહો સહન કરે છે, શ્રેણિનો પ્રારંભ કરે છે, સ્વરૂપની તન્મયતારૂપ ધ્યાન કરે છે. માટે જ્ઞાનનો આસ્વાદ લેનારા સત્પુરુષો જ ધન્યવાદને પાત્ર છે. સંવેગરંગશાલામાં કહ્યું છે કે—

"ते धन्ना सुकयत्था जेसिं नियतत्तबोहरुई जाया।
जे तत्तबोहभोई ते पुज्जा सव्वभव्वाणं ॥
जेसिं निम्मलनाणं जायं तत्तसहावभोगित्तं।
ते परमा तत्तसुही तेसिं नामं पि सुहयरं" ॥

"તેઓ ધન્ય અને કૃતાર્થ છે કે જેઓને આત્મતત્ત્વના બોધની રુચિ થએલી છે. જેઓ તત્ત્વબોધના ભોગી છે તેઓ સર્વ ભવ્ય જીવોને પૂજવા યોગ્ય છે.

જેઓમાં નિર્મલ જ્ઞાન અને તત્ત્વ સ્વભાવનું ભોક્તાપણું છે, તેઓ તાત્ત્વિક રીતે પરમ સુખી છે અને તેનું નામ પણ કલ્યાણ કરનારું છે."

જેઓ આત્મ તત્ત્વબોધની રુચિવાળા છે તેઓનો જન્મ

અને જીવિત સફલ છે, એથી જ જેમ હંસ માન સરોવરમાં મગ્ન રહે છે તેમ જ્ઞાની પુરુષ જ્ઞાનને વિશે મગ્ન રહે છે.

**निर्वाणपदमप्येकं भाव्यते यन्मुहुर्मुहुः ।**
**तदेव ज्ञानमुत्कृष्टं निर्बन्धो नास्ति भूयसा ॥२॥**

**એક પણ મોક્ષના સાધનભૂત પદ-વચનની જે વારંવાર ભાવના કરાય, એથી આગમ અને શ્રુતયુક્તિથી મનનું વારંવાર સ્મરણરૂપ નિદિધ્યાસન બતાવ્યું, તે જ જ્ઞાન ઉત્કૃષ્ટ છે. કારણ કે તેથી તત્ત્વજ્ઞાન ઉપજે છે. સામાયિક પદ માત્રની ભાવનાથી અનન્ત સિદ્ધો થએલા શાસ્ત્રમાં સાંભળીએ છીએ. ઘણું ભણવાનો આગ્રહ નથી. ભાવનાજ્ઞાન થોડું હોય તો પણ ઘણું છે અને તે વિના ઘણું જ્ઞાન તે શુકપાઠરૂપ છે.**

સમસ્ત કર્મના ક્ષયને નિર્વાણ અથવા મોક્ષ કહેવાય છે. તેના સાધનભૂત એક પણ સ્યાદ્વાદસાપેક્ષ પદની વારંવાર આત્માના તન્મયપણાથી જે ભાવના કરાય, એટલે વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા(મનન), ધર્મચિન્તન, પરિશીલન, નિદિધ્યાસન રૂપે કરવું, કર્તાપણું, કાર્યપણું, કારણપણું, આધારપણું, આસ્વાદ, વિશ્રામ અને સ્વરૂપમાં એકતા કરાય તે જ જ્ઞાન ઉત્કૃષ્ટ છે. જેથી આત્મા સ્વરૂપમાં લીન થાય છે. અનાદિ કાળથી નહિ અનુભવેલા આત્મસુખને અનુભવે છે. તેવા એક પદનો પણ અભ્યાસ, તેની વારંવાર

---

૧ एकं=એક. अपि=પણ. निर्वाणपदं=મોક્ષનું સાધન પદ. मुहुर्मुहुः=વારંવાર. भाव्यते=વિચારાય છે. तदेव=તે જ. ज्ञानं=જ્ઞાન. उत्कृष्टं=શ્રેષ્ઠ છે. भूयसा=ઘણા જ્ઞાન વડે निर्बन्धः=આગ્રહ. नास्ति=નથી.

ભાવના કરવી તે બસ છે, બાકીના વાણીના વિસ્તાર રૂપ ઘણા જ્ઞાનનો શો આગ્રહ છે? ઘણા બકવાદ કરવા રૂપ જ્ઞાનનું શું પ્રયોજન છે? ભાવના જ્ઞાન થોડું હોય તોપણ અમૃત સમાન છે અને તે અનાદિ કાળના કર્મરોગને દૂર કરવાને સમર્થ છે.

**[1]स्वभावलाभसंस्कार[2]कारणं ज्ञानमिष्यते ।**
**ध्यान्ध्यमात्रमतस्त्वन्यत् तथा चोक्तं महात्मना ॥३॥**

**આત્મસ્વભાવની પ્રાપ્તિના સંસ્કાર-વાસનાનું કારણભૂત જ્ઞાન ઇચ્છીએ છીએ; એટલે થોડાં ઘણાં વીતરાગ વચનથી વિચારણા થતાં વીતરાગનું સ્મરણ થવાથી આત્મામાં તદ્રૂપતાનું કારણ જ્ઞાન ઇચ્છવા યોગ્ય છે. એ સિવાય બીજું જે અધિક ભણવું તે બુદ્ધિનું અન્ધપણું છે. તેજ પ્રમાણે મહાત્માએ (પતંજલિ ઋષિએ) કહ્યું છે. અહીં પતંજલિ ઋષિને પ્રથમ યોગની દૃષ્ટિથી મહાત્મા કહેલ છે.**

જ્ઞાનાદિ અનન્તગુણ-પર્યાય રૂપ આત્મસ્વભાવની પ્રાપ્તિનો સંસ્કાર-વાસનાના પ્રગટ થવાથી તેનું સ્મરણ-હમેશાં તેના ઉપયોગ રૂપ જ્ઞાન તે અહીં ઇચ્છવા યોગ્ય છે, કારણકે તેથી તત્ત્વની પ્રાપ્તિ થાય છે.

તે સિવાયનું બીજું બધું વાણીના વિલાસરૂપ, સ્વસ્વ-

---

૧ स्वभावलाभसंस्कारकारणं=સ્વભાવની પ્રાપ્તિના સંસ્કારનું કારણ. ज्ञानं=જ્ઞાન. इष्यते=ઇચ્છાય છે. अतः=એથી. तु=વળી. अन्यत्=બીજું. ध्यान्ध्यमात्रं=માત્ર બુદ્ધિનું આંધળાપણું. तथा=તે પ્રમાણે. महात्मना=મહાપુરુષે. उक्तं=કહ્યું છે.

૨ –स्मरणं पाठान्तरम् ।

રૂપને સ્પર્શ નહિ કરનારું લૌકિક અને લોકોત્તર શાસ્ત્રના વિકલ્પ રૂપ બાહ્ય જ્ઞાન છે તે બુદ્ધિનુ અન્ધપણું છે, ચિત્તના વ્યાક્ષેપરૂપ છે. જે જ્ઞાન સ્વપરનો વિવેક, આત્મામાં એકતા–તન્મયતા અને પરવસ્તુના ત્યાગ માટે થતું નથી તે બધું અરણ્યરુદન સમાન છે. હરિભદ્રાચાર્યે કહ્યું છે કેઃ–"अकुत्था-संयतं नाणं सुअपाठु व्व त्रिन्नेयं।" અસંયમની જુગુપ્સા રહિત જ્ઞાન શુકપાઠના જેવું જાણવું. અનુયોગદ્વારમાં કહ્યું છે કે–

**"सिक्खियं ठियं जियं मियं जाव गुरुवायणोवगयं वायणाए पुच्छणाए परिअट्टणाए धम्मकहाए नो अणुप्पेहाए ता दव्वसुयं।"**

"જે પુરુષમાં શિખવાયેલું, સ્થિર કરેલું, વારંવાર યાદ કરેલું, અને ગુરુની વાચનાદ્વારા પ્રાપ્ત થએલું શ્રુતજ્ઞાન હોય અને તે વાચના, પૃચ્છના, પરાવર્તના અને ધર્મકથા કરતો હોય તો પણ જો અનુપ્રેક્ષા–મનન રૂપ ઉપયોગમાં ન હોય તો તે દ્રવ્યશ્રુત છે."

એમ જેણે ચેતનાનો ક્ષયોપશમ પ્રાપ્ત કર્યો છે એવા આત્માને આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ–એ ચાર સંજ્ઞાઓમાં આ લોકની ઇચ્છાથી કે પરલોકની ઇચ્છાથી જ્ઞાન, ઇચ્છા પ્રવૃત્તિ વગેરે શું શું થતું નથી? પરન્તુ જે સકલ પુદ્ગલોથી ઉદ્વિગ્ન થયેલો છે અને સ્વસ્વરૂપ પ્રાપ્ત કરવાનો અભિલાષી છે તે યથાર્થ સ્વરૂપે આત્માને જાણે છે તે જ જ્ઞાન છે. માટે સ્વસાધ્યની સિદ્ધિ માટે આત્મજ્ઞાન મેળવવા ઉદ્યમ કરવા યોગ્ય છે. કહ્યું છે કેઃ—

"आत्माज्ञानभवं दुःखं आत्मज्ञानेन हन्यते।
अभ्यस्यं तत् तथा तेन येनात्मा ज्ञानमयो भवेत् ॥"

[1]આત્માના અજ્ઞાનથી થએલું દુઃખ આત્માના જ્ઞાનથી નાશ પામે છે. તેથી આત્મજ્ઞાનનો તેવા પ્રકારે અભ્યાસ કરવા યોગ્ય છે કે જેથી આત્મા જ્ઞાનમય થાય.

स्वल्पज्ञानेन नो शान्तिं याति दृप्तात्मनां मनः।
स्तोकवृष्ट्या यथा तप्तभूमिरुष्मायतेतराम् ॥"

[2]જ્ઞાનના લેશમાત્રથી ગર્વિષ્ઠ થયેલા આત્માઓનું મન શાન્ત થતું નથી. કેમકે થોડી વૃષ્ટિથી તપેલી ભૂમિ વધારે ગરમ થાય છે.

આથી અતિચાર અને આશંસા રહિત યથાર્થ આત્મબોધમાં રસિક થવું. તેના માટે જ મુનિઓને અંગ, ઉપાંગ અને યોગોપધાનાદિનો અભ્યાસ કરવાનો કહ્યો છે. અને તે

१ आतम अज्ञाने करी, जे भवदुःख लहिये।
आतमज्ञाने ते टळे, एम मन सद्दहिये। आतमतत्त्व विचारिए॥

य० सिमंधरजिनस्तवन।

२ अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्माऽपि तं नरं न रञ्जयति॥

भर्तृहरि.

અજ્ઞાનીને સહેલાઈથી સમજાવી શકાય, વિશેષ જ્ઞાનીને ઘણી સહેલાઈથી સમજાવી શકાય, પણ જ્ઞાનના લેશમાત્ર વડે પંડિતાઈના અભિમાનવાળાને બ્રહ્મા પણ સમજાવી શકતો નથી.

પ્રમાણે મહાત્મા પતંજલિ વગેરેએ તથા યશસ્વી અને સૂક્ષ્મબુદ્ધિવાળા હરિભદ્રસૂરિએ યોગદૃષ્ટિસમુચ્ચયમાં કહ્યું છે–

**वादांश्च प्रतिवादांश्च वदन्तोऽनिश्चितांस्तथा।**
**तत्त्वान्तं नैव गच्छन्ति तिलपीलकवद् गतौ ॥४॥**

અનિશ્ચિત-અનિર્ધારિત અર્થવાળા વાદ–પૂર્વપક્ષ અને પ્રતિવાદ–ઉત્તરપક્ષને કહેતાં તે પ્રમાણે છ માસ સુધી કંઠશોષ કરે, પણ ગમન કરવામાં ઘાંચીના બળદની પેઠે તત્ત્વનો પાર પામે નહિ.

**पढे पार कहां पावतो, मिटी न मनकी आश।**
**ज्यूं कोल्हूके बयलको, घरही कोस पंचास ॥**

બીજાનો પરાજય અને પોતાનો જય મેળવવાની ઇચ્છાથી પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ રૂપ, જેમાં વસ્તુના સ્વરૂપનો નિર્ણય થતો નથી એવા વિવાદ અને શુષ્કવાદાદિ કરતાં વસ્તુધર્મરૂપ તત્ત્વનો પાર પામતા નથી. એટલે અત્યન્ત અને સ્વાભાવિક આત્મજ્ઞાનના અનુભવ રૂપ ફળને મેળવી શકતા નથી. જેમ ગમન કરવા છતાં ઘાણીની આસપાસ ફરતો ઘાંચીનો બળદ એક સ્થાનેથી બીજા સ્થાને પહોંચતો નથી, તેમ તત્ત્વજ્ઞાનની ઇચ્છા સિવાય અનેક શાસ્ત્રના અભ્યાસનો પરિશ્રમ કરવા છતાં પણ તત્ત્વાનુભવને પ્રાપ્ત કરતો નથી. તેથી યથાર્થ તત્ત્વજ્ઞાનની રુચિવાળા થવું.

---

૧ अनिश्चितान्=તત્ત્વના નિર્ણય વિનાના. वादान्=પૂર્વપક્ષને. च=અને. प्रतिवादान=ઉત્તરપક્ષને. तथा=તે પ્રમાણે. वदन्तः=કહેનારા. गतौ=ગમન કરવામાં. तिलपिलकवद्=ઘાંચીના બળદની પેઠે. तत्त्वान्तं=તત્ત્વના પારને. नैव गच्छन्ति=પામતા નથી જ.

**स्वद्रव्यगुणपर्यायचर्या वर्या पराऽन्यथा ।**
**इति दत्तात्मसंतुष्टिर्मुष्टिज्ञानस्थितिर्मुनेः ॥५॥**

પોતાના શુદ્ધ આત્મદ્રવ્યમાં, પોતાના શુદ્ધ જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ ગુણમાં અને પોતાના શુદ્ધ [2]અર્થ અને વ્યંજન પર્યાયમાં ચર્યા–પરિણતિ શ્રેષ્ઠ છે, અને પરદ્રવ્ય, ગુણ અને પર્યાયમાં ગ્રહણ અને ઉત્પત્તિરૂપ પરિણતિ અન્યથા–શ્રેષ્ઠ નથી. એ પ્રમાણે જેણે આત્માને સંતોષ આપ્યો છે એવી મુષ્ટિજ્ઞાનની–સંક્ષેપથી રહસ્યજ્ઞાનની સ્થિતિ–મર્યાદા મુનિને હોય છે. એ સંબન્ધે કહ્યું છે કેઃ– "आत्मैव दर्शन-ज्ञान-चारित्राण्यथवा यतेः ।" ઈત્યાદિ. અથવા મુનિને દર્શન, જ્ઞાન અને ચારિત્ર આત્મા જ છે.

જ્ઞાનાદિ ગુણના આશ્રય રૂપ શુદ્ધ આત્માને વિશે, એક દ્રવ્યમાં રહેલા સહભાવી અનન્ત પર્યાય વડે સહિત જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ સ્વગુણમાં અને દ્રવ્ય અને ગુણ ઉભયના આશ્રયે રહેલા અર્થ અને વ્યંજનાદિ ભેદવાળા સ્વપર્યાયને વિશે ચર્યા–તન્મયતાની પરિણતિ તે શ્રેષ્ઠ છે. કારણ કે સ્વદ્રવ્ય–ગુણ–પર્યાયમાં પરિણતિ તે આત્માને હિતકારક છે. એ સંબન્ધે કહ્યું છે કેઃ–

---

૧ स्वद्रव्यगुणपर्यायचर्या=પોતાના દ્રવ્ય, ગુણ અને પર્યાયમાં ચર્યા–પરિણતિ. वर्या=શ્રેષ્ઠ. परा=અન્ય પરિણતિ. अन्यथा=અન્ય પ્રકારે. इति=એમ. मुनेः=મુનિની. दत्तात्मसंतुष्टिः=આપ્યો છે આત્માને સંતોષ જેણે એવી. मुष्टिज्ञानस्थितिः=સંક્ષેપમાં રહસ્યજ્ઞાનની મર્યાદા. (છે.)

૨ વર્તમાન કાળના પર્યાય તે અર્થપર્યાય અને ત્રૈકાલિક પર્યાય તે વ્યંજન પર્યાય. જેમકે માટી તે વ્યંજનપર્યાય અને ઘટ તે અર્થપર્યાય.

**आया सहावनाणी भोई रमई वि वत्थुधम्मंमि।**
**सो उत्तमो महप्पा अवरे भवसूयरा जीवा ॥**

જે આત્મા સ્વભાવનો જ્ઞાની, સ્વભાવનો ભોક્તા અને વસ્તુધર્મમાં રમણ કરે છે તે ઉત્તમ મહાત્મા છે અને બીજા જીવો સંસારરૂપ કાદવમાં રમણ કરનારા ડુક્કર સમાન છે.

પરદ્રવ્ય-ગુણ-પર્યાયનું સ્મરણ અને અનુભવ રૂપ પરિણામ અકર્તવ્ય અને અહિતકારક છે. કારણ કે પરભાવને વિશે પરિણમન એ જ ભવભ્રમણનું કારણ છે. એ સંબન્ધે કહ્યું છે કે:—

**"परसंगेण बंधो मुक्खो परभावचायणे होइ।**
**सव्वदोसाण मूलं परभावाणुभवपरिणामो ॥"**

"પરભાવના સંગથી બંધ થાય છે અને પરભાવના ત્યાગથી મોક્ષ થાય છે. પરભાવના અનુભવનો પરિણામ સર્વ દોષોનું મૂળ છે."

એથી જ દેશવિરતિવાળા શ્રાવકો અને સર્વવિરતિવાળા સાધુ પરિગ્રહાદિનું પ્રત્યાખ્યાન કરે છે, સ્વજન-પરિજનનો ત્યાગ કરે છે, એકાકી વિહારને અંગીકાર કરે છે. આત્માની સત્તાની કથા સાંભળે છે, આત્માના અનન્ત ધર્મોનો વિચાર કરે છે, આત્માના ગુણ-પર્યાયના પરિણામનું ધ્યાન કરે છે, આત્માના અનુભવ વડે આત્મસ્વરૂપમાં મગ્ન થાય છે અને સર્વ પરભાવોના અનુમોદનનો ત્યાગ કરે છે. એ પ્રમાણે ત્રણે કાળે વિષય સંગ રહિત તત્ત્વજ્ઞાની મુનિની આત્માને સંતોષ આપનાર મુષ્ટિજ્ઞાનની-સંક્ષિપ્ત રહસ્ય

જ્ઞાનની મર્યાદા છે. આત્માનું ગ્રહણ અને પરભાવનો ત્યાગ એ નિર્ગ્રન્થના જ્ઞાનની મર્યાદા છે.

**अस्ति चेद् ग्रन्थिभिज्ज्ञानं किं चित्रैस्तन्त्रयन्त्रणैः ।**
**प्रदीपाः क्वोपयुज्यन्ते तमोघ्नी दृष्टिरेव चेत् ॥६॥**

**જો ગ્રન્થિના ભેદથી ઉત્પન્ન થએલું જ્ઞાન છે, (અહીં કારણમાં કાર્યનો ઉપચાર છે.) વિષયપ્રતિભાસ ફલ રહિત આત્મપરિણતિવાળું જ્ઞાન છે તો વિવિધ પ્રકારના શાસ્ત્રોના બંધનનું શું કામ છે? કારણ કે એજ અભ્યાસના પરિપાકથી તત્ત્વસંવેદન થાય ત્યારે ભાવચારિત્ર પરિણમે. અહીં દૃષ્ટાન્ત–અંધકારને નાશ કરનારી દૃષ્ટિ જ છે તો દીવાઓ ક્યાં ઉપયોગી થાય ?**

જો ગ્રન્થિભેદથી ઉત્પન્ન થએલું વિષયપ્રતિભાસ રહિત, કેવળ વેદ્ય એવા આત્મધર્મના સંવેદનરૂપ જ્ઞાન હોય તો અનેક પ્રકારના પરસાધન રૂપ શાસ્ત્રના બન્ધનનું શું કામ છે? કંઇ પણ નથી. સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપ ભાવપરિણતિવાળાને પરની અપેક્ષાનું શું પ્રયોજન છે? જો દૃષ્ટિ જ અંધકારનો નાશ કરનારી છે તો દીવાનો ક્યાં ઉપયોગ કરવો? દૃષ્ટિ સર્વ પદાર્થનું અવલોકન કરવામાં સમર્થ છે તો જોવામાં સાધનભૂત દીવાનું શું કામ છે?

અહીં ગ્રન્થિભેદનું સ્વરૂપ બતાવે છે–પંચેન્દ્રિયપણું,

૧ चेद्=જો. ग्रन्थिभिज्ज्ञानं=ગ્રન્થિભેદથી થએલું જ્ઞાન. अस्ति=છે. (તો) चित्रैः=અનેક પ્રકારના. तन्त्रयन्त्रणैः किम्=શાસ્ત્રના બન્ધનોનું શું કામ છે? चेद्=જો. तमोघ्नी=અંધકારને હણનારી. दृष्टिः=ચક્ષુ. एव=જ. (છે તો) प्रदीपाः=દીવાઓ. क्व=ક્યાં. उपयुज्यन्ते=ઉપયોગી થાય.

સંજ્ઞિપણું અને [1]પર્યાપ્તપણારૂપ ત્રણ લબ્ધિઓ વડે સહિત અથવા ઉપશમલબ્ધિ, ઉપદેશશ્રવણલબ્ધિ અને ત્રણ કરણના હેતુભૂત ઉત્કૃષ્ટ યોગલબ્ધિ—એ ત્રણ લબ્ધિવાળો આત્મા યથાપ્રવૃત્તકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ પહેલા પણ અન્તર્મુહૂર્ત સુધી પ્રતિસમય અનન્તગુણ વૃદ્ધિ વડે વિશુદ્ધ થતા ચિત્તના પરિણામવાળો હોય છે. તે ગ્રન્થિને પ્રાપ્ત થયેલા અભવ્ય જીવોની વિશુદ્ધિ કરતાં વિશુદ્ધ છે. ત્યાર બાદ તેથી અનન્તગુણ વિશુદ્ધિવાળો થઈ મતિ, શ્રુત અને વિભંગ જ્ઞાનમાંથી કોઈ પણ સાકાર ઉપયોગમાં વર્તતો, ત્રણ વિશુદ્ધ લેશ્યામાંની કોઇ પણ એક લેશ્યાના પરિણામવાળો, જઘન્યથી તેજોલેશ્યાના, મધ્યમપણે પદ્મલેશ્યાના અને ઉત્કૃષ્ટપણે શુકલલેશ્યાના પરિણામવાળો પૂર્વે આયુષ સિવાયના સાત કર્મની સ્થિતિને [2]અન્તઃકોટાકોટી સાગરોપમ

૧ આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મન એ છ પર્યાપ્તિઓ છે. તેમાં જે જીવે પોતાના ભવને યોગ્ય જેટલી પર્યાપ્તિઓ છે તેટલી પૂરી કરી લીધી છે તે પર્યાપ્ત કહેવાય છે, બાકીના અપર્યાપ્ત કહેવાય છે.

૨ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય અને અન્તરાય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીશ કોટાકોટી સાગરોપમ પ્રમાણ છે, મોહનીયકર્મની સિત્તેર કોટાકોટી સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિ છે, નામ અને ગોત્ર કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોટાકોટી સાગરોપમ પ્રમાણ છે, અને આયુષ કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીશ સાગરોપમની છે. તેમાં આયુષ સિવાયનાં બાકીનાં સાત કર્મની સ્થિતિનો ક્ષય કરી પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક કોટાકોટી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બાકી રાખે તે અન્તઃકોટાકોટી સાગરોપમ પ્રમાણ સ્થિતિ કહેવાય છે.

પ્રમાણ કરે છે, અને તેમ કરીને અશુભ કર્મના ચાર સ્થાનકવાળા અનુભાગ-રસને બેસ્થાનકવાળો કરે છે અને શુભ કર્મના બે સ્થાનકવાળા રસને ચાર સ્થાનકવાળો કરે છે. તથા સુડતાળીશ [1]ધ્રુવબંધી પ્રકૃતિને બાંધતો આયુષ સિવાય પોતપોતાના ભવને યોગ્ય [2]પરાવર્તમાન શુભ પ્રકૃતિઓનો જ બન્ધ કરે છે. કારણ કે અત્યન્ત વિશુદ્ધ પરિણામવાળો આયુષનો બન્ધ કરતો નથી. માટે 'આયુષ સિવાય' કહ્યું છે. જો તિર્યંચ અને મનુષ્ય હોય તો પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં દેવગતિને યોગ્ય શુભ પ્રકૃતિઓ જ બાંધે છે. જો દેવ અને નારક હોય તો પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતાં મનુષ્યગતિને યોગ્ય શુભ પ્રકૃતિઓ બાંધે છે. સાતમી નરક પૃથિવીનો નારક હોય તો તિર્યંચગતિ યોગ્ય તિર્યંચદ્વિક અને નીચગોત્રનો બંધ કરે છે. વળી જે પ્રકૃતિઓનો બન્ધ કરે છે તેની અન્તઃકોટાકોટી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બાંધે છે, અધિક બાંધતો નથી. યોગને લીધે ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય પ્રદેશબન્ધ કરે છે એટલે ઉત્કૃષ્ટ યોગમાં વર્તતો ઉત્કૃષ્ટ, મધ્યમ યોગમાં વર્તતો મધ્યમ અને જઘન્ય યોગે

૧ બન્ધહેતુઓના સદ્‌ભાવમાં જેનો અવશ્ય બન્ધ થાય છે તે ધ્રુવબન્ધિની પ્રકૃતિ કહેવાય છે, પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, મિથ્યાત્વ, સોળ કષાય, ભય, જુગુપ્સા, તૈજસ નામ, કાર્મણ નામ, વર્ણ, ગન્ધ, રસ, સ્પર્શ, અગુરુલઘુ, ઉપઘાત, નિર્માણ અને પાંચ અન્તરાય-એ સુડતાળીશ ધ્રુવબન્ધિની પ્રકૃતિઓ છે.

૨ બન્ધ અને ઉદયમાં પરસ્પર વિરુદ્ધ પ્રકૃતિઓ પરાવર્તમાન કહેવાય છે. જેમકે મનુષ્યગતિ, દેવગતિ, તિર્યંચગતિ અને નરકગતિ-નામ, એ બન્ધમાં અને ઉદયમાં પરાવર્તમાન પ્રકૃતિ છે.

વર્તતો જઘન્ય પ્રદેશબન્ધ કરે છે. સ્થિતિબન્ધ પૂર્ણ થાય એટલે પૂર્વના સ્થિતિબન્ધની અપેક્ષાએ પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન અન્ય સ્થિતિબન્ધ કરે છે, તે સ્થિતિબન્ધ પૂર્ણ થાય એટલે પૂર્વના સ્થિતિબન્ધથી પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન અન્ય સ્થિતિબન્ધ કરે છે. એ પ્રમાણે પૂર્વ પૂર્વના સ્થિતિબન્ધની અપેક્ષાએ પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન અન્ય અન્ય સ્થિતિબન્ધ કરે છે. અશુભ પ્રકૃતિઓ બંધાતી હોય તો તેનો બે ઠાણીઓ રસ બાંધે છે અને તે પણ પ્રતિસમય અનન્તગુણ હીન બાંધે છે. શુભ પ્રકૃતિઓનો ચોઠાણીઓ રસ બાંધે છે અને તેને પ્રતિસમય અનન્તગુણ વૃદ્ધિવાળો કરે છે. એ પ્રમાણે યથાપ્રવૃત્તકરણ કરે છે. ત્યારબાદ અપૂર્વકરણ અને તે પછી અનિવૃત્તિકરણ કરે છે. કરણ એ અમુક પ્રકારનો વિશુદ્ધ પરિણામ છે. એ ત્રણે કરણો પૈકી પ્રત્યેક કરણનો કાળ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે. અને બધાં કરણોનો કાળ પણ અન્તર્મુહૂર્ત છે, ત્યાર પછી ચોથો ઉપશાન્તનો (ઉપશમનો) કાળ છે. તેનો પણ કાળ અન્તર્મુહૂર્તનો છે. એ સંબન્ધે કર્મપ્રકૃતિમાં કહ્યું છેઃ—

**अणुसमयं वड्ढंतो अज्झवसाणाण णंतगुणणाए।**
**परिणामट्ठाणाणं दोसु वि लोगा असंखिज्जा॥**

कर्मप्रकृति उपशमना गा० ९

પ્રતિસમય અનન્તગુણ વિશુદ્ધિવડે વિશુદ્ધ અધ્યવસાયો કરણની સમાપ્તિ થાય ત્યાં સુધી વધે છે. યથાપ્રવૃત્ત અને

અપૂર્વ એ બન્ને કરણના અધ્યવસાયો પ્રતિસમય અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ હોય છે. તે આ પ્રમાણે—યથાપ્રવૃત્ત કરણના પ્રથમ સમયે વિશુદ્ધિ સ્થાનકો જુદા જુદા જીવોની અપેક્ષાએ અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ હોય છે. તેથી બીજા સમયે વિશેષાધિક હોય છે. તેથી ત્રીજા સમયે વિશેષાધિક હોય છે. એમ છેલ્લા સમય સુધી કહેવું. એ પ્રમાણે અપૂર્વકરણમાં પણ જાણવું. આ યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણના અધ્યવસાયસ્થાનકો કલ્પના વડે સ્થાપન કરીએ તો વિષમ ચતુષ્કોણ ક્ષેત્રને રોકે છે. તે અધ્યવસાયો ઉપર ઉપર અનન્તગુણ વૃદ્ધિથી વધે છે અને તીરછા છ સ્થાનકને પ્રાપ્ત થાય છે. ત્યારબાદ અનિવૃત્તિકરણના અધ્યવસાયસ્થાનકો મોતીની માળાની જેમ ઉપર ઉપર અનંતગુણ વૃદ્ધિથી પ્રવર્તે છે. યથાપ્રવૃત્તકરણમાં આ પ્રમાણે ક્રમથી વિશુદ્ધિની વૃદ્ધિ થાય છે—જેમકે બે પુરુષો એક સાથે યથાપ્રવૃત્તકરણને પ્રાપ્ત થએલા છે. તેમાં એક સૌથી જઘન્ય વિશુદ્ધિને પ્રાપ્ત થયેલો છે અને અન્ય સૌથી ઉત્કૃષ્ટ વિશુદ્ધિને પ્રાપ્ત થએલો છે. પ્રથમ જીવને પ્રથમ સમયે જઘન્ય મન્દ વિશુદ્ધિસ્થાનક છે. તેને બીજા સમયે જઘન્ય વિશુદ્ધિ અનન્તગુણ છે. તેથી પણ ત્રીજા સમયે જઘન્ય વિશુદ્ધિ અનન્તગુણ છે. એ પ્રમાણે યથાપ્રવૃત્ત કરણના સંખ્યાતમા ભાગ સુધી જાણવું. ત્યારબાદ બીજા જીવની પ્રથમ સમયે ઉત્કૃષ્ટ વિશુદ્ધિ તેથી અનન્તગુણ છે. ત્યાર પછી જે જઘન્ય સ્થાનથી નિવૃત્ત થએલ છે તેના ઉપરના સમયે જઘન્ય વિશુદ્ધિ અનન્તગુણ છે. ત્યાર પછી અન્ય જીવની બીજા સમયે ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનન્તગુણ છે. ત્યારબાદ તેના

ઉપરની જઘન્ય વિશુદ્ધિ અનન્તગુણ છે. ત્યારબાદ ઉપર અને નીચે એક એક વિશુદ્ધિસ્થાન અનતગુણ બન્ને જીવનું ત્યાં સુધી જાણવું યાવત્ છેલ્લા સમયે જઘન્ય વિશુદ્ધિસ્થાનક આવે. ત્યારબાદ બાકીનાં ઉત્કૃષ્ટ વિશુદ્ધિસ્થાનકો છેલ્લા સમય સુધી અનુક્રમે નિરંતર અનન્તગુણ કહેવાં. એ પ્રમાણે યથા-પ્રવૃત્તકરણનું સ્વરૂપ બતાવ્યું. આ યથાપ્રવૃત્તકરણનું 'પૂર્વ-પ્રવૃત્ત' એવું બીજું નામ છે. કારણ કે બીજા અપૂર્વકરણા-દિની પહેલાં પ્રવૃત્ત થએલું હોય છે.

આ યથાપ્રવૃત્ત કરણમાં સ્થિતિઘાત, રસઘાત કે ગુણશ્રેણિ હોતી નથી, કેવળ પૂર્વોક્ત સ્વરૂપવાળી વિશુદ્ધિ જ અનન્તગુણ હોય છે. આ કરણમાં રહેલો જે અશુભ કર્મ બાંધે છે તેનો દ્વિસ્થાનક રસ બાંધે છે અને જે શુભકર્મ બાંધે છે તેનો ચતુઃસ્થાનક રસ હોય છે. એક સ્થિતિબન્ધ પૂર્ણ થયા પછી અન્ય સ્થિતિબન્ધ કરે છે, તે પૂર્વના સ્થિતિ-બન્ધ કરતાં પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન હોય છે.

હવે અપૂર્વકરણનું સ્વરૂપ બતાવે છેઃ—"बीयस्स बीयसमये जहण्णमवि अणंतरुक्कस्सा" "બીજા અપૂર્વકરણના બીજા સમયે જઘન્ય વિશુદ્ધિસ્થાનક પણ અનન્તર—પ્રથમ સમયના ઉત્કૃષ્ટ વિશુદ્ધિસ્થાનકથી અનન્તગુણ કહેવું". તાત્પર્ય એ છે કે યથાપ્રવૃત્તકરણની પેઠે પ્રથમથી જ જઘન્ય વિશુદ્ધિસ્થાનકો નિરન્તર અનન્તગુણ ન કહેવાં, પરન્તુ અપૂર્વકરણના પ્રથમ સમયે જઘન્ય વિશુદ્ધિ સૌથી થોડી હોય છે. તે પણ યથાપ્રવૃત્તકરણના છેલ્લા સમયના ઉત્કૃષ્ટ વિશુદ્ધિસ્થાનકથી અનન્તગુણ હોય છે. તેથી પ્રથમ સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ

અનન્તગુણ છે. તેથી બીજા સમયની જઘન્ય વિશુદ્ધિ અનન્તગુણ છે. ત્યારબાદ તેજ બીજા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનન્તગુણ છે. એ પ્રમાણે પ્રતિસમય છેલ્લા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ સુધી કહેવું. અપૂર્વ એવા કરણ—સ્થિતિઘાતાદિ જેને વિશે છે તે અપૂર્વકરણ. તે આ પ્રમાણે—અપૂર્વકરણમાં પ્રવેશ કરતો પ્રથમ સમયે જ સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ અને અન્ય સ્થિતિબન્ધનો એક સાથે આરંભ કરે છે. તેમાં સત્તાગત કર્મની સ્થિતિના અગ્રભાગથી ઉત્કૃષ્ટ સાગરોપમપૃથકત્વ—ઘણા સેંકડો સાગરોપમ પ્રમાણ અને જઘન્યથી પલ્યોપમના સંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિખંડને ઉખેડે છે. ઉખેડીને નીચે જે સ્થિતિને ખંડન કરવાની નથી તેમાં પ્રતિસમય તે કર્મદલિકને નાંખે છે. અન્તર્મુહૂર્ત કાલમાં તે સ્થિતિખંડ સંપૂર્ણ ખાલી કરી નાંખે છે. એ પ્રમાણે બીજો, ત્રીજો એમ હજારો સ્થિતિખંડોનો ઘાત કરે છે. આથી અપૂર્વકરણના પ્રથમ સમયે જે સત્તાગત સ્થિતિ હતી તેનાથી તેના છેલ્લા સમયે સંખ્યાતગુણ હીન સ્થિતિ રહે છે.

રસઘાત—અશુભ પ્રકૃતિઓનો સત્તાગત જે રસ છે તેનો અનન્તમો ભાગ છોડીને બાકીના અનન્ત અનુભાગના અંશોનો નાશ કરે છે. ત્યારબાદ બાકી રહેલા રસનો અનન્તમો ભાગ છોડીને બાકીના અનુભાગનો નાશ કરે છે. એ પ્રમાણે હજારો અનુભાગખંડોનો એક સ્થિતિખંડમાં નાશ થાય છે અને એવા હજારો સ્થિતિખંડો વડે બીજું અપૂર્વકરણ સમાપ્ત થાય છે. અન્યસ્થિતિબન્ધ—સ્થિતિબંધનો કાળ અપૂર્વકરણના પ્રથમ સમયે અન્ય—અપૂર્વ

પલ્યોપમના સંખ્યાતમા ભાગ હીન સ્થિતિનો બન્ધ કરે છે. સ્થિતિઘાત અને સ્થિતિબંધનો એક સાથે આરંભ અને સમાપ્તિ પણ એક સાથે જ થાય છે. ગુણશ્રેણિનું સ્વરૂપ આ પ્રમાણે છે—

**गुणसेढी निक्खेवो समये समये असंखगुणणाए।**
**अद्धादुगाइरित्तो सेसे सेसे य निक्खेवो॥**

कर्मप्रकृति उप० गा० १५

ગુણશ્રેણિ–ઘાત કરવા યોગ્ય સ્થિતિખંડના મધ્યમાંથી દલિક લઈને ઉદયસમયથી આરંભી પ્રતિસમય અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ નાંખે છે. ઉદય સમયમાં થોડાં નાંખે છે, બીજા સમયમાં અસંખ્યાતગુણા, ત્રીજા સમયમાં અસંખ્યાતગુણા એમ અન્તર્મુહૂર્ત સુધીના સમયોમાં નાંખે છે. આ પ્રથમ સમયે ગ્રહણ કરેલા કર્મદલને નાંખવાનો પ્રકાર છે. એ પ્રમાણે બીજા ત્રીજા ઇત્યાદિ સમયે ગ્રહણ કરેલા કર્મદલિકને નાંખવાનો પ્રકાર જાણવો. એટલે પ્રથમ સમયે થોડા, બીજા સમયે અસંખ્યાતગુણા, ત્રીજા સમયે અસંખ્યાતગુણા–એમ ગુણશ્રેણિના છેલ્લા સમય સુધી જાણવું. કર્મપુદ્‌ગલની રચના કરવા રૂપ ગુણશ્રેણિનો કાળ અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ બન્ને કરણના કાળથી વિશેષ અધિક છે. પ્રથમ સમયે જેટલો ગુણશ્રેણિનો કાળ છે તેને સમયે સમયે વેદવાથી ઓછો થાય છે, તેથી કર્મપુદ્‌ગલોની રચના બાકી રહેલા સમયોમાં થાય છે, પણ ગુણશ્રેણિની ઉપરના સમયોમાં થતી નથી. એમ અપૂર્વકરણનું સ્વરૂપ કહ્યું.

અનિવૃત્તિકરણના પ્રથમ સમયે જે જીવો અતીત કાળે હતા, અત્યારે છે અને ભવિષ્ય કાળમાં હશે તે બધાની વિશુદ્ધિ સમાન—એક જ પ્રકારની હોય છે. બીજા સમયે પણ જે જીવો અતીતકાળે હતા, વર્તમાનકાળે હોય છે અને ભવિષ્યકાળે હશે તે બધા જીવોની વિશુદ્ધિ એકસરખી હોય છે. એ પ્રમાણે અનિવૃત્તિકરણના બધા સમયોમાં જાણવું, પરન્તુ પૂર્વના સમય કરતા પછીના સમયે અનન્તગુણ અધિક વિશુદ્ધિ હોય છે. એ પ્રમાણે છેલ્લા સમય સુધી સમજવું. આ કરણમાં એક સાથે પ્રવેશ કરેલા જીવોના અધ્યવસાયોમાં પરસ્પર નિવૃત્તિ—ભિન્નતા હોતી નથી તેથી તે અનિવૃત્તિકરણ કહેવાય છે. અનિવૃત્તિકરણના જેટલા સમયો છે તેટલા જ અધ્યવસાયસ્થાનકો હોય છે અને પૂર્વ પૂર્વના અધ્યવસાયથી પછીના અધ્યવસાય અનન્તગુણ વિશુદ્ધ હોય છે. અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગો ગયા પછી અને એક સંખ્યાતમો ભાગ બાકી હોય છે ત્યારે ઉદયસમયથી અન્તર્મુહૂર્ત માત્ર નીચે છોડીને મિથ્યાત્વનું અન્તરકરણ કરે છે, અન્તરકરણનો કાળ અન્તર્મુહૂર્ત પ્રમાણ છે, અન્તરકરણ કરતો ગુણશ્રેણિનો સંખ્યાતમો ભાગ અન્તરકરણના દલિકની સાથે ઉકેરે છે, ઉકેરીને તે કર્મદલિક પ્રથમ સ્થિતિ અને બીજી સ્થિતિમાં નાંખે છે. એમ [1]ઉદીરણા અને આગાલના બળથી

૧ પ્રથમ સ્થિતિમાંથી દલિક ગ્રહણ કરીને ઉદયસમયમાં નાંખે છે તે ઉદીરણા અને અન્તરકરણની નીચેની બીજી સ્થિતિમાંથી કર્મદલિક લઈને ઉદય સમયમાં નાંખે છે તે આગાલ કહેવાય છે. એ પ્રમાણે ઉદય અને ઉદીરણા વડે મિથ્યાત્વની પ્રથમ સ્થિતિ અનુભવતા જ્યારે બે આવલિકા બાકી રહે છે ત્યારે આગાલની નિવૃત્તિ થાય

મિથ્યાત્વનો ઉદય નિવારીને જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. એ સંબન્ધે કહ્યું છે કેઃ—

**मिच्छत्तुदए खीणे लहइ सम्मत्तमोवसमियं सो ।**
**लंभेण जस्स लब्भइ आयहियं अलद्धपुव्वं जं ॥**

જ્યારે મિથ્યાત્વનો ઉદય ક્ષીણ થાય છે ત્યારે જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. જેની પ્રાપ્તિથી પૂર્વે નહિ પ્રાપ્ત થએલ આત્માને હિતકારી અર્હત્પ્રણીત તત્ત્વની શ્રદ્ધા વગેરે થાય છે. જેમ જન્માન્ધ પુરુષને ચક્ષુની પ્રાપ્તિ થતાં અને મહાવ્યાધિથી પીડિત થએલા મનુષ્યને વ્યાધિ દૂર થતાં મહાન્ આનન્દ થાય છે, તેમ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થવાથી યથાવસ્થિત તત્ત્વનો પ્રકાશ અને તાત્ત્વિક આનન્દ થાય છે. અહીં સિદ્ધાન્તના મતે[1] અપૂર્વકરણ

છે, પણ ઉદીરણા હોય છે અને એક આવલિકા બાકી રહે છે ત્યારે ઉદીરણા પણ નિવૃત્ત થાય છે. ત્યારબાદ કેવલ ઉદય વડે આવલિકા પૂરી થયા પછી મિથ્યાત્વનો ઉદય નિવૃત્ત થાય છે અને ઔપશમિક સમ્યક્ત્વ પામે છે.

૧ સિદ્ધાન્તનો મત આ પ્રમાણે છે—અનાદિ મિથ્યાદૃષ્ટિ તથાવિધ સામગ્રીના યોગે અપૂર્ણકરણ વડે ત્રણ પુંજ કરીને શુદ્ધ પુદ્ગલોને વેદતો ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા સિવાય પ્રથમ જ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. અને બીજો કોઈ જીવ યથાપ્રવૃત્તિ વગેરે ત્રણ કરણના ક્રમથી અન્તરકરણ કરીને ઔપશમિક સમ્યક્ત્વ પામે છે, પરંતુ ત્રણ પુંજ કરતો નથી. ત્યારબાદ ઔપશમિક સમ્યક્ત્વથી પડી અવશ્ય મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય છે.

કર્મગ્રન્થનો મત આ પ્રમાણે છે—બધાય મિથ્યાદૃષ્ટિ પ્રથમ

વડે ત્રણ પુંજ કરીને સમ્યકત્વ પુંજ વેદતો પ્રથમ ક્ષયોપશમ સમ્યકત્વ પામે છે અને કર્મગ્રન્થના મતે ત્રણ કરણ કરીને પ્રથમ ઉપશમ સમ્યકત્વ પામે છે અને ત્રણ પુંજ કરે છે. માટે ગ્રન્થિભેદથી ઉત્પન્ન થએલું જ્ઞાન તત્ત્વોપયોગી છે, અને તેને અન્ય વિકલ્પોની આવશ્યકતા નથી.

**मिथ्यात्वशैलपक्षच्छिद् ज्ञानदम्भोलिशोभितः ।**
**निर्भयः शक्रवद् योगी नन्दत्यानन्दनन्दने ॥७॥**

**મિથ્યાત્વરૂપ પર્વતની પાંખને છેદનાર અને જ્ઞાનરૂપ વજ્રવડે શોભાયમાન શક્રની જેમ નિર્ભય યોગી આનન્દરૂપ નન્દનવનને વિશે ક્રીડા કરે છે-સુખને અનુભવે છે.**

મોક્ષના કારણભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ યોગવાળા યોગી શક્ર-ઇન્દ્રની પેઠે આત્માના સહજ આનન્દરૂપ નન્દન વનને વિશે ક્રીડા કરે છે, જેમ ઇન્દ્ર વજ્રવડે પર્વતની પાંખ કાપનાર કહેવાય છે તેમ યોગી જ્ઞાન રૂપ વજ્રવડે મિથ્યાત્વ રૂપ પર્વતની પાંખો કાપી નાંખે છે. એથી

સમ્યકત્વ પામવાના સમયે યથાપ્રવૃત્ત્યાદિ ત્રણ કરણપૂર્વક અન્તરકરણ કરીને ઔપશમિક સમ્યકત્વ પામે છે અને ત્રણ પુંજ પણ અવશ્ય કરે છે. ઔપશમિક સમ્યકત્વથી પડી શુદ્ધ પુંજનો ઉદય થવાથી ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિ થાય છે, મિશ્રપુંજનો ઉદય થાય તો મિશ્રદૃષ્ટિ અને અશુદ્ધપુંજનો ઉદય થાય તો મિથ્યાદૃષ્ટિ થાય છે.

૧ मिथ्यात्वशैलपक्षच्छिद्=મિથ્યાત્વરૂપ પર્વતની પાંખને છેદનાર. ज्ञानदम्भोलिशोभितः=જ્ઞાનરૂપ વજ્રથી શોભિત. निर्भयः=ભયરહિત योगी=યોગવાળો. शक्रवत्=ઇન્દ્રની પેઠે. आनन्दनन्दने=આનન્દરૂપ નન્દનવનમાં नन्दति=સુખ અનુભવે છે.

એમ જણાવ્યું કે મિથ્યાત્વને ભેદનાર જ્ઞાનરૂપ વજ્રવડે સહિત સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની પરિણતિવાળા નિર્ભય યોગી શુદ્ધાત્માના આનન્દરૂપ નન્દનવનમાં ક્રીડા કરે છે.

**[1]पीयूषमसमुद्रोत्थं रसायनमनौषधम् ।**
**अनन्यापेक्षमैश्वर्यं ज्ञानमाहुर्मनीषिणः ॥८॥**

**જ્ઞાન સમુદ્રથી નહિ ઉત્પન્ન થએલું અમૃત, જરા અને મરણને હરનાર રસાયન, પણ ઔષધરહિત; બીજું રસાયન ઔષધજનિત હોય છે. જ્યાં અન્ય હાથી ઘોડા પ્રમુખની અપેક્ષા નથી એવું ઐશ્વર્ય-ઠાકુરપણું, બીજું (ઐશ્વર્ય) અન્ય સાપેક્ષ હોય છે. એમ મોટા પંડિતો (જ્ઞાની પુરુષો) કહે છે.**

અમૃત સમુદ્રમાંથી ઉત્પન્ન થએલું છે એ લોકોક્તિ છે પણ જ્ઞાન સમુદ્રથી નહિ ઉત્પન્ન થએલું અમૃત છે. જરા અને મરણનો નાશ કરનાર રસાયન કહેવાય છે. રસાયન ઔષધજનિત છે અને જ્ઞાન એ ઔષધ સિવાય જરા અને મરણાદિનો નાશ કરનાર છે. હાથી, ઘોડા વગેરે બાહ્ય વસ્તુ સાપેક્ષ ઐશ્વર્ય છે અને જ્ઞાન પર વસ્તુની અપેક્ષા રહિત ઐશ્વર્યરૂપ છે. 'आश्चर्यम्' એવો પાઠ પણ છે, તેથી આશ્ચર્યકારી-ચમત્કારી સ્વ-પરવસ્તુ પ્રગટ કરનાર જ્ઞાન છે એમ પંડિતો કહે છે.

૧ ज्ञानं=જ્ઞાનને असमुद्रोत्थं=સમુદ્રથી નહિ ઉત્પન્ન થએલું. पीयूषं=અમૃત. अनौषधं=ઔષધ વિનાનું. रसायनम्=જરા અને મરણનો નાશ કરનાર. अनन्यापेक्षं=બીજાની અપેક્ષા વિનાનું. ऐश्वर्यं=પ્રભુત્વ. मनीषिणः=પંડિતો. आहुः=કહે છે.

આથી વાસ્તવિક રીતે મરણનું નિવારણ કરનાર અને સર્વ રોગની મુક્તિનું કારણ રસાયન જ્ઞાન છે અને તાત્ત્વિક દૃષ્ટિથી જોતાં અનુભવ વડે ચમત્કારી જ્ઞાન જ છે. તેથી યથાર્થ બોધસ્વરૂપ અને પરભાવના ત્યાગરૂપ લક્ષણવાળું આત્મજ્ઞાન પરમ ઉપાદેય છે. અનાદિ પરભાવની પરિણતિવાળા, મિથ્યાત્વ, અજ્ઞાન અને અસંયમમાં મૂઢ થએલા જીવની, પરભાવથી ઉત્પન્ન થએલી, આત્મસ્વરૂપનો રોધ કરનારી પરિણતિને તત્ત્વરૂપે અંગીકાર કરતો પરભાવમાં મોહિત થએલો જીવ સૂક્ષ્મનિગોદાદિ ચૌદ જીવસ્થાનકોમાં ભમે છે અને તત્ત્વજ્ઞાનરૂપ અમૃતના પરિણામવાળો આત્મા મિથ્યાત્વાદિ દોષોને દૂર કરીને સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રની સ્થિતિને પ્રાપ્ત થઇ સ્વરૂપના અનુભવજન્ય આનન્દયુક્ત અને સર્વ દોષથી રહિત થાય છે. એથી જ્ઞાન એ અમૃત, અને રસાયનરૂપ છે, અને તેથી તેને માટે જ ઉદ્યમ કરવો જોઇએ એમ જણાવ્યું.

## ૬ शमाष्टकम् ।

**विकल्पविषयोत्तीर्णः स्वभावालम्बनः सदा ।**
**ज्ञानस्य परिपाको यः स शमः परिकीर्तितः ॥१॥**

ચિત્તના વિભ્રમરૂપ વિકલ્પના વિષયથી નિવૃત્ત થએલ અને નિરન્તર આત્માના શુદ્ધ સ્વરૂપનું આલંબન જેને

૧ विकल्पविषयोत्तीर्णः=વિકલ્પના વિષયથી નિવૃત્ત થયેલ. सदा=નિરન્તર. स्वभावालम्बनः=આત્માના શુદ્ધ સ્વભાવનું આલંબન જેને છે એવો. ज्ञानस्य=જ્ઞાનનો. यः=જે. परिपाकः=પરિણામ. सः=તે. शमः=સમભાવ. परिकीर्तितः=કહેલો છે.

**છે એવો જ્ઞાનનો પરિપાક-શુદ્ધ પરિણામ તે શમ કહેવાય છે. એથી જ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિ-ક્ષય એ પાંચ પ્રકારના યોગમાં સમતા નામે ચોથો યોગનો ભેદ કહ્યો છે.**

પાંચમા જ્ઞાનાષ્ટકના કથન પછી છઠ્ઠા શમાષ્ટકનો પ્રારંભ કરાય છે. જ્ઞાની જ્ઞાનવડે ક્રોધાદિથી ઉપશાન્ત થાય છે, એથી ત્યારબાદ શમાષ્ટક કહેવામાં આવ્યું છે. આત્માની કષાયાદિના ક્ષયોપશમાદિથી ઉત્પન્ન થએલી પરિણતિ સ્વભાવપરિણામ રૂપે પરિણમે છે, પણ ક્રોધાદિરૂપ સંતપ્તભાવે પરિણમતી નથી તે શમ કહેવાય છે. તેમાં નામ અને સ્થાપના નિક્ષેપ સુગમ છે. એટલે કોઇનું શમ એવું નામ પાડવામાં આવે તે નામ શમ. શમવાળા મુનિની પ્રતિકૃતિ-ચિત્ર, મૂર્તિ વગેરે તે સ્થાપના શમ. અસમાધિનો પરિણામ હોવા છતાં પ્રવૃત્તિનો સંકોચ કરવો તે દ્રવ્યશમ. શમના સ્વરૂપને જાણતા હોવા છતાં પણ તેમાં ઉપયોગરહિત તે આગમથી દ્રવ્યશમ. માયા વડે લબ્ધિની સિદ્ધિ વગેરે માટે કે દેવગત્યાદિ માટે [1]ઉપકાર, અપકાર કે વિપાક ક્ષમાદિથી ક્રોધનો ઉપશમ એ પણ દ્રવ્ય-

૧ ઉપકારી, અપકારી, વિપાક, વચન અને ધર્મોત્તર-એ પાંચ પ્રકારની ક્ષમા છે. 'આ મારો ઉપકારી છે, તો તેના દુર્વચનાદિ સહન કરવા યોગ્ય છે' એમ સમજી ઉપકારીને વિશે ક્ષમા રાખવી તે ઉપ-કારીક્ષમા. 'હું તેના દુર્વચનાદિ નહિ સહન કરું તો તે મારો અપકાર કરશે' એ ભાવનાથી અપકારીને વિશે ક્ષમાનો પરિણામ તે અપકારી ક્ષમા. નરકાદિ દુર્ગતિમાં કર્મના ફળનો અનુભવ કરવો પડશે-એવા વિચારથી દુઃખથી ભીરુ હોવાને લીધે ક્ષમાનો પરિણામ થવો તે વિપાકક્ષમા. 'ક્રોધ ન કરવો' ઇત્યાદિ આગમને અવલંબીને ક્ષમાનો

શમ કહેવાય છે. તે ઉપશમના સ્વરૂપમાં જે ઉપયોગનો પરિ-ણામ તે આગમથી ભાવશમ કહેવાય છે. મિથ્યાત્વનો ત્યાગ કરીને યથાર્થજ્ઞાનપૂર્વક ચારિત્રમોહનીયના ઉદયનો અભાવ હોવાથી ક્ષમાદિ ગુણનો પરિણામ તે નોઆગમથી ભાવ-શમ છે. શમ લૌકિક અને લોકોત્તર એમ બે પ્રકારે છે. લૌકિક શમ વેદાન્તાદિ દર્શનવાળાને હોય છે અને જૈન પ્રવચનને અનુસારે આત્માનાં શુદ્ધ સ્વરૂપને વિશે રમણ કરવું તે લોકોત્તર શમ. પ્રથમના નૈગમ, સંગ્રહ, વ્યવહાર અને ઋજુસૂત્ર એ ચાર નયની અપેક્ષાએ ભાવક્ષમાદિ સ્વરૂપ ગુણના પરિણમનનું કારણ મન વચન કાયાનો સંકોચ, વિપાકનું ચિન્તન અને તત્ત્વજ્ઞાનની ભાવના વગેરે શમ કહેવાય છે. છેલ્લા ત્રણ નયની અપેક્ષાએ કષાયના ક્ષયોપશમાદિથી થએલ ક્ષમાદિનો પરિણામ. તેમાં શબ્દ-નયની અપેક્ષાથી ક્ષપકશ્રેણિના મધ્યવર્તીને, સમભિરૂઢનયની અપેક્ષાએ સૂક્ષ્મ કષાયના ઉદયવાળા સૂક્ષ્મસંપરાય ગુણસ્થા-નકવાળાને અને એવંભૂતનયની અપેક્ષાએ ક્ષીણમોહાદિને શમ હોય છે. અહીં તાત્પર્ય એ છે કે ચિન્તા, સ્મૃતિ, વિપાક અને ભયાદિના કારણથી કે અન્ય કોઈ ક્ષયોપશમભાવા-દિના સાધનથી ક્ષાયિક શમ સાધ્ય છે. એ પ્રમાણે શમની પરિણતિ કર્તવ્ય છે. કારણ કે એ આત્માનો મૂળ સ્વભાવ છે અને મૂળ ધર્મનું પરિણમન હિતાવહ છે. તે જ કારણથી

---

પરિણામ તે વચનક્ષમા. શરીરનો છેદ દાહ વગેરે થાય તો પણ બીજાનો ઉપકાર કરનાર સહજ ભાવે થએલો ક્ષમાનો પરિણામ તે ધર્મોત્તર-ક્ષમા કહેવાય છે. જુઓ દશમ ષોડશક ગા. ૧૦

શુદ્ધ આત્મપદની પ્રવૃત્તિ થાય છે. માટે સંગનો ત્યાગ, આત્મધ્યાન અને સંવરમાં તત્પરતા કરવા યોગ્ય છે.

વિકલ્પ—ચિત્તના વિભ્રમરૂપ શુભાશુભ સંકલ્પોના વિસ્તારથી નિવૃત્ત થએલ એટલે આત્મસ્વરૂપના અનુભવથી વર્ણાદિરૂપ પૌદ્ગલિક વિષયથી વિરામ પામેલ, અનન્તગુણ અને પર્યાયયુક્ત, સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર સ્વરૂપ આત્માનો શુદ્ધ સ્વભાવ જેનું આલંબન છે એવો ઉપયોગલક્ષણ જ્ઞાનનો પરિપાક—પ્રૌઢ અવસ્થા તે શમ કહેવાય છે, એથી આત્માના સ્વભાવને જોનાર, આત્માના સ્વભાવને જાણનાર, આત્મસ્વભાવમાં જ રમણ કરનાર,આત્મસ્વભાવમાં વિશ્રાન્તિ—સ્થિરતા કરનાર, આત્મસ્વભાવનો આસ્વાદ—અનુભવ કરનાર અને શુદ્ધતત્ત્વની પરિણતિયુક્ત આત્માના ઉપયોગરૂપ જ્ઞાનનો પરિણામ શમ છે એ જણાવ્યું. અહીં શ્રીહરિભદ્રાચાર્યે યોગના પાંચ પ્રકાર કહ્યા છે—૧ [1]અધ્યાત્મયોગ, ૨ ભાવનાયોગ, ૩ ધ્યાનયોગ, ૪ સમતાયોગ અને ૫ વૃત્તિ-

૧ ઉચિત પ્રવૃત્તિવાળા વ્રતધારીનું મૈત્રી વગેરે ભાવસહિત શાસ્ત્રથી જીવાદિ તત્ત્વનું ચિન્તન તે ૧ અધ્યાત્મયોગ. અધ્યાત્મનોજ પ્રતિદિવસ વૃદ્ધિ પામતો ચિત્તવૃત્તિના નિરોધ સહિત અભ્યાસ તે ૨ ભાવનાયોગ. પ્રશસ્ત એક પદાર્થના વિષયવાળું સ્થિર દીવાના સમાન, ઉત્પાત વગેરે સંબન્ધી સૂક્ષ્મ ઉપયોગ સહિત ચિત્ત તે ૩ ધ્યાનયોગ. અજ્ઞાનથી કલ્પેલા ઇષ્ટપણા અને અનિષ્ટપણાની કલ્પનાનો ત્યાગ કરીને શુભ અને અશુભ વિષયોનો સમાનપણે વિચાર કરવો તે સમતાયોગ. મનદ્વારા વિકલ્પરૂપ અને શરીરદ્વારા પરિસ્પન્દ—ચલન ક્રિયારૂપ અન્ય વસ્તુની સંયોગાત્મક વૃત્તિઓને ફરીથી નહિ થવા વડે નિરોધ કરવો તે વૃત્તિસંક્ષયયોગ. જુઓ યોગવિંશિકા ટીકા. ગા. ૩

ક્ષયયોગ. તેમાં જે અનાદિ પરભાવને ઔદયિક ભાવની રમણતારૂપે નિર્ધારી તેની પુષ્ટિનિમિત્તે ક્રિયા કરતો, અધર્મને ધર્મની વૃત્તિથી ઇચ્છતો પ્રવૃત્ત થએલો છે, તે જ આત્મા જ્યારે નિરામય, નિઃસંગ અને શુદ્ધ આત્મભાવના વડે વાસિત અન્તઃકરણવાળો થઇને 'સ્વભાવ એ જ ધર્મ છે' એવા પ્રકારની યોગવૃત્તિથી પ્રવૃત્ત થાય છે ત્યારે તે અધ્યાત્મયોગી કહેવાય છે. સર્વ પરભાવોને અનિત્યાદિ ભાવના વડે જાણીને અનુભવ ભાવનાથી સ્વરૂપને અભિમુખ યોગવૃત્તિમાં રહેલો જે આત્માને મોક્ષના ઉપાયમાં જોડે તે ભાવનાયોગી કહેવાય છે. તેજ આત્મા પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત ધ્યાનના પરિણામવાળો સ્વરૂપમાં તન્મય થએલો ધ્યાનયોગી કહેવાય છે. ધ્યાનના બળથી મોહનીયકર્મનો નાશ કરનાર, સંતાપાદિના પરિણામ રહિત સમતાયોગી કહેવાય છે. તથા યોગને અધીન કર્મના ઉદયથી થયેલી અનાદિકાળની જીવની વૃત્તિના અભાવવાળો સ્વરૂપની વૃત્તિયુક્ત વૃત્તિક્ષયયોગી કહેવાય છે. એ પાંચ યોગોમાં સમતાયોગી આત્મસાધના કરવામાં તત્પર હોય છે, માટે જ્ઞાનની પૂર્ણ અવસ્થા શમ કહેવાય છે.

**अनिच्छन् कर्मवैषम्यं ब्रह्मांशेन समं जगत् ।**
**आत्माभेदेन यः पश्येदसौ मोक्षं गमी शमी ॥२॥**

---

૧ कर्मवैषम्यं=કર્મથી કરેલા વિવિધ ભેદને. अनिच्छन=નહિ ઇચ્છતા. ब्रह्मांशेन=બ્રહ્મના અંશ વડે. समं=એક સ્વરૂપવાળા. जगत=જગતને. आत्माभेदेन=આત્માથી અભિન્નપણે. यः=જે. पश्येत=જુએ. असौ=એ. शमी=ઉપશમવાળો. मोक्षं गमी=મોક્ષગામી હોય છે.

કર્મકૃત વર્ણાશ્રમાદિ ભેદને નહિ ઇચ્છતો, દ્રવ્યાસ્તિક નયના મતે બ્રહ્મના અંશ–ચૈતન્ય સત્તા વડે સમ–એકરૂપ વાળા ચરાચર જગતને આત્માથી અભિન્નપણે જે જુએ છે એ ઉપશમવાળો યોગી મોક્ષગામી થાય છે.

ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે—

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥**
**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः ॥**

गीता अ० ५, श्लो० १८–१९.

વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, કૂતરામાં અને ચંડાળમાં જ્ઞાની પુરૂષો સમદૃષ્ટિવાળા હોય છે.

જેઓનું મન સમભાવમાં રહેલું છે તેઓએ અહીં જ સંસારને જીત્યો છે, કારણ કે બ્રહ્મ નિર્દોષ અને એકસ્વરૂપ છે, તેથી તેઓ બ્રહ્મ–પરમાત્મામાં રહેલા છે.

એટલી વિશેષતા છે કે ત્યાં એકાન્ત અભેદ કહે છે અને અહીં નયના ભેદે નયની વાસના માર્ગાનુસારી છે.

કર્મથી થએલા હીનાધિકપણાના ભેદને નહિ ઇચ્છતો એટલે કર્મના ઉદયથી થએલ ગતિ, જાતિ, વર્ણ, સંસ્થાન, બ્રાહ્મણ, ક્ષત્રિયાદિની વિવિધતાને તથા જ્ઞાન–વીર્યના ક્ષયોપશમરૂપ કાર્યની વિવિધતાને નહિ ઇચ્છતો, ઉદયથી અને આવરણના ક્ષયોપશમથી ભેદ હોવા છતાં પણ ચૈતન્યરૂપ બ્રહ્મના અંશ વડે, અથવા દ્રવ્યાસ્તિક નયથી અસ્તિત્વ,

વસ્તુત્વ, સત્ત્વ, અગુરુ–લઘુત્વ, પ્રમેયત્વ, ચેતનત્વ, અમૂર્તત્વ અને અસંખ્યેયપ્રદેશરૂપ પરિણામ વડે ચરાચર જગતને આત્મતુલ્ય વૃત્તિથી જે જુએ છે, અર્થાત્ સર્વ જીવોમાં સમભાવની દૃષ્ટિથી રાગદ્વેષરહિતપણે વર્તે છે એ યોગી સર્વ કર્મના ક્ષયરૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. જે સર્વ જીવોને વિશે આત્મતુલ્ય વૃત્તિથી રાગદ્વેષની પરિણતિ દૂર કરીને આત્મસ્વભાવને અનુસરે છે એ ઉપશમવાળો યોગી મોક્ષ-ગામી થાય છે.

**[1]आरुरुक्षुर्मुनिर्योगं श्रयेद् बाह्यक्रियामपि ।**
**योगारूढः शमादेव शुध्यत्यन्तर्गतक्रियः ॥३॥**

સમાધિયોગ ઉપર ચઢવાને ઇચ્છતો મુનિ બાહ્ય ક્રિયા–આચારને પણ સેવે છે. એ ભાવસાધક પ્રીતિ, ભક્તિ અને વચનરૂપ શુભ સંકલ્પમય ક્રિયા વડે અશુભ સંકલ્પને દૂર કરતો આરાધક થાય છે. યોગરૂપ ગિરિશિખર ઉપર ચઢેલો પુરૂષ અન્તર્ગતક્રિયાવાળો ઉપશમથી જ શુદ્ધ થાય છે. સિદ્ધયોગી તો રાગદ્વેષના અભાવરૂપ ઉપશમથી જ કૃતાર્થ છે. તેને અસંગ ક્રિયા છે તે લક્ષ્યરૂપ છે, પણ આલંબનરૂપ નથી.

મોક્ષના ઉપાયભૂત જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ સમાધિયોગ ઉપર ચઢવાની ઇચ્છાવાળો મુનિ બાહ્ય આચા-

---

૧ मुनिः=સાધુ. योगं=સમાધિ ઉપર. आरुरुक्षुः=ચઢવાને ઇચ્છતો. बाह्यक्रियां=બાહ્ય ક્રિયાને–આચારને. अपि=પણ. श्रयेद्=સેવે, આચરે. योगारूढः=યોગ ઉપર ચઢેલો. अन्तर्गतक्रियः=અભ્યન્તરક્રિયાવાળો. शमाद्=શમથી, સમભાવથી. एव=જ. शुध्यति=શુદ્ધ થાય છે.

રને પણ સેવે છે. એ ભાવના સાધક [1]પ્રીતિ, ભક્તિ અને વચનરૂપ શુભ સંકલ્પમય ક્રિયાવડે અશુભ સંકલ્પનું નિવારણ કરતો આરાધક થાય છે, આત્માના સાધનભૂત રત્નત્રય–સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્રરૂપ યોગ ઉપર આરૂઢ થએલો અને સહજ વીર્યગુણની પ્રવૃત્તિરૂપ અન્તર્ગત ક્રિયાવાળો સિદ્ધયોગી તો રાગદ્વેષના અભાવથી જ ઉપશમ-વાળો અને કૃતાર્થ થએલો છે. તેથી તે શમથી જ–રાગ-દ્વેષના અભાવથી જ નિર્મલ થાય છે. એ પ્રમાણે અભ્ય-ન્તરક્રિયાવાળો, રત્નત્રયની પરિણતિવાળો જ્ઞાનના પરિણા-મરૂપ શમથી જ ક્ષમા, મૃદુતા, નિર્લોભતાની પરિણતિ-વાળો થઇને શુદ્ધ થાય છે.

[2]ध्यानवृष्टेर्दयानद्याः शमपूरे प्रसर्पति ।
विकारतीरवृक्षाणां मूलादुन्मूलनं भवेत् ॥४॥

૧ પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ–એમ ચાર પ્રકારના અનુષ્ઠાન છે. જે ક્રિયામાં અતિશય પ્રયત્ન અને અભ્યુદયકારક અત્ય-ન્ત પ્રીતિ હોય. તેમ બીજાં બધાં કાર્યનો ત્યાગ કરી યોગ્ય સમયે એક નિષ્ઠાથી કરે તે પ્રીત્યનુષ્ઠાન કહેવાય છે તે જ અનુષ્ઠાન બુદ્ધિ-શાલી મનુષ્ય બહુ માનપૂર્વક કરે ત્યારે ભક્ત્યનુષ્ઠાન કહેવાય છે. શાસ્ત્ર વચનને અનુસરી ઉચિતપણે ધર્મક્રિયામાં પ્રવૃત્તિ કરે તે વચનાનુ-ષ્ઠાન અને અતિશય અભ્યાસના બળથી ચન્દનના ગન્ધની પેઠે સ્વરૂપ-ભૂત ક્રિયા થાય તે અસંગાનુષ્ઠાન કહેવાય છે.–જુઓ ૧૦ ષોડશક.

૨ ध्यानवृष्टेः=ધ્યાનરૂપ વૃષ્ટિથી. दयानद्याः=દયારૂપ નદીનું. शमपूरे=ઉપશમરૂપ પૂર. प्रसर्पति=વધે છે ત્યારે. विकारतीरवृक्षाणां=વિકાર-રૂપ કાંઠાના ઝાડોનું. मूलाद्=મૂળથી. उन्मूलनं=ઉખડી જવું. भवेत्=થાય છે.

ધ્યાનરૂપ વૃષ્ટિથી દયારૂપ નદીનું શમરૂપ પૂર વૃદ્ધિ પામે છે ત્યારે વિકાર-ચિત્તના અન્યથા ભાવરૂપ કાંઠાના વૃક્ષોનું મૂળથી જ ઉન્મૂલન થાય છે.

ધ્યાન—ધર્મધ્યાન અને શુકલધ્યાન—એ પ્રશસ્ત ધ્યાન લેવાં. અન્તર્મુહૂર્ત સુધી ચિત્તની એક વિષયમાં સ્થિતિ તે ધ્યાન. કહ્યું છે કે—

"अंतोमुहुत्तमित्तं चित्तावत्थाणमेगवत्थुम्मि ।
छउमत्थाणं झाणं जोगनिरोहो जिणाणं तु" ॥

ध्यानशतक गा० ३

"અન્તર્મુહૂર્ત સુધી એક વસ્તુમાં ચિત્તનું રહેવું તે ધ્યાન છદ્મસ્થોને હોય છે અને યોગના નિરોધરૂપ ધ્યાન જિન—કેવલજ્ઞાનીને હોય છે."

અહીં ધ્યાનના નિમિત્તરૂપ દેવ, ગુરુ અને ધર્મના સ્વરૂપને વિશે અદ્‌ભુતપણા વગેરે યુક્ત ચિત્તની તન્મયતા તે ધર્મધ્યાન. તેના ચાર પ્રકાર છે—૧ આજ્ઞાવિચય, ૨ અપાય-વિચય, ૩ વિપાકવિચય અને ૪ સંસ્થાનવિચય. તેમાં શ્રી જિનની આજ્ઞાનું નિર્ધારણ કરવું તે સમ્યગ્દર્શનરૂપ છે. જિનેન્દ્ર કથિત આજ્ઞાનું અનન્તપણું, પૂર્વાપર અવિરોધીપણું ઇત્યાદિ સ્વરૂપને વિશે ચમત્કારપૂર્વક ચિત્તની સ્થિરતા તે આજ્ઞાવિચય ધર્મધ્યાન. એ પ્રમાણે રાગદ્વેષાદિ અપાયરૂપ છે, કર્મના પરિણામનું ચિન્તન અને લોકના સ્વરૂપની વિચારણા ઇત્યાદિનું નિર્ધારણ, ભાસન અને પૂર્વના અનુભવ સહિત ચિત્તની સ્થિરતા તે અનુક્રમે અપાયવિચય, વિપાક-વિચય અને સંસ્થાનવિચય ધર્મધ્યાન છે. એમ શુકલધ્યાનનું

સ્વરૂપ પણ શાસ્ત્રથી સમજી લેવું. સ્વ અને પરના ભાવ પ્રાણને આઘાત નહિ કરવારૂપ ભાવ દયા, અને તેની વૃદ્ધિ અને તેના રક્ષણનું કારણ હોવાથી સ્વ પરના દ્રવ્ય પ્રાણને રક્ષણ કરવારૂપ દ્રવ્ય દયા પણ દયારૂપે આરોપિત છે—એમ [1]વિશેષાવશ્યકભાષ્યમાં ગણધરવાદના અધિકારને વિશે કહ્યું છે. દ્રવ્ય દયા કારણરૂપ છે અને ભાવ દયા દયાધર્મરૂપ છે. એ પ્રમાણે ધ્યાનરૂપ વૃષ્ટિ—વરસાદ થવાથી દયારૂપ નદીનું શમ રૂપ પૂર વૃદ્ધિ પામે છે, સર્વ કષાયના પરિણામની શાન્તિ તે શમ એટલે રાગદ્વેષનો અભાવ તે રૂપ પૂર વધે છે ત્યારે વિકાર—કામક્રોધાદિ અશુદ્ધ આત્માના પરિણામ છે તે રૂપ કાંઠાના ઝાડોનું મૂલથી ઉન્મૂલન થાય છે. એથી ધ્યાન યોગથી દયાનદીનું સમભાવરૂપ પૂર વધે છે, અને તે વધતું જતું પૂર કામક્રોધાદિરૂપ નદીના કીનારાના વૃક્ષોનું ઉચ્છેદન કરે છે—એ બતાવ્યું. આ આત્મા વિષય—કષાયના વિકારથી પીડિત થએલો સ્વગુણને આવરણ કરનારા કર્મના ઉદયથી

૧ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિયુક્ત, સર્વથા જીવરક્ષાના પરિણામવાળા જ્ઞાની અહિંસક છે અને તેથી વિપરીત લક્ષણવાળો હિંસક છે, કારણ કે તેના અશુભ પરિણામ છે.

જે અશુભ પરિણામ છે તે નિશ્ચય નયથી હિંસા છે. તે કોઇ વાર બાહ્ય જીવઘાતની અપેક્ષા રાખે છે અથવા રાખતો નથી. કારણ કે બાહ્ય નિમિત્ત અનૈકાન્તિક છે. બાહ્ય જીવઘાત થવા છતાં પણ અહિંસક હોય છે અને બાહ્ય જીવઘાત ન હોવા છતાં પણ હિંસક હોય છે.

અશુભ પરિણામ પૂર્વક જે જીવનો ઘાત થાય છે તે હિંસા છે. જેને અશુભ પરિણામ નિમિત્તરૂપ નથી તેને જીવઘાત થવા છતાં હિંસા નથી. જુઓ વિશેષાવશ્યક ભાષ્ય ગા. ૧૭૬૫—૧૭૬૭

પરિભ્રમણ કરે છે, તે જ આત્મા આત્મસ્વરૂપને ગ્રહણ કરવાથી તત્ત્વની સાથે એકતા થતાં વૃદ્ધિ પામતું શમરૂપ પૂર વિકારોને મૂળથી ઉખેડી નાંખે છે.

**ज्ञानध्यानतपःशील-सम्यक्त्वसहितोऽप्यहो।**
**तं नाप्नोति गुणं साधुर्यमाप्नोति शमान्वितः ॥५॥**

**જ્ઞાન-તત્ત્વનો અવબોધ, ધ્યાન-સજાતીય પરિણામની ધારા, ઇચ્છાના નિરોધ લક્ષણ બાર પ્રકારનો તપ, શીલ-બ્રહ્મચર્ય, સમ્યક્ત્વ-તત્ત્વનું શ્રદ્ધાન, રૂચિ એટલા ગુણો વડે સહિત હોવા છતાં પણ સાધુ તે ગુણને પ્રાપ્ત કરતો નથી કે જે ગુણને શમગુણ વડે અલંકૃત પુરુષ પ્રાપ્ત કરે છે.**

તત્ત્વના અવબોધરૂપ જ્ઞાન, પરિણામની સ્થિરતારૂપ ધ્યાન, ઇચ્છાને રોકવારૂપ તપ, શીલ-બ્રહ્મચર્ય, સમ્યક્ત્વ-તત્ત્વની શ્રદ્ધા-ઈત્યાદિ ગુણ સહિત સમ્યગ્દર્શનાદિ રત્નત્રય વડે મોક્ષને સાધનાર સાધુ પણ જે નિરાવરણ-આવરણ રહિત કેવલજ્ઞાનાદિ ગુણને પ્રાપ્ત કરતો નથી તે ગુણને સમભાવરૂપ ચારિત્રવાળો પ્રાપ્ત કરે છે. અહીં જ્ઞાનાદિ ગુણો આવરણ રહિત નિર્મલ કેવલજ્ઞાનનું પરંપરા કારણ છે અને શમ-કષાયના અભાવરૂપ યથાખ્યાતસંયમ કેવલજ્ઞાનનું નિકટવર્તી કારણ છે. [2]અશ્વકર્ણ, સમીકરણ અને

---

૧ ज्ञानध्यानतपःशीलसम्यक्त्वसहितः=જ્ઞાન, ધ્યાન, તપ, શીલ-બ્રહ્મચર્ય અને સમ્યક્ત્વ સહિત. साधुः-સાધુ. अपि=પણ. अहो=આશ્ચર્ય અર્થમાં વપરાય છે. तं=તે. गुणं=ગુણને. न आप्नोति=પ્રાપ્ત કરતો નથી. यं=જે ગુણને. शमान्वितः=શમયુક્ત સાધુ. प्राप्नोति=પ્રાપ્ત કરે છે.

૨ નવમા અનિવૃત્તિકરણ ગુણસ્થાનકે આત્માની વિશુદ્ધિથી

કિટ્ટીકરણ વીર્ય વડે સૂક્ષ્મ લોભના ખંડ ખંડ કરીને ક્ષય કર્યા પછી નિર્વિકલ્પ સમાધિમાં સમ્યગ્દર્શનાદિ રત્નત્રયના અભેદ પરિણામવાળો ક્ષીણમોહની અવસ્થામાં યથાખ્યાત-ચારિત્રવાળો પરમ શમગુણ વડે સહિત જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અન્તરાય કર્મનો ક્ષય કરે છે અને સંપૂર્ણ નિર્મલ કેવલજ્ઞાન, કેવલદર્શન અને પરમ દાનાદિ લબ્ધિઓને પ્રાપ્ત કરે છે. એ હેતુથી ક્ષાયોપશમિક જ્ઞાની જે ગુણને પ્રાપ્ત કરતો નથી તે ગુણને પરમ શમગુણયુક્ત યોગી પ્રાપ્ત કરે છે. એથી જ દર્શન અને જ્ઞાનને વિશે નિપુણ ધીર પુરુષો પૂર્વોનો અભ્યાસ કરે છે, ગુરુકુલવાસનો આશ્રય કરે છે, નિર્જન વનમાં રહે છે અને તેથી આત્માની વિશુદ્ધિનો અર્થી શમની પૂર્ણતા માટે ઉદ્યમ કરે છે.

**स्वयंभूरमणस्पर्द्धिवर्धिष्णुसमतारसः ।**
**मुनिर्येनोपमीयेत कोऽपि नासौ चराचरे ॥६॥**

સંજ્વલન ક્રોધ, માન, માયા અને લોભના પૂર્વ સ્પર્ધકોનો પ્રતિ-સમય અનન્તગુણ હીનરસ કરીને અપૂર્વ સ્પર્ધકો કરે તે અશ્વકર્ણ-કરણ. ત્યારબાદ પૂર્વ અને અપૂર્વ સ્પર્ધકોની કર્મવર્ગણાને લઈ તેને અનન્તગુણ હીનરસવાળાં કરી વર્ગણાઓના ક્રમમાં મોટું અંતર કરવું તે કિટ્ટીકરણ. પછી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે તેનો સંખ્યાતા ભાગ ગયા બાદ લોભની સ્થિતિ ઘટાડી બાકીના ગુણસ્થાનકના કાળના જેટલી રાખવી તે સમીકરણ.

૧ स्वयंभूरमणस्पर्धि–वर्धिष्णुसमतारसः=સ્વયંભૂરમણ સમુદ્રની સ્પર્ધા કરનાર અને વૃદ્ધિ પામતો સમતારસ જેનો છે એવા. मुनिः=સાધુ. येन=જેનાથી. उपमीयेत=સરખાવાય. असौ=એ. कोऽपि=કોઈપણ. चरा-चरे=જગતમાં. नास्ति=નથી.

**સ્વયંભૂરમણ—અર્ધ રજ્જુપ્રમાણ છેલ્લા સમુદ્રની સ્પર્ધા કરનાર અને વૃદ્ધિશીલ-વધવાના સ્વભાવવાળો સમતારસ-ઉપશમ રસ જેનો છે એવા મુનિની જે વડે સરખામણી કરી શકાય એવો કોઈ પણ ચરાચર-જગતમાં નથી.**

અર્ધ રજ્જુપ્રમાણ છેલ્લા સ્વયંભૂરમણ સમુદ્રની સાથે સ્પર્ધા કરનાર અને પ્રતિ સમય વધતો સમતારસ જેનો છે એવા પ્રકારના, ત્રણે કાળે વિષયાતીત થએલા—એટલે અતીતકાલના રમ્ય વિષયના સ્મરણના અભાવવાળા, વર્તમાનકાળે ઇન્દ્રિયને ગોચર-પ્રાપ્ત થએલા વિષયમાં રતિના અભાવવાળા, અને અનાગતકાળના મનોજ્ઞ વિષયની ઇચ્છા રહિત એવા મુનિ છે, તેની સાથે જે ઉપમાન વડે સરખામણી કરી શકાય એવો કોઇ પણ પદાર્થ આ ચરાચર વિશ્વમાં નથી. કારણ કે બધું અચેતન પુદ્ગલસ્કન્ધથી ઉત્પન્ન થએલ અને મૂર્ત-રૂપી છે. તેને સ્વાભાવિક, શાશ્વતિક અને નિરુપમ ચરિતવાળા શમભાવરૂપ એવા સમતારસ સાથે શી રીતે સરખાવાય? કારણ કે સમતારસ દુર્લભ છે અને તે સર્વ જગતના શુભ અને અશુભ ભાવથી પર હોવાને લીધે તેમાં રાગ દ્વેષરહિતપણે વૃત્તિરૂપ શુદ્ધ આત્માનો અનુભવ છે. એ સંબન્ધે કહ્યું છે કે—

"वंदिज्जमाणा न समुक्कसंति
हिलिज्जमाणा न समुज्जलंति ।
दंतेण चित्तेण चरंति धीरा
मुणी समुग्घाइयरागदोसा" ॥

आव० नि० गा. ८६६

"बालाभिरामेसु दुहावहेसु
न तं सुहं कामगुणेसु रायं ।
विरत्तकामाण तवोधणाणं
जं भिक्खुणो सीलगुणे रयाणं" ॥

उत्तराध्ययन अ. १३ गा. १७.

"જેઓએ રાગ-દ્વેષનો નાશ કર્યો છે એવા ધીર મુનિઓ તેઓને વંદન કરવામાં આવે તો પણ હર્ષ પામતા નથી, તેઓની નિન્દા કરવામાં આવે તો ગુસ્સે થતા નથી, પરન્તુ તેઓ દાન્ત-ઉપશાન્ત થયેલા ચિત્ત વડે વિચરે છે.

હે રાજન્ ! બાલ-અજ્ઞ જીવોને મનોહર લાગતા અને દુઃખ આપનારા એવા કામગુણોને વિશે તે સુખ નથી કે જે કામભોગથી વિરક્ત થએલા, તપરૂપ ધનવાળા અને શીલગુણોને વિશે રતિવાળા સાધુઓને હોય છે.

એ પ્રમાણે સમતા રસનો અનુભવ કરનારાને ચક્રવર્તી નરેશના ભોગો રોગો જેવા, ચિન્તામણિના સમૂહો કાંકરાના ઢગલા જેવા અને દેવો બાળકો-અજ્ઞાની જેવા લાગે છે, માટે પરવસ્તુના સંયોગથી ઉત્પન્ન થએલી રતિ દુઃખરૂપ છે અને સમતા એ જ મહા આનન્દરૂપ છે.

**[1]शमसूक्तसुधासिक्तं येषां नक्तंदिनं मनः ।**
**कदाऽपि ते न दह्यन्ते रागोरगविषोर्मिभिः ॥७॥**

१ येषां=જેઓનું. मनः=મન. नक्तंदिनं=રાતદિવસ. शमसूक्तसुधासिक्तं=શમના સુભાષિતરૂપ અમૃત વડે સિંચાયેલું છે. ते=તેઓ. कदाऽपि=કદી પણ. रागोरगविषोर्मिभिः=રાગરૂપ સર્પના વિષની લહરીઓ વડે. न दह्यन्ते=બળતા નથી.

**શમ—ઉપશમ રસના વર્ણન કરનારા સુભાષિત રૂપ સુધા-અમૃત વડે જેઓનું મન રાત્રિ-દિવસ સિંચાયેલું છે તેઓ કદી પણ રાગરૂપ સર્પના વિષના તરંગો વડે બળતા નથી.**

જે મહાત્માઓનું મન શમ-કષાયોના અભાવરૂપ ચારિત્રપરિણામના સૂક્ત-સુભાષિત રૂપ અમૃત વડે રાત-દિવસ સિંચાએલું હોય છે તેઓ રાગ-આસક્તિ રૂપ સર્પના વિષની ઊર્મિ-તરંગો વડે કદાપિ બળતા નથી. રાગરૂપ સર્પે જગતના બધા જીવોને ડસેલા છે અને તેના ઝેરના તરંગો વડે ભાન ભૂલીને [1]ઇષ્ટ વસ્તુના સંયોગ અને અનિષ્ટ વસ્તુના વિયોગની ચિન્તાથી ભમે છે. બહુ પ્રકારની ભવિષ્યકાળની ચિન્તાઓ યુક્ત કલ્પનાઓ કરે છે, જગતના એઠવાડ રૂપ અનેક પ્રકારના પુદ્ગલસ્કન્ધોનો સંગ્રહ કરે છે, બહુ પ્રકારે ધન મેળવવાના ઉપાયોની યાચના કરે છે, કુવામાં પેસે છે, વહાણોમાં બેસી દરિયાની મુસાફરી કરે છે, અહિતકારી દ્રવ્યાદિ વસ્તુઓને હિતકારી માને છે, પરંતુ જ્યારે તેઓ જગતના ઉપકાર કરનારા તીર્થંકરનાં વાક્યો સાંભળીને સમતારૂપ ધનને પ્રાપ્ત થાય છે ત્યારે સ્વરૂપાનન્દના ભોગી થઇને સ્વભાવનું જ્ઞાન, સ્વભાવમાં રમણતા અને સ્વભાવના અનુભવ વડે હમેશાં અસંગ ભાવમાં મગ્ન થઇને આત્મ-ગુણરૂપ નન્દનવનમાં વિચરે છે. માટે સર્વ પરભાવની તન્મયતાને છોડીને અને રાગદ્વેષરૂપ વિભાવપરિણતિને દૂર કરી શમભાવ પ્રાપ્ત કરવા યોગ્ય છે.

---

૧ આર્તધ્યાનના ચાર પ્રકાર છે-ઇષ્ટવિયોગ, અનિષ્ટસંયોગ, રોગચિન્તા અને અગ્રશૌચ-ભવિષ્યની ચિન્તાયુક્ત કલ્પના.

**गर्जज्ज्ञानगजोत्तुंगरंगद्ध्यानतुरंगमाः।**
**जयन्ति मुनिराजस्य शमसाम्राज्यसंपदः ॥८॥**

**જેમાં ગર્જના કરતા જ્ઞાનરૂપ હાથીઓ અને ખેલતા ધ્યાનરૂપ ઘોડાઓ છે એવી મુનિરૂપ રાજાની શમ-ઉપશમના સામ્રાજ્ય-ઐશ્વર્યની સંપત્તિ જયવંતી વર્તે છે.**

મુનિરૂપ રાજાની શમના સામ્રાજ્યની સંપત્તિ જયવંતી વર્તે છે. જેમાં સ્ફુરાયમાન સ્વપરના પ્રકાશક જ્ઞાનરૂપ ગર્જના કરતા હાથીઓ અને ઉત્તુંગ-ઉંચા અને નૃત્ય કરતા ધ્યાનરૂપ અશ્વો છે. એથી જ્ઞાનરૂપ ગજો અને ધ્યાનરૂપ અશ્વોથી નિર્ગ્રન્થરૂપ રાજાની રાજ્ય સંપત્તિ સર્વોત્કૃષ્ટ છે અને સમતાના આવાસરૂપ મુનિઓનું મહારાજપણું હમેશાં સર્વોત્કૃષ્ટ છે. એ માટે શમના અભ્યાસવાળા થવું એ ઉપદેશ છે.

## ૭ इन्द्रियजयाष्टक

**बिभेषि यदि संसाराद् मोक्षप्राप्तिं च काङ्क्षसि।**
**तदेन्द्रियजयं कर्तुं स्फोरय स्फारपौरुषम् ॥१॥**

---

૧ गर्जज्ज्ञानगजोत्तुङ्गरंगद्ध्यानतुरंगमाः=ગર્જના કરતા જ્ઞાનરૂપ હાથીઓ અને ઉંચા નૃત્ય કરતા ધ્યાનરૂપ ઘોડાઓ જેમાં છે એવી. मुनिराजस्य=મુનિરૂપ રાજાની. शमसाम्राज्यसंपदः=શમરૂપ સામ્રાજ્યની સંપત્તિ. जयन्ति=જયવંતી–સૌથી ઉત્કૃષ્ટ છે.

૨ यदि=જો. संसारात्=સંસારથી, ભવભ્રમણથી. बिभेषि=તું ભય પામે છે. च=અને. मोक्षप्राप्तिं=મોક્ષની પ્રાપ્તિને. काङ्क्षसि=ઇચ્છે છે. तदा=તો. इन्द्रियजयं=ઇન્દ્રિયોનો જય. कर्तुं=કરવાને. स्फारपौरुषं=દેદીપ્યમાન પરાક્રમને. स्फोरय=પ્રવર્તાવ.

**જો તું સંસારથી ભય પામે છે અને મોક્ષના લાભને ઈચ્છે છે તો ઇન્દ્રિયોનો જય કરવાને માટે સ્ફાર-દેદીપ્યમાન પરાક્રમને ફોરવ.**

શમભાવને પ્રાપ્ત કરવામાં અન્તરાય કરનાર ઈન્દ્રિયોના સુખની અભિલાષા છે, તેથી ઇન્દ્રિયોનો જય કરવાથી જ શમભાવની સ્થિતિ ઘટે છે, માટે ત્યારબાદ ઇન્દ્રિયજયાષ્ટકનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં સર્વ પ્રકારના પરમ ઐશ્વર્યના યોગથી [1]ઇન્દ્ર-જીવ, તેનું લિંગ-ચિહ્ન તે ઇન્દ્રિય. ઇન્દ્રિયો જીવને સૂચવે છે, પ્રદર્શિત કરે છે, જણાવે છે, પ્રગટ કરે છે તેથી તે જીવનું ચિહ્ન છે. જીવ ઈન્દ્રિય દ્વારા વિષયને જાણે છે તેથી જીવમાં જ્ઞાયકપણું સિદ્ધ થાય છે. તેની સિદ્ધિમાં 'उवओगलक्खणो जीवो' "ઉપયોગ લક્ષણવાળો જીવ છે" તેથી જીવની સિદ્ધિ થાય છે. [2]ઇન્દ્રિયો બે પ્રકારે છે-દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય. તેમાં દ્રવ્યેન્દ્રિયના બે પ્રકાર છે-

---

૧ इन्द् ધાતુનો અર્થ ઐશ્વર્યવાળા થવું એવો થાય છે.

૨ ઇન્દ્રિયોના દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય એ બે પ્રકાર છે. દ્રવ્યેન્દ્રિય પુદ્‌ગલરૂપ છે અને ભાવેન્દ્રિય આત્મિક પરિણામરૂપ છે. દ્રવ્યેન્દ્રિયના બે પ્રકાર છે-નિર્વૃત્તિ અને ઉપકરણ. નિર્વૃત્તિના બે ભેદ છે. બાહ્ય નિર્વૃત્તિ અને અભ્યન્તર નિર્વૃત્તિ. ઇન્દ્રિયોનો નાક કાન વગેરે બાહ્ય આકાર તે બાહ્ય નિર્વૃત્તિ. અને વિષય ગ્રહણ કરવાની શક્તિ સહિત સ્વચ્છ પુદ્‌ગલોથી બનેલો અંદરનો આકાર તે અભ્યન્તર નિર્વૃત્તિ. અભ્યન્તર નિર્વૃત્તિની વિષય ગ્રહણ કરવાની શકિતરૂપ ઉપકરણેન્દ્રિય કહેવાય છે. ભાવેન્દ્રિય લબ્ધિ અને ઉપયોગ એ બે પ્રકારે છે. મતિજ્ઞાનાવરણાદિ કર્મના ક્ષયોપશમથી થએલી, આત્માની પોતપોતાના વિષયને ગ્રહણ કરવાની શકિત તે લબ્ધીન્દ્રિય અને સ્પર્શાદિ વિષયને

નિર્વૃત્તીન્દ્રિય અને ઉપકરણેન્દ્રિય. તેમાં નિર્વૃત્તિ એટલે અંગોપાંગનામકર્મથી થએલા ઇન્દ્રિયનાં દ્વારો, નિર્માણનામ અને અંગોપાંગનામ કર્મના હેતુથી થએલા શરીરના ભાગો, કર્મવિશેષથી સંસ્કાર પામેલા શરીરના પ્રદેશો. ઉપકરણેન્દ્રિય બે પ્રકારે છે—બાહ્ય ઉપકરણ અને અભ્યન્તર ઉપકરણ. ઉત્પન્ન થએલી નિવૃત્તીન્દ્રિયની શક્તિનો ઉપઘાત નહિ થવાથી અને તેના અનુગ્રહથી આત્માને વિષયગ્રહણ કરવામાં ઉપકારી, પોતપોતાના વિષયને ગ્રહણ કરવાની શક્તિરૂપ ઉપકરણેન્દ્રિય છે. ભાવેન્દ્રિય બે પ્રકારે છે—લબ્ધિ અને ઉપયોગ. મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ અને વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થએલી સ્પર્શાદિ વિષયોને ગ્રહણ કરનારી આત્માની શક્તિ તે લબ્ધિ અને સ્પર્શાદિ વિષયોનું જ્ઞાન તે ઉપયોગ. અર્થાત્ લબ્ધિનું સ્પર્શાદિ વિષયોનું જ્ઞાનરૂપ ફલ તે ઉપયોગેન્દ્રિય છે.

અહીં ઇન્દ્રિયોને વર્ણાદિનું જ્ઞાન થાય છે, તેથી વર્ણાદિજ્ઞાન ઇન્દ્રિયોના વિષયરૂપ નથી, પરન્તુ જ્ઞાનથી જાણેલા મનોજ્ઞ અને અમનોજ્ઞ એવા વર્ણાદિ વિષયોમાં ઇષ્ટપણું અને અનિષ્ટપણું થવાથી ઇષ્ટ વિષયોમાં અભિમુખપણું અને અનિષ્ટ વિષયોમાં વિમુખતારૂપ મોહનો પરિણામ થાય છે તે વિષય છે. જો જ્ઞાનને મોહપરિણતિરૂપ વિષયવાળું માનીએ તો

ગ્રહણ કરવારૂપ વ્યાપાર તે ઉપયોગેન્દ્રિય. પરન્તુ તત્ત્વાર્થભાષ્યમાં નિર્વૃત્તીન્દ્રિયના બાહ્ય અને અભ્યન્તર ભેદ બતાવ્યા નથી પણ ઉપકરણેન્દ્રિયના બાહ્ય અને અભ્યન્તર એ બે ભેદ બતાવ્યા છે.

સિદ્ધ ભગવંતોને પણ મોહપરિણતિરૂપ વિષયવાળું જ્ઞાન થવાનો દોષ લાગે. તેથી રાગદ્વેષરૂપે પ્રવૃત્તિ કરાવતું જ્ઞાન એ ઇન્દ્રિયોના વિષયરૂપ છે. અહીં કારણ અને કાર્યની એકતા છે. ચારિત્રમોહના ઉદયથી નહિ રમણ કરવા યોગ્ય પરભાવમાં રમણ કરવું તે અસંયમ છે. ત્યાં વર્ણાદિ તો માત્ર જાણવા યોગ્ય છે એમ નથી, પણ રમ્ય હોવાથી તેમાં રમણ કરવું એટલે વિષયને ગ્રહણ કરનાર ઇન્દ્રિયદ્વારા પ્રવૃત્ત થએલ જ્ઞાનનું ઇષ્ટપણે અને અનિષ્ટપણે પરિણમન કરવું, તેનો જય કરવો એટલે ઇષ્ટ અને અનિષ્ટ-પણે પરિણમતા જ્ઞાનને રોકવું તે ઇન્દ્રિયોનો જય. તાત્પર્ય એ છે કે જે દ્વારા વર્ણાદિનું જ્ઞાન થાય, પણ ઇષ્ટપણું કે અનિષ્ટપણું ન થાય તે ઇન્દ્રિયજય છે. તે અનાદિ કાળની અશુદ્ધ અસંયમની પ્રવૃત્તિને નિવારણ કરવારૂપ છે. જ્ઞાન એ આત્માનું પોતાનું લક્ષણ હોવાથી સ્વપર વસ્તુના બોધ થવારૂપ છે, પરન્તુ તેમાં ઇષ્ટપણા અને અનિષ્ટપણારૂપ વિભાવ જ પર વસ્તુના સંગથી થએલ અનાદિ પરંપરાજન્ય અશુદ્ધ પરિણામ છે તે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે. માટે ઇન્દ્રિયોનો જય કરવા યોગ્ય છે. તેમાં દ્રવ્ય જય એ ઇન્દ્રિ-યોની પ્રવૃત્તિનો સંકોચ કરવા વગેરે રૂપ છે. ભાવ જય એ આત્માના ચેતના અને વીર્યગુણોની સ્વરૂપને અનુકૂલ પ્રવૃત્તિ કરવા રૂપ છે.

તેમાં નૈગમ નય વડે નિર્વૃત્તિ અને ઉપકરણ રૂપે પરિણમનને યોગ્ય પુદ્ગલસ્કન્ધો, સંગ્રહ નય વડે જીવ અને પુદ્ગલો, વ્યવહાર નયથી નિર્વૃત્તિ અને ઉપકરણપણે

પરિણમેલ, નિર્માણાદિ નામકર્મના વિપાકથી ઉત્પન્ન થએલ ઇન્દ્રિયોનું સંસ્થાન–આકાર છે. ઋજુસૂત્ર નય વડે પોતપોતાના વિષયને ગ્રહણ કરવામાં તત્પર નિર્વૃત્તિ અને ઉપકરણેન્દ્રિય છે, શબ્દનયવડે સંજ્ઞારૂપે ગ્રહણ કરાયેલ લબ્ધિના ઉપયોગપરિણામની પ્રવૃત્તિ. સંજ્ઞારૂપે ગ્રહણ કરાયેલ અને નહિ ગ્રહણ કરાયેલ વિષય ક્ષેત્રમાં પ્રાપ્ત થએલા વિષયોનું જ્ઞાન, અને એવંભૂત નયવડે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને વીર્યાન્તરાયના ક્ષયોપશમથી અન્તે જે જ્ઞાન થાય છે તે. તેમાં અસંયમીને ઇષ્ટપણા અને અનિષ્ટપણા સહિત જ જ્ઞાન હોય છે. તેથી 'વિષય' એ સંજ્ઞા ભોક્તાપણાની અશુદ્ધતા રૂપ આત્માનો અશુદ્ધ પરિણામ છે. તેનો જય કરવો તે પણ પ્રથમના ચાર નયની અપેક્ષાએ કારણ રૂપ શબ્દાદિ વિષયોમાં સંયમગુણના પ્રગટભાવસહિત ચેતનાદિનો પરિણામ દ્રવ્ય જય છે, તો પણ તે ભાવ જયનું કારણ હોવાથી અભ્યાસ કરવા યોગ્ય છે અને ભાવ જય તે આત્માનો ધર્મ હોવાથી સાધ્ય જ છે. તે માટે જ્ઞાની પુરુષોનો ઉપદેશ છે—

હે ભવ્ય! જો તું સંસારથી ભય પામે છે અને સકલ કર્મના ક્ષય કરવા રૂપ મોક્ષપ્રાપ્તિને ઇચ્છે છે, તો તું ઇન્દ્રિયોનો જય કરવા માટે દેદીપ્યમાન–તેજસ્વી પરાક્રમ–પુરુષાર્થને ફોરવ–પ્રવર્તાવ. આથી મહા કદર્થના રૂપ ભવકૂપથી ઉદ્વિગ્ન થએલો અને શુદ્ધ ચિદાનન્દનો અભિલાષી જીવ હાલાહલ ઝેરના જેવા ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરે છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે—

"सल्लं कामा विसं कामा कामा आसीविसोपमा ।
कामे पत्थेमाणा अकामा जंति दुग्गइं ॥"

उत्तरा० अ० ९ गा. १३

કામ એ શલ્યરૂપ છે, કામ હલાહલ ઝેર છે અને કામ સર્પના જેવા છે. કામ–ઇન્દ્રિયના વિષયથી રહિત હોવા છતાં, કામોની અભિલાષા કરતા દુર્ગતિમાં જાય છે.

**वृद्धास्तृष्णाजलापूर्णैरालवालैः किलेन्द्रियैः ।
मूर्च्छामतुच्छां यच्छन्ति विकारविषपादपाः ॥२॥**

**લાલસારૂપ જળવડે ભરેલા ઇન્દ્રિયોરૂપ ક્યારાઓ વડે વૃદ્ધિ પામેલા વિષવૃક્ષો ખરેખર આકરી–તીવ્ર મૂર્છા–મોહને આપે છે.**

લોભથી થએલ વ્યાકુલતારૂપ તૃષ્ણા છે, તે રૂપ જલથી ભરેલા, વિષયોનો ઉપભોગ કરવામાં રસિક ઇન્દ્રિયો રૂપ ક્યારા વડે મોટા થએલા વિષવૃક્ષો–ઝેરી ઝાડો તીવ્ર મોહ ઉત્પન્ન કરે છે. એથી "અનાદિ સ્વરૂપથી ભ્રષ્ટ થએલા પરભાવમાં રમણ કરનારા, અભોગ્ય પરભાવને ભોગ્યપણે માનનારા જીવોને સ્પર્શાદિ વિષયને ગ્રહણ કરનાર સ્પર્શનાદિ ઇન્દ્રિયો વડે વૃદ્ધિ પામેલા વિકારરૂપ વિષવૃક્ષો મહામોહ ઉત્પન્ન કરે છે" એમ જણાવ્યું. તૃષ્ણાની પ્રેરણાથી જ ઇન્દ્રિય

૧ तृष्णाजलापूर्णैः=તૃષ્ણારૂપ જળથી ભરેલા. इन्द्रियैः=ઇન્દ્રિયો રૂપ. आलवालैः=ક્યારાવડે. वृद्धाः=વૃદ્ધિ પામેલા, મોટા થએલા. विकारविषपादपाः=વિકારરૂપ ઝેરી ઝાડો अतुच्छां=ઘણી. मूर्च्छां=મમતાને. ઘેનની અવસ્થાને. यच्छन्ति=આપે છે, ઉત્પન્ન કરે છે.

રૂપ ઘોડાઓ દોડે છે. તૃષ્ણાનું અનન્તપણું છે. એ સંબન્ધે કહ્યું છે કે:—

"सुवन्नरुप्पस्स य पव्वया भवे,
सिया हु केलाससमा असंखया।
नरस्स विलुद्धस्स न हुन्ति किंचि,
इच्छा हु आगाससमा अणंतया" ॥
उत्तरा० अ. ९ गा. ४८

"वारमणंतं भुत्ता वंता चत्ता य धीरपुरिसेहिं।
ते भोगा पुण इच्छइ भोत्तुं तिण्हाउलो जीवो"॥

"સોના અને રૂપાના પર્વતો હોય અને તે કૈલાસના જેવડા (મોટા) અને અસંખ્યાતા હોય, તો પણ અત્યંત લોભી મનુષ્યને 'કંઈ પણ નથી' એમ લાગે છે. કારણ કે ઇચ્છા આકાશ સમાન અનન્ત છે."

"જે ભોગોને જીવોએ અનન્તી વાર ભોગવીને છોડી દીધેલા છે અને જેનો ધીર પુરૂષોએ ત્યાગ કરેલો છે તે ભોગોને તૃષ્ણાથી વ્યાકુલ થએલો જીવ ભોગવવાને ઇચ્છે છે."

તૃષ્ણાથી વ્યાકુલ થએલા જીવને વિષયો રમણીય લાગે છે, અને તે તૃષ્ણા અનાદિ અભ્યાસથી અને વિષયના પ્રસંગથી વધે છે. માટે ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરવો યુક્ત છે.

**[१]सरित्सहस्रदुष्पूरसमुद्रोदरसोदरः।**
**तृप्तिमान् नेन्द्रियग्रामो भव तृप्तोऽन्तरात्मना ॥३॥**

---

१ सरित्सहस्रदुष्पूरसमुद्रोदरसोदरः=હજારો નદીઓ વડે ન પૂરાઈ

**હજારો નદીઓવડે ન પૂરી શકાય એવા સમુદ્રના ઉદર-પેટ સમાન ઇન્દ્રિયોનો સમૂહ તૃપ્ત થતો નથી. એમ જાણી હે વત્સ! અન્તરાત્મા વડે સમ્યક્ શ્રદ્ધાન કરી તૃપ્ત થા.**

હે ભવ્ય! આ ઇન્દ્રિયોનો સમૂહ કદી પણ તૃપ્ત થતો નથી, કારણ કે નહિ ભોગવેલા વિષયોમાં ઇચ્છા થાય છે, ભોગવાતા વિષયોમાં મમતા થાય છે અને પૂર્વે ભોગવેલા વિષયોનું સ્મરણ થાય છે–એ પ્રમાણે ત્રણે કાળમાં અશુદ્ધ પ્રવૃત્તિ ચાલુ છે. માટે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત થએલાને તેનાથી તૃપ્તિ થતી નથી. જે ઇન્દ્રિયોનો સમૂહ હજારો નદીઓના પૂર વડે ન પૂરાઇ શકે એવા સમુદ્રના ઉદર સમાન છે. આ હેતુથી ઇન્દ્રિયોની અભિલાષા પૂરવા છતાં અપૂર્ણ રહે છે અને તે શમ અને સંતોષથી જ પૂર્ણ થાય છે. તે માટે આ હિતોપદેશ છે–હે ઉત્તમ પુરૂષ! અન્તરાત્માથી–આત્માના અન્તર્ગત સ્વરૂપથી જ તૃપ્ત થા. કારણકે આત્મસ્વરૂપના અવલમ્બન સિવાય તૃષ્ણાનો ક્ષય થતો નથી. આ જીવ સંસાર–ચક્રમાં ગ્રહણ કરેલા પર ભાવોને આત્મસ્વરૂપે માનતો 'શરીર જ આત્મા છે' એમ બાહ્ય પદાર્થોમાં આત્મબુદ્ધિ કરીને મોહથી ઘેરાયેલો બહિરાત્મા અનન્ત પુદ્ગલ પરાવર્ત કાળ સુધી ભમે છે, અને તે જ નિસર્ગ–સ્વભાવ અને અધિગમ–ગુરુના ઉપદેશાદિ બાહ્ય નિમિત્તથી સ્વ અને પરનો વિવેક કરવા વડે 'હું શુદ્ધ આત્મ-

---

શકે એવા સમુદ્રના પેટ જેવો. इन्द्रियग्रामः=ઇન્દ્રિયોનો સમુદાય. तृप्तिमान्=તૃપ્ત. (થતો) न=નથી. (માટે) अन्तरात्मना=અન્તર આત્મા વડે तृप्तः=સંતોષી. भव=થા.

સ્વરૂપ છું” એવો નિશ્ચય કરી સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ આત્માને આત્મસ્વરૂપે જાણતો રાગાદિ પર ભાવોને પરરૂપે નિર્ધારણ કરતો સમ્યગ્દૃષ્ટિ અન્તરાત્મા કહેવાય છે. તે જ જીવ સમ્યગ્દર્શનની પ્રાપ્તિ સમયે નિર્ધારણ કરેલા તત્ત્વસ્વરૂપની પૂર્ણ પ્રાપ્તિ થાય ત્યારે પરમાત્મા, પરમાનન્દમય અને સંપૂર્ણ પ્રગટ થએલા સ્વધર્મનો ભોગી સિદ્ધ થાય છે. તેથી મિથ્યાત્વનો ત્યાગ કરી આત્મ સ્વરૂપનો ઉપભોગ કરવાથી એઠવાડ, મેલ અને કાદવના જેવા વિષયોને છોડે છે. કહ્યું છે કે–

**“विसयविसं हालाहलं, विसयविसं उक्कडं पीयंताणं ।**
**विसयविसाइन्नं पिव, विसयविसविसुइया होइ” ॥**

उपदेशमाला० गा० २१३

**“कामभोगग्रहो दुष्टः कालकूटविषोपमः ।**
**तद्व्यामोहनिवृत्त्यर्थमात्मभावोऽमृतोपमः ॥”**

“વિષયરૂપ વિષ સંયમરૂપ જીવિતનો નાશ કરનાર હોવાથી હાલાહલ–ઝેર સમાન છે, એ વિષયવિષનું ઉત્કટપણે પાન કરનારને વિષયરૂપ વિષથી અજીર્ણની પેઠે વિષયવિષની વિશુચિકા (ઝાડા–ઉલટી) થાય છે.”

“કામભોગ દુષ્ટ ગ્રહરૂપ છે અને કાળકૂટ ઝેરસમાન છે. તેનો વ્યામોહ (ભ્રાન્તિ) દૂર કરવા માટે આત્મભાવ અમૃતતુલ્ય છે.”

આ હેતુથી આત્મસ્વરૂપના અનુભવથી તૃપ્ત–સંતુષ્ટ થા.

**आत्मानं विषयैः पाशैर्भववासपराङ्मुखम् ।**
**इन्द्रियाणि निबध्नन्ति मोहराजस्य किंकराः ॥४॥**

મોહરાજાના કિંકર-ચાકરરૂપ ઇન્દ્રિયો સંસારવાસથી પરાઙ્મુખ-વિમુખ થએલા આત્માને વિષયરૂપ પાશ વડે બાંધે છે. કારણ કે મોહરાજાનો મોટો પુત્ર રાગકેસરી છે, તેનો વિષયાભિલાષ નામે પ્રધાન છે. તેની સંતતિ ઇન્દ્રિયો છે.

સંસારવાસથી પરાઙ્મુખ-ઉદ્વિગ્ન થએલા આત્માને ઇન્દ્રિયો વિષયરૂપ પાશ વડે દૃઢ બાંધે છે-એટલે સંસાર-વાસને દૃઢ કરે છે, કારણ કે એઓ મોહના કિંકર-પરિવાર રૂપ છે. ઉપમિતિમાં જગતને વ્યામોહ-ભ્રાન્તિ ઉત્પન્ન કર-નાર મોહરાજાનો પુત્ર રાગ કેશરી છે, તેનો પ્રધાન વિષયા-ભિલાષ છે, માટે સંસારવાસનું મૂળ વિષયાભિલાષનો ત્યાગ કરવો હિતકારક છે.

**गिरिमृत्स्नां धनं पश्यन् धावतीन्द्रियमोहितः ।**
**अनादिनिधनं ज्ञान-धनं पार्श्वे न पश्यति ॥५॥**

ઇન્દ્રિયના વિષયોમાં મૂઢ થએલો જીવ પર્વતની માટીને સુવર્ણ-રજતાદિ ધનરૂપે જોતો ચારે તરફ દોડે છે, પણ પાસે

૧ मोहराजस्य=મોહરાજાના. किंकराः=દાસ, તાબેદાર. इन्द्रियाणि=ઇન્દ્રિયો. भववासपराङ्मुखं=સંસારવાસથી ઉદ્વિગ્ન થએલા. आत्मानं=આત્માને. विषयैः=વિષયોરૂપ. पाशैः=બન્ધનો વડે. निबध्नन्ति=બાંધે છે.

૨ इन्द्रियमोहितः=ઇન્દ્રિયોના વિષયોમાં મોહિત થએલો. गिरि-मृत्स्नां=પર્વતની માટીને. धनं=ધનરૂપે. पश्यन्=જોતો. धावति=દોડે છે. (પણ) पार्श्वे=પાસે રહેલા. अनादिनिधनं=અનાદિ અનન્ત. (એવા) ज्ञानं=જ્ઞાનરૂપ. धनं=ધનને. न पश्यति=જોતો નથી.

રહેલા અનાદિ અનન્ત સત્તાવિશ્રાન્ત-સત્તારૂપે રહેલ જ્ઞાનરૂપ ધનને જોતા નથી. કહ્યું છે કે—

"केवलनाणमणंतं जीवसरूवं तयं निरावरणं"।

અનન્ત અને નિરાવરણ-આવરણ રહિત કેવલજ્ઞાન જીવનું સ્વરૂપ છે.

ઇન્દ્રિયના વિષયોમાં આસક્ત થએલો મૂઢ જીવ પર્વતની માટી રૂપ સુવર્ણ રજતાદિને ધનરૂપે જોતો અહીં તહીં દોડે છે, પણ પાસે રહેલા જ્ઞાનરૂપ ધનને જોતો નથી. જે જ્ઞાન સ્વલક્ષણ ભૂત, તત્ત્વના અવબોધરૂપ અનાદિ અનન્ત છે. સત્તા વડે જેની આદિ તથા અન્ત નથી. અર્થાત્ જે સત્તા-વિશ્રાંતસ્વરૂપ છે. એ સંબન્ધે કહ્યું છે કે—

केवलनाणमणंतं जीवसरूवं तयं निरावरणं।

કેવલજ્ઞાન અનન્ત અને આવરણ રહિત જીવના સ્વ-ભાવભૂત છે. કારણ કે સિદ્ધાવસ્થામાં તેનો નાશ થતો નથી. નિગોદાવસ્થામાં પણ અત્યન્ત બોધરૂપ જ્ઞાન મહામોહનો ઉદય હોવા છતાં પણ સત્તારૂપે રહેલ છે. સમ્યગ્દષ્ટિ, દેશ-વિરતિ અને સર્વવિરતિનું સાધ્ય, શુક્લધ્યાનનું ફળ, નિર્વિકલ્પ સમાધિરૂપ અરિહંત અને સિદ્ધોનું પરમ સ્વરૂપ કેવલજ્ઞાનરૂપ ધન પોતાનું સહજ સ્વરૂપ છે. તેને ભૂલીને ઉપાધિ વડે કલ્પિત માટી અને પત્થરરૂપ ધનમાં અવિવેકી જનો મોહ પામે છે.

**[1]पुरः पुरः स्फुरत्तृष्णा मृगतृष्णानुकारिषु।**
**इन्द्रियार्थेषु धावन्ति त्यक्त्वा ज्ञानामृतं जडाः॥६॥**

૧ पुरः पुरः स्फुरत्तृष्णाः=આગળ આગળ વધતી જતી તૃષ્ણા

**આગળ આગળ વધતી જતી તૃષ્ણા જેઓને છે એવા એવા જડ-મૂર્ખ જનો જ્ઞાનરૂપ અમૃતને છોડીને ઝાંઝવાના જળ સરખા ઇન્દ્રિયોના રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દ રૂપ વિષયોમાં ચોતરફ દોડે છે.**

આગળ આગળ વધતી જતી તૃષ્ણા-ભોગની અભિલાષા જેઓને છે એવા જડ-સ્યાદ્વાદ રીતે વસ્તુસ્વરૂપના બોધરહિત મૂર્ખ, અવિનાશી પદના કારણ જ્ઞાનરૂપ અમૃતને છોડીને મૃગતૃષ્ણા-ઝાંઝવાના જળ સમાન રૂપ, રસ, ગન્ધ, સ્પર્શ અને શબ્દરૂપ ઇન્દ્રિયોના વિષયોમાં દોડે છે. ભોગની અભિલાષાથી પીડિત થાય છે. તેને માટે દંભના વિકલ્પોની કલ્પના કરે છે, તેને માટે ખેતી વગેરે સમારંભ કરે છે. જેમ મૃગતૃષ્ણાનું જલ પાણીની તૃષાને દૂર કરતું નથી, કારણ કે તે જળની ભ્રાન્તિ રૂપ છે, તેમ ઇન્દ્રિયના ભોગો સુખનું કારણ નથી, સુખરૂપ નથી, માત્ર તત્ત્વજ્ઞાન રહિત અજ્ઞાનીને તેમાં સુખની ભ્રાન્તિ થાય છે.

**[1]पतङ्ग-भृङ्ग-मीनेभ-सारङ्गा यान्ति दुर्दशाम् ।**
**एकैकेन्द्रियदोषाच्चेद् दुष्टैस्तैः किं न पञ्चभिः ॥७॥**

---

જેઓને છે એવા. जडाः=મૂર્ખ, અજ્ઞાની. ज्ञानामृतं=જ્ઞાનરૂપ અમૃતને. त्यक्त्वा=છોડીને. मृगतृष्णानुकारिषु=ઝાંઝવાના જળ જેવા. इन्द्रियार्थेषु= ઇન્દ્રિયોના વિષયોમાં. धावन्ति=દોડે છે.

૧ चेद्=જો. पतङ्गभृङ्गमीनेभसारङ्गाः=પતંગિયાં, ભ્રમર, માછલાં, હાથી અને હરણ. एकैकेन्द्रियदोषात्=એક એક ઇન્દ્રિયના દોષથી. दुर्दशां=માઠી અવસ્થાને. यान्ति=પામે છે. (તો) दुष्टैः तैः पञ्चभिः= દોષવાળી તે પાંચે ઇન્દ્રિયો વડે. किं न=શું ન થાય?

**જો પતંગિયા, ભ્રમર, મત્સ્ય, હાથી અને સારંગ-હરણ એક એક ઇન્દ્રિયના દોષથી મરણરૂપ માઠી દશાને પામે છે, તો દોષવાળી પાંચે ઇન્દ્રિયો વડે શું ન હોય?**

પતંગ રૂપમાં આસક્ત છે, મીન-મત્સ્ય રસમાં આસક્તિવાળો છે, ભ્રમર ગન્ધમાં આસક્ત છે, હાથી સ્પર્શમાં આસક્ત છે અને હરણ શબ્દમાં આસક્તિવાળો છે. એ પ્રાણીઓ એક એક ઇન્દ્રિયના દોષથી દુષ્ટ-દીન અવસ્થાને પામે છે એટલે મૃત્યુરૂપ માઠી દશાને પ્રાપ્ત થાય છે, તો દોષવાળી પાંચે ઇન્દ્રિયો હોય તો તેથી શું દુઃખ ન થાય? આ હેતુથી જ મહાન્ ચક્રવર્તી, વાસુદેવો, માંડલિક રાજાઓ અને કંડરીક વગેરે વિષયોથી ભ્રાન્તચિત્તવાળા નરકમાં દીન અવસ્થાને પ્રાપ્ત થએલા છે. વધારે શું કહેવું? માટે વિષયરૂપ વિષનો પ્રસંગ કરવા યોગ્ય નથી.

**विवेकद्वीपहर्यक्षैः समाधिधनतस्करैः ।**
**इन्द्रियैर्यो न जितोऽसौ धीराणां धुरि गण्यते ॥८॥**

**વિવેકરૂપ હાથીને હણવાને સિંહ સમાન અને નિર્વિકલ્પ ધ્યાનરૂપ સમાધિધનને લુંટવાને તસ્કર-ચોરરૂપ ઇન્દ્રિયોવડે જે જિતાયો નથી, ઇન્દ્રિયોને વશ થયો નથી, તે ધીર પુરુષોમાં મુખ્ય ગણાય છે.**

સ્વ અને પરના ભેદજ્ઞાનરૂપ હાથીને મારવામાં સિંહ સમાન, સ્વરૂપાનુભવના સુખમાં સ્થિરતારૂપ સમાધિધનને

૧ विवेकद्वीपहर्यक्षैः=વિવેકરૂપ હાથીને હણવાને હર્યક્ષ-સિંહ સમાન. समाधिधनतस्करैः=સમાધિરૂપ ધનને લુંટવાને ચોરના જેવી. इन्द्रियैः=ઇન્દ્રિયો વડે. यः=જે. न जितः=જિતાયો નથી. सः=તે. धीराणां=ધીર પુરુષોની. धुरि=આદિમાં. गण्यते=ગણાય છે.

હરણ કરવામાં ચોર જેવી ઇન્દ્રિયો વડે નમિ રાજર્ષિ, ગજ સુકુમાલ વગેરેની પેઠે જે જિતાયો નથી–જે ઇન્દ્રિયોને આધીન થયો નથી તે ધીર પુરુષોમાં પ્રથમ ગણાય છે–વખાણાય છે. એ સંબન્ધે કહ્યું છે કેઃ—

**धन्यास्ते ये विरक्ता गुरुवचनरतास्त्यक्तसंसारभोगाः,**
**योगाभ्यासे विलीना गिरिवनगहने यौवनं ये नयन्ति।**
**तेभ्यो धन्या विशिष्टाः प्रबलवरवधूसंगपञ्चाग्नियुक्ताः,**
**नैवाक्षौघे प्रमत्ताः परमनिजरसं तत्त्वभावं श्रयन्ति॥१॥**

"જેઓએ વિરક્ત થઈ અને ગુરુના વચનમાં રક્ત થઇને સંસારના ભોગોનો ત્યાગ કરેલો છે, જેઓ યોગના અભ્યાસમાં તલ્લીન થઈ પર્વત અને વનના ગહન પ્રદેશમાં પોતાનું યૌવન વ્યતીત કરે છે તેઓને ધન્ય છે. પરન્તુ જેઓ ઉત્તમ વધૂના સંગ રૂપ પ્રબલ–ઉત્કટ પંચાગ્નિ યુક્ત હોવા છતાં ઇન્દ્રિયોના સમૂહમાં પ્રમાદી નહિ થતાં પરમ આત્માના અનુભવ રૂપ તત્ત્વજ્ઞાનનો આશ્રય કરે છે તેઓ તેનાથી પણ ધન્ય છે અને ઉત્તમ છે."

અહો ! પૂર્વ ભવમાં અનુભવેલ સમભાવના સુખનું સ્મરણ થવાથી [1]લવસત્તમ દેવો અનુત્તર વિમાનના સુખને ગણતા નથી, વિષયના સ્વાદનો ત્યાગ કરવાને અસમર્થ

---

૧ ઉપશમશ્રેણિને પ્રાપ્ત થએલા મુનિઓ આયુષનો ક્ષય થવાથી ઉપશમ શ્રેણિથી પડીને અનુત્તરવિમાનવાસી દેવ થાય છે. જો તેનું સાત લવનું આયુષ અધિક હોત તો તેઓ આત્મિક વિશુદ્ધિના બળથી ક્ષપકશ્રેણિ ઉપર ચઢી કેવલજ્ઞાન પામી મોક્ષે જાત. તે લવસત્તમ દેવો કહેવાય છે.

ઇન્દ્રાદિક દેવો પૃથ્વી ઉપર મુનિઓના ચરણકમળમાં આળોટે છે. આ હેતુથી અનાદિ કાળે અનેકવાર ભોગવેલા વિષયોથી નિવૃત્તિ કરવા યોગ્ય છે, તેનો સંગ પણ કરવા યોગ્ય નથી, તેનો પૂર્વ પરિચય સ્મરણ કરવા યોગ્ય નથી, એ સંસારના કારણ ઇન્દ્રિયોના વિષયો પ્રતિસમય જુગુપ્સા કરવા યોગ્ય છે. આથી નિર્ગ્રન્થ મુનિઓ વાચનાદિ વડે તત્ત્વના અવલોકન અને વિચારણા વગેરેમાં કાળ વ્યતીત કરે છે. કહ્યું છે કે:—

**"निम्मलनिक्कलनिस्संगसिद्धसब्भावफासणा कइया"**

"નિર્મલ, નિષ્કલ, (પરિપૂર્ણ) સંગ રહિત એવા સિદ્ધ ભગવંતના સ્વરૂપનો સ્પર્શ ક્યારે થશે?" ઇત્યાદિ રુચિવડે રત્નત્રયની પરિણતિવાળા સ્થવિરકલ્પ અને જિનકલ્પમાં સ્થિર થાય છે. માટે સર્વ ભવ્યોનું એ જ કર્તવ્ય છે.

## ૮ त्यागाष्टकम्

**संयतात्मा श्रये शुद्धोपयोगं पितरं निजम् ।**
**धृतिमम्बां च पितरौ तन्मां विसृजतं ध्रुवम् ॥१॥**
**युष्माकं संगमोऽनादिर्बन्धवोऽनियतात्मनाम् ।**
**ध्रुवैकरूपान् शीलादिबन्धूनित्यधुना श्रये ॥२॥**

૧ संयतात्मा=સંયમને અભિમુખ થએલો હું. शुद्धोपयोगं=શુદ્ધ-ઉપયોગરૂપ. निजं=પોતાના. पितरं=પિતાને. च=અને. धृतिं=આત્મ-રતિરૂપ. अम्बां=માતાને. श्रये=આશ્રય કરું છું. (તો) पितरौ=હે માતા-પિતા! मां=મને. ध्रुवं=અવશ્ય. विसृजतं=છોડો.

૨ बन्धवः=હે બન્ધુઓ! अनियतात्मनां=અનિશ્ચિત છે આત્મા–

નિશ્ચય નયથી 'કરવા માંડયુ' તે 'કર્યું' સંયમ 'ગ્રહવા માંડ્યો' તે 'ગ્રહ્યો'–એમ સંયતાત્મા એટલે સંયમને અભિમુખ થએલો હું શુદ્ધોપયોગ–રાગદ્વેષરહિત શુદ્ધ આત્મજ્ઞાનરૂપ પોતાના પિતાનો અને ધૃતિ–આત્મરતિ રૂપ માતાનો આશ્રય કરું છું, તો હે માતાપિતા! મને અવશ્ય છોડો.

હે બન્ધુઓ! 'બન્ધુ તે શત્રુ થાય અને શત્રુ તે બન્ધુ થાય' એમ અનિશ્ચિત છે આત્મા–પર્યાય જેનો એવા તમારો સંગમ–મેળો પ્રવાહથી અનાદિ છે. ધ્રુવ–નિશ્ચયથી અવિચલિત છે એક સ્વરૂપ જેઓનું એવા જે શીલ, સત્ય, શમ, દમ, સંતોષાદિ બન્ધુઓનો હમેશાં અવિચલિત સ્વરૂપ હોવાથી હવે આશ્રય કરું છું.

ઇન્દ્રિયનો જય મોહના ત્યાગથી વધે છે, આત્માના સ્વરૂપથી અન્ય જે પર ભાવ છે તે તજવા યોગ્ય છે, માટે ત્યારબાદ ત્યાગાષ્ટકનું કથન કરવામાં આવ્યું છે. તજવું તે ત્યાગ. પરભાવનો ત્યાગ કરવો એ સર્વને સુખરૂપ છે. ત્યાગ એટલે છોડવું. તેમાં "સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાલ અને સ્વભાવપણે વસ્તુનું કથંચિત્ અસ્તિત્વ છે." એ સપ્તભંગીમાંના પ્રથમ ભંગનો વિચાર કરતાં આત્મામાં રહેલા આત્માના પરિણામરૂપ સ્વધર્મનો સમવાયસંબન્ધથી આત્માની સાથે અભેદ હોવાને લીધે તેનો ત્યાગ થઈ શકતો નથી, પરન્તુ સમ્યગ્જ્ઞાનાદિ રૂપ સાધનથી વિસરી ગયેલ સ્વભાવનું સ્મરણ થતું હોવાથી, સત્તારૂપે રહેલા જ્ઞાનાદિ સ્વરૂપનું પ્રગટપણું

પર્યાય જેનો એવા. युष्माकं=તમારો. संगमः=મેળાપ. अनादिः=અનાદિ છે. इति=એ હેતુથી. ध्रुवैकरूपान्=નિશ્ચિત એક સ્વરૂપવાળા. शीलादिबन्धून्=શીલ વગેરે બન્ધુઓનો. अधुना=હવે. श्रये=આશ્રય કરું છું.

થવાથી અને નહિ ભોગવેલ સ્વરૂપનો ઉપભોગ થતો હોવાથી આત્મામાં તેનું ઉપાદેયપણું છે. બાકીના બધા પર ભાવો સાંયોગિકપણે જાણવાથી તેનું હેયપણું જ છે. યદ્યપિ સદ્દેવ, ગુરુ, અને ધર્મરૂપ નિમિત્તોનું, શુભ આચાર વગેરેનું અને ધ્યાન વગેરે આત્મસાધન પરિણામોનું, અનાદિ અશુદ્ધ પરિણુતિને ગ્રહણ કરવાની વૃત્તિનું નિવારણ કરવા માટે, ગ્રહણ કરાય છે, તો પણ આત્માની સિદ્ધાવસ્થામાં એ હોતા નથી, તેથી ઉત્સર્ગમાર્ગે તો તેને ગ્રહણ કરવાના નથી. પૂર્વે અનાદિ મિથ્યાદૃષ્ટિ અને કુદેવાદિમાં રક્ત થએલો આત્મા છે, તે સમ્યગ્દર્શનના બળથી નિર્ધારિત કરેલા સ્વધર્મની રુચિવાળો થઇને શુદ્ધ દેવાદિ તત્ત્વને ગ્રહણ કરે છે, તોપણ તેને પરરૂપે તો જાણે છે જ. અપ્રશસ્તનો ત્યાગ કરે છે અને પ્રશસ્તને ગ્રહણ કરે છે, ત્યાર બાદ પ્રશસ્તનો ત્યાગ કરી સ્વસાધનની પરિણુતિ ગ્રહણ કરી સિદ્ધ થાય છે. તેમાં નામ ત્યાગ તે શબ્દથી બોલવા રૂપ છે. દશ યતિધર્મની પૂજા વગેરેમાં ત્યાગધર્મની સ્થાપના તે સ્થાપનાત્યાગ. દ્રવ્યથી એટલે બાહ્યવૃત્તિથી અથવા ઇન્દ્રિયસુખની અભિલાષાથી કે ઉપયોગના શૂન્યપણાથી ત્યાગ કરવો તે દ્રવ્યત્યાગ. આહાર, ઉપધિ–ઉપકરણ પ્રમુખ એક દ્રવ્ય કે અનેક દ્રવ્યોનો ત્યાગ કરવો તે દ્રવ્યત્યાગ. તે આગમથી અને નોઆગમથી એમ બે પ્રકારનો છે. તેમાં ત્યાગના સ્વરૂપનો જાણનાર, પણ તેમાં ઉપયોગ રહીત આત્મા તે આગમથી દ્રવ્યત્યાગ. નોઆગમથી ત્યાગના સ્વરૂપને જાણનાર મુનિ વગેરેનું અચેતન શરીર તે જ્ઞશરીર દ્રવ્યત્યાગ, ત્યાગના સ્વરૂપને ભવિષ્યમાં જાણનાર લઘુ શિષ્ય વગેરે ભવ્ય શરીર દ્રવ્યત્યાગ અને

પુદ્ગલની આશંસા, આ લોક કે પરલોકની આશંસા રહિત, સ્વરૂપનું સાધન કરવામાં તત્પર થએલો જીવ બાહ્ય ઉપધિ, શરીર, અન્નપાન કે સ્વજનાદિનો ત્યાગ કરે તે તદ્વ્યતિરિક્ત દ્રવ્યત્યાગ કહેવાય છે. અભ્યન્તર રાગ–દ્વેષ અને મિથ્યાત્વાદિ આસ્રવની પરિણતિનો ત્યાગ, આત્માના ક્ષાયોપશમિક જ્ઞાનાદિ ગુણોની પરભાવથી નિવૃત્તિ તે ભાવત્યાગ. તે સમ્યગ્જ્ઞાન-પૂર્વક ચારિત્ર અને વીર્યના સાંકર્ય–મિશ્રતાથી થએલો આત્માનો પરિણામ છે.

નૈગમ અને સંગ્રહનય નામ અને સ્થાપના ત્યાગને માને છે. વ્યવહાર નય [1]વિષાનુષ્ઠાન અને ગરલાનુષ્ઠાન રૂપ ત્યાગને ઇચ્છે છે. ઋજુસૂત્ર નય કર્મના અશુભ વિપાકના ભયથી થએલા ત્યાગને માને છે. શબ્દ અને સમભિરૂઢ નય તદ્ધેતુક્રિયારૂપ ત્યાગ માને છે અને એવંભૂતનય ત્યાગ કરવા યોગ્ય પરભાવના સર્વથા ત્યાગને ત્યાગરૂપે માને છે.

૧ આ લોકની ઇચ્છાથી જે અનુષ્ઠાન કરવામાં આવે તે વિષાનુષ્ઠાન, પરલોકની ઇચ્છાથી જે અનુષ્ઠાન થાય તે ગરલાનુષ્ઠાન. તત્કાળ પ્રાણનો નાશ કરે તે વિષ અને ધીમે ધીમે કાલાન્તરે પ્રાણનો નાશ કરે તે ગરલ કહેવાય છે. ઓઘસંજ્ઞાથી કે લોકસંજ્ઞાથી ગતાનુગતિકપણે કે ઉપયોગશૂન્યતાથી જે અનુષ્ઠાન કરવામાં આવે તે અનનુષ્ઠાન. સદ્ અનુષ્ઠાનના રાગથી મોક્ષના હેતુરૂપે જે અનુષ્ઠાન કરાય તે તદ્ધેતુઅનુષ્ઠાન અને શુદ્ધ ચન્દનના ગન્ધની પેઠે સહજ ભાવધર્મરૂપ અનુષ્ઠાન અમૃતાનુષ્ઠાન કહેવાય છે. તેમાં પ્રથમના ત્રણ અસદનુષ્ઠાન છે અને ત્યારપછીના બે સદનુષ્ઠાન છે. તેમાં છેલ્લું અમૃતાનુષ્ઠાન મોહના ઉગ્ર વિષને નાશ કરનાર હોવાથી સર્વશ્રેષ્ઠ છે.

અથવા પ્રથમના ચાર નયને અનુસરી આહારાદિ બાહ્ય વસ્તુનો ત્યાગ છે અને શબ્દાદિ ત્રણ નયના મતથી અભ્યન્તર ત્યાગ છે અને તે કરવા યોગ્ય છે એવો ગ્રન્થકર્તા ઉપદેશ કરે છે.

સંયમને અભિમુખ થએલો આત્મા શુદ્ધ ઉપયોગરૂપ પોતાના પિતાનો આશ્રય કરે એટલે રાગદ્વેષ રહિત થએલો આત્મજ્ઞાનનો સ્વીકાર કરે અને આત્મરતિરૂપ માતાનો આશ્રય કરે. આહારપર્યાપ્તિ નામકર્મના ઉદયથી જીવ જેનામાં ઉત્પન્ન થએલો છે તે માતા. માતાને ભોગવનાર તે પિતા. એ પ્રકારનો લૌકિક સંબન્ધ છે. તેથી લૌકિક માતાપિતાને કહે છે કે હે માતપિતા! મને છોડો. વસ્તુતઃ હું તમારો પુત્ર નથી, તમે મારાં માતપિતા નથી. આ તો લૌકિક વ્યવહાર છે. આ સંબન્ધે એક દૃષ્ટાન્ત છે—

"એક સમયે ભરતક્ષેત્રમાં મગધ દેશની સુવપ્રાનગરીમાં શત્રુને વશ કરનારો, રાજનીતિમાં કુશલ વજ્રજંઘ નામે રાજા હતો. તેને ધારિણી નામે રાણી હતી. સુભાનુ નામે રાજકુમાર હતો. તે દેવના જેવો સુન્દર કુમાર અનુક્રમે વિદ્યામાં ઇન્દ્ર જેવો, લાવણ્યયુક્ત અને સ્વભાવથી જિનધર્મ, સાધુવંદન અને પૂજનમાં તત્પર હતો. તે અનુક્રમે કન્દર્પ ક્રીડાને યોગ્ય યુવાવસ્થાને પ્રાપ્ત થયો. ત્યારે પિતાએ તેને રૂપ, લાવણ્ય, શીલ અને કલાયુક્ત સો રાજકન્યાઓ પરણાવી. તે તેની સાથે વિષયસુખ ભોગવતો ત્રિલોકના નાથ, ત્રિલોક બન્ધુ ભગવંતની સેવામાં અનુરક્ત થઇને રહેવા લાગ્યો.

ત્યારબાદ એક વખતે અનેક કેવલજ્ઞાની, અનેક વિપુલમતિ અને ઋજુમતિ-મનઃપર્યવજ્ઞાની, અનેક અવધિજ્ઞાની,

અનેક પૂર્વધરો, અનેક આચાર્ય-ઉપાધ્યાય, અનેક તપ સ્વીઓ, અનેક નવીન દીક્ષિત મુનિઓ તથા અનેક દે દેવીઓના પરિવારસહિત શ્રીસંભવનાથ તીર્થંકર સર્વજ્ઞ સર્વદર્શી, આકાશમાં રહેલા છત્ર વડે, આકાશમાં રહેલ ચક્ર વડે, વીંજાતા શ્વેત ચામરો વડે અને આગળ ચાલત ધર્મધ્વજ વડે શોભતા, નગરની બહાર સમોસર્યા. દેવોએ ત્રણ ગઢવાળું સમવસરણ રચ્યું. વનપાલે કુમારને વધામણી આપ કે તમારા પુણ્યના યોગે જેનું પ્રતિદિવસ દર્શન ઇચ્છો છે તે, સર્વ જગતના જીવોના વત્સલ તીર્થંકર સમોસર્યા છે. તે સમયે કુમાર સો સ્ત્રીઓ વડે ઘેરાયેલો હતો. તેથી તેણે તે સ્ત્રીઓને કહ્યું કે સાંભળો-'મને તારનાર, મમત્વ રહિત અહંકાર રહિત, અકિંચન, સર્વજ્ઞ, સર્વદર્શી, જિન, વીત રાગ અને શુદ્ધ ધર્મના ઉપદેશક આવેલા છે, માટે હું તેમને વન્દન કરવા માટે જઉં છું.' એમ કહી રોમાંચયુક્ત થઇને ઉઠ્યો અને શ્રીજિનના વંદનને માટે ચાલ્યો. માર્ગમાં પણ લોકના સમુદાયને કહેતો હતો કે 'અહો ! મારા ભગવાન અકિંચન-પરિગ્રહ રહિત છે, મારા ભગવાન્ તૃષ્ણારહિત છે જો તમે સુખના અર્થી હો તો વંદન કરવા ચાલો. તમને સર્વ સંશયને છેદનાર પરમેશ્વરના દર્શન થશે.' એમ બોલતો તે સ્ત્રીઓના પરિવાર સાથે ઉદ્યાનમાં પહોંચ્યો. તીર્થંકરના અતિશયો જોઇને કહે છે કે 'હે ભદ્રે ! ત્રિભુવનના જનના મનને આશ્ચર્ય કરનાર અને સુરેન્દ્રો વડે વંદિત છે ચરણ જેના એવો ખુશ થતો બીજો કોઈ છે?' એમ અરિહંતને સન્મુખ જોઇને પ્રફુલ્લિત થએલા નેત્ર અને વદનકમલવાળો તે કુમાર બોલ્યો—

'અહો ! મારો પુણ્યાંકુર સફળ થયો. અહો ! આજ મારે અમૃતની વૃષ્ટિ થઈ કે વીતરાગનું દર્શન થયું.' એમ અનુમોદન કરતો પાંચ અભિગમપૂર્વક તીર્થંકરના ચરણો વાંદીને સ્તુતિ કરતો ઉભો છે, તેટલામાં ચારિત્રમોહના ક્ષયોપશમ વડે વિરતિના પરિણામવાળો થઇને કહે છે–'હે નાથ ! હે અશરણના શરણરૂપ ! હે મહાસાર્થવાહ ! હે ભવસમુદ્રના નિર્યામક ! મને સામાયિકનો ઉપદેશ કરો, જેથી મારા કષાયનો ક્ષય થાય.'

એ પ્રમાણે કહ્યું એટલે અરિહંતે સામાયિક આપ્યું. વ્રત ગ્રહણ કરીને તે શ્રમણ થયો, તેટલામાં આયુષનો ક્ષય થવાથી તે કુમારશ્રમણ મૃત્યુ પામ્યો. ત્યારબાદ તેનો પિતા રાજા પરિવારસહિત ત્યાં આવ્યો. પોતાના પુત્રને મૃત્યુ પામેલો જાણી ખેદ પામ્યો. માતા પણ વિલાપ અને રુદન કરવા લાગી. એટલામાં તે સુભાનુ કુમારનો જીવ દેવ-પણું પામી તુરત તીર્થંકરની પાસે આવ્યો. અને માતાપિતાને વિલાપ કરતાં જોઈને કહે છે કે 'એવું કયું દુઃખ છે કે તમે પરમ સુખ આપનારા જિનચરણોને પ્રાપ્ત કરીને રુદન કરો છો ?' ત્યારે માતાપિતા બોલ્યાં કે–અમારો અત્યન્ત વહાલો પુત્ર મરણ પામ્યો છે તેથી અમને તેનો વિયોગ થયો છે, તેના વિયોગનું દુઃખ દુઃસહ છે. ત્યારે દેવે કહ્યું કે રાજન્ ! તે કુમારનું શરીર પ્રિય છે કે તેનો જીવ પ્રિય છે ? જો જીવ પ્રિય છે તો તે હું જ છું, મારા ઉપર રાગ કરો. જો તેનું શરીર પ્રિય હોય તો તેના આ શરીર ઉપર રાગ કરો. વળી કહો કે તમારો પુત્ર કયાં છે, શરીરમાં છે કે જીવમાં છે ?

તે બન્ને હોવા છતાં તમે કેમ રડો છો? ત્યારે તેનો પિતા ઉત્તર આપે છે કે તે શરીર અથવા જીવને વિશે રાગનો ઉલ્લાસ થતો નથી. ત્યારબાદ દેવે કહ્યું કે–આ તો માન્યતા છે. 'આ મારો પુત્ર છે, આ માતા છે' ઇત્યાદિ વિકલ્પો કરીને અવસ્તુરૂપ સંબન્ધમાં કેમ મોહ પામો છો? આ વચનથી તે બધાએ પ્રતિબોધ પામી પ્રવ્રજ્યા લીધી. આ લોકમાં જે સંબન્ધ છે તે ભ્રાન્તિરૂપ છે. હે માતપિતા, હે બન્ધુઓ, અનિયત–સંયમ રહિત એવા અથવા અનિશ્ચિત સ્વરૂપવાળા એવા તમારો સંબન્ધ પ્રવાહથી અનાદિ છે. કેમકે મિત્ર શત્રુ થાય છે અને શત્રુ મિત્ર થાય છે. હવે ધ્રુવ–નિશ્ચિત એક–સ્વરૂપવાળા, અનેક પ્રકારના ભાવ રહિત એવા શીલ, સત્ય, શમ, દમ, સંતોષાદિ હિતકારક બંધુઓનો હમેશાં આશ્રય કરું છું, અર્થાત્ સાધક એવા શુદ્ધ આત્મગુણરૂપ બન્ધુઓનો સ્વીકાર કરું છું.

**कान्ता[1] मे समतैवैका ज्ञातयो मे समक्रियाः।**
**बाह्यवर्गमिति त्यक्त्वा धर्मसंन्यासवान् भवेत् ॥३॥**

**વહાલી સ્ત્રી મને એક સમતા જ છે, બીજી સ્ત્રી નથી. સમાન ક્રિયા–આચારવાળા સાધુઓ જ મારા સગા છે, બીજા સગા કંઇ પણ કામના નથી. એ પ્રમાણે નિશ્ચય ભાવે કરી બાહ્ય પરિવારનો ત્યાગ કરીને ગૃહસ્થધર્મ–ઋદ્ધિ પ્રમુખ**

૧ मे=મારે. समता=સમભાવ. एव=જ. एका=એક. कान्ता=વહાલી સ્ત્રી છે. मे=મારે. ज्ञातयः=સગાવહાલાં. समक्रियाः=સમાન આચારવાળા સાધુઓ છે. इति=એ પ્રમાણે. बाह्यवर्गं=બાહ્ય વર્ગને. त्यक्त्वा=છોડીને. धर्मसंन्यासवान्=ધર્મસંન્યાસવાળો. भवेत्=થાય.

**ઔદયિક ભાવના ત્યાગવાળો થાય. અર્થાત્ ઔદયિક ભાવને છોડી ક્ષયોપશમભાવવાળો થાય.**

તત્ત્વજ્ઞાની અભ્યન્તર સંબન્ધને વિશે રતિ કરે છે તે જણાવે છે–હું સ્વરૂપસાધનમાં તત્પર થએલો છું, તો મારે સમતા એક જ ભોગયોગ્ય પ્રિય સ્ત્રી છે. કારણ કે પરમાર્થનું અવલંબન કરનારને સમતારૂપ વનિતા હોય છે, સમાન આચારવાળા સાધુઓ મારા જ્ઞાતિ–સગાસંબન્ધી છે–એમ વિચારીને ધર્મસંન્યાસવાન્–ગૃહસ્થ ધર્મનો ત્યાગી થાય એટલે ઔદયિક સંપત્તિને છોડી ક્ષાયોપશમિક સાધનસંપત્તિને સ્વીકારે. જીવ અનાદિ કાળથી પરવસ્તુનો સંગ વગેરે વિભાવસંપદાને ઇચ્છતો, ગ્રહણ કરતો અને ભોગવતો ભવાટવીમાં પરિભ્રમણ કરે છે અને તે જ આત્મા સમ્યગ્જ્ઞાન અને દર્શનવડે ચારિત્રધર્મના પરિણામવાળો થઈ મોક્ષનો સાધક થાય છે.

**[1]धर्मास्त्याज्याः सुसंगोत्थाः क्षायोपशमिका अपि ।**
**प्राप्य चन्दनगन्धाभं धर्मसंन्यासमुत्तमम् ॥४॥**

**ભાવનાચન્દનના ગન્ધ સમાન ક્ષાયિકપણાથી ઉત્તમ ધર્મસંન્યાસને પ્રાપ્ત કરીને સત્સંગથી ઉત્પન્ન થએલા ક્ષાયોપશમિક–ક્ષયોપશમથી પ્રાપ્ત થએલા ક્ષમાદિક ધર્મો પણ ત્યાગ કરવા યોગ્ય છે.**

૧ चन्दनगन्धाभं=ચન્દનના ગન્ધ સમાન. उत्तमं=શ્રેષ્ઠ. धर्मसंन्यासं=ધર્મસંન્યાસને. प्राप्य=પ્રાપ્ત કરીને. सुसंगोत्थाः=સત્સંગથી ઉત્પન્ન થયેલા. क्षायोपशमिकाः=ક્ષયોપશમથી પ્રાપ્ત થએલા. अपि=પણ. धर्माः= ધર્મો. त्याज्याः=તજવા લાયક છે.

એ અતાત્ત્વિક ધર્મસંન્યાસ કહેવાય છે. તાત્ત્વિક ધર્મસંન્યાસ તો ક્ષપકશ્રેણીમાં આઠમે ગુણસ્થાનકે હોય. કહ્યું છે કે—

"द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत् ॥"

**પ્રથમ અપૂર્વકરણ સમ્યક્ત્વ લાભનું અને બીજું અપૂર્વકરણ આઠમા ગુણસ્થાનકનું જાણવું. ત્યાં પ્રથમોક્ત ધર્મસંન્યાસ તાત્ત્વિક-પારમાર્થિક હોય. યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રન્થમાં એ જ બાબત કહેવામાં આવી છે.**

ચન્દનના ગન્ધ સરખા ઉત્તમ ક્ષાયિક જ્ઞાન, દર્શન અને ચારિત્રના અભેદરૂપ સહજ સ્વધર્મના પરિણામસ્વરૂપ ધર્મસંન્યાસને પ્રાપ્ત કરીને ક્ષાયોપશમિક—જ્ઞાન દર્શન ચારિત્રના ભેદ રૂપ અને સત્સંગ—દેવ—ગુરુના પ્રસંગથી ઉત્પન્ન થએલા ધર્મો પણ ત્યાગ કરવા યોગ્ય છે. ઉત્તમ ધર્મસંન્યાસ ચન્દનના ગન્ધ તુલ્ય છે, તૈલાદિકની સુગન્ધ અન્ય સુગન્ધી પુષ્પ વગેરે પદાર્થના સંસર્ગથી પુરુષાદિના નિમિત્તે થાય છે અને ચંદનમાં સુગન્ધ સહજરૂપે—તાદાત્મ્યરૂપે સ્વાભાવિક ઉત્પન્ન થએલી છે. આથી આત્મામાં પોતાનું સ્વરૂપ સ્વાભાવિક હોવાથી ધર્મનો પરિણામ સહજ છે, પરન્તુ તે અશુદ્ધતાથી ઢંકાયેલ છે અને તે સદ્ગુરુરૂપ નિમિત્ત મળવાથી પ્રગટ થાય છે. તેમાં પ્રથમ જીવ સવિકલ્પપણે સાંભળેલ જિનોપદેશાદિ નિમિત્તની અપેક્ષાથી સમ્યગ્દર્શનાદિને પ્રગટ કરે છે. ત્યારબાદ વૃદ્ધિ પામતા તે સમ્યગ્દર્શનાદિ ગુણોથી નિમિત્તાદિની અપેક્ષા વિના નિર્વિકલ્પ રત્નત્રયોના અભેદરૂપ ગુણપરિણામ સહજ ધર્મપરિણામરૂપે પરિણમે છે, ત્યારે સવિકલ્પ સાધના

ત્યાગ કરવા યોગ્ય છે. એ સંબન્ધે યોગદૃષ્ટિસમુચ્ચયમાં કહ્યું છે કેઃ—"द्वितीयापूर्वकरणे प्रथमस्तात्त्विको भवेत्" તેમાં સમ્યગ્દર્શનની પ્રાપ્તિમાં પ્રથમ અપૂર્વકરણ છે અને ક્ષપકશ્રેણિમાં આઠમા નિવૃત્તિબાદર ગુણસ્થાનકે બીજું અપૂર્વકરણ હોય છે. તેમાં બીજા અપૂર્વકરણે સામર્થ્યયોગના પ્રથમ ભેદરૂપ ધર્મસંન્યાસ તાત્ત્વિક–પારમાર્થિક હોય છે. તાત્પર્ય એ છે કે સમ્યગ્દર્શનાદિ ક્ષાયોપશમિક ગુણો યદ્યપિ અરિહંતપ્રવચનાદિ સ્વજાતિને અબાધક એવા વિજાતિ પરદ્રવ્ય અવલંબીને પ્રવર્તે છે અને પરનું અવલંબન હોવાથી અતાત્ત્વિક છે, કેમકે સ્વસ્વરૂપમાં તન્મયતા નથી, અરિહંતાદિના ગુણનું અવલમ્બન લે છે, પરને અનુસરી વિષયકષાયાદિરૂપ આશ્રવની પરિણતિનો ત્યાગ કરે છે અને નિર્વિષય અને નિઃસંગ તીર્થંકરાદિનું અવલંબન કરે છે, તો પણ પરાનુયાયિપણું છે જ, એ હેતુથી અતાત્ત્વિક છે. જેને સમ્યગ્દર્શનાદિ ગુણના ક્ષયોપશમસ્વરૂપનું નિર્ધારણ, જ્ઞાન અને રમણરૂપ અન્ય નિમિત્તાદિના અવલમ્બન સિવાય સહજ ભાવે છે તે તાત્ત્વિક છે. અહીં રત્નત્રયીના સ્વરૂપમાં વીતરાગ સર્વજ્ઞે કહેલા યથાર્થ તત્ત્વની શ્રદ્ધા કરવી તે સમ્યગ્દર્શન, યથાર્થ તત્ત્વનો બોધ તે સમ્યગ્જ્ઞાન, તત્ત્વમાં રમણતા તે સમ્યક્ચારિત્ર. એમ ત્રણ ગુણનો ક્ષયોપશમ અરિહંતના વાક્યાદિના અવલંબનથી થાય છે તે સાધકપણારૂપ સ્વગુણ હોવા છતાં પણ કરણ હોવાથી ક્રમથી કારણ થાય છે. તે અતત્ત્વરૂપ છે, કારણ કે વિકલ્પપૂર્વક અન્તર્મુહૂર્ત સુધી ઉપાદેયપણે સ્વતત્ત્વનું નિર્ધારણ, જ્ઞાન અને રમણરૂપ તથા હેયબુદ્ધિથી પરભાવના ત્યાગનું નિર્ધારણ, ભાસન અને રમણતા

સહિત રત્નત્રયીનો પરિણામ થાય છે તે ભેદરત્નત્રયીરૂપ છે. જે સકલ વિભાવના હેયપણાના અવલોકન વગેરેથી રહિત છે, તથા વિચારણા, સ્મરણ અને ધ્યાનાદિથી મુક્ત છે, એક સમયે જ સંપૂર્ણ આત્મધર્મના નિર્ધારણ, ભાસન અને રમણતારૂપ નિર્વિકલ્પ સમાધિમય છે તે અભેદ રત્નત્રયીનું સ્વરૂપ છે. એ સંબન્ધે ધ્યાનપ્રકાશમાં કહ્યું છે કે—

**जो य वियप्पो चिरकालिओ सपरोभयालंबणे होइ।**
**जिट्ठि व्व पुरस्स चलणे निमित्तगाही भवे तेइ ॥**

સ્વ, પર અને ઉભયના આલંબનમાં જે વિકલ્પ લાંબા કાળથી છે, તે આગળ ચાલવામાં લાકડીની પેઠે નિમિત્તરૂપે ઉપકારી થાય છે, તે ભેદ રત્નત્રયીનો પરિણામ છે.

**एगसमयेण नियवत्थुधम्मंमि जं गुणतिगं रमई।**
**परदव्वाणुवओगी निमित्तचाई अभेई सो ॥**

એક સમયે નિજ વસ્તુધર્મમાં જે જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ ગુણ રમણ કરે છે તે પરદ્રવ્યના ઉપયોગ રહિત નિમિત્તનો ત્યાગ કરનાર રત્નત્રયીનો અભેદ પરિણામ છે.

આવા અભેદરત્નત્રયીની પરિણતિવાળાએ પ્રયાસ અને આશંકા સહિત રત્નત્રયીના ભેદનો પરિણામ ત્યાગ કરવા યોગ્ય છે.

**गुरुत्वं स्वस्य नोदेति शिक्षासात्म्येन यावता।**
**आत्मतत्त्वप्रकाशेन तावत्सेव्यो गुरूत्तमः ॥५॥**

૧ यावता=જ્યાં સુધી. शिक्षासात्म्येन=શિક્ષાના સમ્યક્ પરિણામથી.

**જ્યાં સુધી [૨]ગ્રહણશિક્ષા અને આસેવનાશિક્ષા એ બન્ને શિક્ષાના સમ્યક્ પરિણામે શુદ્ધાત્મસ્વરૂપના પ્રકાશ-સંશય અને વિપર્યાસરહિત બોધ વડે પોતાના આત્મામાં ગુરુપણું ન ઉદય પામે-પ્રગટ ન થાય ત્યાં સુધી ઉત્તમ ગુરુ-જ્ઞાનોપદેશાચાર્ય સેવવા યોગ્ય છે. હે ગુરુ! તમારી કૃપાથી મારા આત્માને વિશે ગુરુપણું ન આવે ત્યાં સુધી સૂત્રોક્ત વિધિએ મારે તમારી સેવા કરવાની છે. એમ ગુરુ સાથે સંકેત કરવો.**

જ્યાં સુધી આ સાધકના આત્મામાં શિક્ષા-ઉપદેશના પરિણામે આત્મતત્ત્વના પ્રકાશવડે ગુરુપણું ન આવે, એટલે પોતે જ પોતાનો ઉપદેશક ન થાય, આત્મધર્મના પ્રગટ થવા વડે સંશય અને વિપર્યાસ રહિત શુદ્ધ આત્મતત્ત્વનો પ્રકાશક ન થાય ત્યાં સુધી ઉત્તમ, સ્વપરને ઉપકારી, જ્ઞાન-દર્શન ચારિત્રરૂપ રત્નત્રયની પરિણતિવાળા, દ્રવ્ય અને ભાવ એવા ગુરુના ગુણ સહિત, તત્ત્વના ઉપદેશક ગુરુની સેવા કરવી. હે ગુરો! અતીત અનન્ત કાળે નહિ પ્રાપ્ત થએલ, પણ તમારા ઉપદેશરૂપ અંજનથી આત્મધર્મનું નિર્ધારણ, ભાસન અને રમણ રૂપ આત્માના અનુભવનું સુખ ભોગવ્યું. અહો ગુરુની કૃપા! કે જેનાથી પરમ અમૃતનું આસ્વાદન થાય છે. એ હેતુથી જ્યાં સુધી પૂર્ણાનન્દ પ્રાપ્ત થાય ત્યાં સુધી

आत्मतत्त्वप्रकाशेन=આત્મસ્વરૂપના બોધ વડે. स्वस्य=પોતાનું. गुरुत्वं=ગુરુપણું. न उदेति=ન પ્રગટ થાય. तावत्=ત્યાંસુધી. गुरूत्तमः=ઉત્તમ ગુરુ सेव्यः=સેવવા યોગ્ય છે.

૨ વ્રત, ધર્મ અને પડ્જીવનિકાય વગેરેના સ્વરૂપના પરિજ્ઞાનરૂપ ગ્રહણશિક્ષા છે અને તેઓના પાલનરૂપ આસેવનાશિક્ષા છે.

તમારા ચરણો મને શરણરૂપ થાઓ. એ સંબન્ધે કહ્યું છે કે

**"नाणस्स होइ भागी थिरयरो दंसणे चरित्ते य ।**
**धन्ना आवकहाए गुरुकुलवासं न मुञ्चंति" ॥**

वि० आव० भाष्य गा० ३४५९

"જ્ઞાનનો ભાગી થાય છે, દર્શન અને ચારિત્રમાં સ્થિર થાય છે. તેથી ભાગ્યવંત પુરુષો જીવન પર્યન્ત ગુરુકુલ-વાસનો ત્યાગ કરતા નથી."

એ હેતુથી તત્ત્વના જિજ્ઞાસુ ચક્રવર્તીપણું કે શ્રેષ્ઠિ-પણું છોડીને શ્રમણપણું ગ્રહણ કરે છે અને સદ્ગુરુના ચરણારવિન્દ સેવે છે.

**[1]ज्ञानाचारादयोऽपीष्टाः शुद्धस्वस्वपदावधि ।**
**निर्विकल्पे पुनस्त्यागे न विकल्पो न च क्रिया ॥६॥**

**જ્ઞાનાચારાદિ પણ શુદ્ધ એવા પોતપોતાના પદની મર્યાદા સુધી ઇષ્ટ છે. જ્ઞાનાચાર પ્રતિ એમ કહેવું કે જ્યાં સુધી તારા પ્રસાદથી તારું શુદ્ધ પદ કેવલજ્ઞાન ન આવે ત્યાંસુધી મારે તારી સેવા કરવાની છે. એમ દર્શનાચારની સેવા ક્ષાયિક સમ્યક્ત્વરૂપ શુદ્ધ પદનો લાભ થાય ત્યાં સુધી, ચારિત્રાચારની સેવા તેના શુદ્ધ પદ યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ થાય ત્યાં સુધી, તપાચારનું આચરણ પરમ શુક્લ-**

૧ ज्ञानाचारादयः=જ્ઞાનાચાર વગેરે આચારો. अपि=પણ. शुद्धस्व-स्वपदावधि=શુદ્ધ એવા પોતપોતાના પદની મર્યાદા સુધી. इष्टाः=ઇષ્ટ છે. (પણ) निर्विकल्पे=વિકલ્પ–ચિન્તારહિત, त्यागे=ત્યાગની અવસ્થામાં. न विकल्पः=વિકલ્પ નથી. च=અને. न क्रिया=ક્રિયા પણ નથી.

**ધ્યાનનો લાભ થાય ત્યાં સુધી અને વીર્યાચારની સેવા વીર્યની સર્વથા શુદ્ધિ થાય ત્યાં સુધી કરવાની છે. એ શુદ્ધ સંકલ્પપૂર્વક સર્વ ક્રિયા લેખે લાગે. સંકલ્પહીન કર્મ ફળે નહિ. એ શુભોપયોગ દશામાં સવિકલ્પ ત્યાગીની મર્યાદા કહી. જ્યારે વિકલ્પરહિત ત્યાગ થાય છે ત્યારે વિકલ્પ નથી તેમ પરિસ્પન્દાદિક ક્રિયા પણ નથી.**

ગુણની વૃદ્ધિ માટે જેનું આચરણ–પાલન કરાય તે આચારો. તેમાં યોગ્ય કાળે ભણવું, ગુરુનો વિનય કરવો ઇત્યાદિ જ્ઞાનાચાર, તત્ત્વમાં નિઃશંક થવું ઇત્યાદિ દર્શનાચાર, સમિતિ ગુપ્તિ વગેરે ચારિત્રાચાર, બાહ્ય અને અભ્યન્તર તપનું ગ્લાનિ સિવાય કરવું તે તપાચાર, શક્તિને છુપાવ્યા સિવાય સદનુષ્ઠાનમાં વીર્યની પ્રવૃત્તિ તે વીર્યાચાર. તે બધા જ્ઞાનાચારાદિ આચારો પણ શુદ્ધ પોતપોતાના પદની મર્યાદા સુધી પાલન કરવા યોગ્ય છે–એટલે શુભોપયોગ દશામાં જ્યાં સુધી સવિકલ્પપણું છે ત્યાં સુધી ઇષ્ટ છે. 'આ ત્યાગ કરવા યોગ્ય છે, આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવા વિકલ્પ રહિત ત્યાગદશામાં સ્વાભાવિક સ્વરૂપની તન્મયતામાં વિકલ્પ હોતો નથી અને બલ–વીર્યની પ્રવૃત્તિ રૂપ ક્રિયા પણ હોતી નથી. ત્યાં સ્વરૂપના અવલંબન કરનાર ગુણની પ્રવૃત્તિમાં વીર્ય પોતાના ક્ષેત્રમાં જ રહેલું હોવાથી ચલનાદિ ક્રિયા થતી નથી, પરન્તુ પરભાવનું ગ્રહણ હોય છે ત્યારે પરભાવના ગ્રાહકપણે અભિમુખ થએલા વીર્યની પ્રવૃત્તિમાં કાર્યના નિકટવર્તીપણાને લીધે વીર્યની વિષમતા થવાથી ચલનાદિ રૂપ ક્રિયા હોય છે. આથી સ્વરૂપમાં મગ્ન થએલાને પોતપોતાના પ્રદેશમાં વ્યાપ્ત થએલા ગુણોની તે તે પ્રદેશમાં

રહેલા વીર્યની સહાયથી પ્રવૃત્તિ થવાથી એક પ્રદેશથી અન્ય પ્રદેશમાં જવારૂપ વીર્યની ચલનાદિ ક્રિયા થતી નથી. ક્રિયા બે પ્રકારની છે. બાધક અને સાધક. તેમાં મિથ્યાત્વ, અસંયમ અને કષાયની પ્રેરણાથી ચેતનાનો પરિણામ પરવસ્તુની અભિલાષાવાળો હોવાથી પર વસ્તુને ગ્રહણ કરવા માટે વીર્યને પ્રવર્તાવે છે તે આભ્યન્તર ક્રિયા છે અને કુદેવની સેવાદિરૂપ બાહ્ય ક્રિયા છે. તે બન્ને પ્રકારની ક્રિયા કર્મબન્ધનો હેતુ હોવાથી બાધક કહેવાય છે. જે શુદ્ધ દેવગુરુની સેવા, આસ્રવનિરોધ અને સંવરના પરિણમન રૂપ કર્મના બન્ધને રોકનારી ક્રિયા છે તે સાધક ક્રિયા છે. યદ્યપિ નિર્વિકલ્પ ધ્યાન–સમાધિમાં બાધક ક્રિયા અને ભાવસાધક બાહ્ય ક્રિયાનો અભાવ છે, પરન્તુ ગુણને અનુસરનાર વીર્યના પરિણમનરૂપ અભ્યન્તર ક્રિયા હોય છે, તો પણ ગ્રહણ અને ત્યાગરૂપ ક્રિયાના અભાવમાં 'ક્રિયા નથી' એમ કહ્યું છે.

યોગનો રોધ કરવાથી યોગસંન્યાસ હોય છે તે કહે છે–

**[1]योगसंन्यासतस्त्यागी योगानप्यखिलांस्त्यजेत् ।**
**इत्येवं निर्गुणं ब्रह्म परोक्तमुपपद्यते ॥७॥**

**(ધર્મ)સંન્યાસનો ત્યાગી યોગસંન્યાસથી સર્વ યોગોનો પણ ત્યાગ કરે. એ યોગસંન્યાસ ચૌદમા ગુણસ્થાનકે હોય. કહ્યું છે કે:—**

૧ योगसन्न्यासतः=યોગનો રોધ કરવાથી त्यागी=ત્યાગી થએલો. अखिलान्=બધા. योगान्=યોગોનો. अपि=પણ. त्यजेत्=ત્યાગ કરે. इति=એમ. एवं=એ રીતે. परोक्तं=બીજાએ કહેલ. निर्गुणं=ગુણરહિત. ब्रह्म=આત્મસ્વરૂપ. उपपद्यते=ઘટે છે.

"आयोज्यकरणादूर्ध्वं द्वितीय इति तद्विदः" ॥

"આયોજ્યકરણ કર્યા બાદ બીજો યોગસંન્યાસ હોય છે" કેવલજ્ઞાન વડે અચિન્ત્ય વીર્યશક્તિથી ભવોપગ્રાહી કર્મને તેવા પ્રકારની સ્થિતિમાં આણીને ક્ષય કરવાની ક્રિયા તે આયોજ્યકરણ. તેનું ફળ શૈલિશી-યોગોની અત્યન્ત સ્થિરતા છે. ત્યારબાદ બીજો યોગસંન્યાસ નામે સામર્થ્ય યોગ છે. એમ તેના સ્વરૂપને જાણનારા કહે છે. શૈલિશી અવસ્થામાં કાયાદિ યોગના ત્યાગ કરવાથી 'અયોગ' નામે સર્વસંન્યાસ રૂપ સર્વોત્તમ યોગની પ્રાપ્તિ થાય છે. એ પ્રમાણે બીજાએ કહેલ નિર્ગુણ-ગુણરહિત બ્રહ્મ-આત્મ-સ્વરૂપ ઘટે છે. જે વાદીઓ એમ કહે છે કે સ્વભાવગુણ જાય, તે જુઠા છે. એમ તો ગુણના અભાવે ગુણીનો અભાવ થાય, પણ ધર્મસંન્યાસના ત્યાગથી ઔપાધિક ધર્મ-યોગના અભાવે નિર્ગુણ શબ્દનો અર્થ ઘટાવવો.

બાહ્ય અભ્યન્તર સર્વ પરભાવના ત્યાગી [1]આવર્જીકરણ કર્યા બાદ યોગનો રોધ કરવાથી બધા વીર્યની ચેષ્ટારૂપ યોગોનો ત્યાગ કરે છે. એમ સમસ્ત યોગોનો રોધ કર-વાથી પર-ઉત્કૃષ્ટ સર્વજ્ઞોએ (?) (પર-અન્ય દર્શનોએ) કહેલ નિર્ગુણ-યોગાદિ રહિત સત્ત્વ, રજસ્ અને તમોગુણ રહિત બ્રહ્મ-ચૈતન્યમય આત્મસ્વરૂપ ઘટી શકે છે. યોગનો રોધ કરવા રૂપ આત્માનું વાસ્તવિક સ્વરૂપ છે.

૧ કેવલજ્ઞાની અન્તર્મુહૂર્તનું આયુષ બાકી હોય ત્યારે આયુષ કરતાં અધિક વેદનીયાદિ કર્મોનો ઘાત કરવારૂપ સમુદ્ઘાત કરવા પહેલાં આવર્જીકરણ કરે છે. તે શુભ મન, વચન અને કાયયોગના વ્યાપારરૂપ છે. મોક્ષ પ્રતિ આત્માને સન્મુખ કરવાની ક્રિયા તે

'નિર્ગુણ એટલે સાંસર્ગિક ગુણ વડે રહિત' એમ કહેવાથી 'આત્મા હમેશાં નિર્ગુણ છે' એનો નિષેધ કરે છે—

**वस्तुतस्तु गुणैः पूर्णमनन्तैर्भासते स्वतः।**
**रूपं त्यक्तात्मनः साधोर्निरभ्रस्य विधोरिव ॥८॥**

**વાદળાં રહિત ચન્દ્રની પેઠે ત્યાગવન્ત છે આત્મા જેનો એવા સાધુનું સ્વરૂપ પરમાર્થથી અનન્ત જ્ઞાનાદિ ગુણો વડે પૂર્ણ સ્વપ્રકાશની મર્યાદાએ ભાસે છે. આવરણના જવાથી સ્વભાવગુણ પ્રગટ થાય પણ જાય નહિ.**

પરમાર્થથી એટલે પદાર્થના મૂળ સ્વરૂપે શુદ્ધ આત્મા

આવર્જીકરણ. કેટલાએક કેવલજ્ઞાની સમુદ્ઘાત કરે અથવા ન પણ કરે. કારણ કે જેના આયુષ કરતાં વેદનીયાદિ કર્મો અધિક હોય તે સમુદ્ઘાત કરે અને જેના આયુષ કરતાં વેદનીયાદિ કર્મો અધિક નથી તેઓ સમુદ્ઘાત કરતા નથી. પરન્તુ શુભ યોગની પ્રવૃત્તિરૂપ આવર્જીકરણ તો બધા કેવલજ્ઞાની અવશ્ય કરે છે. (જુઓ પ્રજ્ઞાપના ટીકા પા. ૬૦૪) વિશેષાવશ્યક ભાષ્યમાં "आवज्जणमुवओगो वावारो वा" એ ગાથાની વ્યાખ્યામાં 'મારે હવે આ કરવા યોગ્ય છે' એવા પ્રકારનો કેવલજ્ઞાનીનો ઉપયોગ અથવા ઉદયાવલિકામાં કર્મને નાંખવારૂપ વ્યાપારને આવર્જીકરણ કહેલું છે. (વિ. આવ. ગા. ૩૦૫૦) ત્યારબાદ સમુદ્ઘાત કરે છે અને સમુદ્ઘાત કર્યા પછી યોગનો રોધ કરે છે. જેઓ સમુદ્ઘાત કરતા નથી તેઓ આવર્જીકરણ કર્યા પછી યોગનો રોધ કરવાની ક્રિયા કરી સમગ્ર યોગોનો ત્યાગ કરે છે.

૧ निरभ्रस्य=વાદળાં રહિત. विधोः=ચન્દ્રની. इव=પેઠે. त्यक्तात्मनः=ત્યાગી છે આત્મા જેનો એવા, साधोः=સાધુનું સ્વરૂપ. वस्तुतः=પરમાર્થથી. अनन्तैः=અનન્ત, गुणैः=ગુણો વડે. पूर्णं=પૂર્ણ. स्वतः=સ્વયં. भासते=ભાસે છે.

પોતાના સ્વભાવથી અનન્ત ગુણો વડે પરિપૂર્ણ ભાસે છે. સમ્યગ્જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપ સાધનના પરિણમન વડે અનાદિ પરવસ્તુના સંગનો ત્યાગ કરવાથી સ્વરૂપનું જ્ઞાન, રમણ અને અનુભવથી નવીન કર્મનું નહિ ગ્રહણ કરવારૂપ સ્વરૂપની એકતામાં તન્મયપણાથી પૂર્વ કર્મની નિર્જરા વડે જ્યારે આ આત્મા શુદ્ધ અને સકલ પુદ્ગલની ઉપાધિરહિત થાય છે ત્યારે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, અગુરુલઘુ, અવ્યાબાધ, અસંગ, અમૂર્ત, પરમ દાન, લાભ, ભોગ, ઉપભોગ, અક્રિયતા અને અસિદ્ધત્વાદિ અનન્તગુણો વડે પૂર્ણ પ્રકાશમાન થાય છે. જેણે પરભાવને વિશે આત્મબુદ્ધિનો ત્યાગ કર્યો છે એવા મોક્ષપદના સાધક સાધુનું સ્વરૂપ મેઘના આવરણ રહિત ચન્દ્રના સ્વરૂપ જેવું પ્રકાશે છે. જેમ વાદળારહિત ચન્દ્રનું સ્વરૂપ નિર્મલ હોય છે તેમ જ્ઞાનાવરણાદિ કર્મના આવરણ રહિત શુદ્ધ આત્માનું સ્વરૂપ નિર્મલ હોય છે. એ હેતુથી બાધક પરિણતિના હેતુનો ત્યાગ કરી સાધકપણાનું અવલમ્બન કરી, સાધકપણામાં પણ વિકલ્પરૂપ વર્તમાન અપવાદ સાધનાનો ત્યાગ કરતો અને ઉત્સર્ગ સાધનાને ગ્રહણ કરતો, પુનઃ ઉત્સર્ગ સાધનાનો ત્યાગ કરી પૂર્ણાવસ્થાને પ્રાપ્ત કરતો અને એ ક્રમથી આત્મા બધા સાંયોગિક ભાવોના નિવારણ કરવાથી નિર્મલ, નિષ્કલંક, અસંગ, સર્વ આવરણ રહિત, સચ્ચિદાનન્દ સ્વરૂપ થઇ આત્યન્તિક, એકાન્તિક, દ્વન્દ્વરહિત, સહજ, નિરુપમ ચારિત્ર સુખ વડે પરિપૂર્ણ થાય છે. આ હેતુથી સમ્યગ્ જ્ઞાનના બળથી હેયોપાદેય તત્ત્વનો વિવેક કરી સર્વ પ્રકારના હેય ભાવોનો ત્યાગ કરવો યોગ્ય છે. કારણ કે ત્યાગ નિર્જ-

રાનું મૂળ છે. પરભાવનું ગ્રહણુ જ આત્માને અહિતકારક છે. માટે આત્મસ્વરૂપની અભિલાષાવાળાએ પરભાવનો ત્યાગ કરવો જ જોઇએ.

## ९ क्रियाष्टक

**[1]ज्ञानी क्रियापरः शान्तो भावितात्मा जितेन्द्रियः।**
**स्वयं तीर्णो भवाम्भोधेः परांस्तारयितुं क्षमः ॥१॥**

**જે સમ્યગ્ જ્ઞાનવાળા, ક્રિયાને વિશે તત્પર, ઉપશમવાળા, ( જ્ઞાનાદિ ગુણુ વડે ) વાસિત કર્યો છે આત્મા જેણે એવા અને જિતેન્દ્રિય છે તે પોતે સંસારસમુદ્રથી તરેલા છે અને બીજાને તારવાને સમર્થ છે.**

પર ભાવનો–પૌદ્ગલિક ભાવનો ત્યાગ કરવો એ જ મોક્ષસાધક ક્રિયા છે. એ હેતુથી ત્યાગાષ્ટક પછી ક્રિયાષ્ટકનું પ્રતિપાદન કરવામાં આવ્યું. છે આત્માના કર્તાપણાથી જે કરાય તે ક્રિયા–એટલે દ્રવ્યના કર્તૃત્વભાવની પ્રવૃત્તિ. સ્વરૂપને અનુકૂલ દર્શન અને જ્ઞાનશક્તિનો બોધરૂપ વ્યાપાર તે જ્ઞાન અને સ્વરૂપને અનુકૂલ વીર્યની પ્રવૃત્તિ તે ક્રિયા. 'ज्ञान-क्रियाभ्यां मोक्षः' જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે. તેમાં જ્ઞાન એ સ્વપરપ્રકાશનરૂપ છે અને ક્રિયા સ્વરૂપમાં

૧ ज्ञानी=સમ્યગ્જ્ઞાનવાળા. क्रियापरः=ક્રિયામાં તત્પર. शान्तः= ઉપશમયુક્ત. भावितात्मा=ભાવિત છે આત્મા જેનો એવા. जितेन्द्रियः= ઇન્દ્રિયોને જિતનાર. भवाम्भोधेः=સંસારરૂપ સમુદ્રથી. स्वयं=પોતે. तीर्णः=તરેલ છે. (અને) परान्=બીજાને. तारयितुम्=તારવાને. क्षमः= સમર્થ છે.

રમણ કરવારૂપ છે. તેમાં ચારિત્ર અને વીર્યગુણની અભેદ પરિણતિ તે ક્રિયા. તે મોક્ષસાધક ક્રિયા છે. આ અનાદિ જગતમાં કાયિકી વગેરે અશુદ્ધ ક્રિયાની પ્રવૃત્તિથી સંસાર થયો છે અને તેજ સંસાર વિશુદ્ધ સમિતિ, ગુપ્તિ વગેરે તથા વિનય-વૈયાવૃત્ત્ય આદિ સત્ક્રિયા કરવાથી નિવૃત્ત થાય છે. તેથી સંસારનો નાશ કરવા માટે સંવર અને નિર્જરા-રૂપ ક્રિયા કરવા યોગ્ય છે. તેમાં નામ અને સ્થાપના સુગમ છે. દ્રવ્યક્રિયા શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારની છે. તેમાં સ્વરૂપને અનુકૂલ યોગની પ્રવૃત્તિ રૂપ શુદ્ધ ક્રિયા અને કાયિકી વગેરે ક્રિયા તે અશુદ્ધ ક્રિયા છે. ભાવક્રિયા વીર્યની પ્રવૃત્તિ રૂપ છે. પૌદ્‌ગલિક ભાવને અનુકૂલ ઔદારિકાદિ કાયવ્યા-પારને સન્મુખ વીર્યની પ્રવૃત્તિ તે અશુદ્ધ ભાવક્રિયા, અને પોતાના ગુણોનું સ્વરૂપે પરિણમન થવામાં નિમિત્તભૂત વીર્યવ્યાપારરૂપ ક્રિયા તે શુદ્ધ ભાવક્રિયા. તેમાં નૈગમ નય વડે ક્રિયાનો [1]સંકલ્પ તે ક્રિયા કહેવાય છે. સંગ્રહ નયથી બધા સંસારી જીવો સક્રિય છે. વ્યવહાર નયથી શરીરપર્યાપ્તિ પૂરી થયા પછી ક્રિયા કહેવાય છે. ઋજુસૂત્ર નયથી કાર્ય સાધન માટે જેમાં યોગની પ્રવૃત્તિ મુખ્ય છે એવી વીર્યના પરિણામરૂપ ક્રિયા છે. શબ્દનય વડે વીર્ય-શક્તિની પ્રવૃત્તિરૂપ ક્રિયા કહેવાય છે, સમભિરૂઢ નય વડે ગુણની સાધના માટે કરવા યોગ્ય સર્વ વ્યાપાર તે ક્રિયા.

---

૧ નૈગમ સંકલ્પગ્રાહી છે અને સંગ્રહનય સત્તાગ્રાહી છે. જેમ પ્રસ્થના સંકલ્પથી જંગલમાં લાકડું લેવા જનાર 'પ્રસ્થ માટે જાય છે' એ વ્યવહાર થાય છે, તે નૈગમનયનો વિષય છે.

એવંભૂત નયથી તત્ત્વની એકતા અને વીર્યની ઉત્કટતાને સહાયક ગુણના પરિણમનરૂપ ક્રિયા કહેવાય છે.

અહીં મોક્ષમાર્ગના સાધકને માટે સાધનરૂપ ક્રિયાનો અવસર છે. કારણ કે જ્ઞાન અને ચારિત્રથી મોક્ષ થાય છે. તેથી ગુણની પ્રવૃત્તિરૂપ સ્વરૂપનું ગ્રહણ અને પરભાવના ત્યાગરૂપ ક્રિયા મોક્ષની સાધક છે. માટે તત્ત્વને જાણી પરમાર્થની સાધના માટે સમ્યક્ ક્રિયા કરવા યોગ્ય છે અને તેને માટે આ ઉપદેશ છે—ક્ષાયિક સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય ત્યાં સુધી જિનોક્ત તત્ત્વમાં નિઃશંકપણું વગેરે આઠ પ્રકારના દર્શનાચારની સેવા કરવી. કેવલજ્ઞાન સુધી કાળ, વિનયાદિ જ્ઞાનાચારનું નિરંતર પાલન કરવું, યથાખ્યાત ચારિત્રની પ્રાપ્તિ પર્યન્ત ચારિત્રાચારની સેવા કરવી. પરમ શુક્લધ્યાન સુધી તપ આચારનું પાલન કરવું. સર્વ સંવર સુધી વીર્યાચારની સાધના અવશ્ય કરવી. પાંચ પ્રકારના આચાર સિવાય મોક્ષની પ્રાપ્તિ થતી નથી. દર્શનથી જ સ્વગુણોની પ્રવૃત્તિરૂપ ક્રિયા દર્શનાદિ ગુણની વિશુદ્ધિ માટે થાય છે, તે નિમિત્તનું અવલંબન કરી પ્રવૃત્તિ કરવી તે આચાર. એ હેતુથી ગુણની પૂર્ણતા થાય ત્યાં સુધી આચારો સેવવા યોગ્ય છે. કેમકે આચારથી ગુણોની પૂર્ણતા થાય છે અને પૂર્ણગુણવાળાની આચરણા તો બીજાના ઉપકાર માટે છે. એ હેતુથી કહે છે—

યથાર્થ તત્ત્વના સ્વરૂપને જાણનારા જ્ઞાની, મોક્ષ સાધનને અનુકૂલ યોગની પ્રવૃત્તિરૂપ અથવા આત્માના ગુણને અનુકૂલ વીર્યની પ્રવૃત્તિરૂપ ક્રિયાને વિશે તત્પર, શાન્ત—

કષાયના સંતાપ રહિત, ભાવિતાત્મા–શુદ્ધ સ્વરૂપમાં રમ-ણુતામય આત્મા જેનો છે એવા અને જિતેન્દ્રિય–ઇન્દ્રિયોને જીતનાર ભવસમુદ્રથી પોતે તરેલા છે અને ઉપદેશ વગેરેથી પોતાના આશ્રિત બીજાને તારવાને સમર્થ છે.

જે સમ્યગ્દર્શન, જ્ઞાન, અને ચારિત્રની પરિણુતિવાળા, આત્મસ્વરૂપમાં રમણુ કરનારા, આત્માને વિશે સ્થિરતા કર-નારા અને આત્માના અનુભવમાં મગ્ન થએલા છે તે સ્વયં સંસારથી નિવૃત્ત થએલા છે, અને તેની સેવા કરનાર બીજાને તારે છે. અહીં ભાવનારહિત વચનવ્યાપાર અને મનના વિકલ્પરૂપ સંવેદન જ્ઞાન સુધી દ્રવ્યજ્ઞાન છે અને ભાવજ્ઞાન તે તત્ત્વના અનુભવરૂપ ઉપયોગનું કારણુ છે. દ્રવ્યક્રિયા યોગની પ્રવૃત્તિરૂપ છે અને તે પણુ સ્વગુણુને અનુકૂલ સ્વરૂપની પ્રવૃ-ત્તિરૂપ ભાવક્રિયાનું કારણુ છે. અહીં જ્ઞાનનું ફળ વિરતિ છે અને તેથી જ્ઞાન વિરતિનું કારણુ છે. તત્ત્વાર્થ ટીકામાં કહ્યું છે કે–"दर्शनज्ञाने चारित्रस्य कारणं, चारित्रं मोक्षकारणम्" દર્શન અને જ્ઞાન ચારિત્રનું કારણુ છે અને ચારિત્ર એ મોક્ષનું કારણુ છે. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે–

**नादंसणिस्स नाणं नाणेण विणा न हुंति चरणगुणा।**
**अगुणिस्स नत्थि मोक्खो नत्थि अमुक्खस्स निव्वाणं॥**

अध्ययन २८ गा० ३०

"તેથી સમ્યગ્દર્શનરહિતને જ્ઞાન હોતું નથી, જ્ઞાન સિવાય ચારિત્રગુણો હોતા નથી, ચારિત્રગુણુરહિતનો મોક્ષ થતો નથી અને મોક્ષરહિતનું નિર્વાણુ થતું નથી."

આ કારણથી ક્રિયા સહિત જ્ઞાન હિતકારક છે, પણ એકલું જ્ઞાન હિતકારક થતું નથી–એ બાબત કહે છે–

**[1]क्रियाविरहितं हन्त ज्ञानमात्रमनर्थकम् ।**
**गतिं विना पथज्ञोऽपि नाप्नोति पुरमीप्सितम् ॥२॥**

**ક્રિયારહિત એકલું જ્ઞાન અનર્થક–મોક્ષરૂપ ફળ સાધવાને અસમર્થ છે. માર્ગનો જાણનાર પણ પાદવિહાર સિવાય ઇચ્છિત નગરે પહોંચતો નથી.**

મોક્ષના સાધનમાં પ્રવૃત્તિ કરવારૂપ ક્રિયા વિનાનું એકલું સંવેદનરૂપ (જાણવારૂપ) જ્ઞાન નિરર્થક છે એટલે મોક્ષરૂપ કાર્યનું સાધક થતું નથી. તેને વિશે આ દૃષ્ટાન્ત છે–માર્ગનો જાણનાર છતાં પણ પગે ચાલવાની ક્રિયા સિવાય ઇચ્છિત નગરે પહોંચતો નથી. પગે ચાલવાથી જ ઇચ્છિત નગરે પહોંચાય છે. કેમકે–"नाणचरणेण मोक्खो" જ્ઞાન અને ચારિત્ર વડે મોક્ષ થાય છે એવું શાસ્ત્રવચન છે.

**सन्नाणनाणोवगए महेसी अणुत्तरं चरिउं धम्मसंचयं ।**
**अणुत्तरेनाणधरे जसंसी ओभासइ सूरिएवंतलिक्खे ॥**

उत्तरा० अ० २१ गा० २७

"સમ્યક્ અનેક પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત થયેલા તે મહર્ષિ પ્રધાન ક્ષમાદિ ધર્મના સમુદાયને આચરીને અનુત્તર–પ્રધાન

[1] क्रियाविरहितं=ક્રિયા વિનાનું. हन्त=ખેદસૂચક અવ્યય. ज्ञानमात्रं=એકલું જ્ઞાન. अनर्थकं=નિરર્થક છે. गतिं विना=ચાલવાની ક્રિયા સિવાય. पथज्ञोऽपि=માર્ગનો જાણનાર પણ. ईप्सितं=ઇચ્છિત. पुरं=નગરે. नाप्नोति=પહોંચતો નથી.

કેવલજ્ઞાનને ધારણ કરનારા આકાશમાં સૂર્યની પેઠે પ્રકાશે છે.

જ્ઞાનીને પણ ક્રિયાની આવશ્યકતા છે—એ બતાવે છે—

**स्वानुकूलां क्रियां काले ज्ञानपूर्णोऽप्यपेक्षते ।**
**प्रदीपः स्वप्रकाशोऽपि तैलपूर्त्यादिकं यथा ॥३॥**

**જેમ દીવો પોતે સ્વપ્રકાશરૂપ છે તો પણ તેલ પૂરવા વગેરે ક્રિયાની અપેક્ષા રાખે છે. તેમ પૂર્ણજ્ઞાની પણ અવસરે સ્વભાવરૂપ કાર્યને અનુકૂલ ક્રિયાની અપેક્ષા રાખે છે. (અર્થાત્ પૂર્ણજ્ઞાનીને પણ અવસરે સ્વભાવને અનુકૂલ ક્રિયાની આવશ્યક્તા છે).**

સ્વ અને પરના વિવેકવાળા પૂર્ણજ્ઞાની પણ કાર્ય કરવાના અવસરે સ્વભાવની પોષક એવી સાધનકાર્યને કરવારૂપ ક્રિયાની અપેક્ષા રાખે છે. હેયોપાદેય તત્ત્વનો જ્ઞાતા સમ્યગ્જ્ઞાની પ્રથમ સંવરરૂપ કાર્યની રુચિવાળો દેશવિરતિ અને સર્વવિરતિરૂપ ક્રિયાનો આશ્રય કરે છે. વળી ચારિત્રયુક્ત તત્ત્વજ્ઞાની કેવલજ્ઞાનરૂપ કાર્યને ઉત્પન્ન કરવાની ઇચ્છાવાળા શુકલધ્યાનારૂઢ થવાની ક્રિયાનો આશ્રય કરે છે. અને કેવલજ્ઞાની સર્વસંવર અને પૂર્ણાનન્દ પ્રાપ્ત કરવાના અવસરે યોગના નિરોધ કરવારૂપ ક્રિયા કરે છે. એ હેતુથી જ કહેવામાં આવ્યું છે કે 'જ્ઞાનીને પણ ક્રિયાની અપેક્ષા

૧ स्वानुकूलां=સ્વભાવને અનુકૂલ. પોષક. क्रियां=આવશ્યકાદિ ક્રિયાની. काले=અવસરે. ज्ञानपूर्णः=જ્ઞાનવડે પરિપૂર્ણ. પૂર્ણજ્ઞાની. अपि=પણ. अपेक्षते=અપેક્ષા રાખે છે. यथा=જેમ. प्रदीपः=દીવો. स्वप्रकाशः=પોતે પ્રકાશરૂપ. (છતાં) अपि=પણ. तैलपूर्त्यादिकं=તેલનું પૂરવું વગેરેની. (અપેક્ષા રાખે છે.)

છે'. તે માટે જ મુનિઓને શાસ્ત્રમાં આવશ્યક ક્રિયા કરવાની કહેલી છે. તેમાં આ દૃષ્ટાન્ત છે—જેમ દીવો સ્વભાવથી પ્રકાશરૂપ હોવા છતાં તેલ પૂરવા વગેરે ક્રિયાની અપેક્ષા રાખે છે, તેમ જ્ઞાની પણ પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ ક્રિયાનુષ્ઠાનમાં તત્પર હોય છે. ક્રિયા એ વીર્યની શુદ્ધિનું કારણ છે, અશુદ્ધ વીર્ય વડે આસ્રવયુક્ત જીવ સંસારમાં ભ્રમણ કરે છે અને તેજ જીવ ગુણી પુરુષની સેવાથી ગુણને પ્રગટાવવામાં તત્પર થએલો સંવરવાળો થાય છે. કર્મપ્રદેશોનું ગ્રહણ યોગદ્વારા થાય છે અને યોગો વીર્યથી થાય છે. તેથી યોગોને પરમાત્માને વન્દન, સ્વાધ્યાય અને અધ્યયનાદિમાં જોડ્યા હોય તો તે કર્મને ગ્રહણ કરવા માટે સમર્થ થતા નથી. યોગોની સત્પ્રવૃત્તિ કરવી એ જ ક્રિયા છે.

**बाह्यभावं पुरस्कृत्य ये क्रियां व्यवहारतः ।**
**वदने कवलक्षेपं विना ते तृप्तिकांक्षिणः ॥४॥**

**બાહ્ય ક્રિયાના ભાવને આગળ કરીને જેઓ વ્યવહારથી ક્રિયાનો નિષેધ કરે છે તેઓ મુખમાં કોળીઓ નાંખ્યા સિવાય તૃપ્તિને ઇચ્છે છે.**

જેઓએ ગુરુના ચરણની સેવા કરી નથી એવા જે જીવો બાહ્ય ભાવને આગળ કરીને વ્યવહારથી ક્રિયાનો નિષેધ કરે છે, અર્થાત્ 'વ્યવહારક્રિયા એ બાહ્યભાવ છે,

---

૧ बाह्यभावं=બાહ્ય ભાવને. पुरस्कृत्य=આગળ કરીને. ये=જેઓ. व्यवहारतः=વ્યવહારથી. क्रियां=ક્રિયાનો (નિષેધ કરે છે). ते=તેઓ. वदने=મોઢામાં. कवलक्षेपं=કોળીઓ નાંખ્યા. विना=સિવાય. तृप्तिकाङ्क्षिणः=તૃપ્તિને ઇચ્છનારા છે.

તેથી શું વળવાનું હતું ?' એમ કહીને ક્રિયા કરવામાં મન્દ પ્રયત્નવાળા થાય છે તે મનુષ્યો મુખમાં કોળીઓ નાંખ્યા સિવાય તૃપ્તિને ઇચ્છનારા છે.

**गुणवद्बहुमानादेर्नित्यस्मृत्या च सत्क्रिया।**
**जातं न पातयेद् भावमजातं जनयेदपि ॥५॥**

અધિક ગુણવંતના બહુમાનાદિથી, (આદિ શબ્દથી પાપની જુગુપ્સા, અતિચારની આલોચના–વ્રતમાં લાગેલા દોષો સદ્‌ગુરુ સમક્ષ પ્રગટ કરવા, દેવગુરુની ભક્તિ અને ઉત્તર ગુણની શ્રદ્ધા લેવી.) તથા લીધેલા નિયમોને હમેશાં સંભારવા વડે સત્ક્રિયા–શુભ ક્રિયા ઉત્પન્ન થયેલા ભાવને ન પાડે, તેનો નાશ ન કરે અને નહિ ઉત્પન્ન થયેલા ભાવને પણ ઉત્પન્ન કરે. એ સંબન્ધે વિંશતિકામાં શ્રીહરિભદ્રાચાર્યે કહ્યું છે—

"तम्हा णिच्चसईए बहुमाणेणं च अहिगतगुणम्मि ।
पडिवक्खदुगंछाए परिणइआलोअणेणं च ॥
तित्थंकरभत्तीए सुसाहुजणपज्जुवासणाए अ ।
उत्तरगुणसद्धाए एत्थ सया होइ जइअव्वं ॥
एवमसंतो वि इमो जायइ जाओ अ न पडइ कयाचि ।
ता एत्थं बुद्धिमया अपमाओ होइ कायव्वो" ॥

श्रावकधर्मविंशिका. गा० ९–१८

---

१ गुणवद्बहुमानादेः=ગુણિજનના બહુમાન વગેરેથી. च=અને. नित्यस्मृत्या=વ્રતાદિના હમેશાં સ્મરણ વડે. सत्क्रिया=શુભ ક્રિયા. जातं=ઉત્પન્ન થએલા. भावं=ભાવને. न पातयेत्=ન પાડે. (પરન્તુ) अजातं=નહિ ઉત્પન્ન થએલા ભાવને. अपि=પણ. जनयेत्=ઉત્પન્ન કરે.

**"તે માટે વ્રતનું નિત્ય સ્મરણ, ગુણી જનોનું બહુમાન, વ્રતના પ્રતિપક્ષની જુગુપ્સા, પરિણામની આલોચના, તીર્થંકરની ભક્તિ, સુસાધુ પુરુષોની સેવા અને ઉત્તર ગુણની શ્રદ્ધા વડે અહીં સદા પ્રયત્ન કરવા યોગ્ય છે.**

**એ પ્રમાણે કરનારને જો ભાવ ઉત્પન્ન ન થયો હોય તો થાય છે અને થયો હોય તો તે કદી પણ પડતો નથી. તેથી બુદ્ધિમાન પુરુષે અહીં પ્રમાદનો ત્યાગ કરવો, સાવધાન થવું."**

સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર, ક્ષમા, માર્દવ–નમ્રતા, આર્જવ–સરલતા આદિ ગુણવાળા પુરુષોનું બહુમાન, પોતાનાથી અધિક ગુણવાળાનો આદર, આદિશબ્દથી દોષનો પશ્ચાત્તાપ, પાપની જુગુપ્સા, અતિચારોનું આલોચન; દેવ, ગુરુ અને સાધર્મિકની ભક્તિ, ઉત્તરગુણોની પ્રાપ્તિ વગેરે બધું ગ્રહણ કરવું. વળી પૂર્વે ગ્રહણ કરેલા વ્રતનું સ્મરણ, નવીન પ્રત્યાખ્યાન, સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, ગુરુવંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પચ્ચખ્ખાણ વગેરેના હમેશાં સ્મરણ વડે સત્ક્રિયા–શુભક્રિયા થાય છે. (આ સંબન્ધે પૂજ્ય હરિભદ્રાચાર્યવિરચિત વિંશતિકાની ત્રણ ગાથાઓ તથા તેનો અનુવાદ ઉપર ભાષાર્થમાં આવી ગયેલ હોવાથી અહીં આપવામાં આવેલ નથી.)

**"सुहपरिणामो णिच्चं चउसरणगमाई आयरं जीवो।**
**कुसलपयडीओ बंधइ बद्धाओ सुहाणुबंधाओ ॥"**

चउसरणपइन्नयं. गा० ५०.

"હમેશાં ચાર શરણનું ગ્રહણ કરવું ઇત્યાદિનું આચરણ કરતો શુભ પરિણામવાળો જીવ કર્મની શુભ પ્રકૃતિઓ બાંધે

છે અને પૂર્વે બાંધેલી અશુભ પ્રકૃતિઓ શુભ અનુબન્ધવાળી કરે છે".

ઇત્યાદિ ક્રિયાકલાપ ઉત્પન્ન થએલા સમ્યગ્જ્ઞાનાદિ સંવેગ અને નિર્વેદરૂપ ભાવને પડવા દેતા નથી, પરન્તુ નહિ ઉત્પન્ન થયેલા ધર્મધ્યાન અને શુકલધ્યાનાદિ ભાવને પણ ઉત્પન્ન કરે છે. શ્રેણિક અને કૃષ્ણ વગેરેને ગુણી જનના બહુમાનથી, મૃગાવતીને પશ્ચાત્તાપથી, આલોચના વડે અતિમુક્ત નિર્ગ્રન્થને, ગુરુભક્તિથી ચંડરુદ્રાચાર્યના શિષ્યને-ઇત્યાદિ અનેક મુનિઓને પરમાનન્દની પ્રાપ્તિ આગમમાં સંભળાય છે.

**क्षायोपशमिके भावे या क्रिया क्रियते तया।**
**पतितस्यापि तद्भावप्रवृद्धिर्जायते पुनः ॥६॥**

ક્ષાયોપશમિક ભાવે વર્તતાં તપ-સંયમને અનુકૂલ જે ક્રિયા કરાય છે, તે ક્રિયા વડે પડી ગયેલાને પણ તે ભાવની-ક્રિયાભાવની વૃદ્ધિ થાય છે. કહ્યું છે કે—

**"खाओवसमिगभावे दढजत्तकयं सुहं अणुट्ठाणं।**
**पडिवडियं पि हु जायइ पुणो वि तब्भाववुड्ढिकरं" ॥**

३ पंचाशक गा० ३४

**ક્ષાયોપશમિક ભાવમાં વર્તતાં દઢ યત્નથી કરેલું શુભ અનુષ્ઠાન પતિત-પડી ગએલાને પણ ફરીથી તે ક્ષાયોપશમિક ભાવની વૃદ્ધિ કરનાર થાય છે.**

1 क्षायोपशमिके भावे=ક્ષાયોપશમિક ભાવમાં. या=જે. क्रिया=તપ-સંયમને અનુકૂલ ક્રિયા. क्रियते=કરાય છે. तया=તે ક્રિયા વડે. पतितस्य=પડી ગયેલાને. अपि=પણ. पुनः=ફરીથી. तद्भावप्रवृद्धिः=તેના ભાવની વૃદ્ધિ. जायते=ઉત્પન્ન થાય છે.

ચારિત્રને અનુસરતા વીર્યનો ક્ષયોપશમ થવાથી જે વન્દન–નમસ્કારાદિ ક્રિયા કરાય છે તે ક્રિયાથી પતિત–ગુણથી પરાઙ્મુખ થએલા જીવને પણ ફરીથી તે ભાવની વૃદ્ધિ થાય છે. (એ સંબન્ધે 'खाओवसमिगभावे' ઇત્યાદિ ગાથા અને તેનો અર્થ ઉપર આવી ગયેલ હોવાથી અહીં આપવામાં આવેલ નથી.)

ઔદયિક ભાવમાં ક્રિયા થાય છે, પરન્તુ તેવા પ્રકારના ગુણની વૃદ્ધિ કરનારી થતી નથી. ઉચ્ચગોત્ર, સુભગનામ, આદેયનામ અને યશનામકર્મના ઉદયથી તથા અન્તરાય કર્મના ઉદયથી ઔદયિકી ક્રિયા થાય છે 'ઉચ્ચગોત્રના ઉદયથી તપ અને શ્રુત આદિનો લાભ થાય છે' તે પ્રજ્ઞાપના[1] સૂત્રથી જાણવું. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, દર્શનમોહનીય, ચારિત્રમોહનીય અને અન્તરાય કર્મના ક્ષયોપશમથી શુદ્ધ ધર્મને પ્રગટ કરવાને માટે જે ક્રિયા થાય છે તે આત્માના ગુણને પ્રગટ કરનારી છે.

હવે તે જ બાબતને દર્શાવે છે—

**गुणवृद्ध्यै ततः कुर्यात् क्रियामस्खलनाय वा ।**
**एकं तु संयमस्थानं जिनानामवतिष्ठते ॥७॥**

---

१ "उच्चागोत्तस्स कम्मस्स जीवेणं बद्धस्स जाव अट्ठविहे अणुभावे पन्नत्ते । तं जहा–१ जातिविसिट्ठया, २ कुलविसिट्ठया, ३ बलविसिट्ठया, ४ रूवविसिट्ठया, ५ तवविसिट्ठया, ६ सुयविसिट्ठया, ७ लाभविसिट्ठया, ८ इस्सरियविसिट्ठया ।"

જીવે બાંધેલા ઉચ્ચગોત્ર કર્મનો યાવત્ આઠ પ્રકારનો વિપાક કહેલો છે. તે આ પ્રમાણે–વિશિષ્ટ જાતિ, કુલ, બલ, રૂપ, તપ, શ્રુત, લાભ અને ઐશ્વર્ય. જુઓ પ્રજ્ઞાપના પદ ૨૬ પા. ૪૫૯

૨ ततः=તેથી. गुणवृद्ध्यै=ગુણની વૃદ્ધિ માટે. वा=અથવા. अस्ख-

**તે હેતુથી ગુણની વૃદ્ધિ કરવા માટે અથવા ગુણથી પડી ન જવાય તે માટે ક્રિયા કરવી જોઈએ. એક સંયમ-સ્થાન તો કેવલજ્ઞાનીને સ્થિર રહે છે.**

તેથી સ્વધર્મને પ્રગટ કરવાનું કારણ હોવાથી જ્ઞાનાદિ ગુણની વૃદ્ધિ-વિસ્તાર માટે, પરન્તુ આહાર વગેરે +પંદર સંજ્ઞા નિમિત્તે નહિ, તથા ગુણથી પડી ન જવાય તે માટે સત્પ્રવૃત્તિરૂપ ક્રિયા કરવી જોઈએ. ક્રિયારહિત સાધકપણામાં રહેવાને અસમર્થ છે. કારણ કે વીર્યનું ચપલપણું છે. ક્રિયાવાળાને સત્ક્રિયામાં જોડેલું વીર્ય પડવા માટે થતું નથી. અન્યથા અનાદિ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થયેલો જીવ ગુણથી પતિત થાય છે અને ક્રિયા વડે ઉત્તરોત્તર વિશુદ્ધ સ્થાનને પ્રાપ્ત થાય છે એમ આગમમાં સંભળાય છે. એક અપ્રતિપાતી ( નહિ પડવાના સ્વભાવવાળું ) પૂર્ણ સ્વરૂપની એકતારૂપ સંયમસ્થાન જિનોને એટલે ક્ષાયિક જ્ઞાન અને ચારિત્રવાળાને હોય છે, બીજાને હોતું નથી. આ હેતુથી સાધકે નવીન ગુણોની વૃદ્ધિ માટે ક્રિયા કરવી જોઈએ. માટે નિર્ગ્રન્થો વનમાં વસે છે, ચૈત્યની યાત્રા માટે નન્દી-શ્વરાદિ દ્વીપોમાં જાય છે, શરીરના મમત્વનો ત્યાગ કરે છે,

---

स्खलनाय=નહિ પડવા માટે. क्रियां=ક્રિયા. कुर्यात्=કરવી જોઈએ. एकं=એક. संयमस्थानं तु=સંયમનું સ્થાનક તો. जिनानां=કેવલજ્ઞાનીને. अवतिष्ठते=રહે છે.

+ ૧ આહાર, ૨ ભય, ૩ મૈથુન, ૪ પરિગ્રહ, ૫ ક્રોધ, ૬ માન, ૭ માયા, ૮ લોભ, ૯ ઓઘ, ૧૦ લોક, ૧૧ સુખ, ૧૨ દુઃખ, ૧૩ મોહ, ૧૪ શોક, ૧૫ જુગુપ્સા અને ૧૬ ધર્મ—એ સોળ સંજ્ઞાઓ છે. તેમાં ધર્મસંજ્ઞા સિવાયની પંદર સંજ્ઞા અહીં લેવી.

વીરાસનવડે શરીરને સંકોચે છે, અનશન કરવામાં ઉત્સુક થયેલા સંલેખના કરે છે–શરીરને કૃશ કરે છે તથા પરિહારવિશુદ્ધિ અને જિનકલ્પાદિ અભિગ્રહોને ગ્રહણ કરે છે.

**वचोऽनुष्ठानतोऽसङ्गक्रियासंगतिमङ्गति ।**
**सेयं ज्ञानक्रियाऽभेदभूमिरानन्दपिच्छला ॥८॥**

**વચનાનુષ્ઠાનથી નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગ ક્રિયાની યોગ્યતાને પ્રાપ્ત થાય છે. તે આ જ્ઞાન–ક્રિયાની અભેદ ભૂમિકા છે. કારણ કે અસંગ ભાવરૂપ ક્રિયા શુદ્ધ ઉપયોગ અને શુદ્ધ વીર્યોલ્લાસની સાથે તાદાત્મ્ય (તન્મયતા) ધારણ કરે છે. વળી તે અભેદ ભૂમિકા સ્વાભાવિક આનન્દ રૂપ અમૃતરસથી આર્દ્ર–ભીંજાયેલી છે.**

વિષ, ગર અને અન્યોન્યાનુષ્ઠાનથી દૂષિત ક્રિયા સંસારનું કારણ છે, તેથી જે ક્રિયા સાધનનો હેતુ છે તેને કહે છે–વચન એટલે અરિહંતની આજ્ઞા, તેને અનુસરીને થતી ક્રિયા ધર્મનું કારણ થાય છે. કારણ કે—

**"प्रशान्तचित्तेन गभीरभावेनैवादृता सा सफला क्रिया च ।**
**अंगारवृष्टेः सहसा न चेष्टा नासंगदोषैकगुणप्रकर्षा ॥"**

"અતિ શાન્ત ચિત્તથી અને ગંભીર ભાવથી આદર પૂર્વક કરાયેલી ક્રિયા તે સફલ ક્રિયા છે. પણ [2]અંગારવૃષ્ટિથી

[1] वचोऽनुष्ठानतः=વચનાનુષ્ઠાનથી. असंगक्रियासंगतिं=અસંગક્રિયાની યોગ્યતાને. अङ्गति=પામે છે. सा=તે. इयं=આ (અસંગક્રિયા) ज्ञानक्रियाऽभेदभूमिः=જ્ઞાન અને ક્રિયાની અભેદભૂમિ–એકતારૂપ છે. (અને) आनन्दपिच्छला=આત્માના આનન્દ વડે આર્દ્ર–ભીંજાયેલી છે.

[2] જે ક્રિયા કરતો હોય તેથી અન્ય ક્રિયામાં પ્રમોદ થવો તે

કે અનાભોગથી કરાયેલી, તથા એક ગુણના પ્રકર્ષ (ઉત્કર્ષ) કરનારી આસંગદોષવાળી ક્રિયા ઇષ્ટ નથી.”

વિષ, ગર અને અન્યોન્યાનુષ્ઠાનના ત્યાગથી શ્રીમદ્ વીતરાગ ભગવંતના વચનને અનુસારે ઉત્સર્ગ અને અપવાદની અપેક્ષાવાળી વચનાનુષ્ઠાન ક્રિયા કરવાથી નિર્વિકલ્પ અને સહજ સ્વરૂપ અસંગ ક્રિયાનો યોગ પામે છે. વચનક્રિયાવાળો અનુક્રમે અસંગક્રિયા પામે છે એ તાત્પર્ય છે. તે અસંગક્રિયા જ જ્ઞાનક્રિયાની અભેદભૂમિ જાણવી. અસંગક્રિયા રૂપ ભાવક્રિયા શુદ્ધોપયોગ અને શુદ્ધ વીર્યોલ્લાસના તાદાત્મ્યભાવને ધારણ કરે છે. 'જ્ઞાન અને વીર્યની એકતા જ જ્ઞાન-ક્રિયાનો અભેદ છે'. એ કથનથી 'જ્યાં સુધી ગુણની પૂર્ણતા ન થાય ત્યાં સુધી નિરનુષ્ઠાન (વચનાનુષ્ઠાન) રૂપ ક્રિયા કરવી જોઇએ' એમ જણાવ્યું. તત્ત્વજ્ઞાની ક્રિયાનો નિષેધ કરતા નથી, પરન્તુ ક્રિયાદિ શુદ્ધ રત્નત્રયીરૂપ ધર્મનું સાધન કરવામાં કારણ હોવાથી ધર્મરૂપે માને છે. મુખ્ય ધર્મ તો આત્મામાં જ છે. એ સંબન્ધે પૂજ્ય હરિભદ્રસૂરિએ દશવૈકાલિક સૂત્રની ટીકામાં કહ્યું છે. “धर्मसाधनत्वाद् धर्मः” ધર્મનું સાધન હોવાથી ધર્મ છે. એથી દ્રવ્યક્રિયાને ધર્મરૂપે

અંગારવૃષ્ટિ નામનો ચિત્તનો દોષ છે. જેમકે સામાયિક કરતો હોય ત્યારે તેને જિનપૂજામાં પ્રીતિ થવી. અહીં પ્રસ્તુત અનુષ્ઠાનમાં અનાદર હોવાથી તે દોષરૂપ છે. જે ક્રિયા કરતો હોય તેમાં 'આ જ સુન્દર છે' એવા એક ગુણના પ્રકર્ષવાળી ક્રિયા આસંગદોષયુક્ત છે. આસંગદોષસહિત ક્રિયા ગૌતમસ્વામીની ગુરુભક્તિના દૃષ્ટાન્તથી તે જ ગુણસ્થાનકમાં સ્થિતિ કરાવે છે, પણ મોહના નાશ દ્વારા કેવલજ્ઞાનની ઉત્પત્તિ માટે સમર્થ થતી નથી.

માને છે તે કારણમાં કાર્યનો ઉપચાર જ છે. એવા પ્રકારની શ્રદ્ધારહિત જીવોને ક્રિયા ધર્મનો હેતુ થતી નથી. ષષ્ટિશતકમાં કહ્યું છે કે—

"बहुगुणविज्जानिलओ उस्सुत्तभासी तहा वि मुत्तव्वो।
जह पवरमणिजुत्तो विग्घकरो विसहरो लोए ॥१८॥"

"ઉત્સૂત્રભાષી બહુ ગુણવાળો અને વિદ્વાન હોય તો પણ તેનો ત્યાગ કરવો. જેમ વિષધર શ્રેષ્ઠ મણિયુક્ત હોય તો પણ લોકમાં વિઘ્ન કરનાર ગણાય છે. એટલે તે ત્યાગવા યોગ્ય છે." તથા આચારાંગ સૂત્રમાં 'ભય અને વિચિકિત્સામાં સંયમ નથી' એમ કહ્યું છે. એથી અસંગ ક્રિયાનું નિમિત્ત હોવાથી નિરનુષ્ઠાન-વચનાનુષ્ઠાનરૂપ ક્રિયા કરવા યોગ્ય છે. આ અસંગક્રિયા સ્વાભાવિક આનન્દરૂપ અમૃત રસથી ભીંજાયેલી છે. આ કારણથી આત્મતત્ત્વના અનુભવનો આનન્દ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળાએ સત્પ્રવૃત્તિરૂપ અને અસત્પ્રવૃત્તિના ત્યાગરૂપ નિરનુષ્ઠાન ક્રિયા દ્રવ્યથી અને ભાવથી સ્યાદ્‌વાદરૂપ સ્વગુણને અનુકૂલ વીર્યની વૃદ્ધિ કરનારી, અને નવીન ગુણને પ્રગટ કરનારી, આત્મતત્ત્વમાં તન્મયતા રૂપ ક્રિયા સંયમસ્થાન ઉપર ચઢવા માટે સાધ્યના સાપેક્ષપણે પ્રતિસમય કરવા યોગ્ય છે. એથી "ज्ञानक्रियाभ्यां मोक्षः" જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે–એ નિર્ધારણ કરવા યોગ્ય છે. દ્રવ્ય-ક્રિયામાં ઉદ્યમવંત જીવ ભાવ ક્રિયાવાળો થાય છે અને ભાવક્રિયાથી આત્મા સ્વરૂપનું ભાજન થાય છે.

## ૧૦ तृप्त्यष्टक

**[1]पीत्वा ज्ञानामृतं भुक्त्वा क्रियासुरलताफलम् ।**
**साम्यताम्बूलमास्वाद्य तृप्तिं यान्ति परां मुनिः ॥१॥**

**જ્ઞાનરૂપ અમૃત પીને, ક્રિયારૂપ સુરલતા-કલ્પવલ્લીના ફળને ખાઇને અને સમતા પરિણામરૂપ તામ્બૂલને આસ્વાદીને-ચાખીને મહાસાધુ ઉત્કૃષ્ટ તૃપ્તિ પામે છે.**

ક્રિયા કરનારા જીવો કદાચિત્ મદ અને લોભના આવેશથી સદ્ અભ્યાસને નિષ્ફળ કરે છે, તેથી ક્રિયાષ્ટક બાદ કષાયના ત્યાગપૂર્વક સ્વરૂપના અનુભવથી ઉત્પન્ન થયેલ તૃપ્તિરૂપ અષ્ટકનું વર્ણન કરવામાં આવે છે. અહીં તૃપ્તિ નામ આદિ ભેદથી ચાર પ્રકારની છે. તેમાં કોઇ જીવ કે અજીવનું 'તૃપ્તિ' એવું નામ કરાય તે તૃપ્તિ શબ્દથી બોલાવવા રૂપ નામતૃપ્તિ. અક્ષરોથી લખવા રૂપ તે સ્થાપના તૃપ્તિ. તૃપ્તિ પદના અર્થને જાણનાર, પણ તેમાં ઉપયોગ-રહિત તે આગમથી દ્રવ્યતૃપ્તિ. નોઆગમથી દ્રવ્યતૃપ્તિ જ્ઞશરીર, ભવ્યશરીર અને તદ્વ્યતિરિક્તના ભેદથી ત્રણ પ્રકારે છે. તૃપ્તિ પદના અર્થને જાણનાર મુનિ વગેરેનું અચેતન શરીર તે જ્ઞશરીર, ભવિષ્યમાં તૃપ્તિપદના અર્થને જાણનાર લઘુ શિષ્ય વગેરે ભવ્યશરીર અને દ્રવ્યથી એટલે આહાર, ધન અને ઉપકરણ વડે તૃપ્તિ તે તદ્વ્યતિરિક્ત

---

૧ ज्ञानामृतं=જ્ઞાનરૂપ અમૃત. पीत्वा=પીને. क्रियासुरलताफलं=ક્રિયા રૂપ કલ્પવેલના ફળને. भुक्त्वा=ખાઇને. साम्यताम्बूलं=સમભાવરૂપ તામ્બૂલને. आस्वाद्य-ચાખીને. मुनि=સાધુ. परां=અત્યન્ત. तृप्तिं=તૃપ્તિ. यान्ति=પામે છે.

દ્રવ્યતૃપ્તિ કહેવાય છે. તૃપ્તિપદના અર્થને જાણનાર અને તેમાં ઉપયોગવંત હોય તે આગમથી ભાવતૃપ્તિ અને સ્વરૂપથી જ્ઞાનાનન્દ વડે પૂર્ણ અને નિરન્તર સહજ આત્માનન્દના અનુભવ કરનારને નોઆગમથી ભાવતૃપ્તિ હોય છે. નૈગમનયથી જીવ અને અજીવ વડે તૃપ્તિ, સંગ્રહ અને વ્યવહારનયવડે ગ્રહણ કરવા યોગ્ય દ્રવ્યની પ્રાપ્તિમાં તૃપ્તિ, ઋજુસૂત્રનયથી ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિમાં તૃપ્તિ અને શબ્દાદિ નયોની અપેક્ષાએ નિરાવરણ અને પૂર્ણ સ્વસ્વરૂપને નિર્વિઘ્નપણે ઉપભોગ કરવાથી તૃપ્તિ જાણવી. આ પદ્ધતિ [1]ઓઘનિર્યુક્તિની ટીકામાં અહિંસામાં નયની વિચારણા

---

૧ ઓઘનિર્યુક્તિની ટીકામાં અહિંસા અને હિંસા સંબન્ધે નીચે મુજબ નયની વિચારણા કરી છે—

નૈગમ નયના મતે જીવ અને અજીવને વિષે હિંસા છે. લોકમાં એમ કહેવાય છે કે એણે જીવનો નાશ કર્યો, એણે ઘટનો નાશ કર્યો. અહીં બંને ય હિંસા શબ્દનો સંબન્ધ હોવાથી નૈગમ નયના મતે જીવ અને અજીવમાં હિંસા છે. અહિંસા પણ એમ જ જાણવી. સંગ્રહ અને વ્યવહાર નયના મતે છ જીવનિકાયમાં હિંસા છે. અહીં દેશગ્રાહી—વિશેષગ્રાહી સંગ્રહ કે નૈગમની અન્તર્ગત સામાન્યરૂપ સંગ્રહ જાણવો, વ્યવહાર નય સ્થૂલ વિશેષને ગ્રહણ કરનાર અને લોકમાં વ્યવહાર કરવાના સ્વભાવવાળો છે. તે સંબન્ધે કહે છે કે— લોક ઘણું કરીને છ જીવનિકાયમાં જ હિંસા માને છે. ઋજુસૂત્ર નય પ્રત્યેક જીવમાં જુદી જુદી હિંસા માને છે. શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નય આત્માને જ હિંસારૂપ અને આત્માને જ અહિંસારૂપ માને છે. એ નિશ્ચય નયનો અભિપ્રાય છે, કારણ કે જે પ્રમાદયુક્ત જીવ છે તે હિંસક છે અને જે પ્રમાદરહિત છે તે અહિંસક છે— જુઓ ઓઘનિર્યુક્તિ ગાથા ૭૫૮ ની ટીકા.

કરી છે તેની પેઠે જાણવી. અહીં કારણરૂપે નામ વગેરે ત્રણ નિક્ષેપો નૈગમાદિ નયને માન્ય છે. વાસ્તવિક રીતે શબ્દાદિ નયને માન્ય ભાવનિક્ષેપરૂપ તૃપ્તિ ગ્રહણ કરવા યોગ્ય છે. તે સાધનકાળે અપવાદથી ઉત્પન્ન થયેલી અને સિદ્ધ અવસ્થામાં ઔત્સર્ગિક તૃપ્તિ ગ્રહણ કરવા યોગ્ય છે. હવે તે તૃપ્તિ સંબન્ધે કહે છે—

સાવદ્ય-પાપયુક્ત ભાષા નહિ બોલનારા, પોતાના આત્માના અનુભવમાં લીન થયેલા, મુનિ યથાર્થ પોતાને અને પરપદાર્થના સ્વરૂપને પ્રકાશ કરનાર જ્ઞાનામૃતનું પાન કરીને, એટલે શુદ્ધ, અત્યન્ત, નિરવચ્છિન્ન જ્ઞાનધારા વડે પરીક્ષા કરાયેલા હેય અને ઉપાદેય વસ્તુના અવલોકનનો ઉપયોગ કરીને; શુભયોગની પ્રવૃત્તિરૂપ ક્રિયા એટલે તત્ત્વના પ્રગટ થવાથી રાગદ્વેષાદિ વિભાવના અભાવ વડે ભાવિત ચેતના અને શ્રદ્ધાપૂર્વક વીર્યની પ્રવૃત્તિ, તે રૂપ કલ્પવલ્લીના ફળને એટલે સ્થિરતાથી આત્માના અનુભવ રૂપ ફળને ખાઈને; શુભ અને અશુભ પુદ્‌ગલાદિમાં સમભાવરૂપ તામ્બૂલને આસ્વાદીને ઉત્કૃષ્ટ તૃપ્તિ પામે છે. સાંસારિક ઉપાધિરૂપ પુદ્‌ગલથી ઉત્પન્ન થયેલ વિભાવ વડે ભાવિત છે આત્મા જેનો એવા, અનાદિ મિથ્યાત્વ, અજ્ઞાન અને અસત્ક્રિયામાં રાગ-દ્વેષ સહિત એવા આત્માને, જગતની એઠ જેવા અને નહિ ભોગવવા લાયક વર્ણાદિના અનુભવમાં મગ્ન હોવાથી જે આરોપિત તૃપ્તિ થાય છે, તે ખરેખર તૃપ્તિ નથી, કારણ કે તેની પ્રાપ્તિ થયા છતાં પણ તૃષ્ણા વધતી જાય છે અને તેથી તૃપ્તિ થતી નથી. નિરન્તર આનન્દના અનુભવથી જ તૃપ્તિ થાય છે. એથી જ

સત્પુરુષો વિજળીના જેવા ચપલ સ્ત્રીના વિલાસોને તજે છે, ઉદયમાં આવેલા પુણ્યવિપાકોને નિન્દે છે, ભોગની આસક્તિવાળા પુરુષના સંગનો ત્યાગ કરે છે, શરીર ઉપરના રાગને દૂર કરે છે, સ્વાધ્યાય અને અધ્યયન વડે તત્ત્વશ્રવણ, મનન, નિદિધ્યાસનના અભ્યાસમાં પ્રવેશ કરે છે અને પરમ અવસ્થાને ઉત્તમ માને છે.

ફરીથી નિત્ય તૃપ્તિની વ્યાખ્યા કરે છે—

**स्वगुणैरेव तृप्तिश्चेदाकालमविनश्वरी।**
**ज्ञानिनो विषयैः किं तैर्यैर्भवेत्तृप्तिरित्वरी ॥२॥**

**જો જ્ઞાની પુરૂષને પોતાના દર્શન, જ્ઞાન અને ચારિત્રગુણ વડે જ સદાકાળ વિનાશ ન પામે તેવી તૃપ્તિ હોય તો જે વિષયો વડે થોડા કાળની તૃપ્તિ થાય તે વિષયોનું શું પ્રયોજન છે? અર્થાત્ કંઇ પણ નથી.**

જો ચૈતન્યના સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવભૂત એવા અમૂર્ત, અસંગ, અનાકુલ અને ચિદાનન્દરૂપ પોતાના ગુણોથી જ (જકાર અન્યયોગનો નિષેધ કરવા માટે છે) એટલે પરગુણોથી નહિ એવી, ભવિષ્યકાળે પણ વિનાશ રહિત, સ્વાભાવિક હોવાથી નિત્ય તૃપ્તિ યથાર્થરૂપે તત્ત્વને જાણનારા જ્ઞાની પુરૂષોને હોય તો તેમને સ્પર્શ, રસ, વર્ણ, ગન્ધ અને શબ્દરૂપ વિષયોનું શું કામ છે? કંઇ

૧ चेत्=જો. ज्ञानिनः=જ્ઞાનીને. स्वगुणैः=પોતાના જ્ઞાનાદિગુણો વડે. एव=જ. आकालं=હમેશાં. अविनश्वरी=વિનાશ નહિ પામે તેવી. तृप्तिः=તૃપ્તિ. भवेत्=થાય. (તો) यैः=જે વિષયો વડે. इत्वरी=થોડા કાળની. तृप्तिः=તૃપ્તિ થાય છે. तैः=તે વિષયોનું. किम्=શું પ્રયોજન છે.

પણ નથી. જે સ્વરૂપના અનુભવી છે તે વિભાવના હેતુરૂપ ઇન્દ્રિયના વિષયોને ગણતા નથી. જે શબ્દાદિ વિષયો વડે થોડા કાળની ઔપચારિક તૃપ્તિ થાય તેવા પરવસ્તુના વિલાસરૂપ વિષયોનું સ્પર્શજ્ઞાનવાળાને શું પ્રયોજન છે? અર્થાત્ કંઈ પણ નથી. પર વસ્તુનો વિલાસ બન્ધનું કારણ છે. તાત્પર્ય એ છે કે અનેકવાર વિષયો ભોગવ્યા, તો પણ આત્મસ્વરૂપ પ્રાપ્ત ન થયું, તેમ એ વિષયો સુખના કારણ પણ થતા નથી, પરન્તુ તેમાં કૃત્રિમ સુખની બુદ્ધિ થાય છે. તેથી સ્વરૂપના રસિક પુરૂષોને વિષય તરફ વૃત્તિ જ હોતી નથી. એ હેતુથી આત્માના ગુણો વડે જ તૃપ્તિ કરવા યોગ્ય છે.

તે જ તૃપ્તિનો વિચાર કરે છે—

**यां शान्तैकरसास्वादाद् भवेत् तृप्तिरतीन्द्रिया ।**
**सा न जिह्वेन्द्रियद्वारा षड्रसास्वादनादपि ॥३॥**

**શાન્તરૂપ અદ્વિતીય રસના આસ્વાદ-અનુભવથી જે ઇન્દ્રિયને અગોચર કેવલ અનુભવગમ્ય તૃપ્તિ થાય છે તે જિહ્વેન્દ્રિય વડે ષટ્રસના આસ્વાદથી પણ થતી નથી. બીજી સર્વ તૃપ્તિથી જ્ઞાનતૃપ્તિ અધિક દેખાડી એ વ્યતિરેકાલંકાર છે.**

જે શાન્ત રસના અનુભવથી ઇન્દ્રિયના વિષયરહિત

---

૧ शान्तैकरसास्वादात्=જે શાન્તરૂપ અદ્વિતીય રસના અનુભવથી. अतीन्द्रिया=ઇન્દ્રિયને અગોચર. या=જે. तृप्तिः=તૃપ્તિ. भवेत्=થાય છે. सा=તે. जिह्वेन्द्रियद्वारा=જિહ્વેન્દ્રિય વડે. षड्रसास्वादनात्=છ રસના ભોજનથી. अपि=પણ. न=થતી નથી.

તૃપ્તિ થાય છે, તે તીખા, ખાટા, મધુર, તુરા, ખારા અને કડવા રસના ભોજનથી જિહ્વેન્દ્રિયદ્વારા થતી નથી. કારણ કે જીભ વડે પૌદ્‌ગલિક રસનો અનુભવ થાય છે. આત્મ સ્વરૂપનો અનુભવી અને પુદ્‌ગલના ગુણોને જાણનાર છે પણ તેનો ભોક્તા નથી. પુદ્‌ગલના ગુણો ભોગવવા યોગ્ય નથી જ. મોહના ઉદયથી અને આહારસંજ્ઞાથી રસનું આસ્વાદન થાય છે, પણ સ્વરૂપથી થતું નથી. સ્વરૂપ તે જ્ઞાનના અનુભવરૂપ છે. માટે આત્મગુણના અનુભવથી તૃપ્તિ થાય છે, પણ પુદ્‌ગલગુણના અનુભવથી થતી નથી.

**संसारे स्वप्नवन्मिथ्या तृप्तिः स्यादाभिमानिकी ।**
**तथ्या तु भ्रान्तिशून्यस्य साऽऽत्मवीर्यविपाककृत् ॥१**

**જેમ સ્વપ્નમાં મોદક ખાધા, દીઠા, તેથી તૃપ્તિ ન થાય તેમ સંસારમાં અભિમાનસિદ્ધ–માની લીધેલી જુઠી તૃપ્તિ થાય છે. સાચી તૃપ્તિ તો મિથ્યાજ્ઞાન રહિત સમ્યગ્દૃષ્ટિને હોય છે. તે તૃપ્તિ આત્માના વીર્યનો પરિપાક–પુષ્ટિ કરનારી હોય છે. તૃપ્તિનું લક્ષણ વીર્યની પુષ્ટિ છે.**

દ્રવ્યથી ચારગતિરૂપ અને ભાવથી મિથ્યાત્વાદિ વિભાવરૂપ સંસારમાં મિથ્યા અભિમાનથી ઉત્પન્ન થયેલી એટલે પુદ્‌ગલાદિની પ્રાપ્તિમાં માન્યતારૂપ તૃપ્તિ હોય છે. તે સ્વપ્નની પેઠે મિથ્યા–અસત્ય કલ્પનારૂપ છે. કારણ કે અજ્ઞાની

૧ स्वप्नवद्=સ્વપ્નની પેઠે. संसारे=સંસારમાં. आभिमानिकी=અભિમાન–માન્યતાથી થએલી. तृप्तिः=તૃપ્તિ. स्याद्=હોય છે. ( પણ तथ्या तु=સાચી તૃપ્તિ તો. भ्रान्तिशून्यस्य=મિથ્યા જ્ઞાન રહિતને હોય છે सा=તે. आत्मवीर्यविपाककृत्=આત્માના વીર્યને પુષ્ટિ કરનાર છે.

અને તૃષ્ણાની જાળમાં ગુંથાએલો જીવ પોતાની કલ્પના વડે કલ્પિત ઇષ્ટતાથી ઇચ્છેલા પુદ્ગલસ્કન્ધની પ્રાપ્તિમાં 'અહો ! મને મણિ અને રત્નાદિનો નિધિ પ્રાપ્ત થયો, વળી દુઃખના સમયે મધુર વચન બોલવામાં ચતુર એવો સ્વજનસમુદાય પણ મળ્યો' એવી માન્યતાથી તૃપ્ત થાય છે. પરન્તુ તે કલ્પનારૂપ હોવાથી, કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલ હોવાથી, પર વસ્તુ હોવાથી અને આત્માની સત્તા-સ્વરૂપને રોકનારા આઠ પ્રકારના કર્મબન્ધના કારણ રાગ-દ્વેષને ઉત્પન્ન કરનાર હોવાથી દુઃખરૂપ જ છે. તેથી જે તૃપ્તિ થાય છે તે ઝાંઝવાના જળ જેવી અને સુખનું કારણ થતી નથી. પરન્તુ મિથ્યાજ્ઞાનરહિત, સમ્યગ્જ્ઞાનના ઉપયોગવાળા અને આત્મતત્ત્વને અભિમુખ થયેલા જ્ઞાની પુરુષને સ્વભાવના પ્રગટ થવાથી આત્મગુણના અનુભવરૂપ તૃપ્તિ સુખનું કારણ થાય છે. તે તૃપ્તિ આત્માના વીર્યની પુષ્ટિ કરનારી છે. તાત્પર્ય એ છે કે સ્વભાવરૂપ ગુણના અનુભવથી થયેલી તૃપ્તિ આત્માના સહજ વીર્યને પુષ્ટ કરે છે અને તેના સામર્થ્યથી ગુણો પ્રગટ થાય છે. માટે સદ્ગુરુના ચરણની સેવા, આગમનું શ્રવણ અને તત્ત્વનું ગ્રહણ વગેરે કારણોથી આધ્યાત્મિક તૃપ્તિ કરવા યોગ્ય છે, એ ઉપદેશ છે.

**[1]पुद्गलैः पुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना ।**
**परतृप्तिसमारोपो ज्ञानिनस्तन्न युज्यते ॥५॥**

1 पुद्गलैः=પુદ્ગલો વડે. पुद्गलाः=પુદ્ગલો. तृप्तिं=પુદ્ગલના ઉપચયરૂપ તૃપ્તિને. यान्ति=પામે છે. आत्मना=આત્માના ગુણ વડે. आत्मा=આત્મા. तृप्तिं=તૃપ્તિ. यान्ति=પામે છે. तत्=તે કારણથી. ज्ञानिनः=

**પુદ્ગલો વડે પુદ્ગલો ઉપચયલક્ષણ તૃપ્તિ પામે છે. વળી આત્મગુણપરિણામથી આત્મા તૃપ્તિ પામે છે. તે કારણથી પર પુદ્ગલની તૃપ્તિનો સમારોપ–આત્મામાં ઉપચાર અભ્રાન્ત જ્ઞાનવન્તને ઘટતો નથી. અન્ય દ્રવ્યનો ધર્મ પરમાં–અન્યમાં આરોપે તે સમ્યગ્જ્ઞાની કેમ કહેવાય ?**

શરીર, ધન, વસ્ત્ર, ભોજન અને સ્વજનાદિરૂપ પુદ્ગલો વડે શરીરાદિ પુદ્ગલો પુદ્ગલના ઉપચયરૂપ તૃપ્તિ પામે છે. એટલે પુદ્ગલોપચયથી વૃદ્ધિ પામે છે, અને અમૂર્ત જ્ઞાનાનન્દસ્વરૂપ આત્મા જ્ઞાન, ચારિત્ર અને આનન્દાદિરૂપ આત્મગુણપરિણામથી તૃપ્તિ પામે છે. સ્વરૂપના અનુભવમાં રસિક પુરૂષોને સ્વરૂપના અનુભવ વડે જ તૃપ્તિ થાય છે. તે કારણથી અનેકાન્તરૂપ અનન્તધર્માત્મક સ્વ–પર પદાર્થની પરીક્ષામાં કુશળ એવા જ્ઞાની પુરૂષને પુદ્ગલોની તૃપ્તિમાં આત્માની તૃપ્તિને માનવારૂપ ભ્રાન્તિથી થએલ અભિમાન ઘટતું નથી.

તાત્પર્ય એ છે કે સમ્યગ્જ્ઞાનથી યથાર્થ બોધવાળા જ્ઞાની, આત્મામાં આત્મધર્મને જ સ્વીકારે છે. પરવસ્તુ પરસ્વરૂપે હોવાથી પરવસ્તુમાં પરધર્મનું સ્થાપન કરે છે અને સ્વધર્મ સ્વસ્વરૂપે હોવાથી પોતાનામાં સ્વધર્મનું સ્થાપન કરે છે. આ કારણથી સમ્યગ્દૃષ્ટિ પૌદ્ગલિક ઉપચયમાં રાગ કરતો નથી. પુદ્ગલના અનુભવમાં સુખ લાગે છે તે મિથ્યાજ્ઞાન છે. કહ્યું છે કે–

---

સમ્યગ્જ્ઞાનવંતને. परतृप्तिसमारोपः=પુદ્ગલની તૃપ્તિમાં આત્માનો ઉપચાર. न युज्यते=ઘટતો નથી.

**"तवइ तवं चरइ चरणं सुअं पि नव पुव्व जाव अब्भसइ।
जा परसुहे सुहत्तं ता नो सम्मत्तविन्नाणं ॥"**

"તપ તપે, ચારિત્ર આચરે અને શ્રુતનો પણ નવ પૂર્વ સુધી અભ્યાસ કરે, પરન્તુ જ્યાં સુધી પર વસ્તુથી થતા સુખમાં સુખબુદ્ધિ છે ત્યાં સુધી સમ્યગ્જ્ઞાન નથી"

વળી પૂજ્ય હરિભદ્રસૂરિએ કહ્યું છે કે–

**"सुअवं सीलवं चाई जिणमग्गायरणारई।
परं वा परसंगं वा धम्मं मन्नइ जो जडो ॥"**

શ્રુતજ્ઞાની, શીલવંત, ત્યાગી અને જિનમાર્ગની આચરણામાં પ્રીતિવાળો જે પરવસ્તુને કે પરવસ્તુના સંગને ધર્મ માને તે જડ–અવિવેકી સમજવો."

આત્માના જે જ્ઞાનાદિ ગુણો સહજ સ્વરૂપ છે તે ધર્મ છે એ તાત્પર્ય સમજવું.

**[1]मधुराज्यमहाशाकाग्राह्ये बाह्ये च गोरसात्।
परब्रह्मणि तृप्तिर्या जनास्तां जानतेऽपि न ॥६॥**

**મધુ-राज्य=મનોહર રાજ્યની महाशाक=મોટી આશાઓ છે જેને એવા પુરુષથી અગ્રાહ્ય–અપ્રાપ્ય–ન પ્રાપ્ત થઈ શકે**

---

૧ मधु–राज्य–महाशाका–ग्राह्ये=મનોહર રાજ્યમાં મોટી આશા જેઓને છે એવા પુરુષો વડે ન પ્રાપ્ત થઈ શકે એવા. गोरसाद्=વાણીથી बाह्ये=બહાર–અગોચર. परब्रह्मणि=પરમાત્માને વિષે. या=જે तृप्तिः=તૃપ્તિ થાય છે. तां=તેને. जनाः=લોકો. जानतेऽपि न=જાણતા પણ નથી. ભોજન मधुराज्य=મિષ્ટ ઘી અને महाशाक=મોટાં શાકોથી ગ્રહણ કરવા યોગ્ય છે અને गोरस=દૂધ–દહીં વગેરેથી બાહ્ય નથી.

**એવા અને ગોરસાત્=વાણીના રસથી બહાર પરબ્રહ્મમાં જે તૃપ્તિ છે તેને લોકો જાણતા પણ નથી, તો પામે ક્યાંથી?**

**ભોજનાદિમાં જે તૃપ્તિ છે તે મધુર-आज्य=મિષ્ટ ઘી અને મોટા શાકથી ग्राह्य=ગ્રહણ કરવા યોગ્ય છે અને ગોરસથી (દૂધ-દહીં વગેરેથી) બાહ્ય નથી. "भोजने व्यञ्जनोपेते को रसो गोरसोज्झिते" "શાકાદિ સહિત પણ ગોરસ વિનાના ભોજનમાં શો રસ છે?" એ વચનથી જાણી લેવું. પરબ્રહ્મ તો ગોરસ-વાણીથી બાહ્ય છે. "यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह" જેથી મનસહિત વાણી પ્રાપ્ત થયા સિવાય પાછી ફરે છે-એવું વેદવાક્ય છે. 'अपयस्स पयं नत्थि" પદ રહિત આત્માના સ્વરૂપને કહેવા માટે કોઇ પણ પદ સમર્થ નથી. ઇત્યાદિ સિદ્ધાન્તના વચનથી જાણવું. એ બે અર્થ કહ્યા. અહીં વ્યતિરેકાલંકાર છે.**

અમૂર્ત, અનન્ત વિજ્ઞાનઘન અને અમૃતસ્વરૂપ પરબ્રહ્મમાં સ્વરૂપથી સમભાવને પ્રાપ્ત કરવાથી આનન્દ અને ચૈતન્યના વિલાસરૂપ જે તૃપ્તિ થાય છે એવી શુદ્ધ, અત્યન્ત, ઐકાન્તિક અધ્યાત્મસ્વભાવને અનુભવ કરવારૂપ તૃપ્તિને લોકો જાણતા પણ નથી, જેનું જ્ઞાન પણ નથી, તેનો અનુભવ તો ક્યાંથી હોય? જે તૃપ્તિ મધુર આજ્ય-ઘી અને મોટા શાકોથી ગ્રહણ કરવા યોગ્ય અને ગોરસથી-દૂધ-દહીં વગેરેથી યુક્ત એવા ભોજનમાં નથી. મધુ-મિષ્ટ રાજ્યને વિશે મોટી આશા જેને છે એવા પરિગ્રહ અને ઐશ્વર્યની અભિલાષા કરનારા વડે નહિ પ્રાપ્ત કરવા યોગ્ય અને ગોરસ વાણીથી બાહ્ય એટલે વાણીને અગોચર, કારણકે જેથી મન સહિત વાણી પાછી ફરે છે-એટલે જે મન અને વાણીને અગોચર છે એવું ઉપનિષદ્નું કથન છે. વળી

આચારાંગસૂત્રમાં "अपयस्स पयं नत्थि" પદરહિત એવા આત્માનું સ્વરૂપ જણાવવાને કોઈ પદ સમર્થ નથી એમ કહ્યું છે. આ પ્રકારના પરબ્રહ્મમાં–પરમાત્મામાં જે તૃપ્તિ મળે છે તેને લોકો જાણી શકતા પણ નથી. માટે પુદ્ગલોના હજારો ઉપચારોથી તૃપ્તિ પ્રાપ્ત થતી નથી.

**विषयोर्मिविषोद्गारः स्यादतृप्तस्य पुद्गलैः ।**
**ज्ञानतृप्तस्य तु ध्यानसुधोद्गारपरम्परा ॥७॥**

પુદ્ગલોથી તૃપ્ત નહિ થયેલાને વિષયના કલ્લોલરૂપી ઝેરના માઠા ઓડકાર હોય છે અને જ્ઞાનથી તૃપ્ત થયેલાને તો ધ્યાનરૂપ અમૃતના ઓડકારની પરમ્પરા હોય છે.

બહુ પુદ્ગલભોજન તે વિષભોજન છે, તેથી વિષયવિષના અજીર્ણે માઠા ઓડકાર આવે અને જ્ઞાનામૃતનું ભોજન કરનાર મહાતૃપ્તિવંતને અમૃતના ઓડકાર જ આવે. એ મહાતૃપ્તિનું લક્ષણ છે.

સ્વરૂપના અનુભવ રહિત અને સ્ત્રીના આલિંગનાદિરૂપ પુદ્ગલોથી નહિ તૃપ્ત થયેલાને વિષયોર્મિ–ઇન્દ્રિયના વિલાસરૂપ ઝેરના ઓડકાર પ્રગટ થાય છે; કહ્યું છે કે—

**"जह जह पुग्गलभोगो तह तह वड्ढइ विसयंपि (यवि) कसा(हा)ई ।**
**इंदियसुहा दुहा खलु अगिज्झा तओ विरत्ताणं ॥"**

"જેમ જેમ પુદ્ગલનો ઉપભોગ થાય છે તેમ તેમ

૧ विषयोर्मिविषोद्गारः=વિષયના તરંગરૂપ ઝેરનો ઓડકાર. पुद्गलैः=પુદ્ગલોથી. अतृप्तस्य=નહિ તૃપ્ત થયેલાને. स्यात्=હોય છે. ज्ञानतृप्तस्य तु=જ્ઞાનથી તૃપ્ત થયેલાને તો. ध्यानसुधोद्गारपरम्परा=ધ્યાનરૂપ અમૃતના ઓડકારની પરંપરા હોય છે.

તે વિષય અને કષાયને (વિકથાને) વધારે છે. ખરેખર ઈન્દ્રિયોના સુખો દુઃખરૂપ છે અને તેથી વિરક્ત થયેલાને તે ગ્રહણ કરવા યોગ્ય નથી."

જ્ઞાનથી તૃપ્ત થયેલા–પોતાના આત્મતત્ત્વના અનુભવથી પૂર્ણ થયેલાને આત્મતત્ત્વમાં તન્મયતારૂપ ધ્યાનામૃતના ઓડકારની પરમ્પરા હોય છે. દ્રવ્ય અને ભાવ એ બન્ને પ્રકારના રોગરહિત અને નિર્મલ પરમાત્મ તત્ત્વનો અનુભવ એ તૃપ્તિનું લક્ષણ છે. અને તેથી તત્ત્વની ભાવના, તત્ત્વજ્ઞાન, અને તત્ત્વના ધ્યાનરૂપ અમૃતના ઓડકારની પરમ્પરાની વૃદ્ધિ થાય છે.

**सुखिनो विषयातृप्ता नेन्द्रोपेन्द्रादयोऽप्यहो।**
**भिक्षुरेकः सुखी लोके ज्ञानतृप्तो निरञ्जनः ॥८॥**

**વિષયથી નહિ તૃપ્ત થયેલા ઇન્દ્ર, કૃષ્ણ વગેરે સુખી નથી એ આશ્ચર્ય છે. ચૌદ રાજલોકમાં જ્ઞાનથી તૃપ્ત થયેલ નિરંજન–કર્મમલિનતા રહિત એક ભિક્ષુ–સાધુ સુખી છે.**

આશ્ચર્ય છે કે ઇન્દ્ર, કૃષ્ણ વગેરે ઇન્દ્રિયના સંયોગરૂપ મનોજ્ઞ વિષયોથી તૃપ્ત થયેલા નથી. અનેક સ્ત્રીઓના વિલાસ, ષડ્રસ ભોજન, સુગંધી પુષ્પોની વાસ, રમ્ય આવાસ, કોમળ શબ્દનું શ્રવણ, સુન્દર રૂપોનું અવલોકન ઇત્યાદિ ભોગો ઘણો કાળ ભોગવવા છતાં તૃપ્તિ પામ્યા

૧ विषयातृप्ताः=વિષયથી નહિ તૃપ્ત થયેલા. इन्द्रोपेन्द्रादयः=ઇન્દ્ર, કૃષ્ણ વગેરે. अपि=પણ. सुखिनः=સુખી. न=નથી. अहो=એ આશ્ચર્ય છે. लोके=જગતમાં. ज्ञानतृप्तः=જ્ઞાનથી તૃપ્ત થયેલો. निरञ्जनः=કર્મમેલ રહિત. एकः=એક. भिक्षुः=સાધુ. सुखी=સુખી છે.

નથી. કારણકે એ ભોગો તૃપ્તિનું કારણ થતા નથી, માત્ર તૃપ્તિનો ખોટો આરોપ કરવામાં આવે છે. ચૌદ રજ્જુપ્રમાણ અને કર્મ સહિત અનન્તજીવાત્મક આ લોકમાં એક આહારની તૃષ્ણારહિત, કેવળ સંયમનો નિર્વાહ કરવા માટે ભિક્ષા કરનારા, પરિગ્રહના ત્યાગી ભિક્ષુ–સાધુ સુખી છે. જે સ્વરૂપના અવબોધરૂપ જ્ઞાનથી તૃપ્ત અને નિરંજન–રાગાદિની મલિનતા રહિત છે. કારણ કે તે સ્વધર્મના ભોગસહિત છે. જે વસ્તુમાં જે ધર્મ નથી તેથી તૃપ્તિ થતી નથી. વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે—

**जत्तो च्चिय पच्चक्खं सोम्म ! सुहं नत्थि दुक्खमेवेदं ।**
**तप्पडियारविभत्तं तो पुण्णफलं ति दुक्खं ति ॥**
**विसयसुहं दुक्खं च्चिय दुक्खपडियारओ तिगिच्छ व्व ।**
**तं सुहमुवयाराओ न उवयारो विणा तच्चं ॥**
**सायासायं दुक्खं तव्विरहंमि सुहं जओ तेण ।**
**देहेन्दिएसु दुक्खं सुक्खं देहिंदियाभावे ॥**

विशेषा० भाष्य गा. २००५–७

"હે સૌમ્ય ! પ્રત્યક્ષ જણાતું સુખ સુખ જ નથી, પણ દુઃખ જ છે. તે દુઃખના પ્રતીકારરૂપ હોવાથી જુદું કહ્યું છે. તેથી પુણ્યનું ફળ પણ દુઃખ જ છે.

દુઃખના પ્રતીકારરૂપ હોવાથી ચિકિત્સાની પેઠે વિષયસુખ પરમાર્થથી દુઃખ જ છે. પરન્તુ તે ઉપચારથી સુખ છે. પરંતુ સત્ય વસ્તુ વિના ઉપચાર હોતો નથી. તાત્પર્ય એ છે કે વિષયસુખ સિવાય બીજું વાસ્તવિક સુખ છે અને

તેનો વિષયસુખમાં આરોપ કરવામાં આવે છે.

સાતા અને અસાતા બન્ને દુઃખ જ છે અને તે બન્નેના અભાવમાં સુખ છે. કારણ કે તે શરીર અને ઇન્દ્રિયોના નિમિત્તે થતું હોવાથી દુઃખ છે, અને શરીર અને ઇન્દ્રિયોના અભાવમાં સુખ છે."

એમ સાતા અને અસાતાના ફળનો જ ભેદ છે, પણ આવરણમાં ભિન્નતા નથી. અવ્યાબાધ સુખને આવરણ કરવાનો તો બન્નેનો સ્વભાવ છે. જે આત્માના ગુણનો ઘાત કરે છે તે દુઃખ છે, તેને સુખરૂપે કોણ માને? આત્માના જ્ઞાન અને આનન્દના અનુભવરૂપ તૃપ્તિ પ્રશંસા કરવા યોગ્ય છે, પણ ઉપાધિ–પર નિમિત્તથી થયેલી તૃપ્તિ પ્રશંસાને યોગ્ય નથી. એ હેતુથી આત્માના અનુભવરૂપ તૃપ્તિને માટે સમ્યગ્દૃષ્ટિ જીવ અરિહંતની સ્તુતિ કરે છે, પરમાત્માને પૂજે છે, દેશવિરતિવાળા પણ સામાયિક અને પૌષધોપવાસ કરે છે, મુનિઓ આત્માનુભવનો આસ્વાદ લેવા એકાન્તે રહે છે, તેને પ્રાપ્ત કરવા હિંસાદિ પાંચ આસ્રવોનો ત્યાગ કરે છે, તે આસ્રવોને છોડવા ભયંકર ગ્રીષ્મ ઋતુમાં તપેલી શિલાના તાપની આતાપના લે છે, શિશિર ઋતુમાં ઠંડાં ચન્દ્રનાં કિરણોના સ્પર્શથી ક્ષોભ પામવા છતાં વસ્ત્ર વિના વનમાં વસે છે, આગમોનો સ્વાધ્યાય કરે છે, ક્ષમાદિ ધર્મ દ્વારા આત્માને વાસિત કરે છે, તત્ત્વજ્ઞાન વડે ગુણશ્રેણિના શિખર ઉપર ચઢે છે, અને આત્માની એકતાનો વિચાર કરે છે. તત્ત્વમાં સમાધિને માટે પ્રાણાયામાદિનો પ્રયત્ન અને જિનકલ્પાદિ આચારો છે. માટે મુમુક્ષુએ પોતાના સ્વભાવના અનુભવરૂપ તૃપ્તિનો અભ્યાસ કરવા યોગ્ય છે.

## ११ निर्लेपाष्टक

**संसारे निवसन् स्वार्थसज्ज: कज्जलवेश्मनि ।**
**लिप्यते निखिलो लोक: ज्ञानसिद्धो न लिप्यते ॥१॥**

**કાજળના ઘર જેવા સંસારમાં રહેતો સ્વાર્થમાં તત્પર સમગ્ર લોક લેપાય છે. (કર્મથી બંધાય છે) પણ જે જ્ઞાનવડે સિદ્ધ છે તે પુરુષ લેપાતો નથી.**

જે કર્મથી અલિપ્ત છે તેને તત્ત્વમાં ચિત્તની સ્થિરતા થાય છે, પૂર્ણાનન્દની તૃપ્તિ પણ નિર્લેપને હોય છે, તેથી અહીં નિર્લેપાષ્ટકનું વર્ણન કરવામાં આવે છે. ચૈતન્યને સર્વ પરભાવના સંબન્ધનો અભાવ થવાથી વ્યાપ્યત્વ, વ્યાપકત્વ, ગ્રાહકત્વ, કર્તૃત્વ અને ભોક્તૃત્વ વગેરે આત્માની શક્તિઓનું પ્રગટ થવું તે નિર્લેપ અવસ્થા છે. બોલાવવારૂપ જીવ અને અજીવ પદાર્થનું નિર્લેપ એવું નામ તે નામનિર્લેપ. નિર્ગ્રન્થ મુનિ વગેરેનો આકાર વગેરે તે સ્થાપના નિર્લેપ. કાંસાનાં પાત્ર વગેરે તે તદ્‌વ્યતિરિક્ત દ્રવ્યનિર્લેપ. બાકી બધું પૂર્વની પેઠે જાણવું. ભાવનિર્લેપ જીવ અને અજીવના ભેદથી બે પ્રકારે છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયાદિ અજીવભાવનિર્લેપ અને સર્વ વિભાવના સંબન્ધથી રહિત મુક્તાત્મા તે જીવભાવનિર્લેપ.

---

૧ कज्जलवेश्मनि=કાજળના ઘર જેવા. संसारे=સંસારમાં. निवसन्=રહેતો. स्वार्थसज्ज:=સ્વાર્થમાં તત્પર. निखिलो लोक:=સમસ્ત લોક. लिप्यते=કર્મથી લેપાય છે. પણ ज्ञानसिद्ध:=જ્ઞાન વડે સિદ્ધ—પરિપૂર્ણ. न लिप्यते=લેપાતો નથી.

નૈગમ અને સંગ્રહ નયની અપેક્ષાએ જીવો જાતિથી અલિપ્ત છે. દ્રવ્યથી પરિગ્રહના ત્યાગી વ્યવહાર નયની અપેક્ષાએ અલિપ્ત છે. (ઋજુસૂત્રનયથી નિર્લેપ પરિણામવાળો નિર્લેપ કહેવાય છે.) શબ્દનયથી સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનથી જાણીને પરભાવનો ત્યાગ કરનાર તથા તેના નિમિત્તરૂપ ધન, સ્વજન અને ઉપકરણાદિમાં અનાસક્ત અલિપ્ત કહેવાય છે. સમભિરૂઢ નયથી અરિહંતાદિનાં નિમિત્તો વડે થતા ઘણા પ્રકારના પરિણામોથી અલિપ્ત હોવાથી મોહનો ક્ષય કરનાર બારમા ગુણસ્થાનકવર્તી જિન અને કેવલજ્ઞાની અલિપ્ત છે. અને એવંભૂત નયથી સર્વ વિભાવ પર્યાયોવડે અલિપ્ત હોવાથી સિદ્ધ ભગવંત અલિપ્ત છે.

અન્ય વાચના પ્રમાણે દેશ પ્રસિદ્ધ આકાર અને રૂપ વડે અંશતઃ ત્યાગી તે નૈગમ નયથી અલિપ્ત કહેવાય છે. સંગ્રહ નયથી સમ્યગ્દર્શની નિર્લેપ છે, કારણ કે સત્તાથી આત્માને સર્વથા ભિન્ન જાણે છે. વ્યવહાર નયથી શ્રદ્ધા વડે અપ્રશસ્ત રાગાદિ લેપનો ત્યાગ કરનાર નિર્લેપ કહેવાય છે. ઋજુસૂત્ર નય વડે પ્રશસ્ત નિમિત્તોનું રાગ રહિતપણે અવલંબન કરવાથી નિર્લેપ છે. શબ્દ નય વડે અભિસંધિજ વીર્ય અને બુદ્ધિપૂર્વક ઉપયોગ રાગાદિરૂપે નહિ પરિણમતો હોવાથી નિર્લેપ છે. સમભિરૂઢ નયની અપેક્ષાએ સર્વ ચેતના અને સર્વ વીર્ય વિભાવના સંબન્ધ રહિત થવાથી નિર્લેપ છે. અને એવંભૂત નય વડે પૂર્વાભ્યાસ રૂપ ચક્રભ્રમણના દૃષ્ટાન્તથી ભવોપગ્રાહી સર્વ પુદ્ગલના સંબન્ધ રહિત સિદ્ધનું નિર્લેપપણું છે. પ્રથમના ત્રણ નિક્ષેપ નૈગમાદિ

નયોને માન્ય છે અને ભાવનિક્ષેપને અલિપ્ત પર્યાય હોવાને લીધે શબ્દાદિ ત્રણ નયો માને છે. અહીં તો સમ્યક્ સાધન કરનાર ભાવનિર્લેપનો અધિકાર છે.

રાગાદિ પાપસ્થાનકરૂપ વિભાવ અને તેના નિમિત્તભૂત ધન–સ્વજનાદિરૂપ કાજળના ઘર સમાન સંસારમાં રહેતો, સ્વાર્થ–સ્વ–આરોપિત-આત્માએ–બહિરાત્માએ કરેલ અહંકાર અને મમકારાદિરૂપ અર્થમાં સાવધાન એવો સર્વ લોક રાગાદિ ભાવ કર્મના સંબન્ધથી સમસ્ત આત્માનો ક્ષયોપશમભાવ પરભાવને અનુસરતાં સર્વ સત્તાને ઢાંકનાર ભાવકર્મ, દ્રવ્ય-કર્મ અને નોકર્મથી લેપાય છે. તથા હેય અને ઉપાદેયની પરીક્ષાથી સર્વ ભાવોને પારખી પોતાના આત્મામાં આત્મ-પણું અને પરવસ્તુમાં પરપણાના ઉપયોગવાળો, પોતાના આત્મામાં રમણ કરનાર, સ્વરૂપનો વિલાસી જ્ઞાનસિદ્ધ આત્મા કર્મથી લેપાતો નથી–એટલે વિવિધ પ્રકારના કર્મના સંચય વડે બંધાતો નથી. આ હેતુથી આત્મધર્મનું જ્ઞાન મેળવવામાં ઉપાદેય બુદ્ધિથી પ્રયત્ન કરવા યોગ્ય છે એ ઉપદેશ છે.

**नाहं पुद्गलभावानां कर्ता कारयिताऽपि च।**
**नानुमन्ताऽपि चेत्यात्मज्ञानवान् लिप्यते कथम्?॥२॥**

હું પૌદ્ગલિક ભાવોનો કરનાર, કરાવનાર અને અનુ-

૧ अहं=હું. पुद्गलभावानां=પૌદ્ગલિક ભાવોનો. कर्ता=કરનાર. कारयिता=કરાવનાર. अपि च=અને. अनुमन्ता=અનુમોદન કરનાર. न=નથી. इति=એવા વિચારવાળો. आत्मज्ञानवान्=આત્મજ્ઞાની. कथं=કેમ. लिप्यते=લેપાય.

**મોદન કરનાર નથી. એવા આત્મજ્ઞાની શમવંત (કર્મથી) કેમ લેપાય ?**

હું નિર્મલ કેવલજ્ઞાનમય છું, પોતાના પારિણામિક ભાવરૂપ પર્યાયોનો ઉત્પાદ, વ્યય, ધ્રુવપણું, જ્ઞાયકપણું, ભોક્તાપણું અને રમણતા આદિ આત્મિક ભાવોનો કર્તા છું, પણ દ્રવ્યકર્મ, નોકર્મ અને હિંસાદિ પાપવ્યાપારોનો તથા યોગની પ્રવૃત્તિનો કર્તા નથી, પુદ્‌ગલોને ગ્રહણ કરવા અને મૂકવાનું મારું કાર્ય નથી, વર્ણાદિનું ગ્રહણ અને તેની પ્રાપ્તિમાં હું કર્તા નથી, તેમજ પૂર્વોક્ત પુદ્‌ગલભાવોનો બીજાની પાસે કરાવનાર નથી, વળી પૌદ્‌ગલિક શુભ વર્ણાદિનું અનુમોદન કરનાર પણ નથી—એવા પ્રકારે ભેદજ્ઞાનરૂપ યથાર્થજ્ઞાન વડે ભિન્ન જાણેલું છે આત્માનું સ્વરૂપ જેણે એવા આત્મજ્ઞાનવંત કેવી રીતે લેપાય ? ન જ લેપાય. એ રીતે આત્મામાં સકલ પુદ્‌ગલોનું ત્રણે કાળે અગ્રાહકપણું, અભોક્તાપણું અને અકારકપણું હોવાથી આત્મજ્ઞાની લેપાતા નથી, પુદ્‌ગલને અનુસરનાર કર્મચેતના વડે લેપ—કર્મબન્ધ થાય છે, પરન્તુ સર્વથા સંગ રહિત આત્માને લેપ થતો નથી.

**लिप्यते पुद्‌गलस्कन्धो न लिप्ये पुद्‌गलैरहम् ।**
**चित्रव्योमाञ्जनेनेव ध्यायन्निति न लिप्यते ॥३॥**

**પુદ્‌ગલનો સ્કન્ધ પુદ્‌ગલો વડે સંક્રમાદિ ઉપચયે (પૂર્વના પુદ્‌ગલો સાથે બીજા પુદ્‌ગલો મળવા વડે ઉપચય થવાથી)**

૧ पुद्‌गलस्कन्धः=પુદ્‌ગલોનો સ્કન્ધ. पुद्‌गलैः=પુદ્‌ગલોવડે. लिप्यते=લેપાય છે. પણ अहं=હું. न लिप्ये=લેપાતો નથી. इव=જેમ. अञ्जनेन=અંજન વડે चित्रव्योम=વિચિત્ર આકાશ. इति=એમ. ध्यायन्=ધ્યાન કરતો આત્મા. न लिप्यते=લેપાતો નથી.

**લેપાય છે. જેમ ચિત્રામણવાળું (વિવિધ વર્ણવાળું) આકાશ અંજનથી લેપાતું નથી, તેમ પુદ્ગલો વડે હું લેપાતો નથી, એ પ્રમાણે ધ્યાન કરતો આત્મા લેપાતો નથી (કર્મથી બંધાતો નથી).**

પરસ્પર મળવાથી સંક્રમાદિ પરિણામ વડે પુદ્ગલ સ્કન્ધ અન્ય પુદ્ગલો વડે લેપાય છે-ઉપચયવાળો થાય છે. [પુદ્ગલોનો બન્ધ થવામાં તેઓનો પરસ્પર સંબંધ થવો એ અપેક્ષિત નથી, પણ પુદ્ગલ દ્રવ્યનો સ્વજાતિ દ્રવ્યની સાથે સ્નિગ્ધપણા અને રૂક્ષપણાનો પરિણામ પરસ્પર બન્ધનો હેતુ છે. એટલે સ્નિગ્ધ પરિણામવાળા અને રૂક્ષ પરિણામવાળા પુદ્ગલોનો પરસ્પર બન્ધ થાય છે, પરન્તુ તેમાં અપવાદ છે કે જઘન્યગુણવાળા સ્નિગ્ધ અને જઘન્ય ગુણવાળા રૂક્ષ પુદ્ગલોનો પરસ્પર બંધ થતો નથી. જેમકે– એકગુણવાળા સ્નિગ્ધ પુદ્ગલોનો એકગુણવાળા રૂક્ષ પુદ્ગલોની સાથે પરસ્પર બન્ધ થતો નથી, પરન્તુ એકગુણવાળા સ્નિગ્ધનો દ્વિગુણ ત્રિગુણાદિ રૂક્ષ પુદ્ગલોની સાથે બન્ધ થાય છે. એમ સ્નિગ્ધ અને રૂક્ષ પુદ્ગલોનો વિજાતીય બન્ધ કહ્યો. હવે સ્નિગ્ધ પુદ્ગલોનો સ્નિગ્ધની સાથે અને રૂક્ષ પુદ્ગલોનો રૂક્ષની સાથેના સજાતીય બન્ધની મર્યાદા જણાવે છે. ગુણની સમાનતા હોય ત્યારે સજાતીય--સ્નિગ્ધનો સ્નિગ્ધની સાથે અને રૂક્ષનો રૂક્ષની સાથે બન્ધ થતો નથી, પણ ગુણની વિષમતા હોય ત્યારે સજાતીય પુદ્ગલોનો પરસ્પર બન્ધ થાય છે. એટલે તુલ્યગુણવાળા સ્નિગ્ધનો તુલ્યગુણવાળા સ્નિગ્ધની સાથે કે તુલ્યગુણવાળા રૂક્ષનો તુલ્યગુણવાળા રૂક્ષની સાથે બન્ધ થતો નથી. પરન્તુ વિષમગુણવાળા

સ્નિગ્ધ કે રૂક્ષનો વિષમગુણવાળા સ્નિગ્ધ કે રૂક્ષની સાથે બન્ધ થાય છે. તેમાં પણ એટલી મર્યાદા છે કે દ્વિગુણાદિ અધિક સજાતીય પુદ્ગલોનો પરસ્પર બન્ધ થાય છે. એટલે એકગુણવાળા સ્નિગ્ધનો ત્રિગુણ, ચતુર્ગુણ ઇત્યાદિ સ્નિગ્ધગુણવાળાની સાથે કે રૂક્ષનો તેવા પ્રકારના રૂક્ષગુણવાળા પુદ્ગલોની સાથે પરસ્પર બન્ધ થાય છે. એ પ્રમાણે ત્રિગુણનો પંચગુણ સાથે, પંચગુણનો સપ્તગુણ સાથે બન્ધ થાય છે. એમ બધેય વિચાર કરવો. એવી રીતે દ્વિગુણ ચતુર્ગુણ સાથે, ચતુર્ગુણ ષડ્ગુણની સાથે અને ષડ્ગુણ અષ્ટગુણની સાથે બંધાય છે. એટલે એકરૂપ પરિણામ થાય છે*] અહીં સ્પર્શમાં રહેલા સ્નિગ્ધ અને રૂક્ષ સ્પર્શ એકાન્તે સ્કન્ધનું ઉપાદાન કારણ નથી, કારણ કે સ્પર્શગુણ હોવાથી સ્કન્ધ કરવામાં ઉપાદાનરૂપ થતા નથી, રસ પણ કારણ નથી. કારણ કે રસ આસ્વાદનરૂપ છે, માટે પૂરણ અને ગલન ધર્મવાળા પુદ્ગલો જ દ્વિગુણાદિ અધિક સ્નિગ્ધ અને રૂક્ષ પરિણામ સહિત સ્કન્ધનું ઉપાદાન કારણ છે. આ કારણથી પુદ્ગલોની સાથે પુદ્ગલો જ લેપાય છે. હું નિર્મલ–કર્મમેલરહિત, આનન્દ અને ચૈતન્યસ્વરૂપ છું, પણ પુદ્ગલોની સાથે સંબન્ધવાળો નથી. માટે શુદ્ધ આત્મા પુદ્ગલોથી લેપાતો નથી. વાસ્તવિક રીતે પુદ્ગલ અને આત્માનો તાદાત્મ્ય (તદ્રૂપતા) સંબન્ધ જ નથી. સંયોગસંબન્ધ તો ઉપાધિથી થએલો છે. અને તે ચિત્ર–વિચિત્ર અંજનરંગોની સાથે આકાશના જેવો છે. એમ

[ ] આ કોષ્ઠની અંદરનો પુદ્ગલોના બન્ધની મર્યાદા જણાવનારો ટીકાનો ભાગ અસ્પષ્ટ અને અશુદ્ધ હોવાથી તેટલો ભાગ તત્ત્વાર્થભાષ્યમાંથી લીધો છે. અનુ.

ધ્યાન કરતો આત્મા કર્મથી લેપાતો નથી. જેમ આકાશ વિચિત્ર રંગો વડે રંગાવા છતાં વાસ્તવિક રંગાતું નથી. તેમ હું પણ અમૂર્ત્ત આત્મસ્વભાવરૂપ છું, તેથી એક આકાશરૂપ ક્ષેત્રમાં અવગાહેલા પુદ્ગલો વડે લેપાતો નથી.

જે આત્મસ્વરૂપને જાણે છે તે પોતાનું વીર્ય અને જ્ઞાનાદિ શક્તિને આત્મામાં પ્રવર્તાવતો નવા કર્મબન્ધનથી બંધાતો નથી. જેટલી આત્માની શક્તિ પરભાવને અનુસરે છે તેટલો આસ્રવ છે અને જેટલી સ્વશક્તિ સ્વરૂપને અનુસરે છે તે સંવર છે એ રહસ્ય છે. અહીં આત્મજ્ઞાનમાત્રથી સંતુષ્ટ થયેલા પરન્તુ રાગ-દ્વેષયુક્ત અને સમ્યગ્દર્શનાદિ ગુણથી ભ્રષ્ટ થએલા આત્માને કર્મનો બન્ધ થતો નથી એમ આત્માને અબન્ધસ્વરૂપે માને છે તે મત અગ્રાહ્ય છે એમ જણાવ્યું. ઉત્તરાધ્યયનસૂત્રમાં કહ્યું છે કે-

**भणंता अकरंता य बन्धमुक्खपइन्निणो ।**
**वायाविरियमित्तेण समासा संति अप्पयं ॥**
**न चित्ता तायए भासा कओ विज्ञाणुसासणं ।**
**विसन्ना पावकम्मेहिं बाला पंडियमाणिणो ॥**

अध्य० ६ गा. १०-११

"બન્ધ અને મોક્ષની પ્રતિજ્ઞાવાળા, મુખથી બોલતા પરંતુ કંઇ પણ નહિ કરતા વાણીની શક્તિમાત્રથી પોતાને આશ્વાસન આપનારા છે.

વિચિત્ર એવી ભાષા તેમનું રક્ષણ કરતી નથી, તો વિદ્યાનું અનુશાસન તો કયાંથી રક્ષણ કરે? અજ્ઞાની છતાં પોતાને પંડિત માનનારા તેઓ પાપકર્મથી ખિન્ન થએલા છે."

આ કારણથી જ તત્ત્વની શ્રદ્ધારૂપ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનના ઉપયોગવાળા જ્યારે આત્માની કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થએલી ચેતના અને વીર્યાદિ શક્તિઓને પરભાવરૂપ વિભાવથી ખેંચીને આત્માના ગુણમાં પ્રવર્તાવે છે, ત્યારે તેમને તેટલું અબન્ધકપણું છે અને જેટલી પરભાવને અનુસરતી વિષય અને કષાયની ચપલતા સહિત શક્તિ છે તેટલું બન્ધકપણું છે. એમ જ્યારે સર્વ આત્માની શક્તિ સ્વરૂપમાં સ્થિરતા અને રમણતાયુક્ત હોય છે ત્યારે સર્વથા અબન્ધકભાવ હોય છે એ સિદ્ધાન્ત છે.

**लिप्तताज्ञानसंपातप्रतिघाताय केवलम् ।**
**निर्लेपज्ञानमग्नस्य क्रिया सर्वोपयुज्यते ॥४॥**

**નિર્લેપ જ્ઞાનમાં મગ્ન-'હું નિર્લેપ છું' એવી જ્ઞાનધારામાં આરૂઢ થયેલા યોગીની સર્વ ક્રિયાઓ વ્યુત્થાનદશામાં વ્યવહારભાવથી લિપ્તપણાના જ્ઞાનના સંપાતનું (આગમનનું) કેવળ નિવારણ કરવા માટે ઉપયોગી થાય છે-કામમાં આવે છે. એ કારણથી જ ધ્યાનારૂઢને આવશ્યકાદિ ક્રિયા તેવા પ્રકારની શુદ્ધિથી આત્મધ્યાનની ધારાથી પડતા રાખવા માટે આલંબન કહી છે.**

શુદ્ધ સ્યાદ્વાદરૂપ આત્મજ્ઞાનમાં મગ્ન થએલા પુરુષને અવશ્ય કરવારૂપ આવશ્યકાદિ ક્રિયા લિપ્તપણાના જ્ઞાનરૂપ

---

૧ निर्लेपज्ञानमग्नस्य='આત્મા નિર્લેપ છે' એવા નિર્લેપપણાના જ્ઞાનમાં મગ્ન થયેલાને. सर्वा=બધી. क्रिया=આવશ્યકાદિ ક્રિયાઓ. केवलं=કેવળ. लिप्तताज्ञानसंपातप्रतिघाताय='આત્મા કર્મબદ્ધ છે' એવા લિપ્તપણાના જ્ઞાનના આગમનને રોકવા માટે. उपयुज्यते=ઉપયોગી થાય છે.

વિભાવચેતનાના ઉપયોગમાં પડવાનું નિવારણ કરવા માટે કેવળ ઉપકારી થાય છે. આ કથનથી એમ જણાવ્યું કે 'ધ્યાનમાં આરૂઢ થએલાને ક્રિયા કરવાની નથી, પરન્તુ ભાવના અને ચિન્તાજ્ઞાનવાળાને વિઘ્નનું નિવારણ કરવા માટે ક્રિયા ઉપકારી છે. ધ્યાનારૂઢ—અવિનાશી આત્મસ્વરૂપના અનુભવમાં રહેલાને તો વિઘાત કરનારી છે. આગમમાં પણ કહ્યું છે કે 'જે ક્રિયા પૂર્વે અમૃત કુંભના જેવી હતી તે પછી વિષ-કુંભના જેવી થાય છે. કહ્યું છે કે—

**जा किरिया सुट्ठुयरी सा विसुद्धीए न अप्पधम्मो त्ति।**
**पुव्विं हिया य पच्छा अहिया जह निस्सहाइतिगं ॥**

જે ક્રિયા સારું કરનારી છે તે આત્મવિશુદ્ધિ માટે થાય છે, પણ તે આત્મધર્મરૂપ નથી. એ હેતુથી દુર્બલાદિ ત્રણના દૃષ્ટાંતે પૂર્વે હિતકારક અને પછીથી અહિતકારી છે. તેથી આત્મસ્વરૂપના અવબોધની એકતા હિતકારી છે.

**[1]तपःश्रुतादिना मत्तः क्रियावानपि लिप्यते।**
**भावनाज्ञानसंपन्नो निष्क्रियोऽपि न लिप्यते ॥५॥**

**તપ અને શ્રુતપ્રમુખે કરીને અભિમાનવાળો ક્રિયાવાન્ હોય તો પણ કર્મથી લેપાય છે. ભાવનાજ્ઞાન–તત્ત્વજ્ઞાન વડે સંપૂર્ણ ક્રિયારહિત હોય તો પણ લેપાતો નથી.**

જિનકલ્પાદિના જેવી ઉત્કૃષ્ટ ક્રિયાનો અભ્યાસી પણ

૧ तपःश्रुतादिना=તપ અને શ્રુતપ્રમુખે કરીને. मत्तः=અભિમાનવાળો. क्रियावानपि=ક્રિયાવાન્ હોય તો પણ. लिप्यते=લેપાય છે. भावनाज्ञानसंपन्नो=ભાવનાજ્ઞાન—તત્ત્વજ્ઞાન વડે સંપૂર્ણ. निष्क्रियोऽपि=ક્રિયારહિત હોય તો પણ. न लिप्यते=લેપાતો નથી.

તપ–શ્રુત આદિથી અભિમાની હોય તો નવીન કર્મબન્ધન વડે લેપાય છે. ક્રોધ વડે ઉત્કૃષ્ટ દયાવાળી ક્રિયા હિતકારી થતી નથી. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે—

**"से वंता कोहं च माणं च मायं च लोभं च एयं पासगस्स दंसणं उवरयसत्थस्स पलियंतकरस्स आयाणं सगडब्भि ॥"**

आचारांग अध्य० ३ उ० ४ सू० १२१

"જ્ઞાનાદિગુણસહિત આત્મા ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ કરશે. એ સર્વદર્શી, અસંયમરૂપ ભાવશસ્ત્રના ત્યાગી અને સંસારનો અન્ત કરનારા જિનનું દર્શન છે. અને તે આદાન–આસ્રવોનો ત્યાગ કરી પોતે કરેલા કર્મનો નાશ કરશે."

**"वंता लोगसन्नं से मइमं परक्कमेज्जासि त्ति बेमि"**

आचारांग अध्य० २ उ० ६ सू० ९८

વળી 'તે બુદ્ધિમાન લોકસંજ્ઞાને વમીને સંયમમાં પરાક્રમ કરે' એમ કહું છું.

**"परिन्नाय लोगसन्नं च सव्वसो । बाले पुण णिहे कामसमणुन्ने असमियदुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइ त्ति बेमि"**

आचारांग अध्य० २ उ० ६ सू० १०४

"લોકસંજ્ઞાને જાણીને તેનો સર્વથા ત્યાગ કરે. વળી જે બાલ–અજ્ઞાની, રાગવાળો, કામને ઇચ્છતો, જેનું વિષયકષાયાદિરૂપ દુઃખ ઉપશમભાવને પામ્યું નથી એવો અને શારીરિક અને માનસિક દુઃખવાળો દુઃખોના આવર્તરૂપ સંસારમાં પરિભ્રમણ કરે છે"

એ હેતુથી ક્રિયાદિ કરનારને "આહાર, ભય, મૈથુન, પરિગ્રહ—એ ચાર સંજ્ઞાઓ, ક્રોધ, માન, માયા અને લોભ એ ક્રોધાદિ ચાર કષાય તથા ઓઘ, લોક, સુખ, દુઃખ, શોક, વિચિકિત્સા (જુગુપ્સા) અને મોહ એ બધી મળી પંદર સંજ્ઞા વડે ધર્માભ્યાસની પ્રવૃત્તિ તે ધર્મ નથી" એમ આચારાંગસૂત્રની ટીકામાં કહ્યું છે. ભાવના—અનુપ્રેક્ષા (મનન) રૂપ જ્ઞાનમાં મગ્ન થયેલો નિષ્ક્રિય એટલે તેવા પ્રકારના તીવ્રતર વીર્યની પ્રવૃત્તિ રહિત હોય તો પણ બંધાતો નથી. સૂત્રકૃતાંગમાં કહ્યું છે કે—

**"न कम्मुणा कम्म खवंति बाला,**
**अकम्मुणा कम्म खवंति वीरा ।**
**मेहाविणो लोभमयादतीता,**
**संतोसिणो नो पकरंति पावं ॥"**

अध्य० १२ गा० १५

"અજ્ઞાની કર્મ—ક્રિયા વડે કર્મનો ક્ષય કરતા નથી, પણ વીર પુરુષો અકર્મ—અક્રિયભાવ વડે કર્મનો ક્ષય કરે છે. પંડિતો લોભ અને ભયથી રહિત અને સંતોષી થઈ પાપ કર્મ કરતા નથી".

**"जहा कुम्मो सअंगाइं सए देहे समाहरे ।**
**एवं पावाइं मेहावी अज्झप्पेणं समाहरे ॥"**

सूत्रकृ० अ० ८ श्लो० १६

"જેમ કાચબો પોતાના અંગોને પોતાના શરીરમાં સંકોચી લે છે, તેમ પ્રજ્ઞાવાળા મહાત્મા અધ્યાત્મ વડે પાપ-કર્મને સંકોચી લે છે".

એ કારણથી આત્મતત્ત્વની એકતાના અનુભવ સહિત સમ્યગ્જ્ઞાન રૂપ ભાવનાજ્ઞાનવાળા જ્ઞાનીપુરુષ કર્મથી લેપાતા નથી. સર્વ પ્રકારે સત્ક્રિયાનો અભ્યાસ શુદ્ધ સિદ્ધ આત્મસ્વરૂપને પ્રગટ કરવારૂપ સાધ્યની સિદ્ધિને માટે આત્મતત્ત્વના અનુભવજ્ઞાનવાળાને હિતકારક થાય છે.

**[1]अलिप्तो निश्चयेनात्मा लिप्तश्च व्यवहारतः ।**
**शुद्धयत्यलिप्तया ज्ञानी क्रियावान् लिप्तया दृशा ॥६**

**નિશ્ચય નયથી આત્મા લેપાએલ નથી (કર્મથી બંધાએલો નથી) અને વ્યવહાર નયથી લેપાએલો છે (કર્મથી બંધાએલો છે). જ્ઞાનયોગી શુદ્ધ ધ્યાનથી અલિપ્ત દૃષ્ટિએ શુદ્ધ થાય છે અને ક્રિયાવાળો લિપ્તપણાની દૃષ્ટિએ શુદ્ધ થાય છે. લેપ ટાળવા અભ્યાસને અવલંબે છે.**

નિશ્ચય નયથી આત્મા સ્વરૂપે એટલે સ્વભાવની અપેક્ષાએ અલિપ્ત—નિર્લેપ છે—કર્મના સંબન્ધરહિત છે અને વ્યવહાર નયથી બાહ્ય પ્રવૃત્તિની ઉપાધિથી આત્મા કર્મથી લેપાએલો છે. આ કારણથી પર વસ્તુના સંબન્ધથી થયેલ વ્યવહારનો ત્યાગ કરવામાં પ્રયત્ન કરવા યોગ્ય છે. એ માટે અલિપ્ત એટલે શુદ્ધ ચિદાનન્દસ્વરૂપનું અવલોકન કરવારૂપ દૃષ્ટિથી આત્માને આત્મસ્વરૂપે અને પર વસ્તુને

૧ निश्चयेन=નિશ્ચય નયથી. आत्मा=જીવ. अलिप्तः=કર્મથી બંધાએલો નથી. च=અને. व्यवहारेण=વ્યવહાર નયથી. लिप्तः=કર્મથી બંધાએલો છે. ज्ञानी=જ્ઞાનવાળો. अलिप्तया दृशा=અલિપ્ત દૃષ્ટિ વડે शुध्यति=શુદ્ધ થાય છે. અને क्रियावान्=ક્રિયાવાળો. लिप्तया दृशा=લિપ્ત દૃષ્ટિથી શુદ્ધ થાય છે.

પરરૂપે રાગ-દ્વેષ રહિત દૃષ્ટિથી વેદ્ય વસ્તુને જાણનાર સ્વસંવેદન જ્ઞાની શુદ્ધ થાય છે. એટલે સર્વ વિભાવરૂપ મેલને દૂર કરવા વડે નિર્મલ થાય છે. બીજો ક્રિયાવાળો જીવ 'હું અશુદ્ધાચરણ વડે લેપાએલો છું, તેથી શુદ્ધ આચરણ વડે પૂર્વની પ્રકૃતિઓનો ક્ષય કરીને અને નવીન કર્મપ્રકૃતિઓને નહિ બાંધવા વડે આત્માને છોડાવું' એવી લિપ્ત દૃષ્ટિથી વન્દન-નમસ્કારાદિ ક્રિયા કરતો શુદ્ધ થાય છે-નિર્મલ થાય છે. એમ નિશ્ચય અને વ્યવહારને ગૌણ અને મુખ્યતાએ માનનારનો સાધનનો ક્રમ બતાવ્યો.

**ज्ञानक्रियासमावेशः सहैवोन्मीलने द्वयोः ।**
**भूमिकाभेदतस्त्वत्र भवेदेकैकमुख्यता ॥७॥**

**બન્ને દૃષ્ટિ સાથે ઉઘડતાં જ્ઞાન અને ક્રિયાનો સમાવેશ-એકીભાવ હોય છે અને ગુણસ્થાનકરૂપ ભૂમિકાના ભેદથી અહીં જ્ઞાન-ક્રિયામાં એક એકની મુખ્યતા હોય છે. ધ્યાનદશામાં જ્ઞાનની મુખ્યતા અને વ્યવહારદશામાં ક્રિયાની મુખ્યતા હોય છે.**

બન્ને દૃષ્ટિનો સાથે જ વિકાસ થતાં જ્ઞાન-ક્રિયાનો સમાવેશ એટલે એકીભાવ થાય છે. એકાન્તે જ્ઞાનની રુચિવાળો સમ્યગ્દૃષ્ટિ નથી, તેમ એકાન્તે ક્રિયાની રુચિવાળો પણ સમ્યગ્દૃષ્ટિ નથી, પરન્તુ સાપેક્ષ દૃષ્ટિવાળો સમ્યગ્દૃષ્ટિ

૧ द्वयोः=બન્ને દૃષ્ટિ. सहैव=સાથે. उन्मीलने=ઉઘડતાં. ज्ञानक्रियासमावेशः=જ્ઞાન-ક્રિયાની એકતા છે. अत्र=અહીં જ્ઞાનક્રિયામાં. भूमिकाभेदतः=ગુણસ્થાનકરૂપ અવસ્થાના ભેદથી. एकैकमुख्यता=એક એકનું મુખ્યપણું. भवेद्=હોય.

છે. માટે જ્ઞાન-ક્રિયાનો સમાવેશ એટલે બન્નેનો સંયોગ સાધન રૂપે નિર્ધારવા યોગ્ય છે. તેમાં જેમ કચરાવાળા મોટા ઘરને સાફ કરવામાં દીવો અને પુરુષ વગેરેના પ્રયત્નની જરૂર પડે છે, તેમ જીવનું સ્વરૂપ કર્મરૂપ કચરાથી ઢંકાયેલું છે, તેને શુદ્ધ કરવામાં જ્ઞાનાદિ ગુણોના ભિન્ન ભિન્ન સ્વભાવની પ્રવૃત્તિ છે. તે સંબન્ધે આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કે—

**"नाणं पगासगं सोहगो तवो संजमो उ गुत्तिकरो।**
**तिण्हं पि समाओगे मुक्खो जिणसासणे भणिओ॥"**

"જ્ઞાન પ્રકાશ કરનાર છે-સદ્ અસદ્ વસ્તુનું ભાન કરાવનાર છે, તપ શુદ્ધિ કરનાર છે અને સંયમ રક્ષણ કરનાર છે, એ ત્રણેના યોગે મોક્ષ થાય છે-એમ જિનપ્રવચનમાં કહ્યું છે"

ઉપદેશપદ પ્રકરણમાં કહ્યું છે કે-"ક્રિયાથી થએલો કર્મનો ક્ષય દેડકાના કલેવરના ચૂર્ણ સમાન અને જ્ઞાનથી થયેલો કર્મનો ક્ષય દેડકાના શરીરની ભસ્મ તુલ્ય છે. જેમ દેડકાના શરીરનું ચૂર્ણ પાણીમાં નાંખવાથી સંમૂર્ચ્છિમ ઘણાં દેડકાઓ ઉત્પન્ન થાય છે, તેમ ક્રિયાથી અકામનિર્જરાના યોગે ઘણા કર્મનો ક્ષય થાય પરન્તુ કર્મના બીજરૂપ મોહનો નાશ નહિ થયેલો હોવાથી બીજાં ઘણાં કર્મ બંધાય છે. જેમ દેડકાના શરીરની ભસ્મથી બીજા દેડકાઓ ઉત્પન્ન થતા નથી, તેમ જ્ઞાનથી કર્મના બીજ રૂપ મોહનો નાશ થવાથી સકામ નિર્જરા થાય છે અને બીજાં નવાં કર્મ બંધાતા નથી."

અહીં સાધનના અવસરે જ્ઞાન અને ક્રિયામાં એકએકની મુખ્યતા હોય છે તે ગુણસ્થાનક રૂપ ભૂમિકાના–અવસ્થાના ભેદના લીધે છે. ધ્યાનાદિના અવસરે જ્ઞાન મુખ્ય છે અને પહેલાં વ્યવહારદશામાં ક્રિયા જ મુખ્ય છે. તથા બધે ય જ્યાં જેની ઉપયોગિતા હોય ત્યાં તે સાધનસામગ્રી કરવા યોગ્ય છે. ભગવતીસૂત્રની ટીકામાં કહ્યું છે કે—

"जइ जिणमयं पवज्जह ता मा ववहारनिच्छए मुयह।
इक्केण विणा तित्थं छिज्जइ अन्नेण उ तच्चं ॥"

"જો તું જિનમતનો સ્વીકાર કરે, તો વ્યવહાર અને નિશ્ચયને છોડીશ નહિ. કેમકે એક વ્યવહાર વિના તીર્થનો ઉચ્છેદ થાય અને અન્ય નિશ્ચય વિના સત્યનો નાશ થાય".

એ હેતુથી સાધન કરવામાં તત્પર થયેલા સર્વને યથાયોગ્ય સ્થાને સ્થાપે છે.

**[1]सज्ञानं यदनुष्ठानं न लिप्तं दोषपङ्कतः।**
**शुद्धबुद्धस्वभावाय तस्मै भगवते नमः ॥८॥**

**જ્ઞાન સહિત જેનું ક્રિયારૂપ અનુષ્ઠાન દોષરૂપ કચરાથી લેપાયેલું નથી એવા, શુદ્ધ–નિર્મલ, બુદ્ધ–ટંકોત્કીર્ણ જ્ઞાનરૂપ સ્વભાવ છે જેનો એવા તે ભગવંતને નમસ્કાર હો.**

આ લોકની ઇચ્છા, પરલોકની ઇચ્છા અને ક્રોધ–માન વગેરે દોષોથી જેનું સમ્યગ્જ્ઞાન સહિત આચરણ દૂષિત

૧ सज्ञानं=જ્ઞાનસહિત. यदनुष्ठानं=જેનું ક્રિયારૂપ અનુષ્ઠાન. दोषपङ्कतः=દોષરૂપ કચરાથી. न लिप्तं=લેપાએલું નથી. એવા અને शुद्धबुद्धस्वभावाय=શુદ્ધ ટંકોત્કીર્ણ જ્ઞાનરૂપ સ્વભાવવાળા. तस्मै=તે. भगवते=ભગવંતને. नमः=નમસ્કાર હો.

થયું નથી એવા તથા શુદ્ધ-સર્વ પ્રકારના પુદ્ગલના સંબન્ધથી રહિત અને બુદ્ધ-જ્ઞાનમય સ્વભાવવાળા પૂજ્ય ભગવંતને નમસ્કાર થાઓ. આ કહેવાથી એમ જણાવ્યું કે જેવા પ્રકારનું સત્તામાં સ્વરૂપ હતું તેવા પ્રકારે આવરણ રહિત સિદ્ધનું સ્વરૂપ પ્રગટ થાય છે, તેને સાધનારા જ્ઞાન અને ક્રિયામાં સાવધાન હોય છે. તેનો ભાવાર્થ આ પ્રમાણે છે-અનાદિ કાળના અભ્યાસથી રૂઢ થયેલી પરભાવમાં આત્મબુદ્ધિરૂપ મિથ્યાજ્ઞાન વડે પરભાવનો આસ્વાદ કરવાથી વિભાવદશા પ્રાપ્ત થયેલી છે અને તે વિભાવદશારૂપ વાદળા વડે તત્ત્વજ્ઞાનરૂપ સૂર્ય ઢંકાઈ જવાથી મિથ્યાત્વ-અસંયમ અને મહામોહરૂપ ગાઢ અંધકાર વડે પ્રાણીઓ અંધ-વિવેકહીન થએલા છે. તેમાંના કેટલાએક પ્રાણી સદાગમરૂપ અંજન અને તત્ત્વની પ્રીતિરૂપ પાણી પીવાથી ઉત્પન્ન થયેલા સદ્વિવેકને પ્રાપ્ત થઇ જ્ઞાનાવરણાદિ કર્મથી ઢંકાયેલા, રાગ-દ્વેષાદિ વિભાવરૂપ મેલમાં તન્મય થએલા, શરીરાદિ પુદ્ગલસ્કન્ધોની સાથે એકતાને પ્રાપ્ત થયેલા, મૂર્ત અને ખંડિતસ્વરૂપવાળા જણાવા છતાં પણ અમૂર્ત, અખંડ, જ્ઞાનમય, આનન્દમય અને અનન્ત અવ્યાબાધ સ્વરૂપ એવા આત્માને જુએ છે. વિષયોનો ઉપભોગ કરવા છતાં પણ તેઓ આત્મતત્ત્વના અનુભવની રુચિવાળા હોય છે. અનેક પ્રકારના ઉપાયોથી મેળવેલ અને વિવિધ વિચિત્રતાથી ભરપૂર ધનના સમૂહનો ત્યાગ કરે છે. સ્વજન વર્ગને છોડે છે, ક્રોડો રૂપિયાનું દાન કરનારા પણ ભિક્ષા માગે છે, માખણ અને ફૂલ જેવી કોમળ શય્યામાં સુનારા પણ ઉંચી નીચી પત્થરની ભૂમિ ઉપર સૂવે છે અને એક

આત્મતત્ત્વની સહજ સ્વભાવરૂપ અમૂર્ત આનન્દ લીલામાં મગ્ન થયેલા જ્ઞાન અને ક્રિયાના અભ્યાસથી આવરણરહિત આત્યન્તિક, ઐકાન્તિક અને સુખ–દુઃખાદિના ક્લેશરહિત, કર્મરૂપ રોગરહિત અને અવિનાશી એવા સિદ્ધસ્વરૂપને સાધે છે. એવા પ્રકારના આત્મસાધનમાં ઉદ્યમવંત થએલા ભગવંતને નમસ્કાર હો.

## ૧૨ નિઃસ્પૃહાષ્ટક

**स्वभावलाभात् किमपि प्राप्तव्यं नावशिष्यते।**
**इत्यात्मैश्वर्यसंपन्नो निःस्पृहो जायते मुनिः ॥१॥**

**આત્માના સ્વભાવની પ્રાપ્તિથી બીજું કંઈ પણ પ્રાપ્ત કરવાનું બાકી રહેતું નથી. એ પ્રકારે આત્માના ઐશ્વર્ય–પ્રભુતાને પ્રાપ્ત થએલ મુનિ નિઃસ્પૃહ–સ્પૃહારહિત થાય છે.**

હવે નિર્લેપપણાને દૃઢ કરવા માટે નિઃસ્પૃહતાનું સ્વરૂપ બતાવે છે. સર્વ પરભાવની અભિલાષાનો ત્યાગ કરવો, ઇચ્છા અને મૂર્ચ્છાને છોડવી તે નિઃસ્પૃહતા. સ્પૃહા એટલે ઇચ્છા અને તેનો અભાવ તે નિસ્પૃહતા. તેમાં શબ્દથી બોલવારૂપ તે નામનિઃસ્પૃહ. સ્પૃહારહિત મુનિની પ્રતિમા વગેરે તે સ્થાપનાનિઃસ્પૃહ. આલોક અને પરલોકમાં અધિક સુખાદિની અભિલાષાથી અલ્પ સુખાદિને નહિ ઇચ્છનાર,

૧ स्वभावलाभात्=આત્મસ્વભાવની પ્રાપ્તિથી. किमपि=બીજું કંઈ-પણ. प्राप्तव्यं=પ્રાપ્ત કરવા યોગ્ય. न अवशिष्यते=બાકી રહેતું નથી. इति=એમ. आत्मैश्वर्यसंपन्नः=આત્માના ઐશ્વર્યથી યુક્ત. मुनिः=સાધુ. निःस्पृहः=સ્પૃહારહિત. जायते=થાય છે.

અથવા ભાવધર્મના અનુભવ સિવાય આત્મસ્વરૂપથી અન્ય-વસ્તુનું જ્ઞાન થવાથી ધનાદિની ઇચ્છારહિત દ્રવ્યનિઃસ્પૃહ કહેવાય છે. ભાવનિઃસ્પૃહ પ્રશસ્ત અને અપ્રશસ્ત એમ બે પ્રકારે છે. વેદાન્તાદિ એકાન્તવાદી દર્શનના ઉપદેશથી એકા-ન્તરૂપે માનેલી મુક્તિમાં અનુરક્ત થયેલો ધનાદિમાં નિઃસ્પૃહ થાય તે અપ્રશસ્ત ભાવનિઃસ્પૃહ અને સ્યાદ્વાદ—અનેકાન્ત દૃષ્ટિથી પરીક્ષા કરીને જાણેલા આત્મતત્ત્વના અનુભવ, રુચિ અને પિપાસાવાળા સત્પુરુષો બધા ય પરભાવને તજે છે અને સ્વરૂપમાં લીન થાય છે તે પ્રશસ્ત ભાવનિઃસ્પૃહ કહેવાય છે.

પ્રથમના ચાર નયો નિઃસ્પૃહતાના સાધન માટે છે અને છેલ્લા ત્રણ નયની અપેક્ષાએ નિઃસ્પૃહતા સિદ્ધ છે. નૈગમ નયથી જીવ અને અજીવમાં નિઃસ્પૃહ, સંગ્રહ અને વ્યવહારથી અજીવમાં નિઃસ્પૃહ, ઋજુસૂત્ર નયથી પોતાને ભોગવવા યોગ્ય પદાર્થમાં નિઃસ્પૃહ, શબ્દ અને સમભિરૂઢ નયથી શુભ નિમિત્તોને પરાધીન સાધનના પરિણામોમાં નિઃસ્પૃહ અને એવંભૂત નયવડે પોતાના સાધનના પરિણા-મથી પ્રાપ્ત ભેદજ્ઞાન, સવિકલ્પ ચારિત્ર, શુક્લધ્યાન અને શૈલેશીકરણ વગેરેમાં નિઃસ્પૃહ કહેવાય છે.

અહીં પ્રથમના ચાર નયથી નિઃસ્પૃહ છે તેનું નિરૂપણ કરવાનો અવસર છે. તાત્પર્ય એ છે કે અનાદિ સંસારમાં સ્પૃહાથી વ્યાકુલ થએલા જીવોએ ઘણીવાર લાખો દુઃખ પ્રાપ્ત કર્યાં છે. તેથી પરભાવની સ્પૃહાથી રહિત થવું એ ઉપદેશ છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર (સ્વરૂપરમણતા), અમૂર્તપણું

અને અવ્યાબાધ આનન્દસ્વરૂપ વડે નિરન્તર સિદ્ધપણાના શુદ્ધ પરિણામરૂપ આત્મધર્મથી બીજું કંઈ પણ પ્રાપ્ત કરવા યોગ્ય બાકી રહેતું નથી. કારણ કે આત્મસ્વરૂપથી બીજા ભાવો જીવે અનન્તી વાર પ્રાપ્ત કર્યા છે. બાકી રહેલ આત્મસ્વરૂપનો લાભ એ જ ખરેખર લાભ છે. એમ જાણીને આત્માના ઐશ્વર્ય–સ્વરૂપસામ્રાજ્ય વડે સહિત મુનિ જ્ઞ–પરિજ્ઞાથી જાણીને અને પ્રત્યાખ્યાનપરિજ્ઞાથી દ્રવ્યાસ્રવ અને ભાવાસ્રવનો ત્યાગ કરીને સર્વ શરીર, ઉપકરણ, પરિવાર, યશ અને બહુમાનાદિને વિશે નિઃસ્પૃહ–ઇચ્છારહિત થાય છે. કારણ કે અનાદિ કાળની તૃષ્ણા આત્મસ્વરૂપના અનુભવ સિવાય શાન્ત થતી નથી.

**[1]संयोजितकरैः के के प्रार्थ्यन्ते न स्पृहावहैः ।**
**अमात्रज्ञानपात्रस्य निःस्पृहस्य तृणं जगत् ॥२॥**

સ્પૃહાવાળા પુરુષો હાથ જોડીને કોની કોની પાસે પ્રાર્થના કરતા નથી–માગતા નથી? અર્થાત્ બધા દાતા પુરુષની પાસે માગે છે. અપરિમિત જ્ઞાનના પાત્ર એવા નિઃસ્પૃહ મુનિને તો સર્વ જગત્ તૃણતુલ્ય છે.

**"तिणसंथारनिसन्नो मुणिवरो भट्ठरागमयमोहो ।**
**जं पावइ मुत्तिसुहं कत्तो तं चक्कवट्टी वि ॥"**

"તૃણના સંથારા ઉપર બેઠેલા અને જેણે રાગ, મદ

1 संयोजितकरैः=હાથ જોડેલાં છે જેણે એવા. स्पृहावहैः=સ્પૃહાવાળા પુરુષોએ के के=કોણ કોણ. न प्रार्थ्यन्ते=પ્રાર્થના કરાતા નથી. अमात्रज्ञानपात्रस्य=અમર્યાદિત જ્ઞાનના પાત્ર. निःस्पृहस्य=નિઃસ્પૃહ મુનિને. जगत्=જગત્. तृणं=તૃણવત્ છે.

**અને મોહનો નાશ કર્યો છે એવા મહામુનિ જે મુક્તિ–નિઃસ્પૃહતાનું સુખ પામે છે તેને ચક્રવર્તી પણ ક્યાંથી પામે?**

ઇચ્છાઓમાં મગ્ન થયેલા સ્પૃહાવાળા પુરુષો હાથ જોડીને પરિગ્રહભારથી નમી ગએલા એવા કયા કયા પુરુષોની પાસે યાચના કરતા નથી? એથી 'વિષયની આશામાં લુબ્ધ થએલા પુરુષો અનેક રાજાઓ વગેરેની સેવા કરવામાં તત્પર થાય છે' એમ જણાવ્યું. અપરિમિત જ્ઞાનના ભંડાર એવા સ્પૃહારહિત સાધુને જગત તરખલા તુલ્ય લાગે છે. સારાંશ એ છે કે પરભાવની ઇચ્છાથી મુક્ત થયેલા નિર્ગ્રન્થ મુનિને જગત તૃણના જેવું નિઃસાર લાગે છે, તેઓ માત્ર આત્મસ્વરૂપને જ સારભૂત માને છે.

('तिणसंथारनिसन्नो०' એ ગાથા અને તેનો અર્થ ઉપર આવી ગયેલ હોવાથી અહીં આપવામાં આવેલ નથી.)

**आयसहावविलासी आयविसुद्धो त्रि जो निए धम्मे ।**
**नरसुरविसयविलासं तुच्छं निःसार मन्नंति ॥**

"જે આત્મસ્વભાવનો વિલાસી એવો વિશુદ્ધ આત્મા પોતાના ધર્મમાં રહેલો છે તે મનુષ્ય અને દેવોના વિષયસુખને તુચ્છ અને અસાર માને છે."

**छिन्दन्ति ज्ञानदात्रेण स्पृहाविषलतां बुधाः ।**
**मुखशोषं च मूर्च्छां च दैन्यं यच्छति यत्फलम् ॥३॥**

૧ यत्फलं=જે લાલસારૂપ વિષલતાનાં ફળ. मुखशोषं=મુખનું સુકાવું. मूर्च्छां=મૂર્છા. च=અને. दैन्यं=દીનપણું. यच्छति=આપે છે. स्पृहाविषलतां=તે સ્પૃહારૂપ વિષવેલીને. बुधाः=અધ્યાત્મજ્ઞાની પંડિત પુરુષો. ज्ञानदात्रेण=જ્ઞાનરૂપ દાતરડા વડે. छिन्दन्ति=છેદે છે.

**જે સ્પૃહા-લાલસારૂપ વિષલતાના ફળ [1]મુખનું સુકાવું, મૂર્છા અને દીનપણું આપે છે તે સ્પૃહારૂપ વિષવેલીને અધ્યાત્મજ્ઞાની પંડિત પુરુષો જ્ઞાનરૂપ દાતરડા વડે છેદે છે.**

તત્ત્વજ્ઞાની જ્ઞાનરૂપ દાતરડા વડે સ્પૃહા-તૃષ્ણારૂપ વિષવેલીને છેદે છે. જે સ્પૃહારૂપ વિષલતાનું ફળ મુખનું સુકાવું, મૂર્છા અને દીનપણું આપે છે. તાત્પર્ય એ છે કે સ્પૃહારૂપ વિષલતા મુખશોષ વગેરે ફળ આપે છે. ઇચ્છનાર દીનપણું પામે છે. તેથી હલાહલ ઝેર જેવા વિષયની સ્પૃહા તજવા યોગ્ય છે.

**[2]निष्कासनीया विदुषा स्पृहा चित्तगृहाद् बहिः ।**
**अनात्मरतिचाण्डालीसंगमङ्गीकरोति या ॥४॥**

**જે (સ્પૃહા) આત્મવિરુદ્ધ પુદ્‌ગલની રતિરૂપ ચાંડાલીનો પ્રસંગ-સહવાસ સ્વીકારે છે-આદરે છે તે સ્પૃહા પંડિતે ચિત્તરૂપ ઘરથી બહાર કાઢી મૂકવા યોગ્ય છે.**

આત્મસમાધિને સાધવામાં તત્પર થયેલા પંડિતે પારકી આશા મનરૂપ ઘરથી બહાર કાઢી મૂકવી જોઇએ. કારણ કે

૧ જેમ વિષલતા ખાવાથી મુખશોષ-મોઢું સુકાઇ જાય, મૂર્છા-બેભાન થઇ જાય અને દૈન્ય-મોઢા ઉપર ફીકાશ આવે તેમ સ્પૃહાથી યાચના કરતા મુખશોષ-મોઢું સુકાય, મૂર્છા-આસક્તિ અને દૈન્ય-દીનપણું આવે.

૨ विदुषा=વિદ્વાને. स्पृहा=તૃષ્ણા. चित्तगृहाद्=મનરૂપ ઘરથી. बहिः=બહાર. निष्कासनीया=કાઢી મૂકવા યોગ્ય છે. या=જે. अनात्मरतिचाण्डालीसंगं=આત્માથી ભિન્ન પુદ્‌ગલમાં રતિરૂપ ચંડાલણીનો સંગ. अंगीकरोति=અંગીકાર કરે છે.

સ્પૃહા—આશા એ લોભનો પર્યાય છે અને લોભ કષાયનો પરિણામ છે. તેથી તેનો ત્યાગ કરવો એ શ્રેયસ્કર છે. જે સ્પૃહા આત્માથી વિરૂદ્ધ પરભાવમાં રમણીયપણાના પરિણામરૂપ ચાંડાલીનો સંગ કરે છે. માટે સ્પૃહા તજવા લાયક છે.

**"जे परभावे रत्ता मत्ता विसएसु पावबहुलेसु ।**
**आसापासनिबद्धा भमंति चउगइमहारन्ने" ॥**

"જેઓ પરભાવમાં રતિવાળા છે અને ઘણા પાપવાળા વિષયોમાં મસ્ત છે, તેમ જ આશારૂપ જાળમાં બંધાયેલા છે, તેઓ ચારગતિરૂપ મોટા અરણ્યમાં ભમે છે"

પરભાવમાં વૃત્તિ એ જ વિભાવ છે અને તે આત્મશક્તિનો નાશ કરવામાં મુદ્દગર સમાન છે. એથી નિર્ગ્રન્થ મુનિઓ પારકી આશારૂપ જાળને છેદીને સ્વરૂપનું ચિન્તન, સ્વરૂપમાં રમણતા અને સ્વરૂપના અનુભવમાં લીન થાય છે, તત્ત્વના આનન્દથી પુષ્ટ થાય છે, સ્વરૂપમાં રમણ કરે છે અને વિષયરૂપ જીર્ણ ભવકૂપમાં પડવાથી અટકે છે.

**[1]स्पृहावन्तो विलोक्यन्ते लघवस्तृणतूलवत् ।**
**महाश्चर्यं तथाप्येते मज्जन्ति भववारिधौ ॥५॥**

**સ્પૃહાવાળા—લાલચુ જીવો તૃણ અને આકડાના રૂ જેવા હલકા દેખાય છે, તો પણ એ સંસારરૂપ સમુદ્રમાં**

૧ स्पृहावन्तः=સ્પૃહાવાળા. तृणतूलवत्=તરખલા અને આકડાના રૂની પેઠે. लघवः=હલકા. विलोक्यन्ते=દેખાય છે. तथाऽपि=તો પણ. एते=એઓ. भववारिधौ=સંસારસમુદ્રમાં. मज्जन्ति=બુડે છે. (તે) महाश्चर्यं=મોટું આશ્ચર્ય છે.

ડૂબે છે એ મોટું આશ્ચર્ય છે. બીજા જે હલકા હોય તે બૂડે નહિ. કહ્યું છે કે—

**"तूलं तृणादपि लघु तूलादपि हि याचकः ।**
**वायुना किं न नीतोऽसौ मामयं प्रार्थयिष्यति" ॥**

**"તૃણથી આકડાનું રૂ હલકું છે અને આકડાના રૂથી પણ હલકો યાચક છે. તો પણ 'મારી પાસે માગશે' એવા ભયથી વાયુ તેને ખેંચી જતો નથી."**

પરવસ્તુની ઇચ્છામાં આસક્ત થયેલા સ્પૃહાવન્ત જીવો તૃણ અને આકડાના રૂ જેવા હલકા, તુચ્છ અને મલિન જણાય છે, અને હલકા હોવા છતાં પણ એઓ સ્પૃહા વગેરેથી ભવસમુદ્રમાં બુડે છે તે આશ્ચર્ય છે. લૌકિક વ્યવહારમાં લઘુપણું તરવાનું કારણ છે અને અહીં જે લઘુપણું છે તે સંસારમાં બુડવાનું કારણ છે. જો કે તેઓ પ્રાર્થના વગેરેના વ્યવહારવાળા છે અને એથી હલકા સ્વભાવવાળા છે, તોપણ ત્રણ ભુવનના ધન અને સ્વજનની તૃષ્ણાથી ભારે થયેલા હોવાથી બુડે છે એ ભાવાર્થ છે.

**गौरवं पौरवन्द्यत्वात् प्रकृष्टत्वं प्रतिष्ठया ।**
**ख्यातिं जातिगुणात् स्वस्य प्रादुष्कुर्यान्न निःस्पृहः ॥**

**સ્પૃહારહિત સાધુ નગરવાસી લોકોને વન્દનીય હોવાથી પોતાની મોટાઈને, પ્રતિષ્ઠા-શોભાથી ઉત્તમપણાને અને જાતિકુલસંપન્નપણાથી પ્રસિદ્ધિને ન પ્રગટ કરે.**

૧ निःस्पृहः=સ્પૃહારહિત મુનિ. पौरवन्द्यत्वात्=નગરવાસીઓથી વંદન કરવા યોગ્ય હોવાથી. गौरवं=મોટાઈને. प्रतिष्ठया=પ્રતિષ્ઠા વડે. प्रकृष्टत्वं=સર્વોત્તમપણાને. स्वस्य=પોતાના. जातिगुणात्=ઉત્તમ જાતિગુણથી. ख्यातिं=પ્રસિદ્ધિને. न प्रादुष्कुर्यात्=ન પ્રગટ કરે.

લૌકિક સ્પૃહા રહિત મુનિ લોકમાન્યપણાથી પોતાની મોટાઈને પ્રતિષ્ઠાથી ઉત્તમતાને અને જાતિગુણસંપન્ન હોવાથી કુલીનતાદિ પ્રસિદ્ધિને પ્રગટ કરતો નથી. તાત્પર્ય એ છે કે નિઃસ્પૃહ પુરુષો પોતાનું મહત્ત્વ બીજાને જણાવતા નથી. તે સંબન્ધે સ્પષ્ટતા કરતા નથી. કારણ કે નિઃસ્પૃહને યશ કે મોટાઈની અભિલાષા હોતી નથી.

**[1]भूशय्या भैक्षमशनं जीर्णं वासो गृहं वनम् ॥**
**तथाऽपि निःस्पृहस्याहो चक्रिणोऽप्यधिकं सुखम् ॥**

**પૃથિવી તે જ સુખશય્યા, ભિક્ષાસમૂહથી મળેલ આહાર, જૂનું ફાટેલું વસ્ત્ર અને વન એ જ ઘર છે તો પણ આશ્ચર્ય છે કે સ્પૃહારહિતને ચક્રવર્તી કરતાં પણ અધિક સુખ છે.**

મુનિને વસુંધરા એજ સુવાનો પલંગ અને ભિક્ષાર્થ પ્રાપ્ત થયેલ ભોજન છે, એ સંબન્ધે કહ્યું છે કે—

**"अहो जिणेहिं असावज्जा वित्ती साहूण देसिया ।**
**मोक्खसाहणहेउस्स साहुदेहस्स धारणा" ॥**

"મોક્ષના સાધનભૂત સાધુના શરીરને ધારણ કરવા માટે જિનોએ સાધુઓને નિર્દોષ વૃત્તિનો ઉપદેશ કર્યો છે એ આશ્ચર્યકર છે."

તથા જૂનું વસ્ત્ર અને વન એ ઘર છે, તોપણ આશ્ચર્ય

1 निःस्पृहस्य=સ્પૃહારહિત મુનિને. भूशय्या=પૃથિવીરૂપ શય્યા. भैक्षं=ભિક્ષાથી મળેલ. अशनं=ભોજન. जीर्णं=જૂનું. वासः=વસ્ત્ર. અને वनं=અરણ્યરૂપ. गृहं=ઘર. (છે). तथापि=તોપણ. अहो=આશ્ચર્ય છે કે (તેમને). चक्रिणोऽपि=ચક્રવર્તીથી પણ अधिकं=અધિક. सुखं=સુખ છે

છે કે બાહ્ય સંપત્તિ રહિત નિઃસ્પૃહ મુનિને ચક્રવર્તીથી પણ અધિક સુખ છે. ચક્રવર્તી વગેરે, વિનશ્વર અને ઉપાધિથી પ્રાપ્ત થયેલાં સુખોથી પૂર્ણ છે અને મુનિ સ્વરૂપથી ઉત્પન્ન થયેલાં, અવિનશ્વર એવા પરમાનન્દ સુખથી પરિપૂર્ણ છે. તેથી ચક્રવર્તી કરતાં પણ નિઃસ્પૃહ મુનિને અધિક સુખ છે. કારણ કે ઇન્દ્રિયસુખ અને આત્માનું સુખ બન્ને જુદી જાતનાં છે. ઇન્દ્રિયથી થયેલા સુખમાં સુખપણું આરોપિત જ છે. પુદ્ગલ-સ્કંધમાં તો સુખ નથી, તેમ સુખનું કારણપણું પણ નથી. આત્મામાં જ અવિચ્છિન્ન સુખની પરંપરા છે. સુખના કર્તા-પણું વગેરે છ કારકો આત્મામાં જ છે. તેથી વાસ્તવિક સુખ જિનની આજ્ઞાથી પરભાવને રોકનાર નિઃસ્પૃહ મુનિને જ હોય છે. તેથી તેમને ચક્રવર્તી કરતાં પણ ઇન્દ્રિયને અગોચર સ્વાભાવિક મોટું સુખ હોય છે.

**[1]परस्पृहा महादुःखं निःस्पृहत्वं महासुखम् ।**
**एतदुक्तं समासेन लक्षणं सुखदुःखयोः ॥८॥**

**પરની આશા-લાલસા કરવી તે મહાદુઃખ છે અને નિઃસ્પૃહપણું તે મહાસુખ છે. એ સંક્ષેપથી સુખ અને દુઃખનું લક્ષણ કહ્યું છે.**

પરવસ્તુની, અથવા બીજા પાસેથી આશા રાખવી તે મહાદુઃખ છે અને નિઃસ્પૃહપણું-ઇચ્છારહિતપણું તે મહા આનન્દરૂપ છે-એમ સંક્ષેપથી સુખ અને દુઃખનું લક્ષણ કહ્યું

---

૧ परस्पृहा=પર વસ્તુની ઇચ્છા. महादुःखं=મહાદુઃખરૂપ છે. निःस्पृहत्वं=નિઃસ્પૃહપણું. महासुखं=મોટા સુખરૂપ છે. एतद्=એ. समासेन=સંક્ષેપથી. सुखदुःखयोः=સુખ અને દુઃખનું. लक्षणं=ચિહ્ન. उक्तं=કહ્યું છે.

છે. એ પ્રકારે કહેવાથી એમ જણાવ્યું કે પરની આશા જ દુઃખ છે. જો વિકારરહિત, અખંડ, સચ્ચિદાનન્દમય અને સ્વાભાવિક આત્મધર્મના ભોક્તાને પરભાવનો અભિલાષ માત્ર જ દુઃખરૂપ છે તો પરવસ્તુની આશા કેમ કરવી? એમ સ્વ-પરના વિવેક વડે પરભાવને રોકવાથી જેણે આત્માનો અનન્ત આનન્દ પ્રગટ કર્યો છે એવા આત્માનો નિઃસ્પૃહપણું એ ધર્મ છે અને તેના અનુભવથી સુખ છે. માટે સ્પૃહા તજવા યોગ્ય છે. કારણ કે સ્પૃહા આત્મિક સામર્થ્યહીન મનુષ્યને થાય છે, પરન્તુ આ આત્મા તો પૂર્ણ આનન્દવાળો, સંપૂર્ણ જ્ઞેયને જાણનાર, સર્વ પદાર્થને જાણવાના સ્વભાવવાળો અને શુદ્ધ આત્માનન્દનો ભોક્તા પરમ પદાર્થ છે, અનાદિકાળથી સ્વતત્ત્વના અનુભવથી ભ્રષ્ટ થયો હોવાને લીધે તેને પરવસ્તુની સ્પૃહા થાય છે, તો પણ અવ્યાબાધસ્વરૂપ આત્માની ભાવના વડે ટંકોત્કીર્ણ ન્યાયથી જેણે આત્માનું સ્વરૂપ જાણ્યું છે તેને પરવસ્તુની સ્પૃહા થતી નથી.

## १३ मौनाष्टक

**मन्यते यो जगत्तत्त्वं स मुनिः परिकीर्तितः ।**
**सम्यक्त्वमेव तन्मौनं मौनं सम्यक्त्वमेव वा ॥१॥**

'જે જગતના તત્ત્વને જાણે તે મુનિ' એમ તીર્થંકર-ગણ-

૧ यः=જે. जगत्तत्त्वं=જગતના સ્વરૂપને. मन्यते=જાણે છે. सः=તે. मुनिः=મુનિ. परिकीर्तितः=કહેલ છે. तत्=તેથી. सम्यक्त्वं=સમ્યક્ત્વ. एव=જ. मौनं=મુનિપણું. (છે) वा=અને. मौनं=મુનિપણું. सम्यक्त्वमेव=સમ્યક્ત્વ જ છે.

ધરોએ કહ્યું છે. તે કારણથી-મુનિપદની વ્યુત્પત્તિના નિમિત્તરૂપ જગતના તત્ત્વનું જ્ઞાન હોવાથી સમ્યક્ત્વ જ મુનિપણું છે અથવા મુનિપણું એ સમ્યક્ત્વ જ છે. આથી જ 'બધા ય શબ્દો ક્રિયાવાચી છે' એવો એવંભૂત નયનો અભિપ્રાય લઈને આચારાંગસૂત્રમાં કહ્યું છે કે—

**जं सम्मं ति पासहा तं मोणं ति पासहा, जं मोणं ति पासहा तं सम्मं ति पासहा। ण इमं सक्कं सिढिलेहिं अदिज्जमाणेहिं गुणासाएहिं वंकसमायारेहिं पमत्तेहिं गारमावसंतेहिं।**

**मुणी मोणं समायाए धुणे कम्मसरीरगं।**
**पंतं लूहं च सेवन्ति वीरा संमत्तदंसिणो॥"**

अध्य० ५ उ० ३ सू० १५५.

જે સમ્યક્ત્વ છે તે જ મુનિપણું છે, જે મુનિપણું છે તે જ સમ્યક્ત્વ છે. એ મૌન (મુનિપણું) શિથિલ-મન્દવીર્યવાળા, આર્દ્ર-રાગવાળા, શબ્દાદિ વિષયોનો આસ્વાદ લેનારા, વક્ર આચારવાળા-માયાવી, અને પ્રમાદી ગૃહસ્થોએ પાલન કરવું શક્ય નથી. મુનિ મૌનને ગ્રહણ કરીને કાર્મણ શરીરનો નાશ કરે. તેને માટે સમ્યક્ત્વદર્શી વીરપુરુષો પ્રાન્ત અને રૂક્ષ ભોજન કરે છે.

પૂર્વે કહેલા એ બધા ગુણો નિર્ગ્રન્થ (પરિગ્રહરહિત) મુનિને હોય છે, માટે મુનિનું સ્વરૂપ બતાવે છે. અથવા લોકમાં નિર્ગ્રન્થ નહિ હોવા છતાં નિર્ગ્રન્થપણાના આરોપથી નિર્ગ્રન્થ તરીકે મનાતા અને આત્માના અશુદ્ધ અભિમાનથી તત્ત્વના વિવેકથી રહિત એવા જીવો હોય છે, તેઓને ઉપદેશ કરવા અને વિશુદ્ધ ગુરુતત્ત્વનો બોધ થવા માટે

કહે છે–ત્રણે કાળે જે આત્માને જાણે તે મુનિ. તેમાં નામમુનિ અને સ્થાપનામુનિ સુગમ છે. દ્રવ્યમુનિ જ્ઞશરીર, ભવ્યશરીર અને તદ્‌વ્યતિરિક્તના ભેદથી ત્રણ પ્રકારે છે. ઉપયોગ રહિત, વેષધારી, દ્રવ્યક્રિયાની વૃત્તિવાળો, સાધ્યના ઉપયોગ રહિત, પ્રવૃત્તિના વિકલ્પાદિમાં કષાય રહિત, પરન્તુ પરિણામ ધારામાં અસંયમના પરિણામવાળો દ્રવ્યનિર્ગ્રન્થ છે. ચારિત્રમોહનીયના ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષયથી પ્રગટ થયેલ સ્વરૂપમાં રમણતાયુક્ત, પરભાવથી નિવૃત્તિ કરનાર પરિણતિ અને વિકલ્પોની પ્રવૃત્તિમાં આદિના બાર કષાયના ઉદયથી મુક્ત થયેલા ભાવમુનિ છે.

નૈગમ, સંગ્રહ અને વ્યવહાર નયના અભિપ્રાયે દ્રવ્યક્રિયામાં પ્રવૃત્તિ કરતા અને દ્રવ્યાસ્રવથી વિરક્ત થયેલાને મુનિપણું હોય છે. ઋજુસૂત્ર નયના મતે ભાવનિર્ગ્રન્થપણાના અભિલાષ અને સંકલ્પવાળાને મુનિપણું છે. શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નયની અપેક્ષાએ પ્રમત્તગુણસ્થાનકથી આરંભી ક્ષીણમોહ પર્યન્ત પરિણતિના સામાન્ય વિશેષ સમુદાયરૂપ આત્મતત્ત્વમાં તન્મયતા અને પરમ શમરૂપ અમૃતમાં મગ્ન થયેલાને મુનિપણું હોય છે. અહીં સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર જેને પ્રગટ થયેલું છે એવા, દ્રવ્ય અને ભાવાસ્રવની વિરતિવાળા અને સ્વરૂપમાં રમણ કરનારા મુનિના સ્વરૂપનું વર્ણન કરવાનો અવસર છે.

શમ, સંવેગ, નિર્વેદ, અનુકમ્પા અને આસ્તિક્ય લક્ષણ સહિત જે જીવ અને અજીવરૂપ જગતના તત્ત્વને યથાર્થ ઉપયોગ વડે, દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક, સ્વભાવ, ગુણ અને

પર્યાયરૂપે, નિમિત્ત, ઉપાદાન, કાર્યકારણભાવ, ઉત્સર્ગ અને અપવાદની પદ્ધતિથી જાણે છે તે તત્ત્વને જાણનાર મુનિ છે, એમ તીર્થંકર–ગણધરોએ કહેલ છે. નિર્ગ્રન્થ મુનિનો સ્વભાવ-ધર્મ તે મુનિપણું. તે જ સમ્યકત્વ છે. જે પ્રકારે જાણેલું છે તેવા પ્રકારનું આચરણ તે સમ્યકત્વ અને એ જ મુનિપણું છે. અથવા મુનિપણું એ સમ્યકત્વ જ છે. અહીં જે શુદ્ધ શ્રદ્ધા વડે નિર્ધારિત આત્મસ્વભાવમાં રહેવું તે ચારિત્ર. સમ્યગ્દર્શન વડે જેનો નિર્ણય કરેલો છે અને સમ્યગ્જ્ઞાન વડે જેને પુદ્ગલાદિથી ભિન્નરૂપે જાણેલ છે તે આત્મસ્વરૂપનું ઉપાદેયપણું છે, તેમાં તે પ્રકારે રમણ કરવું તે ચારિત્ર કે મુનિપણું છે. માટે સમ્યક્ શ્રદ્ધા વડે નિર્ધારિત આત્મસ્વરૂપને પ્રકટ કરવું તે એવંભૂત નયથી સમ્યકત્વ છે અને એવંભૂત નયથી મુનિપણું છે. એ સમ્યકત્વ અને મૌનનું યથાર્થ સ્વરૂપ છે. એમ જ્ઞપરિજ્ઞા અને પ્રત્યાખ્યાનપરિજ્ઞાથી પ્રાપ્ત થયેલ સ્વરૂપ જ એ પ્રમાણે કાર્યસાધક છે, તેથી સમ્યકત્વ અને મુનિપણું અભેદરૂપ છે. ચોથા ગુણસ્થાનકમાં રહેલા સમ્યગ્દૃષ્ટિઓને જે સાધ્યરૂપે નિર્ધારિત છે તે પ્રમાણે મુનિ-ભાવમાં પ્રવૃત્તિ કરતાં સિદ્ધ અવસ્થામાં સ્વરૂપની વ્યક્તિ (આવિર્ભાવ) થાય છે. એથી શુદ્ધ સિદ્ધપણાનો નિર્ધાર તે સમ્યકત્વ છે. આચારાંગસૂત્રમાં કહ્યું છે કે–"સમ્યકત્વ જ મુનિપણું છે અને જે મુનિપણું છે તે સમ્યકત્વ જ છે. તે મુનિપણાનું આચરણ, શિથિલ, આર્દ્ર (રાગી), શબ્દાદિ વિષ-યોમાં આસક્ત, વક્ર આચારવાળા, પ્રમત્ત અને ગૃહસ્થ ધર્મીને શક્ય નથી. મુનિ મુનિભાવને સ્વીકારીને કાર્મણ

શરીરને ધુજાવે. અને તે માટે સમ્યક્ત્વદર્શી વીર પુરુષો પ્રાન્ત અને રૂક્ષ આહાર કરે છે".

તથા પંચાસ્તિકાયમાં ચેતનાલક્ષણવાળો જીવ છે અને તે પોતે બંધાયેલો અને વિભાવ પરિણતિથી ઘેરાયેલો હોવા છતાં પણ સત્તા વડે કર્મમલ રહિત અને જ્ઞાનાનન્દસ્વરૂપ છે, તો તેને તેવા સ્વરૂપે નિર્ધારીને તેનું આવરણ મટાડવા માટે મોહના કારણ અને હેયરૂપે જાણેલા દ્રવ્યાસ્રવોને દૂર કરે છે. એ પ્રમાણે સમ્યક્ત્વ એ જ મુનિનું સ્વરૂપ છે.

**[1]आत्माऽऽत्मन्येव यच्छुद्धं जानात्यात्मानमात्मना ।**
**सेयं रत्नत्रये ज्ञप्तिरुच्याचारैकता मुनेः ॥२॥**

આત્મા આત્મસ્વભાવરૂપ આધારને વિષે શુદ્ધ-કર્મોપાધિરહિત એકત્વ-પૃથક્ત્વપૃથક્પરિણત-અભેદ અને ભેદરૂપે પૃથક્પરિણતિવાળા સ્વદ્રવ્યરૂપ આત્માને આત્મા વડે જ્ઞપરિજ્ઞા અને પ્રત્યાખ્યાન પરિજ્ઞા એમ દ્વિવિધ પરિજ્ઞાએ જાણે, તે આ રત્નત્રયમાં જ્ઞાન, રુચિ-શ્રદ્ધા અને આચરણની અભેદપરિણતિ મુનિને હોય છે. કહ્યું છે કે—

**"आत्मानमात्मना वेत्ति मोहत्यागाद् यदात्मनि ।**
**तदेव तस्य चारित्रं तज्ज्ञानं तच्च दर्शनम् ॥"**

"આત્મા મોહના ત્યાગથી આત્માને વિષે આત્મા વડે

---

૧ आत्मा=આત્મા. आत्मनि=આત્માને વિષે. एव=જ. शुद्धं=કર્મરહિત—વિશુદ્ધ. आत्मानं=આત્માને. यद्=જે. जानाति=જાણે છે. सा=તે. इयं=આ. रत्नत्रये=જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્નમાં. ज्ञप्तिरुच्याचारैकता=જ્ઞાન, શ્રદ્ધા અને આચારની અભેદ પરિણતિ. मुनेः=મુનિને (હોય છે).

આત્માને જે જાણે છે તે જ તેનું ચારિત્ર છે, તે જ્ઞાન છે અને તે દર્શન છે".

આ જ કારણથી જે શ્રુતજ્ઞાનથી કેવળ આત્માને જાણે તે અભેદ નયની અપેક્ષાએ તથા જે કેવલ સંપૂર્ણ શ્રુતને જાણે તે ભેદનયથી શ્રુતકેવલી છે-એમ સમયપ્રાભૃતમાં કહ્યું છે—

जो हि सुएणभिगच्छइ अप्पाणमिणं तु केवलं सुद्धं ।
तं सुअकेवलिमिसिणो भणंति लोगप्पदीवयरा ॥
जो सुअनाणं सव्वं जाणइ सुअकेवलिं तमाहु जिणा ।
नाणं आया सव्वं जम्हा सुअकेवली तम्हा ॥
समय० गा० ९–१०

જે શ્રુતજ્ઞાન વડે કેવળ શુદ્ધ આત્માને જાણે છે તેને લોકમાં પ્રકાશ કરનારા ઋષિઓ શ્રુતકેવલી કહે છે.

જે સર્વ શ્રુતજ્ઞાનને જાણે છે તેને જિનો શ્રુતકેવલી કહે છે. કારણ કે આત્મા સર્વ જ્ઞાનરૂપ છે તેથી તે શ્રુતકેવલી કહેવાય છે.

"रिसहो पंच धणुस्सय नव पासो सत्त रयणीओ वीरो।
सेसट्ठ–पंच–अट्ठ य पन्ना–दस–पंच–परिहीणा" ॥*

ઋષભદેવનું શરીર પાંચસો ધનુષ પ્રમાણ છે. પાર્શ્વનાથનું નવ હાથ અને મહાવીર પ્રભુનું સાત હાથનું છે. બાકીના આઠ તીર્થંકરોના શરીર તેમાંથી પચાસ પચાસ ધનુષ ઓછા કરવા. ત્યાર બાદ પાંચ તીર્થંકરોનું દસ દસ ધનુષ ઘટાડવું અને પછીના પાંચ તીર્થંકરોનું શરીર તેમાંથી

* ઉપાધ્યાજીકૃત ટબામાં આ ગાથા આપેલી છે, પણ તેનો પૂર્વાપર સંબન્ધ માલુમ પડતો નથી. –अनु.

**પાંચ પાંચ ધનુષ ઓછું કરવું.**

અભિન્ન એવા જ્ઞાન, દર્શન અને ચારિત્ર ગુણોના ઉપાદાન સ્વરૂપ આત્માને વિષે જાણવાનું કાર્ય કરનાર પોતે આત્મા જ છે, તે છ કારકના સમુદાયરૂપ છે, તે સ્વયમેવ કર્તા અને કર્મરૂપ હોવા છતાં સ્વતઃ કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણરૂપ છે–એમ પૂજ્ય જિનભદ્રગણિક્ષમાશ્રમણે વિશેષાવશ્યક ભાષ્યમાં વ્યાખ્યા કરી છે. એ કારણથી આત્મા એટલે કર્તારૂપ જીવ આત્મા વડે એટલે આત્મસ્વરૂપ જ્ઞાન અને વીર્ય વડે અનન્ત અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, સત્ત્વ, પ્રમેયત્વ અને સિદ્ધત્વાદિ ધર્મસહિત આત્માને અસ્તિત્વાદિ અનન્ત ધર્મો અને પર્યાયોના આધારભૂત આત્માને વિશે જાણે છે, તે આ જાણવા રૂપ પ્રવૃત્તિ તે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ ત્રણ રત્નમાં બોધરૂપ જ્ઞાન, સ્વરૂપના નિર્ધારણરૂપ રુચિ અને આચારનો અભેદ પરિણામ મુનિને હોય છે. એથી એમ જણાવ્યું કે આત્મા વડે આત્માને જાણી તેની રુચિ અને તેનું આચરણ એ મુનિનું સ્વરૂપ છે. તાત્પર્ય એ છે કે મિથ્યાત્વ, અજ્ઞાન અને અસંયમમાં તન્મયતા હોવાને લીધે પૌદ્ગલિક સુખને સુખરૂપે નિર્ધારી અને જાણીને તેવા પ્રકારના પૌદ્ગલિક સુખમાં પ્રવૃત્ત થએલો તે તત્ત્વના અજ્ઞાનથી જેમ દાહજ્વરથી પીડિત થયેલાને માટીનો લેપ કરવામાં આવે તેમ માટીના લેપ જેવા કર્મપુદ્ગલો વડે લેપાય છે અને તેથી તેને તત્ત્વશ્રદ્ધાન, જ્ઞાન અને રમણતાનો લેશમાત્ર અનુભવ થતો નથી. પરન્તુ તેને જ્યારે નિસર્ગ–સ્વભાવથી અથવા ગુરુના ઉપદેશાદિ રૂપ નિમિત્તથી આ જીવ અનાદિ અનન્ત, અનન્ત જ્ઞાનાદિ પર્યાયવાળો,

કર્મ વડે અલિપ્ત અને અમૂર્ત્તસ્વભાવવાળો અનુભવગોચર થાય છે અને તેનો નિર્ધાર થાય છે, ત્યારે તેને 'હું સાધ્ય, સાધક અને સિદ્ધસ્વરૂપ છું, તથા જ્ઞાન, દર્શન અને આનન્દાદિ અનન્તગુણમય છું,' એવી તીવ્ર જ્ઞાનદશા જાગૃત થાય છે. એ પ્રકારે જ્ઞાન, રુચિ અને આચરણરૂપ અભેદપરિણતિ મુનિનું સ્વરૂપ છે. એ સંબન્ધે કહ્યું છે કે–"મોહના ત્યાગથી આત્મા આત્મા વડે આત્માને આત્માને વિશે જે જાણે છે તે જ તેનું ચારિત્ર, જ્ઞાન અને દર્શન છે" પૂજ્ય હરિભદ્રાચાર્યે ષોડશકમાં કહ્યું છે કે–

**"बालः पश्यति लिङ्गं मध्यमबुद्धिर्विचारयति वृत्तम् ।**
**आगमतत्त्वं तु बुधः परीक्षते सर्वयत्नेन" ॥**

षोडशक १ गा. २

વિવેક રહિત અજ્ઞાની બાહ્ય વેષને પ્રધાનપણે જુએ છે. કારણ કે વેષમાં જ તેની રુચિ હોય છે. તે દ્વારા ધર્મનો નિર્ણય કરે છે. મધ્યમ બુદ્ધિવાળો આચરણનો વિચાર કરે છે. એટલે તે આચરણને જ મુખ્યપણે માને છે. પરન્તુ વિશિષ્ટ વિવેકસંપન્ન સર્વ પ્રકારના યત્નથી આગમતત્ત્વનો–સિદ્ધાન્તના પરમાર્થનો વિચાર કરે છે. માટે આત્મતત્ત્વમાં તન્મયતા કરવી એ ચારિત્ર છે.

એ જ અર્થને નયના ભેદે વિવરણ કરીને બતાવે છે—

**[1]चारित्रमात्मचरणाद् ज्ञानं वा दर्शनं मुनेः ।**
**शुद्धज्ञाननये साध्यं क्रियालाभात् क्रियानये ॥३॥**

१ आत्मचरणात्=આત્માને વિષે ચાલવાથી. चारित्रं=ચારિત્ર છે.

**આત્માને વિષે જ ચાલવાથી-પુદ્ગલ થકી નિવૃત્તિ કરવાથી ચારિત્ર, બોધસ્વરૂપ હોવાથી જ્ઞાન અને જિનોક્ત ભાવની શ્રદ્ધારૂપ હોવાથી દર્શન, એમ શુદ્ધ જ્ઞાન નય એટલે જ્ઞાનાદ્વૈત નયના અભિપ્રાયે મુનિને સાધ્ય છે; તે એક વસ્તુને વ્યાવૃત્તિ-ભેદનયની અપેક્ષાએ ત્રિરૂપ કહે છે. જ્ઞાનના ફલરૂપ ક્રિયાના લાભથી ક્રિયાનયના અભિપ્રાયે એકતા જાણવી. વિષયપ્રતિભાસવ્યાપારે જ્ઞાન, આત્મપરિણામ વ્યાપારે તે જ સમ્યક્ત્વ, અને આસ્રવને રોકવાથી તત્ત્વજ્ઞાનવ્યાપારે તે જ ચારિત્ર. એમ વ્યાપારના ભેદથી એક જ્ઞાન ત્રિરૂપ કહેવું.**

આત્મસ્વરૂપમાં રમણ કરવાથી અને પરભાવની પ્રવૃત્તિનો ત્યાગ કરવાથી ચારિત્ર, આત્મસ્વરૂપના અવબોધરૂપ જ્ઞાન, અને પોતાના અસંખ્યાતા પ્રદેશોમાં વ્યાપક હોવાથી 'સ્વાભાવિક જ્ઞાનાદિ અનન્તપર્યાયવાળો હું છું, અન્ય પુદ્ગલાદિ તેવા પ્રકારના નથી' એવો નિર્ધાર તે સમ્યગ્દર્શન. એ પ્રકારે જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગ-એમ બે પ્રકારના ઉપયોગગુણવાળો આત્મા છે. એ પ્રમાણે ભાષ્યમાં કહ્યું છે- "જેઓ આત્માના બે ગુણની જ વ્યાખ્યા કરે છે, તેના મતે જ્ઞાનમાં સ્થિરતા એ ચારિત્ર છે. તેથી જ્ઞાન અને ચારિત્રનો અભેદ જ છે. આત્મપરિણામના વ્યાપારવાળું જ્ઞાન તે સમ્યક્ત્વ. આસ્રવને રોકવારૂપ તત્ત્વજ્ઞાનમાં એકતા તે ચારિત્ર. એમ વ્યાપારના ભેદથી જ્ઞાનની જ ત્રણ અવસ્થા છે. કહ્યું છે કે—

(તે) शुद्धज्ञाननये=શુદ્ધ જ્ઞાન નયના અભિપ્રાયે. मुनेः=મુનિને. ज्ञानं वा दर्शनं=જ્ઞાન અને દર્શન. साध्यं=સાધ્ય છે. क्रियानये=ક્રિયાનયના અભિપ્રાયે. क्रियालाभात्=જ્ઞાનના ફલરૂપ ક્રિયાના લાભથી સાધ્યરૂપ છે.

**"एवं जिणपण्णत्ते सद्दहमाणस्स भावओ भावे।
पुरिसस्साभिणिबोहे दंसणसद्दो हवइ जुत्तो ॥"**

सन्मति० कां २ गा० ३२

"એમ જિનોક્ત ભાવોને ભાવથી શ્રદ્ધા કરનાર પુરૂષના અભિનિબોધને વિષે (મતિજ્ઞાનને વિષે) દર્શન શબ્દ યુક્ત છે."

તથા ક્રિયાનયના અભિપ્રાયે ક્રિયાના લાભથી સાધ્યની સિદ્ધિ કરવા યોગ્ય છે. પ્રથમ ક્રિયાનયથી સાધ્યની સિદ્ધિ કરવી અને જ્યારે આત્મતત્ત્વ પ્રગટ થાય ત્યારે બધું જ્ઞાનનયથી સાધ્ય થાય છે. વાસ્તવિક રીતે તો જ્ઞાનની પ્રવૃત્તિ એ જ ચારિત્ર છે. કારણ કે જ્ઞાનસ્વરૂપ આત્માની સેવા તે આત્માનો ધર્મ છે. તેથી જ્ઞાનસ્વરૂપ જ આત્મા છે.

**[1]यतः प्रवृत्तिर्न मणौ लभ्यते वा न तत्फलम् ।
अतात्त्विकी मणिज्ञप्तिर्मणिश्रद्धा च सा यथा ॥४॥**

**જેમ જેથી મણિને વિશે પ્રવૃત્તિ ન થાય અથવા વિનિયોગ-અલંકારાદિમાં યોજના કરવા રૂપ પ્રવૃત્તિનું ફળ પણ ન પ્રાપ્ત થાય તો તે મણિનું જ્ઞાન અને 'આ મણિ છે' એવી શ્રદ્ધા અવાસ્તવિક-અસત્ય છે.**

અશુદ્ધ જ્ઞાનનું નિષ્ફળપણું દઢ કરે છે-જેમ જે મણિ નથી તેમાં મણિનો આરોપ કરવાથી કે ખોટા મણિમાં

૧ यथा=જેમ. यतः=જેથી. मणौ=મણિને વિષે. प्रवृत्तिः=પ્રવૃત્તિ. न=ન થાય. वा=અથવા. तत्फलं=પ્રવૃત્તિનું ફળ. न लभ्यते=ન પ્રાપ્ત થાય. सा=તે. अतात्त्विकी=અવાસ્તવિક. मणिज्ञप्तिः=મણિનું જ્ઞાન. च=અને. मणिश्रद्धा=મણિની શ્રદ્ધા. (જાણવી).

મણિની શ્રદ્ધા કરવાથી તે મણિથી ઝેરને દૂર કરવારૂપ પ્રવૃત્તિ થતી નથી, તેમજ તેનું ફળ પણ મળતું નથી. કારણ કે મણિનુ જ્ઞાન અને શ્રદ્ધા વાસ્તવિક નથી. ઝેર ઉતારવારૂપ પ્રવૃત્તિ સાચા મણિથી થાય, પણ ખોટા મણિથી ન થાય. એ સંબન્ધે કહ્યું છે કે--

**"पुल्लेव मुट्टी जह से असारे अयंतिए कूडकहावणे वा।
राढामणी वेरुलियप्पगासे अमहग्घओ होइ हु जाणएसु" ॥**

उत्तरा० अध्य० २० गा० ४२

"જેમ અસાર એવી ખાલી મુઠી, અયંત્રિત-પ્રસિદ્ધિને નહિ પામેલો ખોટો કાર્षાપણ (એક જાતનો સિક્કો) અને વૈડૂર્યરત્નના જેવા પ્રકાશવાળો કાચનો મણિ એ બધાં જાણનાર માણસોમાં કિંમત વિનાના ઠરે છે."

**[1]तथा यतो न शुद्धात्मस्वभावाचरणं भवेत्।
फलं दोषनिवृत्तिर्वा न तज्ज्ञानं न दर्शनम्॥५॥**

**તેમ જેથી શુદ્ધ આત્મસ્વભાવનું આચરણ ન થાય અથવા શુદ્ધ આત્માના લાભનું ફળ રાગ, દ્વેષ અને મોહરૂપ દોષની નિવૃત્તિ ન થાય તે જ્ઞાન નથી અને દર્શન-સમ્યકત્વ પણ નથી.**

તે પ્રકારે એકાન્તરૂપે આત્મદ્રવ્યના નિર્ધારરૂપ દર્શનથી અથવા તત્ત્વના અવબોધરૂપ જ્ઞાનથી શુદ્ધ એટલે

1 तथा=તેમ. यतः=જેથી. शुद्धात्मस्वभावाचरणं=શુદ્ધ આત્મસ્વભાવનું આચરણ. वा=અથવા. दोषनिवृत्तिः=દોષની નિવૃત્તિરૂપ. फलं=ફળ. न भवेद्=ન થાય. तत्=તે. ज्ञानं=જ્ઞાન. न=નથી. (અને) दर्शनं=શ્રદ્ધા. न=નથી.

પરભાવરહિત જે સ્વરૂપલક્ષણરૂપ આત્મસ્વભાવ છે તેમાં આચરણ–એકતારૂપ તન્મયપણું ન થાય, તે પ્રવૃત્તિ વડે શુદ્ધ આત્મસ્વભાવના લાભરૂપ પરમાત્મપદની પ્રાપ્તિ ન થાય, અથવા રાગાદિ દોષની નિવૃત્તિ ન થાય તો તે સર્વ પ્રવૃત્તિ બાળકની ક્રીડા જેવી છે. કારણ કે શુદ્ધ આત્મસ્વરૂપના અવલંબન સિવાય અવેદ્ય–નહિ જાણવા યોગ્ય વિષયને જાણવારૂપ જ્ઞાન તે ખરેખર જ્ઞાન જ નથી. તથા 'સકલ પરભાવના સંગરૂપ ઉપાધિજન્ય આત્માના અશુદ્ધ અધ્યવસાયથી મુક્ત, અમૂર્ત્ત, ચિન્મય અને આનન્દમય, આત્માના સહજ સ્વભાવરૂપ હું છું' એવા નિર્ધારથી રહિત તે સમ્યગ્દર્શન નથી. એ માટે શ્રુતથી થતું કેવળ આત્મજ્ઞાન તે અભેદજ્ઞાન અને ઉત્સર્ગ જ્ઞાન તો શ્રુતના અક્ષરોને આધારે થતું સર્વ દ્રવ્યના ઉપયોગરૂપ ભેદજ્ઞાન છે. સર્વ અક્ષરને જાણનાર જ્યાં સુધી દ્રવ્ય શ્રુતનું અવલંબન લે છે ત્યાં સુધી તે ભેદજ્ઞાની છે. સમયપ્રાભૃતમાં કહ્યું છે કે "જે શ્રુતજ્ઞાન વડે કેવળ શુદ્ધ આત્માને જાણે છે તેને લોકને પ્રકાશ કરનારા ઋષિઓ શ્રુતકેવલી કહે છે. જે સર્વ શ્રુતજ્ઞાનને જાણે છે તેને પણ જિનો શ્રુતકેવલી કહે છે. કારણ કે સર્વ પ્રકારનું જ્ઞાન આત્મા છે અને તેથી તે શ્રુતકેવલી છે."

કહ્યું છે કે—

**अहमिक्को खलु सुद्धो निम्ममओ नाणदंसणसमग्गो ।**
**तंमि ठिओ तच्चित्तो सव्वे एए खयं नेमि ॥**

समयसार गा० ७३.

"ખરેખર હું એક, શુદ્ધ, મમત્વરહિત અને જ્ઞાન-દર્શન વડે પરિપૂર્ણ છું. વળી શુદ્ધ ચૈતન્યસ્વભાવમાં રહેલો અને ચૈતન્યના અનુભવમાં લીન થયેલો હું એ બધા ક્રોધાદિ આસ્રવોનો ક્ષય કરૂં છું."

નિર્મલ અને નિષ્કલંક જ્ઞાન-દર્શન ઉપયોગવાળો આત્મા છે અને તે આત્માનું જ્ઞાન તે ખરેખર જ્ઞાન છે. કહ્યું છે કે—

**"देहादेवलि जो वसे देव अणाइअणंत।**
**सो परजाणहु जोईया अन्न न तं तं नमंत" ॥**

"દેહરૂપ દેવલમાં જે અનાદિ અનન્ત દેવ વસે છે તે પરમ જ્ઞાની છે. તેને હે યોગીશ્વરો! જાણો. બીજા તે તે દેવને ન નમો."

આત્મજ્ઞાનથી જ સિદ્ધિ થાય છે. સાધ્ય પણ પૂર્ણ આત્મજ્ઞાન જ છે. તે માટે અન્ય દર્શનવાળા વાદવિવાદ કરે છે, શ્વાસ-પ્રશ્વાસની રેચકાદિ પ્રાણાયામ ક્રિયા કરે છે, મૌન ધારણ કરે છે, પર્વત, વન અને ઉદ્યાનમાં ભમે છે. તો પણ અહંતે ઉપદેશેલા આગમના શ્રવણથી સ્યાદ્વાદ વડે સ્વ અને પરની પરીક્ષાથી નિર્ધારિત સ્વસ્વભાવરૂપ ઔષધ સિવાય કાર્યસિદ્ધિ થતી નથી. તેથી આ પ્રાપ્ત થયેલા અવસરે આત્માને વિષે આત્મા વડે અનન્તગુણપર્યાયસ્વરૂપ આત્મજ્ઞાન કરવા યોગ્ય છે. કહ્યું છે કે—

**"आत्माज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते।**
**अभ्यस्यं तद् यथा येनात्मा ज्ञानमयो भवेत्" ॥**

"આત્માના અજ્ઞાનથી થયેલું દુઃખ આત્માના જ્ઞાનથી નાશ પામે છે. તે માટે જેથી આત્મા જ્ઞાનમય થાય તેવા પ્રકારનો અભ્યાસ કરવા યોગ્ય છે"

**[1]यथा शोफस्य पुष्टत्वं यथा वा वध्यमण्डनम् ।**
**तथा जानन् भवोन्मादमात्मतृप्तो मुनिर्भवेत् ॥६॥**

**જેમ સોજાનું પુષ્ટપણું અથવા વધ કરવાને લઇ જતા પુરુષને કરેણના ફુલની માળા વગેરે આભરણ પહેરાવવામાં આવે છે, તેના જેવા સંસારના ઉન્માદ-ઘેલછાને જાણતા મુનિ આત્માને વિશે જ સંતુષ્ટ હોય.**

જેમ સોજાથી થયેલ શરીરનું સ્થૂલપણું વિકારરૂપ હોવાથી પુષ્ટિ માટે તેને કોઇ ઇચ્છતું નથી, અથવા વધ કરવા માટે લઈ જવામાં આવતા પુરુષને કરેણના ફુલની માલા વગેરે આભૂષણ પહેરાવવામાં આવે છે, તે પણ અનિષ્ટ છે, તેની પેઠે જ સંસારના ઉન્માદને જાણતા સમસ્ત પરભાવના ત્યાગી મુનિ અનન્તગુણરૂપ આત્મસ્વરૂપમાં સંતુષ્ટ થાય છે. તાત્પર્ય એ છે કે સંસારનું સ્વરૂપ અસાર, નિષ્ફળ અને નહિ ભોગવવા યોગ્ય જાણી મુનિ આત્મસ્વરૂપમાં મગ્ન થાય છે.

**[2]सुलभं वागनुच्चारं मौनमेकेन्द्रियेष्वपि ।**
**पुद्गलेष्वप्रवृत्तिस्तु योगानां मौनमुत्तमम् ॥७॥**

---

૧ यथा=જેમ. शोफस्य=સોજાનું. पुष्टत्वं=પુષ્ટપણું. वा=અથવા. वध्यमण्डनम=વધ કરવા યોગ્ય પુરુષને કરેણની માળા વગેરેથી શણગારવું. तथा=તેમ. भवोन्मादं=સંસારની ઘેલછાને. जानन्=જાણનાર. मुनिः=મુનિ. आत्मतृप्तः=આત્માને વિષે જ સંતુષ્ટ. भवेद्=થાય.

૨ वागनुच्चारं=વાણીના નહિ ઉચ્ચારવારૂપ. मौनं=મૌન. एके-

**વચનના નહિ ઉચ્ચારવારૂપ મૌન એકેન્દ્રિય જીવોમાં સુલભ (સુખે પામીએ તેવું) છે, પરન્તુ પુદ્ગલમાં યોગોની (મન-વચન-કાયાની) અવ્યાપારરૂપ અપ્રવૃત્તિ છે તે ઉત્કૃષ્ટ મૌન છે. એ જ મુનિનું મૌન છે.**

વચનલબ્ધિ નહિ હોવાથી વાણીની અપ્રવૃત્તિરૂપ મૌન એકેન્દ્રિયોમાં પણ સુલભ છે. પરન્તુ તે મૌન મોક્ષ-સાધક નથી. પુદ્ગલસ્કન્ધમાં થએલા વર્ણ, ગન્ધ, રસ, સ્પર્શ અને આકૃતિ વગેરેમાં દ્રવ્ય અને ભાવથી મન-વચન-કાયાની અપ્રવૃત્તિરૂપ શ્રેષ્ઠ મૌન છે, અને શ્રેષ્ઠ હોવાથી તેનું બધા જીવોમાં વ્યાપકપણું નથી, પણ તેની વિરલતા છે. તે પુદ્ગલસ્કન્ધો પ્રતિ વીર્યની પ્રવૃત્તિ કે અપ્રવૃત્તિથી રહિત મૌન ઉત્તમ અને પ્રશંસનીય છે. ભાવાર્થ એ છે કે પરભાવને અનુકૂલ ચેતના અને વીર્યની પ્રવૃત્તિરૂપ ચપલતાને રોકવી તે ઉત્કૃષ્ટ મૌન છે અને પરિણામે આત્માને હિતકારી છે. યોગની ચપલતા તે આત્માનું કાર્ય નથી, તેથી તેનો રોધ કરવો એ શ્રેયસ્કર છે.

યોગનું સ્વરૂપ કર્મપ્રકૃતિમાં આ પ્રમાણે બતાવ્યું છે- વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ આત્માના વીર્યગુણનાં અસંખ્ય યોગસ્થાનકો છે. તેમાં સૌથી જઘન્ય પ્રથમ યોગસ્થાનક સૂક્ષ્મનિગોદના જીવોનું છે અને તે સૂક્ષ્મનિગોદમાં ઉત્પન્ન થતા જીવને ઉત્પત્તિના પ્રથમ સમયે

ન્દ્રિયેષુ=એકેન્દ્રિયોમાં. अपि=પણ. सुलभं=સુખેથી પ્રાપ્ત થઇ શકે એવું છે. तु=પરન્તુ. पुद्गलेषु=પુદ્ગલોમાં. योगानां=મન, વચન અને કાયાની. अप्रवृत्तिः=પ્રવૃત્તિ ન થવી તે. उत्तमं=શ્રેષ્ઠ. मौनं=મૌન છે.

હોય છે. અહીં જીવના વીર્યને કેવલજ્ઞાનીની પ્રજ્ઞારૂપ શસ્ત્રથી છેદતાં છેદતાં છેવટે જ્યારે તેના બે ભાગ ન થઇ શકે ત્યારે તે અન્તિમ વિભાગને અવિભાગ અંશ કહેવાય છે. વીર્યના તે અવિભાગો એક એક જીવપ્રદેશે જઘન્યથી પણ અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ છે અને ઉત્કૃષ્ટથી પણ તેટલા જ છે. તોપણ જઘન્ય સ્થાનકના અવિભાગો કરતાં ઉત્કૃષ્ટ પદે અસંખ્યાતગુણા હોય છે. જે જીવપ્રદેશોમાં સમાન સંખ્યાવાળા વીર્યના અવિભાગો હોય અને બીજા જીવપ્રદેશોમાં રહેલા વીર્યના અવિભાગો કરતાં થોડા હોય તેવા ઘનરૂપે કરાયેલા લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલા અસંખ્યાતા પ્રતરના પ્રદેશરાશિપ્રમાણ જીવપ્રદેશોનો સમુદાય તે પ્રથમ વર્ગણા. તે થોડા અવિભાગવાળી હોવાથી જઘન્ય વર્ગણા છે. તે જઘન્ય વર્ગણાથી જે બીજા જીવપ્રદેશો એક એક અવિભાગ વડે અધિક હોય તેવા ઘનીકૃત લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલા અસંખ્યાતા પ્રતરના પ્રદેશ જેટલા જીવપ્રદેશોનો સમુદાય તે બીજી વર્ગણા. ત્યાર બાદ બે વીર્યાવિભાગ વડે અધિક સંખ્યાવાળા જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજી વર્ગણા. એમ એક એક અવિભાગ વડે વધતા જીવ પ્રદેશોના સમુદાયરૂપ અસંખ્યાતી વર્ગણાઓ થાય છે. તે વર્ગણાઓ ઘનીકૃત લોકની એક એક પ્રદેશની પંક્તિરૂપ સૂચિ શ્રેણિના અસંખ્યાતમે ભાગે રહેલા આકાશ પ્રદેશો જેટલી હોય તેટલી વર્ગણાનો સમુદાય તે પ્રથમ સ્પર્ધક જાણવું. જ્યાં વર્ગણાઓ પરસ્પર એક એક અવિભાગની વૃદ્ધિથી સ્પર્ધા કરે તે સ્પર્ધક કહેવાય છે. ઉપર કહેલા સ્પર્ધકની છેલ્લી વર્ગણાથી એક વીર્યાવિભાગ વડે અધિક

બીજા કોઇ જીવના પ્રદેશો નથી, તેમ બે, ત્રણ, સંખ્યાતા વીર્યાવિભાગ વડે અધિક જીવપ્રદેશો નથી, પરન્તુ અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ અસંખ્યાતા વીર્યાવિભાગ વડે અધિક જીવપ્રદેશો હોય છે, તેઓનો સમુદાય તે બીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા. ત્યાર બાદ એક વીર્યાવિભાગ વડે અધિક જીવપ્રદેશોનો સમુદાય તે બીજી વર્ગણા. બે વીર્યાવિભાગ વડે અધિક જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજી વર્ગણા. એમ ત્યાં સુધી કહેવું કે સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગે જેટલા આકાશપ્રદેશો હોય તેટલી વર્ગણાઓ થાય. તે બધી વર્ગણાઓનો સમુદાય તે બીજું સ્પર્ધક. ત્યારબાદ અસંખ્યાતા લોકાકાશપ્રદેશ પ્રમાણ વીર્યાવિભાગ વડે અધિક જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા. એ પ્રમાણે સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના આકાશ પ્રદેશ પ્રમાણ વર્ગણાઓનો સમુદાય તે ત્રીજું સ્પર્ધક. એમ અસંખ્યાતા સ્પર્ધકો કહેવા. પૂર્વે કહેલા શ્રેણિના અસંખ્યાતમા ભાગના અસંખ્યાતા આકાશપ્રદેશ પ્રમાણ સ્પર્ધકોનો સમુદાય તે જઘન્ય યોગસ્થાનક. તે સૌથી અલ્પવીર્યવાળા સૂક્ષ્મ નિગોદના જીવને ઉત્પત્તિના પ્રથમ સમયે હોય છે. પ્રથમ યોગસ્થાનકના છેલ્લા સ્પર્ધકની છેલ્લી વર્ગણાથી અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ અધિક વીર્યાંશવાળા અન્ય જીવના અલ્પવીર્યવાળા જીવપ્રદેશોનો સમુદાય તે પ્રથમ વર્ગણા. તેથી એક વીર્યાવિભાગ વડે અધિક જીવપ્રદેશોનો સમુદાય તે બીજી વર્ગણા. બે અવિભાગ વડે અધિક જીવપ્રદેશોનો સમુદાય તે ત્રીજીવર્ગણા. એમ એક એક વીર્યાવિભાગ વડે વધતા વધતા શ્રેણિના અસંખ્યાતમા

ભાગમાં રહેલા આકાશપ્રદેશપ્રમાણ અસંખ્યાત વર્ગણાઓ થાય છે. તે વર્ગણાઓનો સમુદાય તે બીજા યોગસ્થાનકનું પ્રથમ સ્પર્ધક. ત્યારબાદ પૂર્વના યોગસ્થાનકમાં બતાવેલા ક્રમથી દ્વિતીયાદિ સ્પર્ધકો કહેવા. શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલા આકાશપ્રદેશના જેટલા અસંખ્યાતા સ્પર્ધકોનો સમુદાય તે બીજું યોગસ્થાનક. તેથી અધિક વીર્યવાળા અન્ય જીવને ઉપર કહ્યા પ્રમાણે ત્રીજું યોગસ્થાનક થાય છે. એમ અન્ય અન્ય જીવની અપેક્ષાએ સર્વોત્કૃષ્ટ યોગસ્થાનક સુધી યોગસ્થાનકો કહેવાં. તે યોગસ્થાનકો વીર્યાન્તરાય કર્મના ક્ષયોપશમની વિચિત્રતાથી શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલા આકાશપ્રદેશ જેટલા અસંખ્યાતા હોય છે.

પ્ર૦–જીવો અનન્તા છે અને દરેક જીવને યોગસ્થાનક હોય છે, તો અનન્ત યોગસ્થાનકો કહેવાં જોઈએ, અસંખ્ય યોગસ્થાનકો કેમ કહો છો ?

ઉ૦–યોગસ્થાનકો અસંખ્યાતા છે, પરન્તુ એક એક સરખા યોગસ્થાનકમાં અનન્તા સ્થાવર જીવો રહેલા છે, તેથી સર્વ જીવોની અપેક્ષાએ પણ બધા મળીને અસંખ્યાતા યોગસ્થાનકો સર્વજ્ઞ ભગવંતે કેવલજ્ઞાનથી જાણેલાં છે, તેથી અધિક નથી. એક યોગસ્થાનકે એક જીવ જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટ આઠ સમય સુધી રહે છે. સર્વ જીવમાં યોગસ્થાનનું તારતમ્ય હોવાથી તેનું ક્રમશઃ અધિકપણું નીચેની ગાથામાં કહેલું છે.

"सुहुमनिगोआइखणप्पजोग–बायरय–विगल–अमण–मणा ।
अपज्जलहु पढमदुगुरू पजहस्सियरो असंखगुणो ॥
असमत्ततसुक्कोसो पज्जहन्नियरु एव ठिइठाणा ।
अपजेयरसंखगुणा परमपजबिए असंखगुणा" ॥

पंचम कर्मग्रन्थ गा० ५३–५४.

સૌથી અલ્પવીર્યવાળા લબ્ધિ અપર્યાપ્તા સૂક્ષ્મ નિગોદના જીવને ઉત્પત્તિના પ્રથમ સમયે અલ્પ યોગ હોય છે (૧). તેથી લબ્ધિ અપર્યાપ્તા બાદર એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિયનો પ્રથમ સમયે જઘન્ય યોગ ક્રમશઃ અસંખ્યાતગુણો જાણવો (૭). તેથી લબ્ધિ અપર્યાપ્તા પ્રથમદ્વિક–સૂક્ષ્મનિગોદ અને બાદર એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અનુક્રમે અસંખ્યાતગુણો જાણવો. (૯) તેથી પર્યાપ્તા સૂક્ષ્મ નિગોદ અને બાદર એકેન્દ્રિયનો જઘન્ય યોગ અને ઉત્કૃષ્ટ યોગ ક્રમશઃ અસંખ્યાતગુણો કહેવો (૧૩). તેથી લબ્ધિ અપર્યાપ્તા ત્રસ–બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રિય, અસંજ્ઞી પંચેન્દ્રિય અને સંજ્ઞી પંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણો છે. (૧૮) તેથી પર્યાપ્તા બે ઇન્દ્રિયાદિ ત્રસનો જઘન્ય યોગ ક્રમશઃ અસંખ્યાતગુણ જાણવો (૨૩). તેથી પર્યાપ્તા બેઇન્દ્રિયાદિ ત્રસ જીવોનો ઉત્કૃષ્ટ યોગ અનુક્રમે અસંખ્યાતગુણો છે (૨૮). જે ક્રમથી યોગસ્થાનકો કહ્યાં તે જ પ્રમાણે સ્થિતિસ્થાનો પણ જાણવાં. જઘન્ય સ્થિતિથી માંડીને એક એક સમયની વૃદ્ધિ કરતાં સર્વોત્કૃષ્ટ સ્થિતિ સુધીના જે સ્થિતિના ભેદો તે સ્થિતિસ્થાનકો કહેવાય છે. પરન્તુ સ્થિતિસ્થાનકો ઉત્તરોત્તર સંખ્યાતગુણા કહેવાં. તેમાં એટલી

વિશેષતા છે કે અપર્યાપ્તા બેઇન્દ્રિયને અસંખ્યાતગુણા સ્થિતિસ્થાનકો કહેવાં.

એ પ્રમાણે અઠ્યાવીશ ભેદોનું અલ્પબહુત્વ જાણવું. અધિક યોગ હોય ત્યારે જીવ ઘણાં કર્મ ગ્રહણ કરે છે અને અલ્પ યોગ હોય ત્યારે થોડાં કર્મ ગ્રહણ કરે છે. તેથી યોગોની પુદ્ગલની ગ્રહણ કરવારૂપ પ્રવૃત્તિને રોકવી તે ઉત્તમ મૌન છે. તૃષ્ણાવાળો જીવ બાહ્ય યોગોને રોકે તેથી શું થાય ? માટે સંપૂર્ણ નિર્મલ જ્ઞાનાદિ અનન્તગુણના સમૂહ- થી મહાપ્રભાવરૂપ પરમાત્મભાવમાં રસિક જનોએ આત્માની પુદ્ગલાનુસારી યોગની પ્રવૃત્તિ રોકવા યોગ્ય છે એ ઉપદેશ છે.

**[1]ज्योतिर्मयीव दीपस्य क्रिया सर्वाऽपि चिन्मयी।**
**यस्यानन्यस्वभावस्य तस्य मौनमनुत्तरम् ॥८॥**

જેમ દીવાની ઊંચે ગમન કરવા અને નીચે ગમન કરવા રૂપ વગેરે બધી ય ક્રિયા પ્રકાશમય છે તેમ અનન્યસ્વ- ભાવે એટલે પુદ્ગલભાવે નહિ પરિણામ પામેલા એવા જેની આહાર-વ્યવહારાદિ સઘળી ક્રિયા જ્ઞાનમય છે તેનું મૌન ઉત્કૃષ્ટ છે.

**"वस्तुस्वभावानुरोधादेव तत्कारकात् वियत्।**
**संपूर्णता तदुत्पत्तौ कुम्भस्यैव(स्येव) दशाऽऽत्मनः" ॥**

૧ इव=જેમ. दीपस्य=દીવાની. सर्वाऽपि=બધી ય. क्रिया=જ્યોતિની ઊંચે, નીચે, આડીઅવળી થવારૂપ ક્રિયા. ज्योतिर्मयी=પ્રકાશમય છે. (તેમ) अनन्यस्वभावस्य=અન્ય સ્વભાવે નહિ પરિણમેલા(ની). यस्य=જે આત્માની. (સર્વ ક્રિયા) चिन्मयी=જ્ઞાનમય છે. तस्य=તેનું. मौनं= મુનિપણું. अनुत्तरं=સર્વોત્કૃષ્ટ છે.

**"વસ્તુસ્વભાવને અનુસરીને તેની કારણસામગ્રીથી કાર્યની ઉત્પત્તિ થતાં આકાશની પૂર્ણતા થાય છે. જેમ કારણસામગ્રીથી ઘટની ઉત્પત્તિ થતાં ઘટાકાશની પૂર્ણતા થાય છે તેમ આત્માની બધી ક્રિયાઓ જ્ઞાનદષ્ટિ વડે ચૈતન્યમય થઇ જાય છે."**

આત્મતત્ત્વની એકતામાં પરિણત થયેલાનું યોગનો નિગ્રહ કરવારૂપ મૌન સર્વોત્કૃષ્ટ છે. એટલે સ્વધર્મનો પ્રગટભાવ કરવામાં કર્તાપણા અને ભોક્તાપણામાં જેણે પોતાનું બધું વીર્ય પ્રવર્તાવેલું છે અને કર્મનો નાશ કરવામાં અપૂર્વકરણ તથા કિટ્ટીકરણાદિમાં જેણે પોતાનું વીર્ય સ્થિર કર્યું છે એવા મુનિની પરભાવમાં પ્રવૃત્તિ નહિ થતી હોવાથી યોગની ચપલતાને રોકવારૂપ તેનું મૌન ઉત્કૃષ્ટ છે. કારણ કે ગુણનો ઉત્કર્ષ સાધવા માટે વીર્યની પ્રવૃત્તિરૂપ તેની ક્રિયા ચિન્મય–સ્વરૂપથી જ્ઞાનમય અથવા આત્માના અનુભવની એકતારૂપ છે. જેમ દીવાની ઊંચી, નીચી, આડી અવળી થવારૂપ બધી ક્રિયા પ્રકાશમય છે તેમ પરભાવથી રહિત એટલે પરભાવમાં વ્યાપ્ત થતી ચેતના અને અભિસંધિજ વીર્યની પ્રવૃત્તિ રહિત સહજ ભાવે થતી વન્દન, નમન વગેરે ક્રિયા તથા ગુણસ્થાનક ઉપર ચઢવારૂપ સાધુની ક્રિયા તત્ત્વજ્ઞાનના પ્રકાશમય હોય છે. તેથી તેનું મૌન સર્વશ્રેષ્ઠ છે. કહ્યું છે કે–**"વસ્તુ સ્વભાવને અનુસરી તેની કારણસામગ્રીથી કાર્યની ઉત્પત્તિ થવામાં આકાશની પૂર્ણતા થાય છે. જેમ ઘટની ઉત્પત્તિ થતાં ઘટાકાશની પૂર્ણતા થાય છે. એમ જ્ઞાનદષ્ટિ વડે આત્માની ક્રિયાઓ જ્ઞાનમય થઇ જાય છે".** એ ન્યાયથી જ્ઞાનીની ક્રિયા કાર્ય સાધનમાં ઉપકારક જાણવી. આત્મતત્ત્વમાં એકતાના

અભ્યાસવાળા જ્ઞાનમય આત્માના સ્વરૂપને અનુકૂલ જે ક્રિયા છે તે જ્ઞાનસ્વરૂપ પ્રકાશનું કારણ છે. આવરણનું નિમિત્ત અસત્ક્રિયા થાય છે અને આવરણ દૂર કરવા માટે સત્ક્રિયા નિમિત્તભૂત છે. પરન્તુ તત્ત્વમાં મગ્ન થયેલાને નિમિત્તરૂપ થતી નથી. માટે તત્ત્વજ્ઞાન અને સ્વરૂપની એકતારૂપ ધ્યાનમાં લીન થએલા તે મુનિઓના ચરણમાં નમસ્કાર હો.

## ૧૪ વિદ્યાષ્ટક

**नित्यशुच्यात्मताख्यातिरनित्याशुच्यनात्मसु ।**
**अविद्या तत्त्वधीर्विद्या योगाचार्यैः प्रकीर्तिता ॥१॥**

**અનિત્ય એટલે આત્માથી ભિન્ન પરસંયોગને વિષે નિત્યપણાની બુદ્ધિ, તથા નવ દ્વારોથી મળને વહેતાં અશુચિ-અપવિત્ર શરીરને વિષે પવિત્રપણાની બુદ્ધિ અને આત્માથી ભિન્ન પુદ્ગલાદિ પદાર્થને વિષે આત્મપણાની બુદ્ધિ એટલે અહંબુદ્ધિ તથા મમત્વબુદ્ધિ એ અવિદ્યા કહી છે. તત્ત્વબુદ્ધિ એટલે શુદ્ધ આત્મદ્રવ્યમાં નિત્યપણાની, શુચિપણાની અને આત્મપણાની બુદ્ધિરૂપ યથાર્થ જ્ઞાન તે વિદ્યા. એમ યોગ દૃષ્ટિસંપન્ન પતંજલિપ્રમુખ યોગાચાર્યોએ કહ્યું છે.**

આવા પ્રકારનું મૌન (મુનિપણું) યથાર્થ જ્ઞાનરૂપ વિદ્યા વડે આત્મતત્ત્વમાં ઉપયોગવાળા જ્ઞાનવંતને હોય છે, માટે મૌનાષ્ટક પછી વિદ્યાષ્ટકનો ઉપદેશ કર્યો છે. તેમાં

૧ अनित्याशुच्यनात्मसु=અનિત્ય, અશુચિ અને આત્માથી ભિન્ન પુદ્ગલાદિમાં. नित्यशुच्यात्मताख्यातिः=નિત્યપણા, શુચિપણા અને આત્મપણાની બુદ્ધિ. अविद्या=અવિદ્યા (અને) तत्त्वधीः=તત્ત્વની બુદ્ધિ. विद्या=વિદ્યા. योगाचार्यैः=યોગાચાર્યોએ. प्रकीर्तिता=કહી છે.

જીવનુ 'વિદ્યા' એવું નામ કરવામાં આવે તે નામવિદ્યા. સ્થાપનાચાર્ય, કોડા, કાષ્ઠ અને પુસ્તકાદિમાં વિદ્યાની અથવા વિદ્યાવંતની સ્થાપના કરાય તે સ્થાપનાવિદ્યા. શિલ્પાદિરૂપ લૌકિક વિદ્યા તે દ્રવ્યવિદ્યા. લોકોત્તર વિદ્યા બે પ્રકારે છે: ભારત, રામાયણ અને ઉપનિષદ્‌વિદ્યા તે કુપ્રાવચનિક લોકોત્તર વિદ્યા; અને આવશ્યક, આચારાંગાદિરૂપ સુપ્રાવચનિક લોકોત્તર વિદ્યા જાણવી. જ્ઞશરીર,ભવ્યશરીર તથા વિદ્યાનો અભ્યાસ કરવા છતાં તેના ઉપયોગથી શૂન્ય હોય ત્યારે તદ્‌વ્યતિરિક્ત દ્રવ્ય વિદ્યા કહેવાય છે. અથવા હેય અને ઉપાદેયની પરીક્ષા રહિત, ઉપયોગશૂન્ય, અનુપ્રેક્ષા રહિત વાચના, પૃચ્છના, પરાવર્તના અને ધર્મકથારૂપ સર્વપ્રકારની વિદ્યા જ્ઞાનરૂપ ચેતનાનું કારણ હોવાથી દ્રવ્યવિદ્યા કહેવાય છે. લોકોત્તર અર્હંત પ્રણીત આગમના રહસ્યના અભ્યાસીની નિત્ય–અનિત્યાદિ અનન્ત પર્યાય સહિત ચૈતન્ય સ્વરૂપ આત્માની ઉપાદેયબુદ્ધિ અને વિભાવાદિ અનન્ત પરભાવના ત્યાગની બુદ્ધિ તે ભાવવિદ્યા છે. અહીં ભાવવિદ્યાના અભ્યાસનો પ્રસંગ છે.

તેમાં નૈગમનયથી મત્યાદિ જ્ઞાનના ક્ષયોપશમનું નિમિત્ત ઇન્દ્રિયાદિ વિદ્યા કહેવાય છે. બધા જીવદ્રવ્યો સંગ્રહનયથી વિદ્યારૂપ છે. પુસ્તકાદિમાં લખેલું દ્રવ્યશ્રુત વ્યવહાર નયથી વિદ્યા છે. વાચનાદિ પાંચ પ્રકારનો સ્વાધ્યાય ઋજુસૂત્રનયથી વિદ્યા છે. યથાર્થ ઉપયોગ તે શબ્દનયથી વિદ્યા છે. કારણ–કાર્યાદિના સંકરરૂપ (અભેદરૂપ) સવિકલ્પ ચેતના તે સમભિરૂઢ નયથી વિદ્યા છે. અને ક્ષાયોપશમિક નિર્વિ-

કલ્પ ચેતનારૂપ સાધકની અવસ્થા એવંભૂત નયથી વિદ્યા છે. તેમાં નિર્વિકલ્પરૂપ વિદ્યા તાત્ત્વિક અને પરમપદ સાધક છે. તથા કેટલાએક કેવલજ્ઞાનરૂપ સિદ્ધવિદ્યાને એવંભૂત નયથી વિદ્યા કહે છે. પ્રથમના ચાર નયો દ્રવ્યનિક્ષેપને માને છે તેથી તેના મતે કારણરૂપ વિદ્યાનું ગ્રહણ કર્યું છે અને છેલ્લા ત્રણ નયો ભાવગ્રાહી હોવાથી તેના મતે કાર્યરૂપ ઉત્તરોત્તર સૂક્ષ્મ વિદ્યાનું ગ્રહણ કર્યું છે. તેમાં કારણને વિષે પ્રયત્ન કરવા વડે કાર્યમાં આદરવાળા થવું યોગ્ય છે.

અનિત્ય, અશુચિ અને આત્માથી ભિન્ન શરીરાદિ પદાર્થોમાં નિત્યતા, અશુચિતા અને આત્મપણાની બુદ્ધિ તે અવિદ્યા છે. અનિત્ય એટલે ચેતનથી ભિન્ન જાતિના મૂર્ત્ત પુદ્ગલના ગ્રહણથી ઉત્પન્ન થએલા પરસંયોગમાં નિત્યપણાની બુદ્ધિ તે અવિદ્યા. નવ દ્વારરૂપ છિદ્રોથી નિરંતર મળને બહાર કાઢતા શરીરાદિ અપવિત્ર પદાર્થોમાં પવિત્રતાની બુદ્ધિ અને આત્માથી ભિન્ન પુદ્ગલાદિ પદાર્થોમાં તથા શુદ્ધ સ્વરૂપને આવરણ કરનારા રાગાદિ વિભાવપરિણામમાં આત્મપણાની બુદ્ધિ એટલે અહંભાવ અને મમત્વભાવની માન્યતા, 'આ શરીર મારું છે, શરીર એ હું જ છું, તે પુષ્ટ થતાં હું પુષ્ટ થાઉં છું' એવી [1]બુદ્ધિ, કથન,

---

૧ घने वस्त्रे यथाऽऽत्मानं न घनं मन्यते तथा ।
घने स्वदेहेऽप्यात्मानं न घनं मन्यते बुधः ॥

समाधिशतक. ॥

જેમ જાડું વસ્ત્ર પહેરનાર પોતાને જાડો (પુષ્ટ) માનતો નથી, તેમ પોતાનું શરીર જાડું હોય તોપણ પંડિત આત્માને પુષ્ટ માનતો નથી.

જ્ઞાન અને તેમાં રમણતા એ અવિદ્યા કે અજ્ઞાન છે. જે શુદ્ધ આત્મામાં નિત્યપણા, શુચિપણા અને આત્મપણાની બુદ્ધિ છે તે તત્ત્વબુદ્ધિ, વિદ્યા કે તત્ત્વવિવેક છે. અહીં સર્વ પદાર્થો ઉત્પાદ, વ્યય અને ધ્રુવતારૂપ હોવા છતાં દ્રવ્યાર્થિક નયની વિવક્ષા અને પર્યાયાર્થિક નયની અવિવક્ષાથી તેનું કૂટસ્થ નિત્યપણું સમજવું. આ વિદ્યા પરમાર્થનું સાધન કરવામાં સમર્થ છે એમ યોગ–જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ મોક્ષના ઉપાયમાં કુશલ યોગાચાર્યોએ કહ્યું છે. અહીં ભેદજ્ઞાન એ સાધન છે. અધ્યાત્મબિન્દુમાં કહ્યું છે કે–

"ये यावन्तो ध्वस्तबन्धा अभूवन्
भेदज्ञानाभ्यास एवात्र मूलम्।
ये यावन्तोऽध्वस्तबन्धा भ्रमन्ति
भेदज्ञानाभाव एवात्र बीजम्" ॥

"જેટલા અને જેઓ બંધનો નાશ કરી મુક્ત થયા છે તેમાં ભેદજ્ઞાનનો અભ્યાસ જ કારણ છે, અને જેટલા અને જેઓ બન્ધનો નાશ કર્યા સિવાય સંસારમાં ભમે છે તેમાં ભેદજ્ઞાનનો અભાવ જ કારણ છે"

**[1]यं पश्येन्नित्यमात्मानमनित्यं परसंगमम्।**
**छलं लब्धुं न शक्नोति तस्य मोहमलिम्लुचः ॥२॥**

૧ યઃ=જે. आत्मानं=આત્માને. नित्यं=સદા અવિનાશી. पश्येत्=જુએ છે. (અને) परसंगमं=પર વસ્તુના સંબન્ધને. अनित्यं=વિનશ્વર (જુએ છે). तस्य=તેના. छलं=છિદ્ર. लब्धुं=મેળવવાને. मोहमलिम्लुचः=મોહરૂપ ચોર. न शक्नोति=સમર્થ થતો નથી.

**જે નિત્ય-સદા અવિચલિત સ્વરૂપવાળા આત્માને દેખે છે અને પરસંયોગને અધ્રુવ-અસ્થિર દેખે છે તેનું છલ-છિદ્ર મેળવવાને મોહરૂપ ચોર સમર્થ થતો નથી.**

જે આત્માર્થી આત્માને સદા અવિચલિતસ્વરૂપે જુએ છે અને શરીરાદિ પરસંયોગને અનિત્ય-અશાશ્વત જુએ છે. એવા આત્મસાધનમાં તત્પર થયેલાને મિથ્યાત્વાદિ ભ્રાન્તિરૂપ ચોર છળવાને સમર્થ થતો નથી. આ કથનથી એમ જણાવ્યું કે યથાર્થ જ્ઞાનીને રાગાદિ દોષો વધતા નથી અને તેનો આત્મા મોહને આધીન થતો નથી.

**[1]तरङ्गतरलां लक्ष्मीमायुर्वायुवदस्थिरम् ।**
**अदभ्रधीरनुध्यायेदभ्रवद् भङ्गुरं वपुः ॥३॥**

**નિપુણ બુદ્ધિવાળો સમુદ્રના કલ્લોલ જેવી ચપલ લક્ષ્મીને, વાયુ જેવા અસ્થિર આયુષને અને વાદળાંના જેવા વિનાશ પામવાના સ્વભાવવાળા શરીરને ચિન્તવે.**

પ્રખરબુદ્ધિવાળો 'લક્ષ્મી સમુદ્રના કલ્લોલ જેવી ચપલ છે' એમ વિચારે. 'જીવિત વાયુની પેઠે પ્રતિસમય વહન કરવાના સ્વભાવવાળું [2]અધ્યવસાયાદિ વિઘ્નયુક્ત છે' એમ

---

૧ अदभ्रधीः=નિપુણ બુદ્ધિવાળો. लक्ष्मीं=લક્ષ્મીને. तरङ्गतरलां=સમુદ્રના તરંગ જેવી ચપલ. आयुः=આયુષને. वायुवद्=વાયુના જેવું. अस्थिरं=અસ્થિર. (અને) अभ्रवद्=વાદળાં જેવું. भङ्गुरं=વિનશ્વર. वपुः=શરીરને. अनुध्यायेद्=વિચારે.

૨ અધ્યવસાયાદિ સાત પ્રકારે આયુષ ક્ષીણ થાય છે.

"अज्झवसाण-निमित्ते आहारे वेयणा पराघाए ।
फासे आणापाणू सत्तविहं भिज्जए आउं" ॥

बृहत्संग्रहणी गा. ३२२.

ચિંતવે. અને પુદ્ગલસ્કંધોના મળવાથી બનેલું શરીર વા
ળાંની પેઠે નાશ પામવાના સ્વભાવવાળું છે એમ વિચારે.
વિચાર યથાર્થ છે. ભાવાર્થ એ છે કે આત્મિક સંપ
રહિત પુરૂષે પૃથિવીકાયના પૌદ્ગલિક સ્કન્ધો સંપત્તિ
કલ્પેલા છે, પણ તે વાસ્તવિક સંપત્તિ નથી. તથા જી
જ્ઞાન, દર્શન, વીર્ય અને આનન્દરૂપ ભાવ પ્રાણો વડે જી
છે. આયુષરૂપ જીવન તો બાહ્ય પ્રાણના સંબન્ધની સ્થિતિ
નિમિત્ત હોવાથી તે આત્માનું સ્વરૂપ નથી. વર્ણ, ગન્
રસ અને સ્પર્શવાળું, ઉપચયને પ્રાપ્ત થયેલું અચેતન શરી
પણ આત્માનું સ્વરૂપ નથી, અને તે બધાંય અસ્થિર
તો પછી અસ્થિર અને આત્મધર્મનો વિનાશ કરનાર પ
ભાવમાં મોહ શો કરવો? તે માટે ચેતના અને વીર્યા
આત્મિક ગુણોને પરભાવને ગ્રહણ કરવાની સન્મુખ કો
પ્રવર્તાવે? તેથી આત્માને વિષે આત્મગુણોની પ્રવૃત્તિ
કરવા યોગ્ય છે.

**शुचीन्यप्यशुचीकर्तुं समर्थेऽशुचिसंभवे ।**
**देहे जलादिना शौचभ्रमो मूढस्य दारुणः ॥४॥**

---

૧ રાગ, સ્નેહ અને ભયરૂપ અધ્યવસાય, ૨ શસ્ત્રાદિ નિમિ
૩ ઘણો આહાર, ૪ વેદના, ૫ પરાઘાત, ૬ સર્પાદિ-ઝેરી પ્રાણ
સ્પર્શ અને ૭ શ્વાસોચ્છ્વાસનો રોધ કરવો-એ સાત પ્રકારે આયુ
ક્ષય થાય છે.

૧ शुचीनि=પવિત્ર પદાર્થોને. अपि=પણ. अशुचीकर्तुं=અપ
કરવાને. समर्थे=સમર્થ. (અને) अशुचिसंभवे=અપવિત્ર પદાર્થથી ઉત
થયેલા એવા. देहे=શરીરને વિષે. मूढस्य=મૂઢ પુરુષને. जलादिना=પા
વગેરેથી. शौचभ्रमः=પવિત્રતાનો ભ્રમ. दारुणः=ભયંકર છે.

**કપૂર, કસ્તૂરી પ્રમુખ પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરવાને સમર્થ તથા માતાનું રુધિર અને પિતાના વીર્ય-રૂપ અશુચિ પદાર્થથી ઉત્પન્ન થયેલા શરીરને વિષે જળ-માટી વગેરેથી પવિત્રપણાનો ભ્રમ મોહથી મુંઝાયેલા શ્રોત્રી-યાદિકને ( વેદપાઠી બ્રાહ્મણાદિને ) કદી ન ટળી શકે એવો ભયંકર છે.**

યથાર્થ ઉપયોગ રહિત મૂઢ–અજ્ઞાની વેદપાઠી બ્રાહ્મણાદિને ઇન્દ્રિયોના આધારરૂપ દેહને વિષે પાણી–માટી વગેરેના સંયોગથી પવિત્રતાનો ભયંકર ભ્રમ હોય છે. જે સ્વભાવથી જ અપવિત્ર છે તે શું પાણીના પ્રવાહથી પવિત્ર થાય ? આ દેહ કપૂર આદિ પવિત્ર પદાર્થોને પણ અપવિત્ર કરવાને સમર્થ છે. કારણ કે શરીરના સંબન્ધથી ચંદનના વિલેપન વગેરે પણ અપવિત્ર થાય છે. વળી આ દેહ અપવિત્ર એવા માતાના રક્ત અને પિતાના વીર્યથી ઉત્પન્ન થયેલો છે. ભવભાવનામાં કહ્યું છે કે—

**"सुक्कं पिउणो माऊए सोणियं तदुभयं पि संसट्ठं ।**
**तप्पढमाए जीवो आहारइ तत्थ उप्पन्नो ॥**
**काकाइसुणयभक्खे किमिकुलवासे य वाहिखित्ते य ।**
**देहम्मि मधुविहुरे सुसाणत्थाणे य पडिबंधे" ॥**

"પિતાનું શુક્ર અને માતાનું રુધિર એ બન્નેનો સંસર્ગ થવાથી ત્યાં ઉત્પન્ન થયેલો જીવ પ્રથમ તેનો આહાર કરે છે.

કાગડા અને કૂતરા વગેરેના ભક્ષ્યરૂપ, અનેક કૃમિઓ-ને રહેવાનું સ્થાન, વ્યાધિને ઉપજવાનું ક્ષેત્ર, શોભારહિત

અને સ્મશાન જેનું સ્થાન છે એવા શરીરમાં જીવ પ્રતિબન્ધ-મોહ કરે છે.”

તેથી અસ્થિર, અપવિત્ર, ઉપાધિરૂપ, નવીન કર્મબન્ધનું કારણ અને દ્રવ્ય-ભાવ અધિકરણરૂપ શરીરનો સ્નાનાદિથી શો સંસ્કાર કરવો ?

હવે દેહમાં આત્મપણાનો આરોપ કરવો તે બહિરાત્મભાવ અનેક દોષના સમુદાયરૂપ છે. તેથી તેનું નિવારણ કરીને પોતાના સ્વરૂપમાં જ આત્માની પવિત્રતા કરવા યોગ્ય છે, તે સંબન્ધે ઉપદેશ કરે છે-

**[1]यः स्नात्वा समताकुण्डे हित्वा कश्मलजं मलम् ।**
**पुनर्न याति मालिन्यं सोऽन्तरात्मा परः शुचिः ॥५॥**

**જે સમતારૂપ કુંડમાં સ્નાન કરીને અને પાપથી ઉત્પન્ન થએલા મેલને છોડીને ફરીથી મલિનપણું પામતો નથી તે અન્તરાત્મા-સમ્યકત્વવાસિત આત્મા અત્યન્ત પવિત્ર છે.**

**‘बंधेण न वोलइ कयावि” સમ્યગ્દષ્ટિ કદાપિ બન્ધ વડે અન્તઃકોટાકોટી સાગરોપમની સ્થિતિને ઉલ્લંઘતો નથી, એટલે તેથી અધિક સ્થિતિબન્ધ કરતો નથી. એ ન્યાયે સમ્યગ્દષ્ટિ થયો એટલે જ અંશે સ્નાતક (કેવલજ્ઞાની) થયો, જેથી ઉત્કૃષ્ટ સ્થિતિબન્ધરૂપ મેલ સમ્યગ્દષ્ટિને ન આવે એ જ સહજ પવિત્રપણું જાણવું.**

---

૧ यः=જે. समताकुण्डे=સમતારૂપ કુંડમાં. स्नात्वा=સ્નાન કરીને. कश्मलजं=પાપથી ઉત્પન્ન થયેલા. मलं=મેલને. हित्वा-તજીને. पुनः=ફરીથી. मालिन्यं=મલિનપણાને. न याति=પામતો નથી. सः=તે. अन्तरात्मा=અન્તરાત્મા. परः=અત્યન્ત. शुचिः=પવિત્ર. (છે.)

શરીરથી ભિન્ન આત્માને જાણનાર, સ્વ-પરના વિવેકવાળો અન્તરાત્મા અત્યન્ત પવિત્ર છે. જે રાગદ્વેષરહિત સમભાવરૂપ કુંડમાં સ્નાન કરીને અને પાપથી ઉત્પન્ન થયેલા મેલને તજીને ફરીથી મલિનતા પામતો નથી તે સમ્યકત્વવાસિત આત્મા પરમ પવિત્ર છે. "त्वंधेण ण वोलइ कया वि" તે કદાપિ બન્ધ વડે અન્તઃકોટાકોટી સાગરોપમની સ્થિતિ કરતાં અધિક બન્ધ કરતો નથી—એ શાસ્ત્રના વચનથી સમ્યગ્દૃષ્ટિ અંશતઃ સ્નાતક થયેલો છે, તેથી તે ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતો નથી. એ જ તેનું સહજ પવિત્રપણું છે.

**आत्मबोधो नवः पाशो देहगेहधनादिषु।**
**यः क्षिप्तोऽप्यात्मना तेषु स्वस्य बन्धाय जायते॥**

શરીર, ઘર અને ધન વગેરે પદાર્થમાં આત્મપણાની બુદ્ધિ એટલે 'હું અને મારું' એવો અહંભાવ અને મમત્વભાવનો પરિણામ તે નવીન (લોકોત્તર) પાશ છે. જે પાશ આત્માએ દેહાદિકને વિશે નાંખ્યો છે તો પણ આત્માના (પોતાના જ) બન્ધને માટે થાય છે. બીજો લૌકિક પાશ તો જેના ઉપર નાંખ્યો હોય તેને બાંધે. દેહાદિમાં આત્મબોધરૂપ પાશ તો દેહાદિક ઉપર નાંખ્યો છે,તેતેને બાંધતો નથી, પણ નાંખનારને બાંધે છે એ આશ્ચર્ય છે.

હે ભવ્યો ! શરીર, ઘર અને ધનાદિને વિષે (न वः पाशः) તમને આત્મજ્ઞાન એ પાશ-બન્ધનરૂપ થતું નથી. પણ દેહા-

૧ देहगेहधनादिषु=શરીર, ઘર અને ધનાદિમાં. आत्मबोधः=આત્મપણાની બુદ્ધિ તે. नवः=નવો, અલૌકિક. पाशः=પાશ છે. तेषु=શરીરાદિમાં. आत्मना=આત્માએ. क्षिप्तः=નાંખેલો. यः=જે પાશ. स्वस्य=પોતાના. बन्धाय=બન્ધને માટે. जायते=થાય છે.

દિમાં આત્માએ (પોતે) રાગના પરિણામરૂપ પાશ નાંખેલો છે તે તેને બાંધતો નથી પણ પોતાના જ બન્ધને માટે થાય છે. આ કથનથી એમ જણાવ્યું કે જે દેહ અને ગૃહાદિમાં રક્ત છે તે સર્વ પ્રકારનાં સંસારનાં બન્ધનોથી પોતાને બાંધે છે. એટલે પોતે જ પોતાના બન્ધનું કારણ થાય છે. તાત્પર્ય એ છે કે રાગાદિ પરભાવો આત્માના બન્ધની વૃદ્ધિનાં કારણો છે.

**मिथोयुक्तपदार्थानामसंक्रमचमत्क्रिया ।**
**चिन्मात्रपरिणामेन विदुषैवानुभूयते ॥७॥**

પરસ્પર મળેલા જીવ-પુદ્ગલાદિ દ્રવ્ય-પર્યાયરૂપ પદાર્થના લક્ષણ અને સ્વરૂપના અસંકરણ-ભિન્નતાનો ચમત્કાર જ્ઞાનમાત્ર પરિણામ વડે વિદ્વાનથી અનુભવાય છે. જ્ઞાનમાત્ર પરિણામવંત, તે અન્ય વિશેષ પર્યાય છે તેને જ્ઞાનાદિ સ્વલક્ષણ વડે અનુભવે છે. સન્મતિમાં કહ્યું છે કે—

**अन्नोन्नाणुगयाणं इमं तं च त्ति विभयणमसक्कं ।**
**जह दुद्धपाणियाणं जावंत विसेसपज्जाया ॥**

(कांड १ गा. ४७)

"દૂધ અને પાણીની પેઠે પરસ્પર મળેલા-ઓતપ્રોત થયેલા જીવ અને પુદ્ગલ દ્રવ્યોના જેટલા વિશેષ પર્યાયો છે તેમાં 'આ જીવ છે અને આ પુદ્ગલ દ્રવ્ય છે' એવો વિભાગ કરવો અશક્ય છે, પરન્તુ તે બન્નેના અવિભક્ત પર્યાયો સમજવા જોઇએ."

---

૧ मिथोयुक्तपदार्थानां=પરસ્પર મળેલા જીવ-પુદ્ગલાદિ પદાર્થોનો. असंक्रमचमत्क्रिया=ભિન્નતારૂપ ચમત્કાર. विदुषा=વિદ્વાનથી જ. चिन्मात्रपरिणामेन=જ્ઞાનમાત્ર પરિણામવડે. अनुभूयते=અનુભવાય છે.

પરસ્પર મળેલા-એક ક્ષેત્રરૂપ આશ્રયમાં રહેલા અને પોતાના ક્ષેત્રમાં પરિણામ પામતાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યો અને પુદ્ગલ દ્રવ્યોના એક બીજાના સ્વરૂપમાં નહિ પ્રવેશ કરવારૂપ ભેદનો ચમત્કાર વિદ્વાન વડે અનુભવાય છે એટલે પંડિતો તેને 'સ્વરૂપથી ભિન્ન છે' એમ જાણે છે. તે બધાં દ્રવ્યો એક ક્ષેત્રમાં રહેલાં હોવા છતાં પરસ્પર એક બીજાની ક્રિયા કરતા નથી, પણ પોતાની જ ક્રિયા કરે છે, તેથી જુદાં જ છે. એ ભેદનો ચમત્કાર જ્ઞાનમાત્ર પરિણામથી એટલે જ્ઞાન માત્રના બળથી વિદ્વાન અનુભવે છે. એક ક્ષેત્રમાં રહેલા પંચાસ્તિકાયો અગુરુલઘુ વગેરે સાધારણ ગુણોથી સમાન હોવા છતાં ગતિ, સ્થિતિ, અવકાશ, ચેતના અને પૂરણ-ગલનાદિ લક્ષણરૂપ અસાધારણ ધર્મો વડે ભિન્ન છે. આત્માની અશુદ્ધ ગ્રાહકતા વડે ગ્રહણ કરેલા પુદ્ગલોમાં પણ આત્માના ગુણનો પ્રવેશ થતો નથી, તેમ આત્મામાં પુદ્ગલના ગુણોનો પ્રવેશ થતો નથી. આ ભેદનો ચમત્કાર ભિન્ન દ્રવ્ય અને સજાતીય દ્રવ્યમાં જાણવો. એક દ્રવ્યને આશ્રયી રહેલા ગુણ-પર્યાયો આધારાધેયભાવરૂપે અભિન્ન હોવા છતાં સ્વસ્વધર્મના પરિણામરૂપે ભિન્ન છે. એમ દ્રવ્યથી દ્રવ્યનો, ગુણથી ગુણનો અને પર્યાયથી પર્યાયનો સ્વભાવભેદરૂપ ચમત્કાર પંડિતો અનુભવે છે. દ્રવ્યાનુયોગના જ્ઞાનરહિત બીજો કોઇ અનુભવતો નથી. સન્મતિતર્કમાં કહ્યું છે કે "દૂધ અને પાણીની પેઠે પરસ્પર મળેલા જીવ અને પુદ્ગલ દ્રવ્યમાં 'આ અને તે' એવો વિભાગ કરવો અશક્ય છે. જેટલા વિશેષ પર્યાયો છે તે બન્નેના છે. એટલે પુદ્ગલના પર્યાયો છે તે જીવના છે અને જીવના પર્યાયો છે તે પુદ્ગલના

છે.” પૂજ્ય હરિભદ્રસૂરિએ કહ્યું છે કે—

**“जं दव्वखित्तकाले एगत्ताणं पि भावधम्माणं ।**
**सुअनाणकारणेणं भेए नाणं तु सा विज्जा” ॥**

“દ્રવ્ય, ક્ષેત્ર અને કાળમાં એક સાથે રહેલા ભાવધર્મોનું શ્રુતજ્ઞાનના કારણથી જે ભેદજ્ઞાન થાય તે વિદ્યા કહેવાય છે.”

દ્રવ્યાનુયોગનું મહત્ત્વ શાસ્ત્રકારે બતાવેલું છે, કારણ કે દ્રવ્યાનુયોગમાં લીન થયેલાને આધાકર્માદિ દોષોનું મુખ્યપણું માન્યું નથી. ભગવતીસૂત્રમાં કહ્યું છે કે—

“समणोवासगस्स णं भंते ! तहारूवं समणं वा माहणं वा अफासुएणं अणेसणिज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभेमाणे किं कज्जइ ? गोयमा ! बहुतरा से निज्जरा किरइ । अप्पतरे मे पावे कम्मे कज्जइ” ॥

तदूवृत्तिः—‘इह च केचिन्मन्यन्ते—असंस्तरणादिकारणे एवाप्रासुकादिदाने बहुतरा निर्जरा भवति नाकारणम् । यत उक्तम्—

**“संथरणम्मि असुद्धं दोण्ह वि गेण्हंतदिंतयाण हियं ।**
**आउरदिट्ठंतेणं तं चेव हियं असंथरणे” ॥**

अन्ये त्वाहुः—कारणेऽपि गुणवत्पात्रायाप्रासुकादिदाने परिणामवशाद् बहुतरा निर्जरा भवति, अल्पतरं च पापकर्म, निर्विशेषत्वात् सूत्रस्य परिणामस्य च प्रामाण्यात्’ ।

“હે ભગવન્ ! તેવા પ્રકારના શ્રમણ અથવા બ્રાહ્મણને અપ્રાસુક ( અચિત્ત ) અને અનેષણીય ( નહિ ગ્રહણ

કરવા યોગ્ય દોષવાળા ) અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ આહારને આપનાર શ્રમણોપાસકને ( શ્રાવકને ) શો લાભ થાય ? હે ગૌતમ ! તેને ઘણી નિર્જરા થાય અને તે ઘણું થોડું પાપ કર્મ બાંધે.

એ સંબન્ધે ભગવતીસૂત્રની ટીકામાં કહ્યું છે–"અહીં કેટલાએક આચાર્યો માને છે કે નિર્વાહ ન થતો હોય ઇત્યાદિ કારણે અપ્રાસુકાદિ દોષવાળા આહારાદિ દાનમાં આપનારને ઘણી નિર્જરા થાય છે, પણ વિના કારણે આપવામાં આવે તો તેમ થતું નથી. કહ્યું છે કે–"નિર્વાહ થતો હોય ત્યારે અશુદ્ધ આહારાદિ આપનાર અને લેનાર બન્નેને અહિતકારક થાય છે, પણ નિર્વાહ ન થતો હોય ત્યારે રોગીના દૃષ્ટાન્તથી આપનાર અને લેનાર બન્નેના હિત માટે થાય છે."

બીજા આચાર્યો તો આ પ્રમાણે કહે છે–કારણવશે ગુણવાન પાત્રને અપ્રાસુકાદિ આહાર આપવામાં આવે તો પણ પરિણામની વિશુદ્ધિને લીધે ઘણી નિર્જરા થાય છે અને ઘણો થોડો પાપકર્મનો બન્ધ થાય છે. કારણ કે સૂત્રમાં નિર્વિશેષતા હોવાથી અને પરિણામની પ્રધાનતા હોવાથી ઉપરનું કથન છે. કહ્યું છે કે—

**"परमरहस्समिसीणं समत्तगणिपिडगधरियसाराणं ।**
**परिणामियं पमाणं निच्छयमवलंबमाणाणं" ॥**

"સમસ્ત દ્વાદશાંગીનો સાર જાણનારા ઋષિઓનું પરમ રહસ્ય છે કે નિશ્ચયનું અવલંબન કરનારને પરિણામ જ પ્રમાણભૂત છે.

**"चरणकरणप्पहाणा ससमयपरसमयमुक्कवावारा।**
**चरणकरणस्स सारं निच्छयसुद्धं न याणंति" ॥**

सन्मति कां. ३ गा० ६७.

"પાંચ મહાવ્રતો અને સમિતિ–ગુપ્તિ વગેરેમાં તત્પર હોવા છતાં પણ જેણે સ્વદર્શન અને પરદર્શનને જાણવાની પ્રવૃત્તિ છોડી દીધી છે એવા પુરુષો નિશ્ચયથી શુદ્ધ ચરણ–કરણરૂપ ચારિત્રનો સાર જાણતા નથી".

સૂત્રકૃતાંગમાં કહ્યું છે કે––

**"अहागडाइं भुंजंति अन्नमण्णे सकम्मुणा।**
**उवलित्ते वियाणिज्जा अणुवलित्ते त्ति वा पुणो ॥**
**एतेहिं दोहिं ठाणेहिं ववहारो ण विज्जइ।**
**एतेहिं दोहिं ठाणेहिं अणायारं तु जाणए" ॥**

आचारश्रुताध्ययन गा० ८–९.

"જે સાધુઓ આધાકર્મિક (પોતાને ઉદ્દેશી તૈયાર કરેલા) આહાર વગેરેનો પરસ્પર ઉપભોગ કરે છે તેઓ પોતાના કર્મથી લેપાય છે એમ ન સમજવું, અથવા લેપાતા નથી એમ પણ ન સમજવું. કારણ કે એ બન્ને પક્ષમાંથી કોઇ પણ એક પક્ષે વ્યવહાર કરવો યોગ્ય નથી. એ બન્ને પક્ષમાંથી કોઈ પણ એક પક્ષે વ્યવહાર કરતાં અનાચાર થાય છે એમ સમજવું."

જે અકલ્પનીય હોય છે તે ગીતાર્થને કલ્પે છે. એ લબ્ધિ તત્ત્વજ્ઞાનીને જ હોય છે.

[1]अविद्यातिमिरध्वंसे दृशा विद्याञ्जनस्पृशा।
पश्यन्ति परमात्मानमात्मन्येव हि योगिनः॥८॥

યોગીઓ મિથ્યાજ્ઞાનરૂપ અન્ધકારનો નાશ થતાં તત્ત્વ-બુદ્ધિરૂપ અંજનનો સ્પર્શ કરનારી દૃષ્ટિ વડે પોતાના અન્તરાત્માને વિષે જ પરમાત્માને એટલે ઉત્કૃષ્ટ જ્ઞાનવંત કેવળ આત્માને દેખે છે. અહીં યોગીઓ સમાધિદશામાં પ્રવૃત્તચક્ર સદસત્ યોગાયોગી જાણવા.

બાહ્યાત્મા મિથ્યાજ્ઞાની પ્રથમ ગુણસ્થાનકે, અન્તરાત્મા સમ્યગ્દૃષ્ટિ ચોથા ગુણસ્થાનકથી માંડી બારમા ગુણસ્થાનક સુધી અને પરમાત્મા કેવલજ્ઞાની તેરમા અને ચૌદમા ગુણ-સ્થાનકે હોય છે. વ્યક્તિસ્વરૂપે (પ્રગટભાવે) બાહ્યાત્મા હોય તે શક્તિએ અન્તરાત્મા હોય. વ્યક્તિથી અન્તરાત્મા હોય તે શક્તિથી પરમાત્મા હોય. પરમાત્મા ભૂતપૂર્વ ન્યાયે બાહ્યાત્મા કહેવાય, પણ વ્યક્તિરૂપે પરમાત્મા હોય. જે પરમાત્મા હોય તે બાહ્યાત્મા તથા અન્તરાત્મા ભૂતપૂર્વ ન્યાયે કહેવાય. એ નયવચનિકા જાણવી.

સમાધિદશામાં પ્રવૃત્તચક્ર યોગીઓ અજ્ઞાન અથવા અયથાર્થ ઉપયોગરૂપ અન્ધકારનો નાશ થવાથી તત્ત્વબુદ્ધિરૂપ અંજનનો સ્પર્શ કરનારી દૃષ્ટિ વડે આત્મામાં જ સંપૂર્ણપણે પ્રગટ થયેલ સિદ્ધત્વસ્વરૂપ જેનું છે એવા પરમાત્માને જુએ છે. એટલે આત્મામાં પરમાત્મતત્ત્વનો નિર્ધાર કરે છે, તાત્પર્ય

૧ योगिनः=યોગીઓ. अविद्यातिमिरध्वंसे=અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થતાં. विद्याञ्जनस्पृशा=તત્ત્વબુદ્ધિરૂપ અંજનનો સ્પર્શ કરનારી. दृशा=દૃષ્ટિ વડે. आत्मनि=આત્માને વિષે. एव=જ. परमात्मानं=પરમાત્માને. पश्यन्ति=જુએ છે.

એ છે કે મિથ્યાજ્ઞાનરૂપ અન્ધકારનો નાશ થતાં સમ્યગ્દૃષ્ટિ આત્માઓ આત્માને વિષે પરમાત્મસ્વરૂપને જુએ છે. તેથી જ અનેક પ્રકારના ઉપયોગ વડે શાસ્ત્રના અભ્યાસથી તત્ત્વની પરીક્ષા વડે આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવા યોગ્ય છે. યથાર્થ આત્મસ્વરૂપના જ્ઞાનરૂપ વિદ્યા અત્યન્ત ઉપકારક છે એમ જાણવું.

## १५ विवेकाष्टक

**कर्म जीवं च संश्लिष्टं सर्वदा क्षीरनीरवत् ।**
**विभिन्नीकुरुते योऽसौ मुनिहंसो विवेकवान् ॥१॥**

**દૂધ અને પાણીની પેઠે જ્ઞાનાવરણાદિ કર્મ અને જીવ સદા એકઠાં મળેલાં છે. તેને જે સાધુરૂપ રાજહંસ લક્ષણ આદિના ભેદથી ભિન્ન કરે તે વિવેકવંત કહેવાય છે. જીવ અને અજીવનું જે ભેદજ્ઞાન તે વિવેક.**

તત્ત્વવિદ્યા સ્વ-પરના ભેદ જ્ઞાનરૂપ વિવેક વડે સ્પષ્ટ થાય છે, તેથી વિવેકનો અભ્યાસ કરવા યોગ્ય છે. વિવેચન કરવું એટલે હેય અને ઉપાદેયની પરીક્ષા કરવી તે વિવેક. તેમાં નામ અને સ્થાપના સુગમ છે. દ્રવ્યવિવેક લૌકિક અને લોકોત્તર એમ બે પ્રકારનો છે. ધન મેળવવામાં, રાજનીતિમાં અને કુળની નીતિમાં કુશળ મનુષ્યને લૌકિક દ્રવ્ય વિવેક હોય છે. લોકોત્તર દ્રવ્યવિવેક ધર્મની નીતિમાં

---

૧ सर्वदा=હમેશાં. क्षीरनीरवत्=દૂધ અને પાણીની પેઠે. संश्लिष्टं=મળેલાં. कर्म जीवं च=કર્મ અને જીવને. यः=જે. मुनिहंसः=મુનિરૂપ રાજહંસ. विभिन्नीकुरुते=ભિન્ન કરે છે. असौ=તે. विवेकवान्=વિવેકવંત છે.

નિપુણ પુરૂષને હોય છે. ભાવથી વિવેક બાહ્ય અને અભ્યન્તર એમ બે પ્રકારનો છે. સ્વજન, ધન અને શરીર ઉપરનો રાગ દૂર કરવો તે ભાવથી બાહ્ય વિવેક છે. જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ અને અશુદ્ધ ચેતનાથી ઉત્પન્ન થયેલ વિભાવાદિ ભાવ કર્મની એકતાને ભિન્ન કરવારૂપ અભ્યન્તર વિવેક છે. આગમમાં તેનું સ્વરૂપ આ પ્રમાણે છે—

**"पुव्विं रागाइया विभावा सव्वओ विभज्जिज्जा ।**
**पच्छा दव्वा कम्मा सव्वविभिन्नो निओ अप्पा" ॥**

"પૂર્વે રાગાદિ વિભાવોથી સર્વથા આત્માને ભિન્ન કરવો, પછીથી દ્રવ્ય કર્મથી સર્વથા આત્મા ભિન્ન થાય છે.

પ્રાભૃતમાં કહ્યું છે કે–જેમ રત્નપરીક્ષક (ઝવેરી) બધા કાચના કકડામાં પડેલા રત્નને ગ્રહણ કરે છે તેમ સમ્યગ્દૃષ્ટિ સર્વ વિભાવરૂપ પરભાવની પરિણતિના મધ્યમાં રહેલા અચલ, અખંડ, અવ્યય અને જ્ઞાનાનન્દમય આત્માને સ્વરૂપે ભિન્ન કરીને ગ્રહણ કરે છે." શ્રીહરિભદ્રસૂરિએ કહ્યું છે કે–"પ્રથમ ક્ષુદ્રત્વાદિ દોષોનો ઉપશમ થવાથી માર્ગાનુસારી ગુણો વડે તત્ત્વજિજ્ઞાસા પ્રગટે છે. પછી તત્ત્વજ્ઞાની ગુરુની સેવાથી અત્યન્ત પ્રીતિ વડે શાસ્ત્રશ્રવણમાં રસિક થઈને યથાર્થ જીવ અને અજીવના વિવેકથી સર્વ પરભાવથી ભિન્ન આત્માને જાણીને ભેદજ્ઞાની થાય છે. અને તે અનુક્રમે આત્માથી ભિન્ન પર વસ્તુને છોડી સર્વ પરભાવોનો ત્યાગી થઈ સિદ્ધ થાય છે.

પ્રથમના ત્રણ નયના મતે લૌકિક અને લોકોત્તર વિવેક જાણવો. ઋજુસૂત્ર નયની અપેક્ષાએ ધર્મસાધનરૂપ

વિવેક સમજવો અને શબ્દાદિ ત્રણ નયના મતે અનુક્રમે વિભાવ પરિણતિને દૂર કરવા રૂપ ક્ષયોપશમ ભાવના સાધન ઉપયોગથી માંડી ક્ષાયિક ભાવની સાધક પરિણતિ સુધી વિવેક જાણવો. તેમાં આત્માની કર્મની સાથે જે એકતા થયેલી છે, તેનો વિવેક બતાવે છે–

જ્ઞાનાવરણાદિ કર્મ અને સચ્ચિદાનન્દરૂપ જીવની દૂધ અને પાણીની પેઠે સદા એકમેકતા થયેલી છે, તેને જે લક્ષણાદિના ભેદથી ભિન્ન કરે છે એટલે જુદા જુદા સ્વરૂપે અનુભવે છે તે મુનિરૂપ હંસ વિવેકવાળા–ભેદજ્ઞાની છે. જીવ નિત્ય છે, પુદ્ગલસંગ અનિત્ય છે, જીવ અમૂર્ત છે, પુદ્ગલો મૂર્ત છે; જીવ અચલ છે, પુદ્ગલો ચલાયમાન છે; જીવ જ્ઞાનાદિ અનન્ત ચૈતન્યલક્ષણવાળો છે, પુદ્ગલો અચેતન છે; જીવ સ્વરૂપનો કર્તા, સ્વરૂપનો ભોક્તા અને સ્વરૂપની રમણતામાં સ્થિર છે. પુદ્ગલો કર્તૃત્વાદિ ભાવરહિત છે–ઇત્યાદિ લક્ષણથી ભેદજ્ઞાન કરીને જે વૈરાગ્યવંત થયેલ છે તે મુનિ વિવેકયુક્ત છે એમ જાણવું.

**देहात्माद्यविवेकोऽयं सर्वदा सुलभो भवे।**
**भवकोट्याऽपि तद्भेदविवेकस्त्वतिदुर्लभः ॥२॥**

**સંસારમાં શરીર, આત્મા, આદિ શબ્દથી વચન, ચિત્ત, ચૈતન્યાદિનો અવિવેક–અભેદ એ સદા સુલભ છે. તે**

૧ भवे=સંસારમાં. सर्वदा=હમેશાં. देहात्माद्यविवेकः=શરીર અને આત્મા વગેરેનો અવિવેક. सुलभः=સુખેથી પ્રાપ્ત થઇ શકે એવો છે. (પરન્તુ) भवकोट्या=કોટી જન્મ વડે. अपि=પણ. तद्भेदविवेकः=તેનું ભેદજ્ઞાન. अतिदुर्लभः=અત્યન્ત દુર્લભ છે.

**દેહાત્માદિનું ભેદપરિજ્ઞાન-આત્માની એકતાનો નિશ્ચય કોટિ જન્મો વડે પણ અત્યન્ત દુર્લભ છે. સંસારમાં બધા ય ભવસ્થ જીવો શરીર અને આત્માના અભેદની વાસનાથી વાસિત જ છે. ભેદજ્ઞાની કોઇક જ હોય છે. સમયપ્રાભૃતમાં કહ્યું છે કે—**

**"सुदपरिचिताणुभूता सव्वस्स वि कामभोगबंधकहा।**
**एगत्तस्सुवलंभो णवरि ण सुलभो विभत्तस्स" ॥**

समयसार गा० ४.

**"સર્વ જીવોને પણ કામભોગના બન્ધની કથા સાંભળવામાં આવી છે, પરિચયમાં આવી છે અને અનુભવમાં આવેલી છે, તેથી સુલભ છે. પરન્તુ વિભક્ત-શરીરાદિથી ભિન્ન એવા આત્માની એકતા સાંભળવામાં આવી નથી, પરિચયમાં આવી નથી અને અનુભવમાં આવી નથી, તેથી સુલભ નથી"**

આત્મા ત્રણ પ્રકારે છે—બાહ્યાત્મા, અન્તરાત્મા અને પરમાત્મા. જેને શરીર, મન અને વચનાદિમાં આત્મપણાની બુદ્ધિ છે, 'શરીર જ આત્મા છે' એમ જેને સર્વ પૌદ્ગલિક પ્રવૃત્તિમાં આત્મપણાની બુદ્ધિ છે તે બહિરાત્મા છે અને તે મિથ્યાદૃષ્ટિ છે. કર્મસહિત અવસ્થામાં પણ જ્ઞાનાદિ ઉપયોગવાળા, શુદ્ધચૈતન્ય લક્ષણયુક્ત, મહાનન્દસ્વરૂપ, નિર્વિકાર, અમૃત, અવ્યાબાધરૂપ અને સમસ્ત પરભાવથી મુક્ત થયેલા આત્મામાં આત્મપણાની બુદ્ધિ તે અન્તરાત્મા. સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી ક્ષીણમોહ ગુણસ્થાનક સુધી અન્તરાત્મા કહેવાય છે. જે સર્વ કર્મથી મુક્ત, કેવલજ્ઞાન-દર્શનના ઉપયોગવાળા શુદ્ધ સિદ્ધ સ્વરૂપ છે તે પરમાત્મા.

સયોગી કેવલી, અયોગી કેવલી અને સિદ્ધ એ પરમાત્મા કહેવાય છે. બધે ય પરમાત્મપણાની સત્તા સમાન છે, તેથી ભેદજ્ઞાન વડે સર્વ સાધવા યોગ્ય છે. શરીર, આત્મા અને આદિ શબ્દથી મન, વચન અને કાયાદિમાં 'આ આત્મા છે' એવો અવિવેક સંસારમાં સુલભ છે. પણ શરીર અને આત્માના ભેદજ્ઞાનરૂપ વિવેક અત્યન્ત દુર્લભ છે. અનાદિ કાળથી જેઓએ એક પોતાના સ્વરૂપે પરભાવને ગ્રહણ કરેલા છે તેઓને પોતપોતાના લક્ષણના ભેદ વડે ભેદજ્ઞાન થવું અતિદુર્લભ છે. સમ્યગ્દૃષ્ટિ જ ભેદજ્ઞાન કરે છે. બીજા આત્માને તેનો નિશ્ચય થવો કઠણ છે. સમયપ્રાભૃતમાં કહ્યું છે કે—"બધા ય જીવોને કામભોગ સંબન્ધી કથા સાંભળવામાં આવેલી, પરિચિત અને અનુભૂત છે, તેથી સુલભ છે. પરન્તુ શરીરાદિથી ભિન્ન આત્માના એકત્વનો અનુભવ થવો અત્યન્ત દુર્લભ છે." આત્મા જ્ઞાનાનન્દમય છે અને રાગાદિ પરભાવો છે, તેને આત્માથી ભિન્ન કરવા વડે આત્મસ્વરૂપમાં રસવૃત્તિનો ઉપયોગ કરવો દુર્લભ છે.

**[1]शुद्धेऽपि व्योम्नि तिमिराद् रेखाभिर्मिश्रता यथा।**
**विकारैर्मिश्रता भाति तथाऽऽत्मन्यविवेकतः ॥३॥**

જેમ શુદ્ધ આકાશમાં પણ તિમિર રોગથી નીલપીતાદિ

૧ यथा=જેમ. शुद्धे=સ્વચ્છ એવા. व्योम्नि=આકાશમાં. अपि=પણ. तिमिरात्=તિમિર રોગથી. रेखाभिः=નીલ, પીત વગેરે રેખાઓ વડે. मिश्रता=મિશ્રપણું. भाति=ભાસે છે. तथा=તેમ. आत्मनि=આત્મામાં. अविवेकतः=અવિવેકથી. विकारैः=વિકારો વડે. मिश्रता=મિશ્રપણું (ભાસે છે.)

**રેખાઓ વડે મિશ્રતા-ચિત્રવિચિત્રતા ભાસે છે, તેમ શુદ્ધાત્માને વિષે કામક્રોધાદિ વિકારો વડે અવિવેકથી વિકારરૂપ વિચિત્રતા ભાસે છે. પરન્તુ શુદ્ધાત્મા નિર્વિકાર છે.**

જેમ શુદ્ધ આકાશમાં દૃષ્ટિને વિષે ભ્રાન્તિ ઉત્પન્ન કરનાર તિમિરરોગ થવાથી લીલી, પીળી વગેરે રેખાઓથી મિશ્રપણું-કાબરચિત્રાપણું દેખાય છે, તેમ આત્મામાં અસદ્ ઉપયોગરૂપ અવિવેકથી રાગાદિ અશુદ્ધ અધ્યવસાયરૂપ વિકારો વડે મિશ્રપણું-એકતા જણાય છે. એટલે આત્મા અનાદિ વિકારોની વિક્રિયાના પરિણામવાળો ભાસે છે. તાત્પર્ય એ છે કે નિશ્ચય નયથી નિર્વિકાર, અખંડ અને ચૈતન્યરૂપ આત્મા છે, તોપણ પરભાવની સાથે તન્મયતા થવાથી વિકારયુક્ત ભાસે છે.

જો આત્મા પરભાવનો કર્તા નથી, તો પર ઉપાધિથી થયેલ વિકાર વડે તે વિકારી કેમ કહેવાય ? એ પ્રશ્નનો ઉત્તર આપે છે-

**[1]यथा योधैः कृतं युद्धं स्वामिन्येवोपचर्यते ।**
**शुद्धात्मन्यविवेकेन कर्मस्कन्धोर्जितं तथा ॥४॥**

**જેમ સુભટોએ કરેલા યુદ્ધનો સ્વામીને વિષે જ ઉપચાર કરાય છે, સેવકોનો જય અને પરાજય ઉપચારથી સ્વામીનો જય-પરાજય કહેવામાં આવે છે, તેમ અવિવેકે કરેલા કર્મપુદ્ગલોનો પુણ્યાપુણ્ય ફલરૂપ વિલાસ શુદ્ધ**

૧ यथा=જેમ. योधैः=યોદ્ધાઓએ. कृतं=કરેલું. युद्धं=યુદ્ધ. स्वामिनि=સ્વામી-રાજા વગેરેમાં. एव=જ. उपचर्यते=આરોપાય છે. तथा=તેમ. अविवेकेन=અવિવેક વડે. कर्मस्कन्धोर्जितं=કર્મસ્કન્ધનું પુણ્યપાપરૂપ ફળ. शुद्धात्मनि=શુદ્ધ આત્મામાં (આરોપાય છે).

આત્મામાં આરોપાય છે, તેથી તે ઉપચારથી શુદ્ધ આત્માનો ગણાય છે.

જેમ યોદ્ધાઓએ કરેલું યુદ્ધ તેના સ્વામી રાજાને વિષે આરોપાય છે. જેમકે રાજાઓ યુદ્ધ કરે છે, તેથી યુદ્ધમાં થયેલ જય–પરાજય અને તે નિમિત્તે થતા હર્ષ, ખેદ, કીર્તિ –અપકીર્તિ વગેરે સ્વામીના જ ગણાય છે 'જેમકે આ રાજા જિત્યો, આ પરાજય પામ્યો' એમ લોકમાં કહેવાય છે તે સ્વામિપણાનો અંશ મમત્વને લીધે એકતાની માન્યતાથી છે. તેમ સંગ્રહ નયથી શુદ્ધ આત્મામાં અજ્ઞાન અને અસંયમરૂપ અવિવેકે કરેલ જ્ઞાનાવરણાદિ કર્મના સમૂહના પુણ્યપાપરૂપ વિપાકનું સામ્રાજ્ય પ્રવર્તે છે, તેથી સ્વરૂપનું કર્તાપણું અને ભોક્તાપણાનું પરાવર્તન થતાં ગ્રાહકતાદિ શક્તિનો સ્વીકાર કરવાથી તેના કર્તાપણાનો ઉપચાર કરાય છે. અસત્–ખોટો આરોપ કરવો તે ઉપચાર છે. પરભાવના કર્તાપણાદિ પરિણતિના અભાવમાં ઉપાધિથી થયેલ કર્તાપણાદિનો ઉપચાર વાસ્તવિક નથી.

ફરીથી દૃષ્ટાન્ત દ્વારા પરભાવના પ્રસંગથી ચૈતન્યની ભ્રાન્તિ દર્શાવે છે––

**इष्टकाद्यपि[1] हि स्वर्णं पीतोन्मत्तो यथेक्षते ।**
**आत्माऽभेदभ्रमस्तद्वद् देहादावविवेकिनः ॥५॥**

૧ यथा=જેમ. पीतोन्मत्तः=જેણે ધતૂરો પીધો છે એવો. इष्टकादि=ઇંટ વગેરેને. अपि=પણ. स्वर्णं=સુવર્ણ. ईक्षते=જુએ છે. तद्वत्=તેની પેઠે. अविवेकिनः=વિવેકરહિત, જડ બુદ્ધિવાળાને. देहादौ=શરીર વગેરેમાં. आत्माऽभेदभ्रमः=આત્માના અભેદનો ભ્રમ–વિપર્યાસ (જાણવો.)

**જેણે ધતૂરો પીધો છે તે જેમ ઇંટપ્રમુખને પણ ખરેખર સુવર્ણ દેખે છે, તેમ વિવેકરહિત પુરૂષને શરીરાદિને વિષે આત્મા સાથે એકપણાનો વિપર્યાસ જાણવો.**

જેમ [1]કોઇ ધતૂરો પીવાથી ઉન્મત્ત થએલો મનુષ્ય માટીના સ્કન્ધરૂપ ઇંટ વગેરેને ખરેખર સુવર્ણરૂપે દેખે છે. તેની પેઠે તત્ત્વજ્ઞાન રહિત અવિવેકી પુરુષને શરીરાદિને વિષે આત્માની સાથે અભેદ–એકપણાની ભ્રાન્તિ થાય છે. તેને શુદ્ધ આગમનું શ્રવણ નહિ થવાથી તે સ્વ–પરના ભેદને જાણતો નથી, તેથી પર વસ્તુને આત્મસ્વરૂપે જાણતો અને આત્માની દેહાદિ પરવસ્તુની સાથે એકતા માનતો અનન્ત કાળ સુધી ભમે છે. માટે અવિવેક તજવા યોગ્ય છે.

ફરીથી શુદ્ધતાના હેતુનો ઉપદેશ કરે છે—

**[2]इच्छन् न परमान् भावान् विवेकाद्रेः पतत्यधः।**
**परमं भावमन्विच्छन् नाविवेके निमज्जति ॥६॥**

૧ ટીકાકાર જણાવે છે કે 'पीतोन्मत्तः' એ શબ્દનો અર્થ पंक्तिरथ ના ન્યાયને અનુસરીને કરવો. જેમ પંક્તિબદ્ધ રથ પંક્તિરથ કહેવાય છે તેમ અહીં पीतधत्तूरकोन्मत्तः શબ્દમાં धत्तूरक શબ્દનો લોપ કરવાથી 'ધતૂરાના પાન વડે ઉન્મત્ત થયેલો' એવો અર્થ થાય છે. પરન્તુ સ્વોપજ્ઞ ભાષાર્થમાં ઉન્મત્ત શબ્દનો અર્થ ધતૂરો કરેલો છે, તેથી 'જેણે ધતૂરો પીધો છે એવો' અર્થ કરવામાં આવ્યો છે.

૨ परमान् भावान्=પરમ ભાવોને. न इच्छन्=નહિ ઇચ્છતો. विवेकाद्रेः=વિવેકરૂપ પર્વતથી. अधः–નીચે. पतति=પડે છે. (અને) परमं भावं=પરમ ભાવને. अन्विच्छन्=શોધતો. अविवेके=અવિવેકમાં. न निमज्जति=નિમગ્ન થતો નથી.

**પરમ ભાવોને નહિ ઇચ્છતો એટલે પરમભાવગ્રાહક નયસંમત શુદ્ધ ચૈતન્યભાવને ટાળી બીજા સાત્ત્વિક, રાજસ અને તામસ ભાવને ઇચ્છતો વિવેકરૂપ પર્વતના અપ્રમત્ત-ભાવરૂપ શિખર ઉપરથી નીચે પડે છે. સર્વવિશુદ્ધ આત્મભાવનું અન્વેષણ કરતો અવિવેકમાં નિમગ્ન થતો નથી. એથી જ સાધુ અપૂર્વકરણે અનન્ત ઋદ્ધિ પામે, પણ ત્યાં આસક્તિ ધારણ ન કરે.**

**"सातर्द्धिरसेष्वगुरुः प्राप्यर्द्धिविभूतिमसुलभामन्यैः ।**
**सक्तः प्रशमरतिसुखे न भजति तस्यां मुनिः संगम् ॥**
**या सर्वसुरवरर्द्धिर्विस्मयनीया न जात्वनगारर्द्धि(र्द्धेः) ।**
**नार्घति(अर्घति) सहस्रभागं कोटिशतसहस्रगुणिताऽपि" ॥**

**"અન્ય પ્રાણીઓને દુર્લભ એવી ઋદ્ધિ-લબ્ધિની વિભૂતિને પામીને સાતાગૌરવ, ઋદ્ધિગૌરવ અને રસગૌરવ રહિત મુનિ પ્રશમરતિના સુખમાં મગ્ન થાય છે, પરન્તુ તે ઋદ્ધિના સુખમાં આસક્તિ રાખતા નથી.**

**જે વિસ્મય પમાડે તેવી સર્વ દેવોની ઋદ્ધિ છે તેને લાખવાર કોટીગુણી કરીએ તો પણ કદી સાધુની આત્મિક સંપત્તિના હજારમા ભાગે ઘટતી નથી."**

પરમભાવગ્રાહક નયને સંમત શુદ્ધ ચૈતન્યને અનુકૂલ સર્વ ધર્મના પરિણામ વડે ઉત્સર્ગથી શુદ્ધ નયે ઉપદેશેલા નિત્ય-અનિત્યાદિ અનન્ત એવા પરમ ભાવોને નહિ ઇચ્છતો તત્ત્વજ્ઞાન અને તત્ત્વમાં રમણતારૂપ ગિરિના શિખરથી નીચે પડે છે એટલે વિવેકભ્રષ્ટ થાય છે. શુદ્ધ તાદાત્મ્ય સ્વરૂપ સર્વવિશુદ્ધ આત્મસ્વભાવને સ્યાદ્વાદના ઉપયોગ વડે ગવેષતો, શુદ્ધ ચૈતન્યને ઉપાદેયરૂપે કરતો આત્મા અજ્ઞાન

કે અસંયમમાં પડતો નથી. અધ્યાત્મસ્વરૂપની એકતાનો અનુભવ કરવામાં પ્રવૃત્ત થએલો પરભાવનું ચૂર્ણ કરવામાં ચક્રવર્તી જ છે. માટે સમસ્ત પરભાવના ઉન્માદને દૂર કરવામાં સમર્થ શુદ્ધ આત્મજ્ઞાનની રમણતાના અનુભવમાં પ્રયત્ન કરવા યોગ્ય છે, પણ વર્તમાન પરભાવની પરિણતિમાં યત્ન કરવા યોગ્ય નથી. એ હેતુથી અપૂર્વકરણમાં પ્રવેશેલા મુનિને અનેક ઋદ્ધિનો લાભ થાય તોપણ તેમાં તેને આસક્તિ થતી નથી. સર્વ નવીન ગુણોની પ્રાપ્તિમાં અપૂર્વકરણ થાય છે. તે નવા ગુણો પ્રાપ્ત કરતાં [1]ગુણશ્રેણિ થાય છે. કહ્યું છે કે—

**सम्म[1]-दर[2]-सव्वविरई[3] अणविसंजोय[4]-दंस[5]खवगे य ।**
**मोह[6]सम-सन्त[7]-खवगे[8] खीण[9]-संजोगी[10]-यर[11] गुणसेढी ॥**

पंचम कर्म. गा. ८२

સમ્યકત્વની પ્રાપ્તિમાં પ્રથમ ગુણશ્રેણી, દેશવિરતિની પ્રાપ્તિ નિમિત્તક બીજી ગુણશ્રેણી, સર્વવિરતિની પ્રાપ્તિ નિમિત્તક ત્રીજી ગુણશ્રેણી, અનન્તાનુબન્ધીની વિસંયોજના કરનારને

૧ ઉદયસમયથી આરંભી પ્રતિસમય અસંખ્યગુણા અસંખ્યગુણા કર્મપુદ્ગલોની રચના તે ગુણશ્રેણિ કહેવાય છે. તાત્પર્ય એ છે કે પ્રથમ સમયે ઉપરની સ્થિતિથી કર્મપુદ્ગલો ઉતારીને ઉદયસમયથી માંડી અન્તર્મુહૂર્ત કાલમાં ઉત્તરોત્તર અસંખ્યગુણા અસંખ્યગુણા અધિક કર્મપુદ્ગલો નાંખે છે, તેમજ બીજા સમયે પણ તેના કરતાં પણ અસંખ્યાતગુણા કર્મપુદ્ગલો ઉપરની સ્થિતિમાંથી લઇ અન્તર્મુહૂર્ત કાલમાં પૂર્વના ક્રમથી નાંખે છે. એમ ત્રીજા સમયે, ચોથા સમયે, યાવત્ અન્તર્મુહૂર્ત સુધી તેમ કરે છે. એ ગુણશ્રેણિ કહેવાય છે. ઉત્તરોત્તર ગુણશ્રેણિમાં પૂર્વ કરતાં અસંખ્યગુણ અસંખ્યગુણ કર્મની નિર્જરા કરે છે.

ચોથી ગુણશ્રેણી, દર્શનમોહનીયનો ક્ષય કરવામાં પાંચમી ગુણશ્રેણી, મોહનીયનો ઉપશમ કરનાર ઉપશમશ્રેણિમાં અનિવૃત્તિબાદર અને સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે વર્તતો હોય ત્યારે છઠ્ઠી ગુણશ્રેણિ, ઉપશાન્તમોહ ગુણસ્થાનકે સાતમી ગુણશ્રેણિ, મોહનીયનો ક્ષય કરનાર ક્ષપકશ્રેણિમાં નવમા અને દશમા ગુણસ્થાનકે આઠમી ગુણશ્રેણિ, બારમા ગુણસ્થાનકે ક્ષીણમોહને નવમી ગુણશ્રેણિ, સયોગી કેવલીને દશમી ગુણશ્રેણિ અને અયોગીકેવલી ને અગિયારમી ગુણશ્રેણિ હોય છે.

એમ અગિયાર ગુણશ્રેણિ છે. તેમાં પ્રથમ સમ્યક્ત્વ ગુણશ્રેણિમાં ત્રણ કરણ થાય છે. બાકીની દસ ગુણશ્રેણિમાં અપૂર્વકરણ અને અનિવૃત્તિરૂપ બે કરણ[1] થાય છે. એમ અપૂર્વ એવા અપૂર્વ કરણ ઉપર ચઢવાથી કર્મનો નાશ થાય છે. અને અપૂર્વ પ્રશમ સુખની પ્રાપ્તિ થાય છે.

કહ્યું છે કે-"સાતા, ઋદ્ધિ અને રસના ગૌરવરહિત મુનિ અન્યને દુર્લભ ઋદ્ધિ-લબ્ધિની વિભૂતિને પામીને પ્રશમ

---

૧ અહીં દેવચંદજી મહારાજે જ્ઞાનમંજરીમાં સમ્યક્ત્વપ્રાપ્તિ-નિમિત્ત ગુણશ્રેણિમાં ત્રણ કરણ અને બાકીની દસ ગુણશ્રેણિમાં અપૂર્વકરણ અને નિવૃત્તિકરણ એ બે કરણ થાય છે' એમ કહ્યું છે તે વાસ્તવિક નથી. પરન્તુ કર્મપ્રકૃતિ વગેરેમાં કહ્યું છે કે પ્રથમ સમ્યક્ત્વપ્રાપ્તિમાં અનન્તાનુબન્ધિની વિસંયોજનામાં દર્શનમોહનીયની ક્ષપણામાં, મોહનીય કર્મના ઉપશમમાં અને ચારિત્રમોહનીયની ક્ષપણામાં ત્રણે કરણ થાય છે દેશવિરતિ અને સર્વવિરતિની પ્રાપ્તિમાં યથાપ્રવૃત્તિ અને અપૂર્વકરણ એ બે કરણ થાય છે. ઉપશાન્તમોહ, ક્ષીણમોહ સયોગી અને અયોગી ગુણશ્રેણિમાં કોઇ પણ કરણ નથી.

રતિના સુખમાં મગ્ન થાય છે અને ઋદ્ધિમાં આસક્તિ ધારણ કરતા નથી. જે વિસ્મય પમાડે તેવી દેવોની ઋદ્ધિને લક્ષકોટીથી ગુણાકાર કરતાં તે અનગારના ઋદ્ધિના હજારમા ભાગે પણ ઘટી શકતી નથી".

**[1]आत्मन्येवात्मनः कुर्यात् यः षट्कारकसंगतिम् ।**
**क्वाविवेकज्वरस्यास्य वैषम्यं जडमज्जनात् ॥७॥**

જે આત્માને વિષે જ આત્માના છ કારકના અર્થનો અનુગમ-સંબન્ધ કરે છે તેને જડ-પુદ્ગલના પ્રસંગથી અવિવેકરૂપ જ્વરનું વિષમપણું ક્યાંથી હોય? જલમજ્જનથી-જલસ્નાનથી અવિવેકી જ્વરવાળાને વિષમ જ્વર હોય છે તે શ્લેષછાયા છે.

આત્મા સ્વતંત્રપણે જ્ઞપ્તિ (જાણવાની) ક્રિયા કરે છે માટે આત્માનો કર્તા છે. જ્ઞાનસહિત નિર્વર્ત્ય, વિકાર્ય અને પ્રાપ્યરૂપ પરિણામનો આશ્રય કરે છે તેથી કર્મ છે. ઉપયોગ વડે આત્મા જ્ઞપ્તિક્રિયામાં સાધકતમ (અત્યંત ઉપકારક) થાય છે માટે તે કરણ છે. આત્મા પોતે જ શુભ પરિણામનું દાનપાત્ર છે માટે તે સંપ્રદાન છે. પૂર્વ પૂર્વના જ્ઞાનપર્યાયથી ઉત્તરોત્તર જ્ઞાનપર્યાય શ્રેષ્ઠ છે. માટે વિશ્લેષમાં અવધિ હોવાથી અપાદાન છે. સામાન્ય ધારામાં વિશેષ પરિણમે છે. જેમ સામાન્ય ધારામાં કડા કુંડલાદિ પર્યાય. એ રૂપે આધાર છે. એ અભેદને આશ્રયી ષટ્કારકના સંબન્ધની

૧ यः=જે. आत्मनि=આત્મામાં. एव=જ. आत्मनः=આત્માના. षट्कारकसंगतिं=છ કારકનો સંબન્ધ. कुर्यात्=કરે. अस्य=એને. जडमज्जनात्=જડ-પુદ્ગલમાં મગ્ન થવાથી. अविवेकज्वरस्य=અવિવેકરૂપ જ્વરનું. वैषम्यं=વિષમપણું. क्व=ક્યાંથી હોય.

**વ્યાખ્યા કરી. નયમાં નિપુણ પુરૂષે નયાન્તરને પણ આશ્રયી વ્યાખ્યા કરવી.**

જે આત્માના કર્તાપણા વગેરે વ્યાપારનો વિભાગ કરવામાં કુશલ પુરુષ એક પોતાના આત્મદ્રવ્યમાં કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણરૂપ છ કારકનો અભેદરૂપ સંબન્ધ કરે છે તે પુરુષને જડ પુદ્ગલમાં મગ્ન થવાથી અવિવેક–અજ્ઞાનરૂપ જ્વરની વિષમતા ક્યાંથી હોય? 'जडिमजवात्' એવું પાઠાન્તર છે. જડતા–મૂઢતાના વેગથી અવિવેકરૂપ વિષમજ્વર કેમ હોય? 'जलमज्जनात्' જ્વરવાળાને જળથી સ્નાન કરવાને લીધે અથવા 'जडिमजवात्' જડતા–ઠંડીના વેગથી વિષમ જ્વરની ઉત્પત્તિ થાય છે. એ શ્લેષ છે.

અહીં છ કારકની વ્યાખ્યા વિશેષાવશ્યક ભાષ્યને અનુસરીને કરવામાં આવે છેઃ આત્મા કર્તા છે અને જે આત્મા કર્તા છે તે બીજા કારકના સમુદાય સહિત જ છે. સ્વગુણના પરિણમનરૂપ જ્ઞપ્તિ–જાણવાની ક્રિયાનો કરનાર હોવાથી આત્મા કર્તા છે. જ્ઞાનાદિ અનન્તગુણની પ્રવૃત્તિ કાર્ય (કર્મ) છે, ગુણો કરણરૂપ છે, ઉત્પાદરૂપ ગુણપર્યાયોનું પાત્ર હોવાથી આત્મા સંપ્રદાન છે, નાશ પામેલા પર્યાયોના વિશ્લેષ–વિયોગનું સ્થાન હોવાથી આત્મા અપાદાન છે, તથા અનન્તગુણ પર્યાયોનો આધાર હોવાથી આત્મા અધિકરણ છે. આત્મા, આત્મામાં, આત્મસ્વરૂપને, આત્મા વડે, આત્મા માટે, આત્માથી પરિણમનની વૃત્તિથી કરે છે. પૂજ્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે કહ્યું છે કે—

"कारणमहवा छद्धा कत्ता सतंतो त्ति कारणं कत्ता।
कज्जपसाहगतमं करणंमि उ पिंडदंडाइ"॥

વ્યાખ્યા–અથવા કારણ છ પ્રકારે છે. તેમાં સ્વતંત્ર–સ્વાધીનપણે ક્રિયા કરનાર તે કર્તા. જેમ ઘટનો કર્તા કુંભાર છે. આત્મામાં અભેદરૂપે વ્યાપીને રહેલા ગુણોની સ્વસ્વરૂપે પરિણમનરૂપ કાર્યના વ્યાપારરૂપ ક્રિયા કરે છે તેથી આત્મા કર્તા છે. કાર્યને સાધવામાં અત્યન્ત ઉપકારક કારણ તે કરણ. તેના ઉપાદાન અને નિમિત્ત એ બે ભેદ છે. જેમ માટીનો પિંડ ઘટનું ઉપાદાન કારણ છે અને દંડ વગેરે નિમિત્ત કારણ છે; તેમ આત્મા કર્તા અને જ્ઞાનાદિ કાર્ય છે. તેમાં સ્વસત્તાનો પરિણામ તે ઉપાદાન કારણ છે. સ્વરૂપની સિદ્ધિરૂપ શુદ્ધ પારિણામિક કાર્યમાં નિમિત્તનો અભાવ છે. કર્મના ક્ષય કરવાથી શુદ્ધ આત્મસ્વરૂપને પ્રગટ કરવારૂપ કાર્યમાં પણ આત્મા કર્તા છે. તત્ત્વની સિદ્ધિ કાર્ય છે. સ્વધર્મના સાધનનું અવલંબન કરનારા જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યરૂપ ગુણો ઉપાદાન કારણ છે અને નિર્વિકાર વીતરાગના વાક્ય વગેરે નિમિત્ત કારણ છે.

"कम्मं किरिया कारणमिह निच्चिट्ठो जओ न माहेइ।
अहवा कम्मं कुंभो स कारणं बुद्धिहेउ त्ति॥
भव्वो त्ति व जोग्गो त्ति व सक्को ति व सो सरूवलाभस्स।
कारणसंनिज्झंमि वि जं नागासत्थमारंभो॥
बज्झनिमित्ताविक्खं कज्जं वि य कज्जमाणकालंमि।
होइ सकारणमिहरा त्रिवज्जयाऽभावया होज्जा"॥

કર્તા વડે (क्रियते) જે કરાય એ વ્યુત્પત્તિથી તે કર્મ કહેવાય છે. તે ક્રિયા ઘટ પ્રત્યે કર્તાના વ્યાપારરૂપ છે અને તે ઘટરૂપ કાર્યનું કારણ છે એ પ્રસિદ્ધ છે. અહીં કોઇ પ્રશ્ન કરે કે અહીં કુંભાર જ ઘટ કરતો જણાય છે, પણ ઘટ કરવામાં પ્રવર્તતી કોઇ ક્રિયા તો દેખાતી નથી. તેનો ઉત્તર એ છે કે ચેષ્ટારહિત કુંભાર પણ ઘટ કરી શકતો નથી, તેથી જે કુંભારની ચેષ્ટા છે તે ક્રિયા છે, તો તે ઘટનું કારણ કેમ ન હોય? અથવા કર્તાને ઘટ કરવો ઇષ્ટ હોવાથી ઉત્પન્ન કરાતો ઘટ જ કર્મ છે. જો એમ છે તો તે કાર્ય જ છે અને કાર્ય હોય તે કારણ કેમ હોય? કેમકે અત્યન્ત તીક્ષ્ણ સોયનો અગ્રભાગ પણ પોતાને વિંધી શકતો નથી. તેથી કાર્યરૂપે ઉત્પન્ન થતો ઘટ પોતાનું કારણ થાય તે અયુક્ત છે. એ પ્રશ્નનું સમાધાન એ છે કે ઘટ-બુદ્ધિનું કારણ હોવાથી ઘટ કારણ છે. તાત્પર્ય એ છે કે 'બધા ય મનુષ્યો બુદ્ધિમાં સંકલ્પ કરીને ઘટાદિ કાર્ય કરે છે' એવો વ્યવહાર છે. તેથી બુદ્ધિમાં સંકલ્પ કરેલા ઘટનું કરવાને ઇચ્છેલો માટીનો ઘટ ઘટબુદ્ધિના અવલંબનરૂપે કારણ છે જ. અહીં એ શંકા કરવી યોગ્ય નથી કે ઘટ ઉત્પન્ન થયેલો નહિ હોવાથી અસત્ છે અને અસત્ (અવિદ્યમાન) ઘટ બુદ્ધિના અવલંબનરૂપે કારણ કેમ થાય? તેનો ઉત્તર એ છે કે દ્રવ્યરૂપે ઘટ સદા વિદ્યમાન છે.

પ્ર૦—જે માટીના કાર્યરૂપ ઘટ છે, તેના કારણનો વિચાર અહીં પ્રસ્તુત છે અને બુદ્ધિમાં કલ્પેલો ઘટ તેથી ભિન્ન છે અને તેથી બુદ્ધિમાં વિચારેલા ઘટના કારણનું કથન અપ્રાસંગિક છે.

ઉ૦–તમારી શંકા યોગ્ય છે, પરન્તુ 'भाविनि भूतवदुपचारः' ભાવી પદાર્થમાં ભૂતના જેવો આરોપ થાય છે. એ ન્યાયે બુદ્ધિકલ્પિત અને ઉત્પન્ન થતા ઘટનો અભેદ હોવાથી દોષ નથી. સ્થાસ, કોશ ઇત્યાદિ આકૃતિ કરવાના સમયે 'શું કરે છે' એમ કોઈ કુંભારને પૂછે તો તે 'ઘટ કરૂં છું' એવો ઉત્તર આપે છે. કારણ કે તેણે બુદ્ધિકલ્પિત ઘટની સાથે ઉત્પન્ન થવાના ઘટની એકતાનો નિર્ણય કરેલો છે. અથવા જે સ્વરૂપના લાભને (ઉત્પત્તિને) યોગ્ય છે તેને જ ઉત્પન્ન કરી શકાય છે. તે માટે કરી શકાય તેવું હોવાથી કાર્ય પણ પોતાનું કારણ થાય છે. માટે અવશ્ય કર્મને પણ કારણ માનવું જોઇએ. કારણ કે બધાં કારણો મળવા છતાં પણ કુંભાર આકાશને માટે પ્રયત્ન કરતો નથી, પરન્તુ પ્રસ્તુત ઘટરૂપ કાર્ય માટે તેનો પ્રયત્ન છે. માટે ઘટની સાથે ઘટ કરવાની ક્રિયાનો નિયત સંબન્ધ હોવાથી કાર્ય પણ પોતાનું કારણ છે. એ બાબતનો જ વિચાર કરે છે–કુંભાર, ચાકડો, દોરી વગેરે જે બાહ્ય નિમિત્તો છે તેની અપેક્ષાએ ક્રિયા કરવાને સમયે અંતરંગ બુદ્ધિથી વિચારેલ કાર્ય પોતાનું કારણ થાય છે, અન્યથા જો બુદ્ધિથી પૂર્વે નહિ વિચારેલું કાર્ય કરે તો કાર્ય કરવાના સમયે વિચાર કર્યા સિવાય શૂન્યમનથી આરંભનો વિપર્યાસ થાય એટલે ઘટનાં કારણો મળવા છતાં પણ અન્ય કોઇક શકોરા વગેરે કાર્ય થઇ જાય. અથવા કાર્યનો અભાવ થાય, અર્થાત્ કંઇ પણ કાર્ય ન થાય. તેથી બુદ્ધિમાં કલ્પેલું કાર્ય પોતાનું કારણ થાય છે એમ માનવું જોઇએ. વધારે શું કહેવું? જ્યાં જ્યાં જે જે રીતે યુક્તિથી ઘટે તે તે પ્રકારે બુદ્ધિમાને કર્મને કારણ

માનવું. જો કર્મને કારણ ન માનવામાં આવે તો 'करोतीति कारकम्'–જે કરે તે કારક એવી વ્યુત્પત્તિ થતી હોવાથી છ કારક ઘટી શકે નહિ.

**देओ स जस्स तं संपयाणमिय त पि कारणं तस्स।**
**होइ तदत्थित्ताओ न कीरए तं विणा जं सो।**

તે ઘટાદિ નવીન પર્યાય (કાર્ય) જેને આપવાનો છે તે તેના પ્રતિ સંપ્રદાન કહેવાય છે. તે સંપ્રદાન પણ કાર્યનું કારણ છે. કારણ કે તેનો કોઇ અર્થી હોવાથી તે નવીન પર્યાયરૂપે થાય છે. જો તેનો કોઇ અર્થી ન હોય તો નવીન પર્યાયરૂપે કાર્યની ઉત્પત્તિ ન થાય. તાત્પર્ય એ છે કે નવીન પર્યાયને કોઈ પણ ગ્રહણ કરનાર હોવાથી જ કાર્યની ઉત્પત્તિ થાય છે.

**भूपिंडावायाओ पिंडो वा सक्करादवायाओ।**
**चक्कनहावाओ वाऽपादाणं कारणं तं पि॥**

પૃથ્વીથી પિંડનો અપાય–વિશ્લેષ થતાં સ્થિર હોવાથી પૃથ્વી અપાદાન છે, મૃતપિંડથી શર્કરા–કાંકરા વગેરે જુદા થતાં સ્થિર હોવાથી પિંડ અપાદાન છે. અથવા ઘટનો અપાય–વિયોગ થવાથી ચક્ર–ચાક અથવા ભઠ્ઠી અપાદાન છે. તાત્પર્ય એ છે કે પૃથ્વીથી પિંડ જુદો થતાં પૃથ્વી ધ્રુવ છે માટે પૃથ્વી અપાદાન છે. અથવા વિવક્ષાને લીધે માટીના પિંડથી કાંકરા જુદા થવાથી પિંડ ધ્રુવ છે માટે અપાદાન છે, અથવા ચાક અને ભઠ્ઠીથી ઘટ જુદો થતાં સ્થિર હોવાથી ચાક અને ભઠ્ઠી અપાદાન છે.

**वसुहागासं चक्कं सरूवमिच्चाइ संनिहाणं जं ।**
**कुंभस्स तं पि कारणमभावओ तस्स जदसिद्धी ॥**

ઘટનો આધાર ચાક છે, ચાકનો પણ આધાર પૃથ્વી છે, તેનો આધાર આકાશ છે અને તે પોતાના સ્વરૂપમાં રહેલું હોવાથી તેનો આધાર પોતાનું સ્વરૂપ છે ઇત્યાદિ નજીક અને પરંપરાએ ઘટના આધારની વિવક્ષા કરીએ તે બધાં તેનાં કારણ છે. કારણ કે તેના અભાવે ઘટની ઉત્પત્તિ થતી નથી.

એ પ્રમાણે આત્મા સંબન્ધે પણ જાણવું. જેમકે આત્મા પોતાના જ્ઞાન, દર્શન, રમણતા અને અનુભવરૂપ ગુણોનો કર્તા છે. તે ગુણોની પ્રવૃત્તિ તે કાર્ય. સત્તામાં રહેલા આવરણરહિત ગુણો કરણરૂપ છે. તે ગુણોના ઉત્પાદ પર્યાયરૂપ પરિણામના આવિર્ભાવનું દાનપાત્ર થવાથી તે સંપ્રદાન. તે જ જ્ઞાનાદિ પર્યાયોમાં પૂર્વના પર્યાયનો નાશ થવાથી અપાદાન અને સમસ્ત ગુણપર્યાયોના આશ્રયભૂત આત્માના અસંખ્યાતપ્રદેશરૂપ ક્ષેત્ર તે આધાર. એમ સર્વકાર્યની નિષ્પત્તિરૂપે પરિણમેલા છ કારકોનું જ્ઞાન તે સદ્‌વિવેક. અને સદ્‌વિવેકવાળાને સર્વ વિષમતાનો અભાવ થાય છે. એ પ્રમાણે શ્લોકનો અર્થ કહ્યો.

હવે પ્રસંગને અનુસરી કહીએ છીએ--આત્મપરિણામની કર્તૃત્વરૂપ આત્મશક્તિનો પરિણામ તે કારકપણું. તે પરિણામ હમેશાં આવરણ રહિત હોવા છતાં બન્ધકાર્યના કર્તાપણે કર્મરૂપ પરિણામનો કર્તા છે. સમ્યગ્જ્ઞાનોપયોગ વડે ગ્રહણ કરેલા સ્વરૂપનો અભિલાષી થઈ પોતાના ગુણોને પ્રગટાવવારૂપ સ્વસાધનના કાર્યનો કર્તા થતાં પૂર્ણાનન્દરૂપ સિદ્ધપ-

ણામાં પૂર્ણતાને પામી સ્વરૂપમાં ગુણના પરિણમનરૂપ જ્ઞાયકતાદિ મૂળસ્વરૂપ કાર્યનો કર્તા થાય છે.

**संयमास्त्रं विवेकेन शाणेनोत्तेजितं मुनेः।**
**धृतिधारोल्बणं कर्मशत्रुच्छेदक्षमं भवेत् ॥८॥**

**વિવેકરૂપ સરાણે કરીને ઉત્કૃષ્ટ તેજ-તીક્ષ્ણ કરેલું, અને ધૃતિ-સંતોષરૂપ ધારવડે ઉત્કટ એવું સંયમાસ્ત્ર મુનિના કર્મરૂપ શત્રુનું છેદન કરવામાં સમર્થ થાય છે.**

સ્વપરના વિવેકરૂપ સરાણવતી અત્યન્ત તેજસ્વી કરેલું અને સંતોષરૂપ ઉગ્ર ધારવાળું પરભાવથી નિવૃત્તિ કરવારૂપ લક્ષણવાળું સંયમરૂપ શસ્ત્ર છે, તે મુનિના જ્ઞાનાવરણાદિ કર્મરૂપ શત્રુનો ઉચ્છેદ કરવામાં સમર્થ થાય છે. અનાદિ મિથ્યાત્વ, અસંયમ અને અજ્ઞાનમાં મગ્ન થયેલો જીવ વિશિષ્ટ અને ઉત્કૃષ્ટરૂપ સ્વધર્મની ભ્રાન્તિવડે પરભાવમાં એકતા થવા વડે ઉત્પન્ન થએલા વિપર્યાસથી કર્તાપણું, ભોક્તાપણું અને ગ્રાહકપણું વગેરે અશુદ્ધ પરિણતિ વડે કર્મરૂપ ઉપાધિને ગ્રહણ કરી તેના વિપાકથી પ્રાપ્ત થએલા શુભાશુભ સંયોગના ભોગવડે રાગદ્વેષની પરિણતિવાળો થઇને સંસારમાં ભમે છે. તે જ જીવ ત્રણ લોકના વત્સલ અર્હન્ત પરમાત્માએ કહેલા પરમ આગમના યોગવડે તત્ત્વનું રહસ્ય જાણીને સ્વપરના વિવેકથી પરભાવ અને વિભાવથી નિવૃત્ત થઇને

૧ विवेकेन=વિવેકરૂપ. शाणेन=સરાણ વડે. उत्तेजितं=અત્યન્ત તીક્ષ્ણ કરેલું. धृतिधारोल्बणं=સંતોષરૂપ ધારવડે ઉગ્ર. मुनेः=મુનિનું. संयमास्त्रं=સંયમરૂપ શસ્ત્ર. कर्मशत्रुच्छेदनक्षमं=કર્મરૂપ શત્રુનો નાશ કરવામાં સમર્થ. भवेत्=થાય.

શુદ્ધ આત્મસ્વભાવમાં રુચિવાળો થતા સર્વ આસ્રવને રોકી પરમાત્મભાવનો સાધક થાય છે. માટે સ્વ-પરના ભેદજ્ઞાન-રૂપ વિવેક કરવા યોગ્ય છે.

## १६ माध्यस्थाष्टक

**स्थीयतामनुपालम्भं मध्यस्थेनान्तरात्मना।**
**कुतर्ककर्करक्षेपैस्त्यज्यतां बालचापलम् ॥१॥**

શુદ્ધ અન્તરંગ પરિણામે રાગ-દ્વેષને બન્ને પડખે રાખી મધ્યસ્થ થઇને ઉપાલંભ (ઠપકો) ન આવે તેવી રીતે રહો. કુતર્ક-કુયુક્તિરૂપ કાંકરા નાંખવાથી બાલ્યાવસ્થાની ચપ-લતાનો ત્યાગ કરો. કુતર્કરૂપ કાંકરા નાંખવાથી ઘણાનો ઠપકો ખાવો પડે છે.

વિવેકી રાગદ્વેષ રહિત હોય છે, અને તેથી શુભાશુભ સંયોગમાં મધ્યસ્થ રહે છે. માટે અહીં મધ્યસ્થપણાનું સ્વરૂપ બતાવે છે-અહીં ધર્મધ્યાનના આલંબનરૂપ ભાવનાના ચાર પ્રકાર છે-૧ મૈત્રી, ૨ પ્રમોદ, ૩ કરુણા અને ૪ માધ્યસ્થ. કહ્યું છે કેઃ—

**"मा कार्षीत् कोऽपि पापानि मा च भूत् कोऽपि दुःखितः।**
**मुच्यतां जगदप्येषा मतिर्मैत्री निगद्यते ॥**
**अपास्ताशेषदोषाणां वस्तुतत्त्वावलोकिनाम्।**
**गुणेषु पक्षपातो यः स प्रमोदः प्रकीर्तितः ॥**

૧ अन्तरात्मना=શુદ્ધ અંતરંગ પરિણામે. मध्यस्थेन=(રાગદ્વેષને બન્ને પડખે રાખી) મધ્યસ્થ થઇને. अनुपालम्भं=ઉપાલંભ (ઠપકો) ન આવે તેવી રીતે. स्थीयतां=રહો. कुतर्ककर्करक्षेपैः=કુતર્ક-કુયુક્તિરૂપ કાંકરા નાંખવાથી. बालचापलम्=બાલ્યાવસ્થાની ચપલતાનો. त्यज्यतां=ત્યાગ કરો

दीनेष्वार्त्तेषु भीतेषु याचमानेषु जीवितम् ।
प्रतीकारपरा बुद्धिः कारुण्यमभिधीयते ॥
क्रूरकर्मसु निःशङ्कं देवतागुरुनिन्दिषु ।
आत्मशंसिषु योपेक्षा तन्माध्यस्थ्यमुदीरितम्" ॥

योग० प्र० ४ श्लो० ११७–१२१

"કોઈ પણ પાપ ન કરો, કોઈ પણ દુઃખી ન થાઓ અને જગત્ મુક્ત થાઓ, એવી બુદ્ધિ તે મૈત્રીભાવના કહેવાય છે.

બધા દોષોનો ત્યાગ કરનારા અને વસ્તુતત્ત્વનું અવલોકન કરનારા મહાપુરુષોના ગુણોને વિશે પક્ષપાત–આદર તે પ્રમોદભાવના કહેવાય છે.

દીન, દુઃખી, ભયભીત થયેલા અને જીવિતની યાચના કરનારા પ્રાણીઓના દુઃખનો પ્રતીકાર કરવાની બુદ્ધિ તે કરુણાભાવના કહેવાય છે.

નિશંકપણે ક્રૂર કામ કરનારા, દેવ અને ગુરુની નિન્દા કરનારા અને પોતાની પ્રશંસા કરનારાને વિશે ઉપેક્ષા–સમભાવની વૃત્તિ તે માધ્યસ્થભાવના કહેવાય છે."

એમ વ્યવહારનયથી ભાવનાઓનું લક્ષણ યોગશાસ્ત્રમાં કહેલું છે. નિશ્ચયનયથી શુભ અને અશુભરૂપે પરિણમેલા સર્વ જીવ અને પુદ્ગલમાં રાગ–દ્વેષરહિત પરિણતિ તે માધ્યસ્થભાવના. મધ્યસ્થપણું નામાદિના ભેદથી ચાર પ્રકારે છે. તેમાં નામ અને સ્થાપના સુગમ છે. ઉપયોગ રહિત અને સાધ્ય–સાધનના વિચારશૂન્યને દ્રવ્યમાધ્યસ્થ હોય છે.

મુનિની માધ્યસ્થ ભાવની પરિણતિ તે ભાવમાધ્યસ્થ કહેવાય છે. પ્રથમના ચાર નયની અપેક્ષાએ દ્રવ્યમાધ્યસ્થ છે અને છેલ્લા ત્રણ નયની અપેક્ષાએ સાધન કરવાના અવસરે સાધના રૂપ ભાવમાધ્યસ્થ છે. વીતરાગને સર્વ અન્ય જીવો અને પુદ્ગલના સમુદાયમાં રાગ અને દ્વેષના અભાવરૂપ એ સિદ્ધમાધ્યસ્થ ઉત્સર્ગથી એવંભૂતનયની અપેક્ષાએ છે. હવે ભાવમાધ્યસ્થ સંબન્ધે કહે છે—

હે ઉત્તમ પુરુષો, કુયુક્તિરૂપ કાંકરા નાંખવા વડે એકાન્ત અજ્ઞાનથી રંગાયેલા અજ્ઞાનીના વસ્તુસ્વરૂપથી નિરપેક્ષ વચનરૂપ ચપલપણું તજો. ત્યારે શું કરવું? તે બતાવે છે—મધ્યસ્થ—રાગદ્વેષ રહિત સાધક આત્મારૂપે થઈને અન્તરાત્મા વડે સાધક દશામાં દોષ ન લાગે તેવી રીતે રહો. અહીં મધ્યસ્થને સ્વભાવના ત્યાગરૂપ ઉપાલંભ સમજવો.

**मनोवत्सो[1] युक्तिगवीं मध्यस्थस्यानुधावति ।**
**तामाकर्षति पुच्छेन तुच्छाग्रहमनःकपिः ॥२॥**

**મધ્યસ્થ પુરૂષનો મનરૂપ વાછડો યુક્તિરૂપ ગાયની પાછળ દોડે છે. તુચ્છ આગ્રહવાળા પુરુષનો મનરૂપ વાંદરો તેને પુંછડા વડે ખેંચે છે. જ્યાં યુક્તિ હોય ત્યાં મધ્યસ્થનું ચિત્ત આવે અને કદાગ્રહીનું ચિત્ત યુક્તિની કદર્થના કરે એ અર્થ છે.**

---

૧ मध्यस्थस्य=મધ્યસ્થ પુરુષનો. मनोवत्सः=મનરૂપ વાછડો. युक्तिगवीं=યુક્તિરૂપ ગાયની. अनुधावति=પાછળ દોડે છે. तुच्छाग्रहमनः-कपिः=તુચ્છ આગ્રહવાળા પુરુષનો મનરૂપ વાંદરો. तां=યુક્તિરૂપ ગાયને. पुच्छेन=પુંછડા વડે. आकर्षति=ખેંચે છે.

મધ્યસ્થ પુરુષના મનરૂપ વાછડો યથાર્થ વસ્તુસ્વરૂપનું જ્ઞાન કરવા માટે યુક્તિરૂપ ગાયની પાછળ જાય છે. કારણ કે તેને પક્ષપાત નહિ હોવાથી વસ્તુનો યથાર્થ બોધ થાય છે. તે સમ્યગ્જ્ઞાનના કારણભૂત યુક્તિરૂપ ગાયને તુચ્છ—સ્યાદ્વાદ, ઉત્સર્ગ અને અપવાદાદિ અનન્ત ઉપયોગશૂન્ય એવા કદાગ્રહવાળા પુરુષનું મનરૂપ માંકડું પુંછડા વડે ખેંચે છે એટલે યુક્તિની ગતિને રોકે છે. કદાગ્રહવાળા પુરુષના મનમાં તેવા પ્રકારની યથાર્થ યુક્તિ પ્રવેશ કરતી નથી. તેનામાં પક્ષની જ દૃષ્ટિ હોય છે, તત્ત્વદૃષ્ટિ હોતી નથી.

**[1]नयेषु स्वार्थसत्येषु मोघेषु परचालने।**
**समशीलं मनो यस्य स मध्यस्थो महामुनिः॥३॥**

પોતપોતાના અભિપ્રાયે સાચા અને બીજા નયની યુક્તિથી ચલાવે ત્યારે નિષ્ફળ એવા નયોમાં જેનું મન પક્ષપાત રહિત સમાન સ્વભાવને ધારણ કરે છે તે મહામુનિ મધ્યસ્થ છે. સર્વ નયો સપ્રતિપક્ષ છે. જે એક નયપક્ષપાતી તે અદૃષ્ટસિદ્ધાન્ત (સિદ્ધાન્તનો અજ્ઞાની) કહીએ. કહ્યું છે કેઃ—

**"नियनियवयणिज्जसच्चा सव्वनया परवियालणे मोहा।**
**ते पुण ण दिट्ठसमओ विभयइ सच्चे व अलिए वा"॥**

सन्मति कां० १ गा० २८

1 स्वार्थसत्येषु=પોતપોતાના અભિપ્રાયે સાચા. परचालने=બીજા નયોના વક્તવ્યનું નિરાકરણ કરવામાં. मोघेषु=નિષ્ફળ (એવા). नयेषु=નયોમાં. यस्य=જેનું. मनः=મન. समशीलं=સમસ્વભાવવાળું છે. सः=તે. महामुनिः=મહાન્ મુનિ. मध्यस्थ=મધ્યસ્થ છે.

**સર્વે નયો પોતપોતાના વક્તવ્યમાં સાચા છે. પણ બીજાના વક્તવ્યનું નિરાકરણ કરવામાં ખોટા છે. પરન્તુ અનેકાન્ત સિદ્ધાન્તનો જ્ઞાતા તે નયોનો 'આ સાચા છે અને આ ખોટા છે' એવો વિભાગ કરતો નથી.**

પોતાના વક્તવ્ય અર્થમાં સાચા એટલે પોતાના ઇષ્ટ અર્થનું સ્થાપન કરવામાં કુશલ અને તેથી અન્ય અર્થનું સ્થાપન કરવામાં નિષ્ફળ એવા નયોમાં એટલે બીજા નયો વડે પ્રતિપાદન કરાયેલ વસ્તુધર્મ અને તેની પ્રવૃત્તિમાં જેનું મન સમભાવવાળું છે, પક્ષપાત રહિત છે તે મહામુનિ મધ્યસ્થ છે. નયો પોતાના મતનું સ્થાપન કરવામાં કુશલ અને પર પક્ષનું નિરાકરણ કરવામાં અસત્ય છે. તે નયોમાં રાગ-દ્વેષ રહિત ઉપયોગવાળા અને યથાર્થ ભેદને સમજવાવાળા મુનિ મધ્યસ્થ છે. અહીં નયોનું સ્વરૂપ બતાવીએ છીએ—

અનેક ધર્મના સમૂહયુક્ત વસ્તુનું એક ધર્મ વડે નિશ્ચયાત્મક જ્ઞાન, અર્થાત વસ્તુના એક અંશને દર્શાવનાર જ્ઞાન તે નય કહેવાય છે. નયો પોતપોતાના અર્થને ગ્રહણ કરે છે. 'આ નિત્ય જ છે અથવા અનિત્ય જ છે,' આવા પ્રકારનું એક પક્ષને સ્થાપન કરવારૂપ એકાન્ત (એક ધર્મના નિર્ણય રૂપ) મિથ્યા જ્ઞાન છે. સર્વ નયોનું વક્તવ્ય સ્થાપન કરવામાં તત્પર સર્વ સ્વભાવાત્મક વસ્તુસ્વરૂપની અપેક્ષાવાળું ગૌણ-મુખ્યપણે અમુક ધર્મની વિવક્ષા અને તેથી અન્યધર્મની અવિવક્ષાના ઉપયોગવાળું એક અંશનું જ્ઞાન તે નય. તેથી અન્ય નયના વક્તવ્યનો નિષેધ કરનારું જ્ઞાન તે દુર્નય કહેવાય છે. સાપેક્ષપણે સ્વરૂપવૃત્તિનું જ્ઞાન તે સુનય છે. સન્મતિતર્કમાં કહ્યું છે કે:—

**"तम्हा सव्वे वि नया मिच्छादिट्ठी सपक्खपडिबद्धा।**
**अन्नोन्ननिस्सिया उण हवंति संमत्तसब्भावा" ॥**

सन्मति कां. १ गा० २१

"તેથી માત્ર પોતપોતાના પક્ષમાં લાગેલા બધા નયો મિથ્યાદૃષ્ટિ છે, પરન્તુ એ જ બધા નયો પરસ્પર સાપેક્ષ હોય તો સમ્યગ્રૂપ થાય છે."

તે નયો સાત પ્રકારના છે. ૧ નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર, ૪ ઋજુસૂત્ર, ૫ શબ્દ, ૬ સમભિરૂઢ અને ૭ એવંભૂત. તેમાં પ્રથમના ચાર નયો દ્રવ્યાર્થિક છે અને છેલ્લા ત્રણ નયો પર્યાયાર્થિક છે, એમ પૂજ્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણનો અભિપ્રાય છે. સિદ્ધસેન દિવાકર પ્રથમના ત્રણ નયોને દ્રવ્યાર્થિક અને છેલ્લા ચાર નયોને પર્યાયાર્થિક માને છે. તેમાં જે 'निगम्यन्ते' જાણી શકાય તે નિગમો એટલે લૌકિક અર્થો, તેમાં થયેલ જે અધ્યવસાય—જ્ઞાનનો અંશ. એટલે લૌકિક અર્થને ગ્રહણ કરનાર જ્ઞાનાંશ તે નૈગમ. તે સામાન્ય બુદ્ધિનું કારણ અને સામાન્ય વચનનું કારણ સામાન્યથી પણ વ્યવહાર કરે છે, વિશેષરૂપે અત્યન્ત ભિન્ન પદાર્થો હોવા છતાં સત્તામાત્રની અપેક્ષાએ તેમાં સામાન્ય બુદ્ધિરૂપ ચેતના તેઓને એકરૂપે સ્વીકારે છે. જેમકે અશોક વનાદિમાં અનેક જાતિનાં વૃક્ષ હોવા છતાં વનસ્પતિરૂપ સામાન્ય હોવાથી 'આ વન છે' એવો સામાન્યરૂપ બોધ થાય છે. સામાન્ય વચનનું કારણ પણ સામાન્ય છે. જેમકે જીવ અને અજીવના ભેદ રહિત 'દ્રવ્ય' કહેવાય છે. વિશેષ બુદ્ધિ અને વિશેષ વચનના કારણરૂપ ચેતના સામાન્યથી

અત્યંત ભિન્ન વિશેષરૂપે વ્યવહાર કરે છે. જેમકે પરમાણુમાં રહેલા વિશેષો. તથા સર્વ ગોપિંડમાં ગોત્વાદિની અનુવૃત્તિરૂપ અને અશ્વાદિની વ્યાવૃત્તિ સ્વરૂપ સામાન્ય વિશેષરૂપે પણ વ્યવહાર કરે છે. જેમકે સર્વ જાતની ગાયોમાં 'ગોત્વ છે' એવો બોધ થાય છે. લોકો ઉપર કહેલા બધા પ્રકારે વ્યવહાર કરે છે તેમ નૈગમ પણ સામાન્ય, વિશેષ અને સામાન્યવિશેષરૂપે વ્યવહાર કરે છે. આગમમાં વસતિ અને પ્રસ્થકના દૃષ્ટાન્તથી નૈગમ નયનો વિચાર કરેલો છે. તે નય વૈશિષિક દર્શનના સિદ્ધાન્તનું મૂલ કારણ છે.

નૈગમ નય અંશગ્રાહી અને સંકલ્પગ્રાહી એમ બે પ્રકારે છે. અંશગ્રાહી નૈગમ વસતિના દૃષ્ટાન્તથી અને સંકલ્પગ્રાહી પ્રસ્થકના દૃષ્ટાન્તથી જાણવો. પ્રસ્થ (લાકડાનું માપ) બનાવવા માટે લાકડું લેવા જનાર માણસને કોઈ પૂછે કે 'તું ક્યાં જાય છે?' ત્યારે તે પ્રસ્થના સંકલ્પથી જાય છે માટે 'પ્રસ્થ માટે જઉં છું' એમ ઉત્તર આપે છે. તે સત્, અસત, યોગ્યતા, ભૂતપૂર્વના આરોપથી તથા અતીત, અનાગત અને વર્તમાન સંબન્ધી આરોપાદિના ભેદથી અનેક પ્રકારે છે. જેમકે કોઈ રાજા પદભ્રષ્ટ થયો હોય તો પણ ભૂતપૂર્વ નૈગમ નયથી રાજા કહેવાય છે. રાજકુમાર રાજા નહિ હોવા છતાં રાજા થવાની યોગ્યતાવાળો છે માટે તે રાજા કહેવાય છે. તે નૈગમનયની પ્રવૃત્તિ નામ, સ્થાપના અને દ્રવ્ય એ ત્રણ નિક્ષેપને વિષે છે. તે અંશના જ્ઞાનમાં સંપૂર્ણ વસ્તુનો આરોપ કરે છે. બીજા નયોનો નિષેધ ન કરતાં તેની અપેક્ષા રાખે તો તે નૈગમ નય સુનય કહેવાય છે.

વસ્તુગત સામાન્ય વડે અભેદરૂપે સર્વનો સંગ્રહ કરે તે સંગ્રહ નય કહેવાય છે. તે વસ્તુની અંદર રહેલ સત્તારૂપ મહાસામાન્યને ગ્રહણ કરનાર છે. જો ભવનના સંબન્ધથી ભાવના ભાવત્વનો ( પદાર્થપણાનો ) સ્વીકાર કરીએ તો તે જ તેનું સંપૂર્ણ આત્મસ્વરૂપ હોવાથી ભ્રાન્તિના કારણભૂત ઘટાદિ ભેદોની કલ્પના નિરર્થક થાય. ઘટાદિ ભેદો પણ ભવનની પ્રવૃત્તિને લીધે છે, તો તે તેનાથી ભિન્ન નહિ હોવાના લીધે પોતાના સ્વરૂપની પેઠે ભાવ જ છે એમ માનવું જોઇએ. જો ભવન–સત્તાથી ભિન્ન માનીએ તો તે ઘટાદિ ભેદો આકાશકમલની પેઠે અસત્ ઠરે. અથવા ખરશૃંગાદિનું સત્ત્વ ઠરે. એવી આ દર્શનની માન્યતાથી સર્વનું નિત્યત્વ, એકત્વ અને અકારણપણાના વાદો તથા કાલ, પુરુષ અને સ્વભાવાદિ વાદો ઉપસ્થિત થયા છે. અહીં દ્રવ્યાસ્તિકના ભેદરૂપ સંગ્રહ જીવ, અજીવ, યોગ્યત્વ, સદ્દ્રવ્ય, ઉપચાર દ્રવ્ય, એકત્વ, અભેદરૂપ ગોચર–વિષયના ભેદથી અનેક પ્રકારે છે. અથવા સંગ્રહ નય બે પ્રકારે છે–સત્તારૂપ મહાસામાન્યને ગ્રહણ કરનાર અને દ્રવ્યત્વાદિ અવાન્તર સામાન્યને ગ્રહણ કરનાર.

સત્તારૂપ મહાસામાન્યથી અભિન્નપણે સંગ્રહ કરેલા પદાર્થોનો વિધિપૂર્વક અવસ્થાના ભેદથી વિભાગ કરવો–ભેદ પાડવો, તે પદાર્થના ધર્મની પ્રવૃત્તિથી ભિન્ન જ્ઞાનરૂપ વ્યવહાર નય કહેવાય છે. જો ઘટાદિ પદાર્થોના ભેદ શ્રવણ કરવાથી ઘટત્વાદિ સામાન્ય યુક્ત અને અન્ય સામાન્યના સંબન્ધરહિત પદાર્થનું સાંભળવા પ્રમાણે ગ્રહણ ન થાય, પરન્તુ સર્વ વિશેષ નામોથી વિશેષ વ્યક્તિનો અભાવ જ

માત્ર ભાવરૂપે વ્યક્ત થાય, એટલે સર્વ ઘટપટાદિ વિશેષ વ્યવહારથી પ્રગટ થયેલો ભાવ જ તે તે ઘટપટાદિરૂપે વ્યક્ત થાય તો ઘટાદિ કોઇ પણ વ્યક્તિનું શ્રવણ કરતાં સર્વ પ્રકારના ભેદરૂપ ભાવની પ્રતીતિ થાય અને તેથી ઘટ, પટ અને પાણી વગેરે સર્વ ભાવની પ્રતીતિ થતાં કંઇ પણ નિશ્ચય નહિ થાય. તથા ઉપદેશ, ક્રિયા, ઉપભોગ અને મોક્ષની વ્યવસ્થા વગેરેનો અભાવ સિદ્ધ થવાથી બધા વ્યવહારનો ઉચ્છેદ થાય. વળી સર્વ વિશેષોનો સ્વીકાર ન કરવામાં આવે તો તેના નિમિત્તે ભવનનો (સત્તાનો) અભાવ થવાથી પદાર્થનો પણ અભાવ થાય. વિશેષતાના અભાવથી, અભેદ હોવાથી અને નિરૂપણ ન થઈ શકે તેમ હોવાથી ઈત્યાદિ કારણે ગધેડાના શિંગડાની પેઠે પદાર્થનો જ અભાવ થાય. જ્યારે વ્યવહાર પ્રાપ્ત સામાન્યના આશ્રયભૂત દ્રવ્ય પૃથિવી અને ઘટાદિ રૂપે કહેવાય છે ત્યારે જ ત્રણ લોકમાં અભિન્ન સ્વરૂપવાળું, સતત, અવસ્થિત અને જેણે પોતાના સામાન્યનો ત્યાગ નથી કર્યો એવું દ્રવ્ય મહાસામાન્યનો ત્યાગ કરીને વ્યવહાર માર્ગમાં આવે છે. આવા પ્રકારના વ્યવહારનયનો સ્વીકાર કરવાથી વર્ણાશ્રમ સાથે સંબન્ધ ધરાવતા યમ, નિયમ, ગમ્ય, અગમ્ય અને ભોજનાદિની વ્યવસ્થા ઘટી શકે છે. તથા કુંભાર વગેરેની માટીનું લાવવું, અવમર્દન (પલાળીને ખુંદવું), શિવક (મૃત્પિંડ), સ્થાસક વગેરે કરવાની પ્રવૃત્તિમાં વેતન (મૂલ્ય) આપવાનું સફળપણું છે. વ્યવહારને યોગ્ય નહિ હોવાથી આકાશકમળ વગેરેની પેઠે બાકીની અવસ્તુ છે.

ઋજુ—અતીત અને અનાગત વસ્તુના સ્વીકારરૂપ

વક્રતાનો ત્યાગ કરી સરલ–વર્તમાન વસ્તુનો સ્વીકાર કરનાર, અથવા સુતાર જેમ સીધું સૂતર છાંટે છે તેમ સરલ છે શ્રુત–સિદ્ધાંતમર્યાદા જેની તે ઋજુસૂત્ર નય કહેવાય છે. કારણ કે તે ભૂત અને ભવિષ્ય વસ્તુનો ત્યાગ કરી વર્તમાન કાળની મર્યાદા સહિત હોવાથી પદાર્થની વર્તમાન અવસ્થાને અનુસરે છે. તે ભાવના પ્રકારરૂપ અતીત અને અનાગત વસ્તુના પરિત્યાગના વિષયમાં પ્રવૃત્ત થયેલ છે, તથા સર્વ પ્રકારના ભેદની કલ્પના રહિત અત્યન્ત મૂઢ સંગ્રહના આગ્રહથી મુક્ત ન હોવાને લીધે પગ વિનાના લંગડા માણસને ગરુડના જેવા વેગવાળા કહેવાની પેઠે વ્યવહાર નયનું અયથાર્થપણું માનતો ઋજુસૂત્ર વર્તમાન ક્ષણસ્થાયી પારમાર્થિક વસ્તુનું સ્થાપન કરે છે. તેના મતે ભૂત અને ભવિષ્ય વસ્તુનો સ્વીકાર કરવો તે ગધેડાને શિંગડા માનવા બરાબર છે. બળી ગયેલ, મરી ગયેલ કે નાશ પામેલ પદાર્થ કોઇનો વિશ્વાસપાત્ર નથી. અઘટાદિ લક્ષણવાળી માટી વગેરેથી અભિન્ન હોવાથી ઘટાદિ કરવાના કાળે પણ ઘટાદિ નહિ થાય. એક જ માટીરૂપ દ્રવ્ય અન્ય પ્રકારે વર્તે છે એમ ન કહેવું. ત્યારે શું કહેવું? અન્ય જ દ્રવ્ય કહેવું. કારણ કે તેની ભિન્ન પ્રતીતિ થવાથી અન્ય પ્રકારે ઉત્પન્ન થાય છે. તેથી પિંડાદિની ક્રિયા કરવાના સમયે કુંભાર તરીકે વ્યવહાર થતો નથી. જો અન્ય વસ્તુ કરતો હોય અને અન્યનો કર્તા કહેવાય તો પટાદિ કરવામાં પ્રવૃત્ત થયેલો પટાદિ સિવાય અન્ય કુંભાદિ વિજ્ઞાનની પરિણતિ રહિત કુંભાર કહેવાય અને તેથી બધા લોકવ્યવહારનો ઉચ્છેદ થાય, માટે અતીત અને અનાગત અંશ

રહિત સર્વ વસ્તુમાં રહેલ વર્તમાનકાળ જ સત્ય છે, પણ અતીત અનાગત સત્ય નથી. એ દર્શનમૂલક વર્તમાનવાદી નાસ્તિકાદિની માન્યતા છે કે 'ખાઓ, પીઓ, આનન્દ કરો, જેટલો ઇન્દ્રિયોને ગોચર છે તેટલો જ લોક છે' ઇત્યાદિ. ઋજુસૂત્રના સૂક્ષ્મ એક સમયના વર્તમાન પર્યાયને ગ્રહણ કરનાર સૂક્ષ્મ ઋજુસૂત્ર અને મનુષ્યાદિ સ્થૂલ વર્તમાન પર્યાયગ્રાહી સ્થૂલ ઋજુસૂત્ર કહેવાય છે.

શબ્દનય—સામાન્ય અને વિશેષ પરિણતિરૂપ ક્ષાયોપશમિક અને ઔદયિકાદિ પર્યાયગ્રાહી શબ્દનય છે. આ નય અર્થકૃત વસ્તુની વિશેષતાનો નિષેધ કર્યા સિવાય શબ્દકૃત અર્થની વિશેષતાને માને છે. જો કેવળ અર્થને આધીન વિશેષતા હોય અને શબ્દકૃત વિશેષતા ન હોય તો ઘટના વર્તમાન કાળે કોઇ પણ જાતની વિશેષતા રહિત જ ઘટ હોય અને કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને સ્વામી વગેરેની વિશેષતાને ન પામે, તેથી 'घटं पश्यति' ઘટને દેખે છે, ઇત્યાદિ કારકથી કરાયેલા વ્યવહારનો લોપ થાય. માટે શબ્દનય સમાનલિંગાદિવાળા શબ્દથી પ્રગટ કરાયેલ વસ્તુને જ સ્વીકારે છે, અને બીજા અર્થને સ્વીકારતો [1]નથી. પુરુષ

[1] "कालादिभेदेन ध्वनेरर्थभेदं प्रतिपद्यमानः शब्दः" કાળ, કારક, લિંગ, સંખ્યા (વચન), પુરૂષ અને ઉપસર્ગના ભેદથી શબ્દના અર્થનો ભેદ માનનાર શબ્દ નય છે. જેમકે સુમેરુ પર્વત હતો, છે અને હશે. અહીં અતીત, વર્તમાન અને ભવિષ્યકાળનો ભેદ હોવાથી શબ્દનય સુમેરુ પર્વતને ભિન્ન ભિન્ન માને છે, પરન્તુ તે દ્રવ્યરૂપે અભિન્ન છે તેની ઉપેક્ષા કરે છે. ઘટ કરે છે, ઘટ કરાય છે. અહીં કર્તા. અને કર્મ કારકના ભેદથી ઘટ ભિન્ન છે. કુવો અને કુઇ. અહીં

એ સ્ત્રી નથી, જો તેનો ભેદ સ્વીકારવામાં ન આવે તો વાકચના અર્થની હાનિ થાય. કારણ કે અર્થની ભિન્નતા જણાવવા માટે વચન બોલવામાં આવે છે. સ્વાતિ, તારા, નક્ષત્ર. એમાં લિંગ–જાતિનો ભેદ હોવાથી તે ભિન્ન છે. લીંબડા, આંબા અને કદંબો વન છે. એમાં વચનનો ભેદ છે. 'તે રાંધે છે, તું રાંધે છે, હું રાંધુ છું, અમે બે રાંધીએ છીએ, અમે રાંધીએ છીએ' એ બધામાં પહેલા પુરૂષ, બીજા પુરૂષ અને ત્રીજા પુરૂષ અને વચનનો ભેદ હોવાથી તેઓનો ભિન્ન ભિન્ન અર્થ છે. ઇત્યાદિ સર્વ વિશેષ વડે પરસ્પર વિરુદ્ધ હોવા છતાં એકરૂપ માનવામાં આવે તો અવસ્તુરૂપ થાય. માટે પરસ્પર વિશેષોથી વિરુદ્ધ હોવાથી એકતા અ-વસ્તુરૂપે સ્વીકારવી જોઇએ. જેમકે 'અગ્નિ ઠંડો છે, એ પર-સ્પર વિરૂદ્ધ હોવાથી અવસ્તુ છે. તેમ तटः, तटी, तटम् એ પણ પરસ્પર વિરૂદ્ધ હોવાથી તેની એકતા અવસ્તુ છે. જેમ રાતું અને કાળું. જે વસ્તુ પરસ્પર અવિરૂદ્ધ વિશેષવાળી છે તેને સત્પુરૂષો સ્વીકારે છે. જેમકે ઘટ, કુંભ અને કુટ વગેરે. જ્યાં અર્થ શબ્દનો વ્યભિચારી થતો નથી તે અભિધાન–શબ્દ છે. એટલે સમાન લિંગ, સંખ્યા અને પુરૂષનો વાચક શબ્દ કહેવાય છે. એ માન્યતાને લીધે કહેવાય છે કે "अर्थप्रवृत्तितत्त्वानां शब्द एव निबन्धनम्" અર્થની પ્રવૃત્તિના

---

પુંલિંગ અને સ્ત્રીલિંગના ભેદથી ભિન્ન અર્થ છે. દારા (બહુવચન) અને કલત્ર. અહીં વચનના ભેદથી બન્નેનો અર્થ પરસ્પર ભિન્ન છે. હું રાંધું છું, તું રાંધે છે. અહીં પુરુષના ભેદથી રાંધવાની ક્રિયા ભિન્ન છે. આહાર, વિહાર, સંહાર. અહીં ઉપસર્ગના ભેદથી ભિન્ન ભિન્ન અર્થ છે.–જુઓ "રત્નાકરાવતારિકા" પરિ૦ ૭ સૂ૦ ૩૨–૩૩.

તત્ત્વનું કારણ શબ્દ જ છે.

તત્ત્વાર્થમાં શબ્દનયના ત્રણ ભેદ છે—સામ્પ્રત, સમભિરૂઢ અને એવંભૂત.

**સામ્પ્રત**—વર્તમાન ભાવરૂપ વસ્તુને સ્વીકારે છે માટે સામ્પ્રતનય કહેવાય છે. એટલે વર્તમાન ક્ષણમાં રહેલી વસ્તુ સંબન્ધી અધ્યવસાય-નિશ્ચય તે સાંપ્રત અથવા સામ્પ્રતિક કહેવાય છે. અનુયોગદ્વારાદિ સૂત્રોમાં શબ્દનયના જુદા કથન વડે તેની ભિન્ન વ્યાખ્યા કરવામાં આવી છે. અર્થાત્ તેમાં સાત મૂળ નયોનું પ્રતિપાદન કરેલું હોવાથી શબ્દનયની મૂળ નયમાં ગણના કરી છે.

**સમભિરૂઢ**—જે જે શબ્દ કહેવામાં આવે તેના ભિન્ન ભિન્ન અર્થનો આશ્રય કરે તે સમભિરૂઢ. એટલે શબ્દપર્યાયના ભેદે ભિન્ન અર્થનો સ્વીકાર કરનાર સમભિરૂઢ નય કહેવાય છે. તે નય કહે છે કે લિંગ વગેરેના ભેદથી પરસ્પર વિરુદ્ધ હોવાને લીધે રક્ત અને નીલની પેઠે અર્થનો ભેદ માનવામાં આવે તો શબ્દના ભેદથી અર્થનો ભેદ કેમ ન માનવો? કારણ કે શબ્દ વડે વ્યુત્પત્તિદ્વારા અર્થ કહેવાય છે. આવા પ્રકારની વ્યુત્પત્તિ થાય છે માટે તેનો આ અર્થ છે. જ્યાં વ્યુત્પત્તિનો ભેદ છે ત્યાં અર્થનો ભેદ માનવો જોઇએ, પૂર્વના સામ્પ્રત-શબ્દનયથી તો ઇન્દ્ર, શક્ર વગેરેને એક કરીને કહેવામાં આવે છે, પરન્તુ તે અવાસ્તવિક છે. કારણ કે ઘટ અને અગ્નિની પેઠે તે બન્નેનાં ભિન્ન પ્રવૃત્તિનિમિત્ત છે. તેથી બન્નેની એકતાનો સ્વીકાર કરવો તે અવાસ્તવિક છે. એમ ઘટ અને કુટમાં પણ ચેષ્ટા અને કુટિલતા (વક્રતા)

રૂપ પ્રવૃત્તિનિમિત્તના ભેદથી તે બન્ને જુદા છે. તેમ પ્રકૃ (મૂળ શબ્દ) અને પ્રત્યયથી ગ્રહણ કરેલ પ્રવૃત્તિનિમિત્ત ભેદથી શક્ર અને ઇન્દ્ર શબ્દ બન્ને એકાર્થક નથી, કાર કે બળદ અને ઘોડાની પેઠે બન્નેના શક્તિ અને ઐશ્વર્ય પ્રવૃત્તિનિમિત્ત ભિન્ન છે. યથાર્થ પ્રતીતિ થવાથી અ લોકમાં રૂઢિ હોવાને લીધે ઇન્દ્ર શબ્દના પુરન્દરાદિ પર્યા છે, એ માનવું પણ અયુક્ત છે. કારણ કે જો એમ હો તો સામાન્ય અને વિશેષવાચી શબ્દો પણ પર્યાય શબ ગણાય. જેમ 'પીપળો' કહેવાથી પ્રથમ વૃક્ષના અસ્તિત્વ પ્રતીતિ થાય છે. અસ્તિત્વની યથાર્થ પ્રતીતિ થતી હોવા બીજી સંજ્ઞાની કલ્પના કરવામાં આવે તો અહીં પણ કહેલ અર્થથી નહિ કહેલા અર્થની પ્રતીતિ થતાં તે બન્ને શબ પર્યાયરૂપ થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે. જેમકે प्रविश, पिण्डीम 'ઘરમાં પ્રવેશ કર અને પિંડ ખા' એવો અધ્યાહાર નિર્ણય થાય છે. તથા જ્યાં કોઈ પણ ક્રિયાપદનો પ્રયો ન કર્યો હોય ત્યાં ત્રીજા પુરુષમાં 'अस्ति' ક્રિયાપદન અધ્યાહાર થાય છે. તેથી 'પીપળો વૃક્ષ છે' એમ જા શકાય છે. માટે 'अस्ति' એ પીપળાનો પર્યાય થશે. મા પર્યાયશબ્દના અર્થનો ભેદ માનવો યોગ્ય છે. દન્તી અ હસ્તીને એકાર્થક માનીએ તો દન્ત અને હસ્ત-સુંઢને પ એકાર્થક માનવાનો પ્રસંગ આવશે. એમ અન્યની સં વડે અન્ય અર્થનું પ્રતિપાદન કરવું અયોગ્ય છે.

એવંભૂત-પ્રવૃત્તિનિમિત્તરૂપ ક્રિયાને લીધે શબ્દન અર્થમાં પ્રવૃત્તિ થાય તે એવંભૂતનય. આ નયના મતે કો

યદૃચ્છા (સ્વેચ્છાપૂર્વક પ્રવર્તતો) શબ્દ નથી, પણ બધા ક્રિયાવાચક શબ્દો છે. તેથી ઘટન-ચેષ્ટા કરતો હોય તે ઘટ, કુટિલતા-વક્રતા યુક્ત હોય તે કુટ, અને દૈત્યના નગરનો નાશ કરવામાં પ્રવૃત્ત થયેલો પુરંદર, તથા દંડના સંબન્ધનો અનુભવ કરતો હોય તે દંડી કહેવાય. જો એમ ન માનીએ તો વ્યવહારનો લોપ થાય. જ્યાં નિમિત્તરૂપ ક્રિયા ન હોય ત્યાં તેનો અર્થ નથી. અર્થાત્ સેવા કરતો હોય ત્યારે સેવક અને રસોઇ કરતો હોય ત્યારે રસોયો કહેવાય. અન્ય ક્રિયા સમયે સેવક અને રસોયો ન કહેવાય.

હવે નયોની તેનાં અવયવોના વિભાગ કરીને વ્યાખ્યા કરવામાં આવે છે.

નૈગમ-निगम्यते शब्दा येषु જ્યાં શબ્દો ઉચ્ચારાય તે નિગમ એટલે દેશ કહેવાય. તે દેશમાં ઉચ્ચારેલા ઘટાદિ શબ્દો અને તેઓનો જળને ધારણ વગેરે કરવામાં સમર્થ ઘટાદિરૂપ અર્થ છે. એમ ઘટાદિ શબ્દના વાચ્ય ઘટાદિરૂપ અર્થનો અવબોધ થાય તે નૈગમ નય. અર્થાત્ ઘટ શબ્દથી આ ઘટરૂપ અર્થ કહેવાય છે, આ ઘટરૂપ અર્થનો આ ઘટ શબ્દ વાચક છે એવા પ્રકારનો અધ્યવસાય તે નૈગમ નય. તે નય સામાન્ય અને વિશેષનું ગ્રહણ કરતો હોવાથી તેના દેશગ્રાહી-વિશેષગ્રાહી અને સમગ્રગાહી-સામાન્યગ્રાહી એ બે ભેદ છે. જ્યારે આ નય સ્વરૂપથી ઘટનું નિરૂપણ કરે છે ત્યારે સર્વ સમાન વ્યક્તિમાં રહેલા 'ઘટ' એવા નામ અને ઘટાકાર પ્રતીતિનું કારણ સામાન્ય ઘટનો આશ્રય કરે છે તેથી તે સમગ્રગાહી નૈગમ નય છે. તથા

વિશેષરૂપે સોનાનો, માટીનો કે રૂપાનો શ્વેત વર્ણનો ઘટ છે-ઇત્યાદિ વિશેષ ઘટનું નિરૂપણ કરે છે ત્યારે તે દેશગ્રાહી નૈગમ કહેવાય છે.

**સંગ્રહ**-હવે સંગ્રહનયના અવયવનો અર્થ કહે છે. સામાન્ય અને વિશેષરૂપ અર્થનો અભેદરૂપે ગ્રહણ કરવારૂપ અધ્યવસાય સંગ્રહ નય કહેવાય છે. અભેદરૂપે ગ્રહણ કરવાનું આ રીતે જાણવું. નૈગમ નયે માનેલા સામાન્ય-વિશેષને એક કરીને સંગ્રહ નય સત્તાસ્વરૂપ કેવળ સામાન્યને જ સ્વીકારે છે. કારણ કે સત્તાથી વિશેષો ભિન્ન નથી.

**વ્યવહાર**-હવે વ્યવહારનયનું લક્ષણ કહે છે-લૌકિકસમ, બહુ પ્રકારના ઉપચારવાળો અને વિસ્તૃત વિષયવાળો વ્યવહાર નય કહેવાય છે. લૌકિક પુરુષોના જેવો વ્યવહાર નય છે. જેમ લોકો વિશેષરૂપ ઘટાદિ વડે વ્યવહાર કરે છે, તેમ વ્યવહારનય પણ વિશેષ વડે વ્યવહાર કરે છે માટે લૌકિક જેવો કહેવાય છે. અન્ય સ્થળે સિદ્ધ વસ્તુનો અન્ય સ્થળે આરોપ કરવો તે ઉપચાર. જેમકે કુંડી ઝરે છે, રસ્તો જાય છે. કુંડીમાંનું પાણી ઝરે છે તો પણ 'કુંડી ઝરે છે' એમ કહેવાય છે. રસ્તામાં પુરૂષ જાય છે છતાં 'રસ્તો જાય છે' એમ કહેવાય છે. માટે બહુ ઉપચારવાળો વ્યવહારનય છે. તથા સંકલ્પાદિ અનેક અર્થવાળો હોવાથી વિસ્તૃત વિષયવાળો વ્યવહારનય છે.

**ઋજુસૂત્ર**-ઋજુસૂત્રનયની વ્યાખ્યા કરે છે. વિદ્યમાન વર્તમાન અર્થોને ગ્રહણ કરનાર શબ્દ અને અવબોધરૂપ ઋજુસૂત્રનય છે. આ નય વિદ્યમાન અર્થને ગ્રહણ કરે છે

પણ આકાશપુષ્પના જેવા અવિદ્યમાન અર્થને ગ્રહણ કરતો નથી. વિદ્યમાન છતાં પણ વર્તમાન અર્થને ગ્રહણ કરનાર શબ્દ અને તેનું જ્ઞાન તે ઋજુસૂત્ર નય છે. તાત્પર્ય એ છે કે વ્યવહારનયે માન્ય કરેલા વિશેષોનો આશ્રય કરતો વિદ્યમાન-વર્તમાનક્ષણવર્તી પદાર્થનો સ્વીકાર કરે છે, અને વર્તમાન શબ્દનો સ્વીકાર કરે છે, ભૂત અને ભવિષ્યને સ્વીકારતો નથી. કારણ કે વર્તમાન શબ્દ વડે ભૂત અને ભવિષ્યનો કોઇ પણ પદાર્થ કહી શકાતો નથી. તથા વર્તમાન જ્ઞાનનો સ્વીકાર કરે છે, ભૂત અને ભવિષ્ય જ્ઞાનનો સ્વીકાર કરતો નથી. કારણ કે અતીત અનાગત જ્ઞાન વડે પદાર્થના સ્વભાવનો નિશ્ચય થઇ શકતો નથી. તેથી વસ્તુનું નામ અને જ્ઞાન વર્તમાનરૂપે સ્વીકારનાર અધ્યવસાય તે ઋજુસૂત્ર.

શબ્દ-યથાર્થરૂપ અર્થને કહેનાર શબ્દનય છે. કારણ કે નામ, સ્થાપના અને દ્રવ્ય રહિત ભાવરૂપ ઘટાદિ પદાર્થ યથાર્થ કહેવાય છે. તેને કથન કરવારૂપ શબ્દને આશ્રયી જે અધ્યવસાય તે શબ્દ નય. તે વર્તમાન, પોતાના સ્વરૂપભૂત ભાવ ઘટનો જ આશ્રય કરે છે, બીજાનો આશ્રય કરતો નથી. શબ્દનયના ત્રણ પ્રકાર છેઃ ૧ સામ્પ્રત, ૨ સમભિરૂઢ અને ૩ એવંભૂત.

સામ્પ્રત-નામાદિને વિષે પૂર્વે પ્રસિદ્ધ એવા શબ્દથી અર્થને વિષે બોધ થવો તે સામ્પ્રત નય કહેવાય છે. ભાવાર્થ એ છે કે વિશિષ્ટ વર્તમાન પર્યાયને પ્રાપ્ત થયેલા નામાદિને વિશે જે શબ્દ વાચકરૂપે પ્રસિદ્ધ છે એવા ભાવરૂપ અર્થને

કહેનારા તે શબ્દથી ભાવરૂપ વાચ્ય અર્થને વિષે પ્રવૃત્ત થયેલ અધ્યવસાય તે સામ્પ્રત નય કહેવાય છે. કારણ કે શબ્દનો વાચ્ય અર્થ ભાવ જ છે અને તેનાથી જ ઇષ્ટ કાર્યની સિદ્ધિ થાય છે.

**સમભિરૂઢ**–હવે સમભિરૂઢનયનું લક્ષણ દર્શાવે છે. વિદ્યમાન–વર્તમાન પર્યાયને પ્રાપ્ત થયેલા ઘટાદિ અર્થમાં અસંક્રમ એટલે તેને છોડીને બીજા પર્યાય શબ્દના અર્થમાં શબ્દની પ્રવૃત્તિ ન કરે તે સમભિરૂઢ નય. જેમકે વિદ્યમાન ચેષ્ટારૂપ ઘટને છોડીને બીજા કુટાદિ પદાર્થને કહેવાનું ઘટ-શબ્દનું સામર્થ્ય નથી. કારણ કે ઘટશબ્દનું અભિધેય ચેષ્ટારૂપ ઘટ જ છે. જો ઘટશબ્દનો અભિધેય–વાચ્ય કુટાદિરૂપ અર્થ હોય તો પૂર્વે કહેલા સંકરત્વાદિ દોષો ઉપજે. અન્ય શબ્દનો અર્થ અન્ય શબ્દથી કહી શકાય નહિ. એમ અસં-ક્રમ–અન્ય શબ્દની અન્ય અર્થમાં સંક્રમ–પ્રવૃત્તિ ન થવા-રૂપ અર્થની ગવેષણા કરવામાં તત્પર સમભિરૂઢ નય કહેવાય છે.

**એવંભૂત**–એવંભૂત નયનું સ્વરૂપ કહે છે. વ્યંજન–શબ્દ અને તેના અર્થનું સંઘટન કરનાર એવંભૂતનય છે, એટલે વ્યુત્પત્તિના અર્થના સંબન્ધથી નિયત થયેલા અર્થનો બોધ કરનાર એવંભૂતનય કહેવાય છે. ઘટ એ શબ્દ તે ચેષ્ટામાં પ્રવૃત્ત થયેલા, જલ લાવવા અને ધારણ કરવામાં સમર્થ અર્થનો વાચક છે અને જલાદિને લાવવાની ચેષ્ટા કરતો હોય ત્યારે જ ઘટ કહેવાય છે. પણ ચેષ્ટાથી નિવૃત્ત થયેલો ઘટ કહેવાતો નથી. એ પ્રમાણે શબ્દનું યથાર્થપણું સ્વીકારનાર અધ્યવસાય એવંભૂતનય કહેવાય છે.

નય એ શો પદાર્થ છે? नीयन्ते-प्रदर्श्यन्ते इति नयाः જે ભિન્ન ભિન્ન અભિપ્રાયરૂપે દેખાડાય તે નયો. એટલે જે જીવાદિ પદાર્થને સામાન્યાદિરૂપે અંશતઃ પ્રકાશિત કરે તે નય. પોતાને ઇષ્ટ યુક્તિઓ વડે આત્મામાં તે તે અર્થને પ્રાપ્ત કરાવે છે, માટે નયો પ્રાપક કહેવાય છે. આત્માને તે તે પ્રકારનું જ્ઞાન ઉત્પન્ન કરે છે માટે કારક કહેવાય છે. અપૂર્વ અર્થને સાધે છે એટલે પરસ્પર ભેદરૂપ જ્ઞાન ઉત્પન્ન કરે માટે નયો સાધક છે. નિશ્ચિત એવા પોતાના અભિપ્રાયથી ઉત્પન્ન થયેલા અધ્યવસાય નિવૃત્ત થતા નથી માટે નિર્વર્તક કહેવાય છે. વસ્તુના અંશને જણાવનાર હોવાથી નિર્ભાસક કહેવાય છે. વિશિષ્ટ ક્ષયોપશમની અપેક્ષાએ અત્યન્ત સૂક્ષ્મ એવા તે તે પદાર્થોને જણાવે છે માટે નયો ઉપલંભક કહેવાય છે. પોતાના અભિપ્રાયથી વસ્તુને સ્પષ્ટ કરે છે માટે વ્યંજક કહેવાય છે. અહીં કર્તા અને ક્રિયાનો અત્યન્ત ભેદ નથી, કારણ કે સ્વતંત્ર હોવાથી તે જ પદાર્થ કર્તા છે એમ કહેવાય છે અને તે જ પદાર્થ સાધ્યરૂપે વર્તતો હોય ત્યારે ક્રિયા કહેવાય છે, માટે કર્તા અને ક્રિયાનો અત્યન્ત ભેદ નથી.

આ વસ્તુના આંશિક જ્ઞાનમાં પ્રવૃત્ત થયેલા નૈગમાદિ નયો ભિન્ન ભિન્ન દર્શનો છે, કે જિનવચનનો વિભાગ કરનારા પોતાની બુદ્ધિના ભેદ વડે પ્રવૃત્ત થયેલા સ્વતન્ત્ર સાત પક્ષો છે? આચાર્ય ઉત્તર આપે છે કે—એ ભિન્ન ભિન્ન દર્શનો નથી, તેમ બુદ્ધિભેદથી પ્રવર્તેલા પક્ષો પણ નથી, પણ જીવાદિ જ્ઞેય પદાર્થના કે વાચ્ય ઘટપટાદિ પદાર્થના વિજ્ઞાનના પ્રકારો છે. તાત્પર્ય એ છે કે અનેક ધર્માત્મક વસ્તુનું અનેક પ્રકારના જ્ઞાન વડે નિરૂપણ કરવામાં આવે છે, માટે

વસ્તુ સંબન્ધી જ્ઞાનના વિશેષો(ભેદો) છે. તેને ઉદાહરણ દ્વારા સમજાવે છે—'ઘટ' એમ કહેવાથી લોકપ્રસિદ્ધ કુંભારની ચેષ્ટાથી બનેલો, વિશાલ, તળ અને પેટ વગેરે આકારવાળો, પાણી, ઘી, દૂધ વગેરેને લાવવા અને લઈ જવામાં સમર્થ, ભઠ્ઠીમાં પકાવવા વગેરે ક્રિયાથી ઉત્પન્ન થયેલો દ્રવ્યવિશેષ ઘટ છે. તે સામાન્ય ઘટને અને સુવર્ણ, માટી અને રૂપા વગેરેના વિશેષ ઘટને અભેદપણે ગ્રહણ કરનાર નૈગમનય છે. તે સંકલ્પ, યોગ્યતા અને વસતિ વગેરેને ગ્રહણ કરનાર જ્ઞાનવિશેષ વડે ઘટને જાણે છે, તેમ લોકપ્રસિદ્ધ ચેતના અને યોગના વ્યાપારરૂપ ચેષ્ટાવાળો, શરીરાકારે રહેલા અસંખ્યાતા પ્રદેશ વાળો, અનેક સંસ્થાનરૂપ, આહાર–વિહારાદિ ક્રિયા કરવામાં સમર્થ, મનુષ્ય, તિર્યંચ, દેવ અને નારકરૂપ, જ્ઞશરીરાદિ તથા અપર્યાપ્તાદિ સમગ્ર પર્યાયાદિ વિશિષ્ટ દ્રવ્યવિશેષ જીવ છે એમ જાણે છે. એક ઘટમાં અથવા નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવરૂપ તથા અતીત, અનાગત અને વર્તમાન પર્યાયરૂપ ઘટમાં સામાન્યરૂપે ઘટનું જ્ઞાન થવું તથા એક જીવમાં કે અનેક જીવોમાં અને તેના ત્રિકાલવર્તી પર્યાયોમાં, સૂક્ષ્મ નિગોદથી આરંભી સિદ્ધ પર્યન્ત બધા જીવોમાં, તેના જ્ઞશરીર અને ભવ્યશરીરોમાં સમાનપણે જીવની સત્તા ગ્રહણ કરનાર જ્ઞાનવિશેષ તે સંગ્રહનયનો અધ્યવસાય–નિશ્ચય છે. અધિકપણે નિશ્ચય થાય જે વડે તે અધ્યવસાય કહેવાય છે. વ્યવહારનય જળ લાવવા લઈ જવાના વ્યવહારને યોગ્ય ઘટને ઘટરૂપે માને છે, તેમ સુખદુ:ખાદિને જાણવા આદિ વ્યવહારમાં તત્પર જીવને જીવરૂપે માને છે. ઋજુસૂત્રનય વર્તમાન નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવઘટની ચેષ્ટાદિ

પર્યાયનો વાચક ઘટ શબ્દ છે એમ માને છે. એમ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવસ્વરૂપ દ્રવ્ય અને ભાવ પ્રાણને ધારણ કરવારૂપ જીવત્વરૂપે વસ્તુતાએ વર્તતો જીવ છે એમ ઋજુસૂત્રનય માને છે.

શબ્દનય ઘટ શબ્દના વર્તમાન સર્વ પર્યાયને ગ્રહણ કરે છે, પણ જીવના દેશ પ્રદેશને જીવરૂપ માનતો નથી. ઘટમાં ઘટના પર્યાય કલશાદિ શબ્દોના અસંક્રમ-અપ્રવૃત્તિરૂપ સમભિરૂઢનય છે. જીવના અન્ય પર્યાયમાં અસંક્રમ (અપ્રવૃત્તિરૂપ) સ્વપર્યાયનો વાચક જીવ શબ્દ છે એમ સમભિરૂઢનય માને છે. એવંભૂતનય 'જ્ઞાન-દર્શનના સંપૂર્ણ પર્યાયની પ્રવૃત્તિમાં વર્તતો જીવ છે' એમ કહે છે.

તત્ત્વાર્થની ટીકામાં કહ્યું છે કે-'અંશગ્રાહી નૈગમનય વડે, સામાન્યગ્રાહી સંગ્રહનય વડે, વિશેષગ્રાહી વ્યવહારનય વડે, વર્તમાન વસ્તુગ્રાહી ઋજુસૂત્રનય વડે, વર્તમાન ભાવરૂપ વસ્તુ ગ્રહણ કરનાર શબ્દનય વડે, દરેક શબ્દના ભિન્ન અર્થને ગ્રહણ કરનાર સમભિરૂઢનય વડે અને પોતપોતાના ક્રિયાવિશિષ્ટ પર્યાયને ગ્રહણ કરનારા એવંભૂતનય વડે અનેક જીવાજીવાદિ તત્ત્વને વિષે વિચાર થાય છે તે તત્ત્વાર્થની ટીકાથી જાણવો.

જ્ઞાન સંબન્ધે નયનો વિચાર કરવામાં આવે છે-નૈગમ નય વડે એકેન્દ્રિયની અવસ્થામાં અક્ષરના અનન્ત ભાગરૂપ ચેતનાનો અંશ છે તે જ્ઞાન કહેવાય છે. સંગ્રહનયથી સામાન્ય સત્તામાં રહેલ જ્ઞાનનો પરિણામ જ્ઞાન કહેવાય છે. વ્યવહારનયથી પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન મળી આઠ પ્રકારના

જ્ઞાન વસ્તુને જાણવામાં સમર્થ હોવાથી જ્ઞાન કહેવાય છે. ઋજુસૂત્રનય વડે જિનોક્ત તત્ત્વની શ્રદ્ધા કરનાર સમ્યગ્દષ્ટિના ઇન્દ્રિય કે અનિન્દ્રિયથી (મનથી) થએલા સર્વ પ્રકારના જ્ઞાનને જ્ઞાન કહેવાય છે. મિથ્યાદૃષ્ટિના બધા જ્ઞાનને મિથ્યા-રૂપ માનવામાં આવે છે. શબ્દનય શ્રુતજ્ઞાન અને કેવલ-જ્ઞાનને જ્ઞાનરૂપે માને છે. તેમાં સામ્પ્રતનય શ્રુતાદિ ચાર જ્ઞાનને જ્ઞાનરૂપે માને છે, સમભિરૂઢ શ્રુતજ્ઞાન અને કેવલ-જ્ઞાનને જ્ઞાનરૂપે માને છે અને એવંભૂતનય કેવલજ્ઞાનને જ જ્ઞાન તરીકે માને છે. એમ પોતાના પક્ષનું સ્થાપન કરવામાં તત્પર અને પોતાના મતને પ્રગટ કરનારા નયો વડે અનેક વકતાઓ વિવાદ કરે છે. તે નયોમાં જેઓનું મન સમભાવવાળું છે તે મુનિઓ મધ્યસ્થ કહેવાય છે. માટે મધ્ય-સ્થપણાનો આશ્રય કરવા યોગ્ય છે.

**[1]स्वस्वकर्मकृतावेशाः स्वस्वकर्मभुजो नराः ।**
**न रागं नापि च द्वेषं मध्यस्थस्तेषु गच्छति ॥४॥**

પોતપોતાના કર્મમાં જેણે આગ્રહ કર્યો છે એટલે પોતાના કર્મને પરવશ થયેલા અને પોતપોતાના કર્મના ફળના ભોક્તા મનુષ્યો છે, તે મનુષ્યોમાં મધ્યસ્થ પુરુષ રાગ-દ્વેષને પ્રાપ્ત થતો નથી.

કર્મના ઉદયમાં સમચિત્તવાળા મધ્યસ્થ પુરુષ રાગ-

૧ स्वस्वकर्मकृतावेशाः=પોતપોતાના કર્મમાં જેણે આગ્રહ કર્યો છે એવા. स्वस्वकर्मभुजः=પોતપોતાના કર્મને ભોગવનારા. नराः=મનુષ્યો છે. तेषु=તેમાં. मध्यस्थः=મધ્યસ્થ પુરૂષ. रागं=રાગને. अपि च=અને. द्वेषं=દ્વેષને. न गच्छति=પ્રાપ્ત થતો નથી.

દ્વેષ કરતા નથી, કારણ કે મનુષ્યો પોતપોતાના કર્મમાં આગ્રહ કરનારા છે એટલે પોતાના કર્મને પરાધીન છે, અને બધા પોતાના કર્મના ભોકતા છે, તેથી પોતે કરેલા કર્મના શુભ અથવા અશુભ કર્મવિપાકોદયને વિષે સમભાવવાળા મહાપુરુષો, તેમના ચરણકમળને ઈન્દ્રો વંદન કરે, કે શીકારી અને મચ્છીમાર જેવા ક્ષુદ્ર મનુષ્યો વિડંબના કરે તોપણ તેને વિષે રાગ-દ્વેષ કરતા નથી, તેથી તે મધ્યસ્થ-સમચિત્તવૃત્તિવાળા મુનિ છે. આવશ્યક નિર્યુક્તિમાં કહ્યું છે કેઃ—

**"वंदिज्जमाणा न समुक्कसंति, हेलिज्जमाणा न समुज्जलंति।**
**दंतेण चित्तेण चरंति धीरा, मुणी समुग्घाइयरागदोसा" ॥**

"કોઈ વંદન કરે તો તે પોતાનો ઉત્કર્ષ માનતા નથી અને કોઈ નિન્દા કરે તો ગુસ્સે થતા નથી; પરન્તુ વશ કરેલા મન વડે રાગ-દ્વેષનો નાશ કરનારા ધીર મુનિઓ વિચરે છે."

**मनः[1] स्याद् व्यापृतं यावत् परदोषगुणग्रहे।**
**कार्यं व्यग्रं वरं तावन्मध्यस्थेनात्मभावने ॥५॥**

**જ્યાંસુધી પારકાના દોષ અને ગુણ ગ્રહણ કરવામાં મન પ્રવર્તેલું હોય ત્યાંસુધી મધ્યસ્થ પુરુષે આત્મધ્યાનને**

૧ यावत्=જ્યાંસુધી. मनः=મન. परदोषगुणग्रहे=પારકા દોષ અને ગુણને ગ્રહણ કરવામાં. व्यापृतं=પ્રવર્તેલું. स्यात्=હોય. तावत्=ત્યાં સુધી. मध्यस्थेन=મધ્યસ્થ પુરુષે. आत्मभावने=આત્મધ્યાનમાં व्यग्रं= આસકત. कार्यं=કરવું. वरं=શ્રેષ્ઠ છે.

વિષે આસક્ત કરવું સારૂં છે. પરને વિશે મન તે વિ
સ્વરૂપ હોય અને આત્માને વિષે સમાધિસ્વરૂપ
એટલો વિશેષ છે.

જ્યાંસુધી પરના દોષ અને ગુણ ગ્રહણ ક
મન પ્રવર્તે છે ત્યાંસુધી મધ્યસ્થ–સમભાવનું આર
કરવામાં રસિકપુરૂષે તેને આત્મસ્વરૂપના ચિન્તનમાં
રોકવું આત્માને આધિન કરવું એ શ્રેષ્ઠ કાર્ય છે. તે
અમૂર્ત ષડ્ગુણ હાનિ–વૃદ્ધિરૂપે પરિણામ પામતા અગુરુ
ઉત્પાદ, વ્યય અને ધ્રુવતારૂપ આત્મસ્વરૂપના ચિન્
પ્રવૃત્તિ કરવી અને અન્ય ગુણોના સહકારની પ્રવૃત્તિનું
નાદિ કરવું. તે ચિન્તનમાં વ્યગ્ર થયેલ: જીવને સાં
ગુણ–દોષના વિચારનો અવકાશ જ હોતો નથી. તે
નિર્ગ્રન્થો બાર ભાવનાઓનો વિચાર કરે છે, દ્રવ્યાનુયે
ગ્રન્થોનો અભ્યાસ કરે છે, સ્વભાવ અને વિભાવના પરિ
સંબન્ધે પ્રશ્ન કરે છે, આવરણ સહિત અને આવરણ
આત્મસ્વરૂપનું અવલોકન કરે છે, કર્મબન્ધના હેતુઓ
ચેલા પરિણામનો વિભાગ કરે છે, અશુદ્ધ નિમિત્તોનો
કરે છે, નિક્ષેપોનો વિચાર કરે છે, નયના અનુયોગ (
ર)નો સમન્વય કરે છે, ધ્યાનાદિમાં તન્મય થાય છે;
અનાદિ વિભાવને અનુસરેલી ચેતના અને વીર્યની
વડે પરસ્વરૂપનું ઉપાદેયપણું ગ્રહણ કરેલું હોવાથી પા
દોષ અને ગુણના અવલોકન વડે અશુદ્ધ ચિન્તન થા
તેનું નિવારણ કરવા માટે સ્યાદ્વાદને અવલંબી પંચ
કાયના સ્વરૂપના અવલોકનથી અજીવના હેયપણાનું
જીવતત્ત્વના ઉપાદેયપણાનું જ્ઞાન કરવા યોગ્ય છે.

**विभिन्ना अपि पन्थानः समुद्रं सरितामिव ।**
**मध्यस्थानां परं ब्रह्म प्राप्नुवन्त्येकमक्षयम् ॥६॥**

**જેમ નદીઓના જુદા જુદા પણ માર્ગો સમુદ્રને પ્રાપ્ત કરે છે, તેમ અપુનર્બન્ધક, સમ્યગ્દૃષ્ટિ પ્રમુખ મધ્યસ્થોના જિનકલ્પ અથવા સ્થવિરકલ્પાદિક ભિન્ન ભિન્ન માર્ગો, એક, ક્ષયરહિત, ઉત્કૃષ્ટ બ્રહ્મ એટલે સર્વ પ્રપંચબોધ વિશિષ્ટ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરે છે.**

દ્રવ્ય આચરણથી માંડીને શુકલધ્યાન સુધીના અનેક પ્રકારના ભિન્ન ભિન્ન સાધનની પદ્ધતિઓ, સાધનના ઉપાયો જિનકલ્પ–સ્થવિરકલ્પાદિક હોવા છતાં પણ અપુનર્બન્ધક સમ્યગ્દૃષ્ટિ પ્રમુખ મધ્યસ્થ ભાવમાં વર્તતા પુરૂષોને એક ક્ષયરહિત શાશ્વત પરબ્રહ્મ પ્રાપ્ત થાય છે. આથી બધા સાધનના ઉપાયો એક શુદ્ધ આત્મસ્વરૂપમાં મળે છે. કારણ કે સર્વ મુમુક્ષુઓનું એક જ સાધ્ય છે.

જેમ નદીઓના ભિન્ન ભિન્ન માર્ગો હોવા છતાં તેઓ સમુદ્રને મળે છે, તેમ તત્ત્વમાં એકત્વ પરિણતિવાળા સાધકોનું સર્વ સાધન શુદ્ધ આત્મભાવને મળે છે. માટે રાગદ્વેષના અભાવરૂપ મધ્યસ્થપણું હિતકારક છે.

**[2]स्वागमं रागमात्रेण द्वेषमात्रात् परागमम् ।**

૧ मध्यस्थानां=મધ્યસ્થોના. विभिन्ना अपि=જુદા જુદા પણ. पन्थानः=માર્ગો. एकं=એક. अक्षयं=ક્ષય રહિત. परं=ઉત્કૃષ્ટ. ब्रह्म=પરમાત્મસ્વરૂપને. प्राप्नुवन्ति=પ્રાપ્ત કરે છે. इव=જેમ. सरितां=નદીઓના. (જુદા જુદા માર્ગો) समुद्रं=સમુદ્રને (મળે છે).

૨ स्वागमं=પોતાના શાસ્ત્રને. रागमात्रेण=કેવળ રાગથી. न श्रयामः=

**न श्रयामस्त्यजामो वा किन्तु मध्यस्थया दृशा ॥७॥**

પોતાના સિદ્ધાન્તનો વિચાર રહિત કેવળ રાગથી અમે સ્વીકાર કરતા નથી, અને પર સિદ્ધાન્તનો વિચાર રહિત કેવળ દ્વેષથી ત્યાગ કરતા નથી. પણ મધ્યસ્થ દૃષ્ટિથી વિચાર કરીને સ્વસિદ્ધાન્તનો આદર અથવા પર-સિદ્ધાન્તનો ત્યાગ કરીએ છીએ. કહ્યું છે કે—

"पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः" ॥

"મને શ્રીમહાવીરનો પક્ષપાત નથી, તેમ કપિલાદિ મુનિઓ ઉપર દ્વેષ નથી, પણ જેનું વચન યુક્તિવાળું છે તે અંગીકાર કરવા યોગ્ય છે."

"न श्रद्धयैव त्वयि पक्षपातो न द्वेषमात्रादरुचिः परेषु ।
यथावदाप्तत्वपरीक्षया तु त्वामेव वीरप्रभुमाश्रिताः स्मः" ॥

"હે વીરપ્રભુ ! અમને કેવળ શ્રદ્ધાથી તમારા ઉપર પક્ષ-પાત નથી, તેમ કેવળ દ્વેષથી અન્ય ઉપર અરુચિ નથી, પણ યથાર્થ આપ્તપણાની પરીક્ષાથી અમે તમારો આશ્રય કરીએ છીએ."

ગણધર ભગવંતે કહેલા આગમનો માત્ર રાગથી અમે સ્વીકાર કરતા નથી. જેમકે 'અમારી પરંપરામાં થયેલા પુરુષોએ આ શાસ્ત્રો માન્ય કરેલાં છે, માટે અમારે માનવાં જોઇએ' એવા રાગની આતુરતાથી અમને જિના-

---

સ્વીકારતા નથી. वा=અને. परागमं=પરના શાસ્ત્રને. द्वेषमात्रात्=કેવળ દ્વેષથી. न त्यजामः=તજતા નથી. किन्तु=પરન્તુ. मध्यस्थया दृशा=મધ્ય-સ્થ દૃષ્ટિ વડે. (સ્વીકાર અને ત્યાગ કરીએ છીએ.)

ગમ ઉપર આદર નથી, અથવા કપિલાદિ મુનિઓનાં શાસ્ત્ર ઉપર પારકા હોવાથી કેવળ દ્વેષથી અનાદર છે એમ નથી, પરન્તુ મધ્યસ્થ દૃષ્ટિ વડે યથાર્થ વસ્તુસ્વરૂપની પરીક્ષા કરીને જિનાગમનો આશ્રય કરીએ છીએ. કારણ કે તે સમ્યગ્જ્ઞાનનું કારણ છે અને નિત્ય, અનિત્ય આદિ અનન્ત વસ્તુધર્મના કથનમાં તેનું અવિરોધીપણું છે. તથા અન્ય આગમ વસ્તુના સ્વરૂપનું નિરૂપણ વિપર્યાસ સહિત કરતા હોવાને લીધે પરીક્ષામાં ટકી શકે તેમ નહિ હોવાથી તજવા યોગ્ય ધારી તેનો ત્યાગ કરીએ છીએ, પણ દ્વેષમાત્રથી ત્યાગ કરતા નથી.

**[1]मध्यस्थया दृशा सर्वेष्वपुनर्बन्धकादिषु।**
**चारिसंजीविनीचारन्यायादाशास्महे हितम् ॥८॥**

**બધા અપુનર્બન્ધકાદિને વિષે-આદિ શબ્દથી માર્ગાભિમુખ-માર્ગની સન્મુખ થયેલા, માર્ગપતિત-માર્ગને પ્રાપ્ત થયેલા, અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિને વિષે-મધ્યસ્થ દૃષ્ટિવડે, સંજીવિનીનો ચારો ચરાવવાના ન્યાયથી-અજાણપણે સંજીવિની પાલો ચરાવતાં જેમ પશુ ટાળી મનુષ્ય કરે તે [2]દૃષ્ટાન્તે-હિત ઇચ્છીએ છીએ. યદ્યપિ**

---

૧ सर्वेषु=બધા. अपुनर्बन्धकादिषु=અપુનર્બન્ધકાદિમાં. मध्यस्थया=મધ્યસ્થ. दृशा=દૃષ્ટિ વડે. चारिसंजीवनीचारन्यायाद्=સંજીવનીનો ચારો ચરાવવાના દૃષ્ટાન્તથી. हितं=કલ્યાણ. आशास्महे=ઇચ્છીએ છીએ.

૨ સ્વસ્તિમતી નગરીમાં એક બ્રાહ્મણની પુત્રી અને તેની અત્યન્ત પ્રીતિપાત્ર સખી રહેતી હતી. પરન્તુ વિવાહ થવાથી તે બન્નેને જુદા જુદા સ્થળે રહેવાનું થયું. એક વાર બ્રાહ્મણની પુત્રી સખીને મળવા માટે તેના ઘેર ગઇ. સખીએ કહ્યું કે મારો પતિ મારે આધીન ન હોવાથી હું બહુ જ દુઃખી છું. બ્રાહ્મણપુત્રીએ સખીને કહ્યું કે તું

**મૈત્રીભાવના સર્વ વિષે છે, તોપણ પ્રવૃત્તિને અનુકૂલ ભાવના અપુનર્બન્ધકાદિ આશ્રિત જ કહી છે.**

સર્વ મૈત્રી, પ્રમોદ અને કરુણાદિ ભાવનાઓમાં મધ્યસ્થ દૃષ્ટિ વડે અપુનર્બન્ધકાદિને વિષે ચારિસંજીવિની ચરાવવાના દૃષ્ટાન્તથી કલ્યાણ ઇચ્છીએ છીએ. અપુનર્બન્ધકનું સ્વરૂપ પૂજ્ય હરિભદ્રસૂરિના વચનથી [1]જાણવું. આદિ

ચિન્તા ન કર, હું તારા પતિને જડી ખવરાવી બળદ બનાવી દઇશ. બ્રાહ્મણપુત્રી જડી આપીને તેના ઘેર ગઇ. પાછળથી તે સ્ત્રીએ જડી ખવરાવી પોતાના પતિને બળદ બનાવી દીધો. પતિ બળદ બનવાથી તેની પત્ની ઘણી દુઃખી થઈ. તે હમેશાં પોતાના બળદરૂપ પતિને ચરાવવા લઈ જતી હતી અને તેની સેવા–શુશ્રૂષા કરતી હતી. એક દિવસે તે વડના ઝાડની નીચે બેસી બળદને ચરાવતી હતી ત્યારે એક વિદ્યાધરનું યુગલ વડની શાખા ઉપર બેસી આરામ લેતું હતું. તે બન્નેની વાતચિતના પ્રસંગે વિદ્યાધર બોલ્યો કે આ સ્વભાવથી બળદ નથી, પણ જડી ખવરાવવાથી પુરુષ મટીને બળદ થયેલો છે. જો તેને સંજીવની નામે જડી ખવરાવવામાં આવે તો તે બળદ મટીને ફરીથી પુરુષ થાય. તે સંજીવની આ વડની નીચે જ છે. તે સાંભળી તે સ્ત્રીએ બળદને સંજીવની ચરાવવાનો વિચાર કર્યો, પરન્તુ તે સંજીવનીને ઓળખતી નહોતી, તેથી તેણે વડની નીચેની બધી વનસ્પતિ બળદને ચરાવી દીધી. તે બધી વનસ્પતિની સાથે સંજીવની ખાવામાં આવી હોવાથી બળદનું રૂપ ત્યાગ કરી તે ફરીથી મનુષ્ય થયો.

૧ જે તીવ્ર ભાવથી પાપ કરતો નથી તે અપુનર્બન્ધક, તેને એક પુદ્ગલ પરાવર્તથી અધિક સંસાર હોતો નથી. ક્ષુદ્રપણું વગેરે ભવાભિનન્દી દોષોનો ક્ષય થવાથી શુક્લ પક્ષના ચંદ્રમાની પેઠે વૃદ્ધિ પામતા ગુણવાળો અપુનર્બન્ધક છે. માર્ગપતિત અને માર્ગાભિમુખ એ અપુનર્બન્ધકની જ અવસ્થાવિશેષ છે. માર્ગ એટલે સાપને

શબ્દથી માર્ગાભિમુખ-માર્ગને સન્મુખ થયેલ, માર્ગપ્રાપ્ત-માર્ગને પ્રાપ્ત થયેલ, અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિ જાણવા. ચારિસંજીવિની ચરાવવાનું દૃષ્ટાન્ત આ પ્રમાણે છે—

જેમ કોઇ સ્ત્રી વૃષભરૂપે થયેલા પોતાના પતિને સંજીવિનીને નહિ ઓળખવા છતાં પણ અજાણપણે સંજીવિનીનો પાલો ખવરાવવાથી પશુપણાનો ત્યાગ કરાવી મનુષ્યપણાને પ્રગટ કરવારૂપ હિત કરે છે તેમ ચારિત્ર વગેરેમાં મન્દ પ્રયત્નવાળો છતાં પણ અધ્યાત્મને અનુકૂલ સમભાત્રની પરિણતિવાળો થઈ આત્માને અનાદિ પશુપણાના ભાવથી દૂર કરીને સ્વરૂપના જ્ઞાનમાં કુશલ અને ભેદજ્ઞાનરૂપ દિવ્ય ચક્ષુના પ્રકાશવાળો કરે છે. એથી જ સાધ્યની અપેક્ષાવાળાને સાધન હિતકારક થાય છે અને સાધ્ય નિરપેક્ષને સાધન બાળકની ક્રીડારૂપ છે. વીતરાગ સ્તોત્રમાં કહ્યું છે કે—

**"तथाऽपि श्रद्धामुग्धोऽहं नोपालभ्यः स्खलन्नपि।**
**विशृंखलाऽपि वाग्वृत्तिः श्रद्दधानस्य शोभते" ॥**

"તોપણ શ્રદ્ધા વડે મુગ્ધ એવો હું ભૂલ કરવા છતાં પણ દોષપાત્ર નથી. કારણ કે શ્રદ્ધાવાળાની સંબંધ વિનાની વાણી પણ શોભે છે."

---

દરમાં પેસવાની જેમ ચિત્તનું સરલ પ્રવર્તન, વિશિષ્ટ ગુણસ્થાનની પ્રાપ્તિને યોગ્ય સ્વાભાવિક ક્ષયોપશમવિશેષ. તેને પ્રાપ્ત થયેલો તે માર્ગપતિત અને માર્ગમાં પ્રવેશ કરવાને યોગ્ય ભાવને પ્રાપ્ત થયેલો તે માર્ગાભિમુખ કહેવાય છે. જુઓ અપુનર્બન્ધકદ્વાત્રિંશિકા.

પરભાવમાં રાગદ્વેષરહિત આત્મસ્વભાવની અનુકૂલતા એ જ સાધન છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે—

"आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवा यतेः।
यत्तदात्मक एवैष शरीरमधितिष्ठति ॥
आत्मानमात्मना वेत्ति मोहत्यागात् यदात्मनि।
तदेव तस्य चारित्रं तज्ज्ञानं तच्च दर्शनम् ॥
आत्माज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते।
तपसाऽप्यात्मविज्ञानहीनैश्छेत्तुं न शक्यते ॥
सोऽयं समरसीभावस्तदेकीकरणं मतम्।
आत्मा यदपृथक्त्वेन लीयते परमात्मनि" ॥

અથવા મુનિનો આત્મા જ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ છે. કારણ કે જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ આ આત્મા જ શરીરમાં રહે છે.

મોહના ત્યાગથી આત્મા આત્મામાં આત્માને જાણે છે તે જ તેનું ચારિત્ર છે, તે જ્ઞાન છે અને તે દર્શન છે.

આત્માના અજ્ઞાનથી થયેલું દુઃખ આત્મજ્ઞાનથી નાશ પામે છે. તે દુઃખને આત્મજ્ઞાનરહિત જીવો તપથી પણ છેદી શકતા નથી.

આત્મા જેથી અભિન્નપણે પરમાત્મામાં લીન થાય છે તે સમરસભાવ છે, અને તે આત્મા અને પરમાત્માની એકતા કરવારૂપ માનેલ છે.

---

# ૧૭ નિર્ભયાષ્ટક

**[१]यस्य नास्ति परापेक्षा स्वभावाद्वैतगामिनः।**
**तस्य किं नु भयभ्रान्तिक्लान्तिसन्तानतानवम् ॥१॥**

**જેને પરની અપેક્ષા નથી અને સ્વભાવના અદ્વૈતને-એકપણાને પ્રાપ્ત કરનાર છે એટલે કેવળ આત્મસ્વભાવની પ્રાપ્તિવાળા છે તેને ભયની ભ્રાન્તિથી થયેલા ખેદની પરંપરાનું અલ્પપણું કેમ ન હોય? અર્થાત્ તેને ભયની ભ્રાન્તિથી થતો ખેદ અલ્પતાને પામે છે.**

મધ્યસ્થપણામાં સ્થિરતા નિર્ભયને થાય છે, ભયમોહનીયના ઉદયથી પરિણામની ચંચલતા થાય છે, તેથી ભય તજવા યોગ્ય છે. આત્મા શુદ્ધ જ્ઞાનસ્વરૂપ અને અવિનાશી છે અને તેથી તે નિર્ભય જ છે. તેના નામ અને સ્થાપનાનિક્ષેપ સુગમ છે. સાત પ્રકારના ભય રહિત દ્રવ્યનિર્ભય છે અને કર્મબન્ધના કારણરૂપ વિભાવ પરિણતિથી રહિત ભાવનિર્ભય છે. બન્ધના હેતુરૂપ રાગ-દ્વેષનો પરિણામ આત્માની સત્તાને રોકનાર નવીન કર્મનો બન્ધ કરનાર હોવાથી મહાભયરૂપ છે, તે સંવરપરિણામની પરિણતિવાળાને હોતો નથી.

નૈગમનય વડે સર્વ દ્રવ્યો નિર્ભય છે, સંગ્રહનયથી

---

૧ यस्य=જેને. परापेक्षा=બીજાની અપેક્ષા નથી. (અને) स्वभावाद्वैतगामिनः=સ્વભાવની એકતાને પ્રાપ્ત થનારા. तस्य=તેને. भयभ्रान्तिक्लान्तिसन्तानतानवं=ભયની ભ્રાન્તિથી થયેલ ખેદની પરંપરાનું અલ્પપણું. किं नु=કેમ ન હોય?

વસ્તુની સત્તામાં નિર્ભયપણું છે. કારણ કે સત્તા વાસ્તવિક રીતે અવિનાશી છે. વ્યવહારનય વડે કર્મના ઉદયમાં લીન નહિ થનાર ધીરપુરુષને નિર્ભયતા છે. ઋજુસૂત્રનયથી નિર્ગ્રન્થ-દ્રવ્ય-ભાવરૂપ પરિગ્રહરહિત મુનિને નિર્ભયતા છે. શબ્દનય વડે આત્મધ્યાનમાં રહેલા મુનિને નિર્ભયતા છે. સમભિરૂઢનયથી કેવલજ્ઞાનીને નિર્ભયતા છે અને એવંભૂત-નય વડે અવિનાશી સર્વગુણો પ્રગટ થવાથી સિદ્ધ ભગવંતને નિર્ભયતા છે.

અહીં યથાર્થ આત્મસ્વરૂપને જાણનારા અને ઔદયિક ( કર્મના ઉદયથી ઉત્પન્ન થયેલા ) ભાવમાં મમત્વરહિત મુનિને સાધનમાં નિર્ભયતા હોય છે, તેથી અહીં નિર્ભયાષ્ટકની વ્યાખ્યા કરવામાં આવે છે–

જેને પરની અપેક્ષા–પરાશ્રય કે પરની આશા નથી અને જે સ્વભાવની એકતા પ્રતિ જનારા એટલે કેવળ આત્મસ્વભાવમાં રહેનારા છે તે મહાપુરુષને ભય, ત્રાસ, ભ્રાન્તિ–ભ્રમ, કલાંતિ–ખેદની પરંપરાનો નાશ કેમ ન હોય ? અર્થાત તેના ભયાદિ દોષો નાશ પામે છે. પરવસ્તુનું સંરક્ષણ કરવામાં પરની આશા વગેરેથી ભય ઉપજે છે. પણ જે પરભાવથી નિઃસ્પૃહ છે, તેને પરભાવમાં મમત્વ નહિ હોવાથી ખેદ ક્યાંથી થાય ?

**भवसौख्येन किं भूरिभयज्वलनभस्मना ।**
**सदा भयोज्झितज्ञानसुखमेव विशिष्यते ॥२॥**

૧ भूरिभयज्वलनभस्मना=ઘણા ભયરૂપ અગ્નિથી ભસ્મીભૂત થયેલા.

**ઘણા ત્રાસરૂપ અગ્નિથી ભસ્મીભૂત થએલા સંસાર સુખનું શું પ્રયોજન છે? તેથી તો હમેશાં ભયરહિત જ્ઞાન-સુખ જ સર્વાધિક છે.**

પુનઃ નિર્ભયતાનું મૂળ ભાવના દર્શાવે છે—આ લોક અને પરલોકાદિ અનેક પ્રકારના ભયરૂપ અગ્નિથી ભસ્મીભૂત થયેલા એટલે ચોર, ભાગીદાર અને રાજભયાદિરૂપ અગ્નિથી બળી ગયેલા ઇન્દ્રિયોના માની લીધેલા સંસારના સુખ દુઃખની જ જાતિ છે, તેવા સુખોનું શું કામ છે? કંઈ પણ કામ નથી. આત્મતત્ત્વના અનુભવનું સુખ હમેશાં ભયરહિત છે અને તેથી તે સર્વ કરતાં અધિક છે. જ્ઞાનમાં જ ખરું સુખ છે. પૌદ્ગલિક સુખમાં સુખનો આરોપ કરવો એ ભ્રાન્તિ જ છે. કહ્યું છે કે—

**"जं पुग्गल जं सुहं दुक्खं चेव त्ति जहय तत्तस्स।**
**गिम्हे मट्टिअलेवो विडंबणाखिंसणामूलं"॥**

"જે પુદ્ગલથી થયેલું સુખ છે તે દુઃખ જ છે, માટે તે તજવા યોગ્ય છે. તે ગ્રીષ્મ ઋતુમાં શરીર ઉપર માટીનો લેપ કરવા જેવું વિડંબના અને નિન્દાનું મૂળ કારણ છે. તેથી પુદ્ગલોનું ગ્રહણ સુખરૂપ નથી, માટે તે અકર્તવ્ય છે.

**न गोप्यं क्वापि नारोप्यं हेयं देयं च न क्वचित्।**
**क्व भयेन मुनेः स्थेयं ज्ञेयं ज्ञानेन पश्यतः ॥३॥**

---

भवसौख्येन=સંસારના સુખથી. किं=શું. सदा=હંમેશાં. भयोज्झितज्ञान-सुखमेव=ભયરહિત જ્ઞાનસુખ જ. विशिष्यते=સર્વાધિક છે.

૧ ज्ञेयं=જાણવા યોગ્ય તત્ત્વને. ज्ञानेन=સ્વાનુભવ વડે. पश्यतः=

**જાણવા યોગ્ય વસ્તુને જ્ઞાન વડે જાણતા મુનિને ક્યાંય ગોપવવા–છુપાવવા યોગ્ય નથી, સ્થાપન કરવા યોગ્ય નથી, તેમ ક્યાંય છાંડવા યોગ્ય કે દેવા યોગ્ય નથી, તો તેમને ભયથી ક્યાં રહેવાનું છે? અર્થાત્ મુનિને ક્યાંય ભય નથી.**

જાણવા યોગ્ય સ્વ–પર પદાર્થને સ્વાનુભવ વડે જાણતા, સાધ્યરૂપ પરમાત્મભાવના સાધનમાં રતિવાળા અને આત્મતત્ત્વના સ્વસંવેદનરૂપ અનુભવમાં કુશલ એવા મુનિને ક્યાંય ગોપવવા યોગ્ય કોઇ વસ્તુ નથી. કારણ કે બીજાથી સ્વધર્મને ગ્રહણ કરી શકાતો નથી. માટે તે ગોપવવા યોગ્ય નથી, તો તેને છુપાવવાનું ક્યાં હોય? તેમ આરોપ કરવા યોગ્ય પણ કંઈ નથી, કારણ કે આરોપ એટલે અવિદ્યમાન ગુણોનું સ્થાપન કરવું. કેમકે સ્વયં અનન્તગુણસ્વરૂપ હોવાથી પરના ગુણ વડે ગુણિપણાનો પ્રસંગ પ્રાપ્ત થતો નથી, તેથી ક્યાંય આરોપવા યોગ્ય પણ નથી. ક્યાંય છાંડવા યોગ્ય નથી, કારણ કે સર્વ છાંડવા યોગ્ય પરભાવનો ત્યાગ કરેલો છે. તથા ક્યાંય આપવા યોગ્ય પણ નથી, કારણ કે પોતાનો ધર્મ બીજાને આપી શકાતો નથી. તેથી રક્ષણ કરવાની ઇચ્છાવાળા થઈ ભય સહિત મુનિને ક્યાં રહેવાનું છે? કારણ કે તે પરવસ્તુની ઇચ્છા રહિત છે અને પોતાના સ્વરૂપનું રક્ષણ કરવામાં પોતે જ સમર્થ છે.

---

જોતા. मुनेः=મુનિને. क्वापि=ક્યાંય પણ. न गोप्यं=છુપાવવા યોગ્ય નથી. (અને) न आरोप्यं=મૂકવા યોગ્ય નથી.(તેમ) क्वचित्=ક્યાંય. हेयं=છોડવા યોગ્ય. (અને) देयं=દેવા યોગ્ય નથી. (તો) भयेन=ભયથી. क्व=ક્યાં. स्थेयं=રહેવા યોગ્ય છે.

**ऐकं ब्रह्मास्त्रमादाय निघ्नन् मोहचमूं मुनिः ।**
**बिभेति नैव संग्रामशीर्षस्थ इव नागराट् ॥४॥**

**એક બ્રહ્મજ્ઞાનરૂપ શસ્ત્રને ધારણ કરી મોહરૂપ સેનાને હણતા મુનિ સંગ્રામના મોખરા ઉપર રહેલા મદોન્મત્ત હાથીની પેઠે ભય પામતા નથી.**

સ્વરૂપના અવલંબન વડે પરભાવથી વિરામ પામેલા મુનિ એક આત્મસ્વરૂપના અવબોધરૂપ બ્રહ્માસ્ત્રને ગ્રહણ કરીને મોહરૂપ સૈન્યનો નાશ કરતા, સંગ્રામની આગળ રહેલા ગજરાજની પેઠે ભય પામતા નથી. જેમ મદોન્મત્ત શ્રેષ્ઠ હાથી યુદ્ધમાં ભય પામતો નથી તેમ કર્મનો પરાજય કરવામાં પ્રવૃત્ત થયેલ મુનિ ભય પામતા નથી. જે આત્મસ્વરૂપમાં આસક્તિવાળા અને પરભાવનો ધ્વંસ કરવામાં તત્પર થયેલા છે તેને ભય હોતો નથી. જ્યારે પરવસ્તુના સંયોગનો નાશ થાય છે ત્યારે ભય ઉપજે છે. તેનો નાશ તો મુનિ કરવાના છે, કારણ કે તેમણે શરીરાદિ સર્વ પરભાવોમાં મમત્વનો ત્યાગ કરેલો છે, માટે મુનિને ભય નથી.

**[2]मयूरी ज्ञानदृष्टिश्चेत् प्रसर्पति मनोवने ।**
**वेष्टनं भयसर्पाणां न तदाऽऽनन्दचन्दने ॥५॥**

---

१ एकं=એક. ब्रह्मास्त्रं=પરમાત્મજ્ઞાનરૂપ શસ્ત્રને. आदाय=ગ્રહણ કરીને. मोहचमूं=મોહની સેનાને. निघ्नन्=હણતા. मुनिः=મુનિ. संग्रामशीर्षस्थः=સંગ્રામના મોખરે રહેલા. नागराट्=ઉત્તમ હસ્તીની. इव=પેઠે. न बिभेति=ભય પામતા નથી.

२ चेत्=જો. ज्ञानदृष्टिः=જ્ઞાનની દષ્ટિરૂપ. मयूरी=ઢેલ. मनोवने=મનરૂપ વનમાં. प्रसर्पति=વિચરે છે. तदा=તો. आनन्दचन्दने=આત્માના

**જો આત્મજ્ઞાનની દૃષ્ટિરૂપ મયૂરી (મોરણી) મનરૂપ વનમાં સ્વચ્છન્દપણે વિચરે છે તો આનન્દરૂપ ભાવનાચન્દનના ઝાડને વિષે ભયરૂપ સર્પોનું વીંટાવું હોતું નથી.**

જો ચિત્તરૂપ ઉદ્યાનમાં સ્વભાવ અને પરભાવનો વિવેક કરનારી જ્ઞાનદૃષ્ટિરૂપ મયૂરી સ્વેચ્છાએ વિચરે છે તો સ્વરૂપાનુભવના આનન્દરૂપ ચન્દનવૃક્ષમાં ભયરૂપ સર્પો વીંટાતા નથી. તાત્પર્ય એ છે કે જ્ઞાન વડે સ્વ-પરનો વિવેક કરવાથી પોતાનામાં અમૂર્ત આનન્દઘનરૂપ સ્વરૂપનો અને પરવસ્તુમાં પરસ્વરૂપનો નિર્ધાર થતાં ભયની ઉત્પત્તિ થતી નથી.

**[1]कृतमोहास्त्रवैफल्यं ज्ञानवर्म बिभर्ति यः।**
**क्व भीस्तस्य क्व वा भङ्गः कर्मसंगरकेलिषु ॥६॥**

**કર્મના સંગ્રામની ક્રીડામાં મોહરૂપ શસ્ત્રને નિષ્ફળ કરનાર જ્ઞાનરૂપ બખ્તરને જે ધારણ કરે છે તેને ક્યાં ભય હોય અથવા તેનો પરાજય ક્યાંથી થાય?**

જે મોહરૂપ શસ્ત્રને નિષ્ફળ કરનાર જ્ઞાનરૂપ બખ્તર પહેરે છે તે સ્વરૂપાનન્દના ભોક્તાને કર્મના ક્ષય કરવાના સંગ્રામમાં ભય ક્યાં હોય અથવા તેનો પરાજય પણ ક્યાંથી હોય? સર્વમોહનો નાશ કરનાર જ્ઞાનરૂપ બખ્તરને ધારણ

---

આનન્દરૂપ ચન્દનના ઝાડમાં. भयसर्पाणां=ભય રૂપ સાપોનું. वेष्टनं=વીંટાવું. न=થતું નથી.

૧ कृतमोहास्त्रवैफल्यं=જેણે મોહરૂપ શસ્ત્રનું નિષ્ફળપણું કર્યું છે એવું. ज्ञानवर्म=જ્ઞાનરૂપ બખ્તર. यः=જે. बिभर्ति=ધારણ કરે છે. तस्य=તેને. कर्मसंगरकेलिषु=કર્મના સંગ્રામની ક્રીડામાં. भीः=ભય. क्व=ક્યાંથી હોય. वा=અને. भंगः=પરાજય. क्व=ક્યાંથી હોય.

કરનાર મુનિને કર્મથી કરાયેલા આત્માના ગુણને ઘાત કરવાનો ભય ક્યાંથી હોય? તાત્પર્ય એ છે કે જેણે નયના વિભાગ વડે સ્વ અને પર ભાવનો નિર્ણય કર્યો છે તેને મોહાદિનો ભય નથી.

**तूलवल्लघवो मूढा भ्रमन्त्यभ्रे भयानिलैः।**
**नैकं रोमापि तैर्ज्ञानगरिष्ठानां तु कम्पते ॥७॥**

**આકડાના રૂની પેઠે હલકા મૂઢ પુરુષો ભયરૂપ વાયુ વડે આકાશમાં ભમે છે. પરન્તુ જ્ઞાન વડે અત્યંત ભારે એવા મહાપુરુષોનું એક રૂંવાડું પણ કમ્પતું નથી.**

તત્ત્વજ્ઞાનરહિત મૂઢ—અવિવેકી હલકા પુરુષો આકડાના રૂની પેઠે ભયરૂપ પવનની પ્રેરણાથી આકાશમાં ભમે છે, પણ જ્ઞાન વડે અત્યંત ભારે એવા પુરુષોનું ભયરૂપ પવનથી એક રૂવાડું પણ ફરકતું નથી. એથી સાત પ્રકારના ભયોમાંથી કોઇ પણ ભય આવી પડતાં પરભાવ અને આત્મસ્વરૂપના જ્ઞાનમાં વિવેકરહિત મૂઢબુદ્ધિવાળા પરવસ્તુના વિયોગના ભયથી ધ્રૂજતા અહીં તહીં ભમે છે. જે અસંખ્યાત પ્રદેશરૂપ અનન્ત જ્ઞાનમય આત્માના સ્વરૂપનું અવલોકન કરનારા, જ્ઞાનથી ભારે થયેલા છે અને અવિનાશી ચૈતન્યભાવથી રંગાયેલા છે તેઓનો અધ્યવસાયરૂપ એક રોમ પણ કંપતો નથી. 'જે વસ્તુ નાશ પામવાના સ્વભાવવાળી

---

૧ तूलवद्=આકડાના રૂની પેઠે. लघवः=હલકા. मूढाः=અવિવેકી જનો. भयानिलैः=ભયરૂપ વાયુથી. अभ्रे=આકાશમાં. भ्रमन्ति=ભમે છે. (પણ) ज्ञानगरिष्ठानां=જ્ઞાન વડે અત્યન્ત ભારે એવા પુરૂષોનું. एकं=એક रोमापि=રૂવાડું પણ. न कम्पते=ફરકતું નથી.

છે તે નાશ પામે તો તેથી શું થયું ?' એવા વિચારથી કેવળ અધ્યાત્મના અભ્યાસમાં આનન્દ વડે પ્રસન્ન રહેતા હમેશાં નિર્ભય થઇને સ્વરૂપમાં સ્થિર થાય છે.

**चित्ते परिणतं यस्य चारित्रमकुतोभयम् ।**
**अखण्डज्ञानराज्यस्य तस्य साधोः कुतो भयम् ॥८॥**

જેનાથી કોઇને ભય નથી (અથવા જેને કોઈથી ભય નથી) એવું ચારિત્ર જેના ચિત્તમાં પરિણમેલું છે એવા અખંડ જ્ઞાનરૂપ રાજ્યવાળા સાધુને કોનાથી ભય હોય? અર્થાત્ તેને કોઇથી પણ ભય ન હોય. પ્રશમરતિમાં કહ્યું છે કેઃ—

**आचाराध्ययनोक्तार्थभावनाचरणगुप्तहृदयस्य ।**
**न तदस्ति कालविवरं यत्र क्वचनाभिभवनं स्यात् ॥**

આચારાંગના અધ્યયનમાં કહેલા અર્થની ભાવના અને ચારિત્રથી જેનું મન સુરક્ષિત છે, તેને એવું કાલરૂપ છિદ્ર નથી કે જ્યાં તેનો ક્યાંય પણ પરાભવ થાય.

જે નિર્ગ્રન્થ મુનિના ચિત્તમાં જેને કોઇથી ભય નથી એવું સ્વરૂપમાં સ્થિરતારૂપ ચારિત્ર ચેતના અને વીર્યાદિ ગુણોને વિષે તન્મય થયેલું છે તેવા અખંડ જ્ઞાનરૂપ સામ્રાજ્યવાળા સાધુને કોનાથી ભય હોય? તેને કોઇથી પણ ભય હોતો નથી. એથી વચનધર્મરૂપ (શાસ્ત્રના વચનનું

---

૧ यस्य=જેના. चित्ते=ચિત્તમાં. अकुतोभयं=જેને કોઇનાથી ભય નથી એવું. चारित्रं=ચારિત્ર. परिणतं=પરિણમેલું છે. तस्य=તે. अखण्डज्ञानराज्यस्य=અખંડ જ્ઞાનરૂપ રાજ્યવાળા. साधोः=સાધુને. कुतः=ક્યાંથી. भयं=ભય હોય.

અવલંબન કરીને ) ક્ષમા, નમ્રતા, સરલતારૂપ પરિણતિવાળા, શુદ્ધ જ્ઞાનમાં રમણ કરનારા, દ્રવ્ય અને ભાવથી મુક્તિ ( નિર્લોભતા ) યુક્ત અને પરમ અકિંચન (નિષ્પરિગ્રહરૂપ ) ધર્મસહિત સાધુને ભય હોતો નથી. કેશિગૌતમાધ્યયનમાં કહ્યું છે કે—

**"एगप्पा अजिए सत्तू कसाया इंदियाणि अ।**
**ते जिणित्तु जहानायं विहरामि अहं मुणी ॥**
**रागदोसादओ तिव्वा नेहपासा भयंकरा।**
**ते छिंदित्तु जहानायं विहरामि जहक्कमं" ॥**

उत्तरा० अ० २३ गा. ३८–४३.

"એક આત્મા જીત્યો નથી તો તે શત્રુરૂપ છે. તેમ કષાયો અને ઇન્દ્રિયો જીત્યા ન હોય તો તે પણ શત્રુ છે. તે બધાને જીતીને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અપ્રતિબદ્ધપણે વિચરૂં છું."

"તીવ્ર રાગ–દ્વેષાદિ તથા પુત્ર કલત્રાદિના સ્નેહ સંબન્ધો ભયંકર પાશ છે. તેને છેદીને ન્યાયપૂર્વક યથાક્રમે વિચરૂં છું" તથા નમિરાજર્ષિનું વચન છે કે—

**"बहु खु मुणिणो भद्दं अणगारस्स भिक्खुणो।**
**सव्वओ विप्पमुक्कस्स एगत्तमणुपस्सओ" ॥**

उत्तरा० अ० ९ गा. १६.

બાહ્ય અને અભ્યન્તર પરિગ્રહથી સર્વથા મુકાયેલા અને આત્માની એકતાનું પર્યાલોચન કરતા મુનિ ( જ્ઞાની) ગૃહસ્થાશ્રમના ત્યાગી ભિક્ષુને અત્યન્ત સુખ હોય છે.

ઇત્યાદિ પરપુદ્‌ગલના સંયોગમાં યથાર્થજ્ઞાનવાળાને ભય નથી.

## १८ अनात्मशंसाष्टक

**गुणैर्यदि न पूर्णोऽसि कृतमात्मप्रशंसया ।**
**गुणैरेवासि पूर्णश्चेत् कृतमात्मप्रशंसया ॥१॥**

**જો તું ગુણો વડે પૂર્ણ નથી તો પોતાની પ્રશંસાથી સર્યું. તેથી તો ફોગટ ફુલાવાનું થાય. જો તું ગુણો વડે પૂર્ણ જ છો તોપણ પોતાની પ્રશંસાથી સર્યું. "आचारः कुलमाख्याति" આચરણ કુલને જણાવે છે-એ ન્યાયે ગુણ સ્વયમેવ પ્રગટ થશે.**

નિર્ભયપણું સર્વ પરભાવનો ત્યાગ થયે થાય છે, અને સર્વ પરભાવનો ત્યાગ પરભાવમાં આત્મભાવની બુદ્ધિને તજવાથી થાય છે. પરભાવમાં આત્મબુદ્ધિનો ત્યાગ કરવા માટે આત્માથી ભિન્ન અનાત્મા—પર ભાવ છે, તેના નિરૂપણ કરવારૂપ [2]અનાત્મશંસાત્મક અષ્ટકની વ્યાખ્યા કરવામાં આવે

---

૧ यदि=જો. गुणैः=ગુણોવડે. पूर्णः=પરિપુર્ણ. न असि=તું નથી. (તો) आत्मप्रशंसया=પોતાની પ્રશંસા કરવાથી. कृतम्=સર્યું. चेत्=જો. गुणैः=ગુણો વડે. पूर्णः=પૂર્ણ. एव=જ. असि=તું છો. (તો) आत्मप्रशंसया=પોતાની પ્રશંસાથી. कृतं=સર્યું.

૨ આત્મશંસા એટલે પોતાની પ્રશંસા કરવી, પોતાના વખાણ કરવા, તેનું બીજ પરભાવમાં આત્મબુદ્ધિ છે, તેથી તે આત્મસ્વરૂપથી ભિન્ન અનાત્મારૂપ છે. તેનું નિરૂપણ કરવારૂપ અનાત્મશંસાષ્ટક અહીં કહેવામાં આવ્યું છે.

છે–તેમાં નામ અને સ્થાપના સુગમ છે. દ્રવ્યથી અનાત્મશંસા બે પ્રકારે છે. બાહ્ય અને અંતરંગ. બાહ્ય લૌકિક અને લોકોત્તરના ભેદથી બે પ્રકારે છે. પોતાના ઉપભોગ આદિ પ્રયોજનના અભાવે પારકું ધન, પારકું ઘર અને પરસ્ત્રી વગેરે પદાર્થને વિશે 'આ મારાં નથી' એવા આગ્રહરૂપ બાહ્ય લૌકિક અનાત્મશંસા છે. ધન, સ્વજન અને શરીર વગેરે વિનાશી હોવાથી પરભવમાં સહાય કરનારાં નથી, તથા દુઃખોત્પત્તિનાં કારણ અને સ્વાર્થમાં તત્પર સ્વજનો છે, તેથી તેઓમાં પરપણાની વિચારણારૂપ જ્ઞાન તે બાહ્ય લોકોત્તર અનાત્મશંસા છે. ભાવથી–અંતરંગથી શુદ્ધ અને અશુદ્ધ એમ બે પ્રકારે અનાત્મશંસા છે. મોક્ષના અભિલાષપૂર્વક તામલિ તાપસના ત્યાગના જેવી કુપ્રાવચનિક અનાત્મશંસા અશુદ્ધ અનાત્મશંસા છે અને સમ્યગ્દર્શનપૂર્વક તત્ત્વના વિવેકમાં ઉપયોગી સમ્યગ્જ્ઞાન વડે 'આત્માના સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવથી ભિન્ન ઉપાધિરૂપ બધું ય પર સ્વરૂપ છે, મારું સ્વરૂપ નથી' એવું વાસ્તવિક ભેદજ્ઞાન તે ભાવથી શુદ્ધ અનાત્મશંસારૂપ છે. અનાત્મશંસા આત્માથી પરવસ્તુને ભિન્ન જાણવારૂપ છે અને તેથી તત્ત્વજ્ઞાન થાય છે.

નૈગમ, સંગ્રહ અને વ્યવહારનય અનિષ્ટ અજીવ પદાર્થમાં, જીવાશ્રિત કર્મના પુદ્ગલોમાં, તે કર્મપુદ્ગલના વિપાકોમાં અને તેના નિમિત્તે ઉત્પન્ન થયેલ અશુદ્ધ વિભાવના પરિણામોમાં અનાત્મપણું માને છે. ઋજુસૂત્રનય અસદ્ નિમિત્તને આધીન ચેતના અને વીર્યના પરિણામવડે ભાવયોગરૂપ ચેતનાના વિકલ્પોમાં અનાત્મપણું–પરપણું માને છે.

શબ્દનય દ્રવ્યથી ઔદયિક ભાવના સદાચાર, સત્યભાષા, સત્યમનોયોગાદિ અને સાધનભૂત સંવરના અધ્યવસાયોમાં તથા શુદ્ધ નિમિત્તનું અવલંબન કરનાર પોતાના આત્માના પરિણામોમાં અનાત્મપણું માને છે. સમભિરૂઢનય રૂપાતીત શુકલધ્યાન અને શૈલેશીકરણાદિકમાં અનાત્મપણું માને છે, અને એવંભૂતનય આત્માના પરિણામરૂપ અનન્ત જ્ઞાન–દર્શનથી બીજું બધું અનાત્મરૂપ છે એમ માને છે. એમ પદાર્થોમાં અનાત્મપણું સમ્યગ્દષ્ટિને શ્રદ્ધાથી હોય છે, મુનિઓને ભેદજ્ઞાન વડે હોય છે, કેવલજ્ઞાનીને ભિન્ન ભાવ વડે હોય છે અને સિદ્ધોને સર્વથા પરવસ્તુના અભાવથી અનાત્મપણું છે, એમ શ્રદ્ધાથી સ્થાપન કરવા યોગ્ય છે અને તે કરવા યોગ્ય છે. પરભાવનું કર્તાપણું, ભોક્તાપણું, પરભાવનો આશ્રય અને પરભાવનો સંબન્ધ એ ચેતનનું કાર્ય નથી, માટે અહીં સાધનને અવકાશ છે. "[1]આત્મા જ સામાયિક છે અને આત્મા જ સામાયિકનો અર્થ છે'–ઇત્યાદિ અર્હંત ભગવંતના ઉપદેશને અનુસરવું. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે—

**अमूर्तस्य चिदानन्दरूपस्य परमात्मनः ।**
**निरञ्जनस्य सिद्धस्य ध्यानं स्याद् रूपवर्जितम् ॥**

૧ ભગવતીસૂત્રમાં ભગવંત પાર્શ્વનાથના અપત્ય કાલાસવૈશિકપુત્ર સ્થવિર ભગવંતને પ્રશ્ન કરે છે કે 'હે ભગવન્! સામાયિક શું છે અને સામાયિકનો અર્થ (પ્રયોજન) શો છે'? તેના ઉત્તરમાં સ્થવિર ભગવંત કહે છે કે 'આત્મા સામાયિક છે, આત્મા સામાયિકનો અર્થ છે'. કારણ કે સમ્યગ્દર્શનાદિ ગુણને પ્રાપ્ત થયેલો જીવ દ્રવ્યાર્થિક નયના મતે સામાયિક છે. જુઓ શ. ૧ ઉ. ૯.

इत्यजस्रं स्मरन् योगी तत्स्वरूपावलम्बनः ।
तन्मयत्वमवाप्नोति ग्राह्यग्राहकवर्जितम् ॥
अनन्यशरणीभूय स तस्मिन् लीयते तथा ।
ध्यातृध्यानोभयाभावे ध्येयेनैक्यं यथा व्रजेत् ॥
सोऽयं समरसीभावस्तदेकीकरणं मतम् ।
आत्मा यदपृथक्त्वेन लीयते परमात्मनि ॥
अलक्ष्यं लक्ष्यसंबन्धनात् स्थूलात् सूक्ष्मं विचिन्तयेत् ।
सालम्बाच्च निरालम्बं तत्त्ववित् तत्त्वमञ्जसा" ॥

योग० प्र० १० श्लो० १–५.

અમૂર્ત, ચિદાનન્દરૂપ, નિરંજન એવા સિદ્ધ પરમાત્માનું રૂપાતીત ધ્યાન હોય છે. એમ નિરન્તર સ્મરણ કરતો અને સિદ્ધના સ્વરૂપનું અવલંબન કરનાર યોગી ધ્યાતા અને ધ્યેય રહિત તન્મયતાને પામે છે. તે અનન્ય શરણવાળો થઇ તેમાં તેવા પ્રકારે લીન થાય કે ધ્યાતા અને ધ્યાન એ બન્નેના અભાવે એક ધ્યેયની સાથે તન્મયતાને પામે. આત્મા અભિન્નપણે પરમાત્મામાં લીન થાય છે, તે પરમાત્માની સાથે એકતા થવારૂપ આ સમરસભાવ જ્ઞાની પુરુષોએ કહ્યો છે. તત્ત્વજ્ઞાની લક્ષ્યના સંબંધથી અલક્ષ્યનું, સ્થૂલથી સૂક્ષ્મનું અને સાલંબનથી નિરાલંબનનું શીઘ્ર ચિન્તન કરે.

એમ આત્મસ્વરૂપનું ધ્યાન કરતો બધી પરવસ્તુને આત્માથી ભિન્નસ્વરૂપે જાણે છે, તે આત્માને જાણનાર પોતાની પ્રશંસા કરતો નથી, તે બાબત કહે છે—

જો તું કેવલજ્ઞાનાદિ આત્માના ગુણો વડે પૂર્ણ નથી તો આત્માની પ્રશંસા કરવી વ્યર્થ–ફોગટ છે. ગુણ રહિત આત્માની શી પ્રશંસા કરવી ? પૌદ્ગલિક ઉપાધિના સંબન્ધથી થયેલા ગુણોને ગુણરૂપે મૂઢ માણસો કહે છે, અને તેથી તે પ્રશંસા કરવા યોગ્ય નથી. જો સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપરૂપ સાધનભૂત ગુણો વડે અને ક્ષાયિક જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ સિદ્ધ–પરિપૂર્ણ ગુણો વડે સંપૂર્ણ છો, તો વાણીથી આત્મપ્રશંસા કરવાનું કંઇ પ્રયોજન નથી. આવિર્ભાવ પામેલા ગુણો સ્વયમેવ પ્રસિદ્ધ થશે. શેરડી પરાળથી ઢંકાયેલી લાંબા કાળ સુધી રહેતી નથી. તો પછી પોતાના મુખે પોતાની પ્રશંસા શી કરવી ?

આત્મપ્રશંસા કરવાથી વ્યવહારથી થતી ફળની હાનિ દર્શાવે છે—

**[1]श्रेयोद्रुमस्य मूलानि स्वोत्कर्षाम्भःप्रवाहतः ।**
**पुण्यानि प्रकटीकुर्वन् फलं किं समवाप्स्यसि ? ॥२॥**

કલ્યાણરૂપ વૃક્ષનાં પોતે કરેલાં સુકૃતરૂપ મૂળો પોતાના ગુણોના ઉત્કર્ષવાદરૂપી પાણીના પ્રવાહથી પ્રગટ કરતો કલ્યાણરૂપ વૃક્ષનું શું ફળ પામીશ ? કંઇ પણ નહિ પામે. ગુપ્ત પુણ્ય જ ફળદાયક છે. કહ્યું છે કે—"धर्मः क्षरति कीर्तनात्" આત્મપ્રશંસાથી ધર્મ નાશ પામે છે.

૧ श्रेयोद्रुमस्य=કલ્યાણરૂપ વૃક્ષના. पुण्यानि=પુણ્યરૂપ. मूलानि=મૂળીયાંને. स्वोत्कर्षाम्भःप्रवाहतः=પોતાના ઉત્કર્ષવાદરૂપ પાણીના પ્રવાહથી. प्रकटीकुर्वन्=પ્રગટ કરતો. फलं=ફળ. किं=શું. समवाप्स्यसि=પામીશ.

હે ભદ્ર ! કલ્યાણરૂપ વૃક્ષનાં પવિત્ર મૂળો પોતાના ખાણ કરવારૂપ પાણીના પ્રવાહથી પ્રગટ કરતો શું ફળ ળવીશ ? કંઈ પણ ફળ નહિ મળે. જે વૃક્ષનું મૂળ તેના પરની માટી ખોદીને પ્રગટ કરવામાં આવે છે તેને ફળ તાં નથી.

**ालम्बिता हिताय स्युः परैः स्वगुणरश्मयः।**
**हो स्वयं गृहीतास्तु पातयन्ति भवोदधौ ॥३॥**

**બીજાએ આલંબન કરેલાં પોતાના ગુણરૂપ દોરડાંઓ તને માટે થાય છે. પણ પોતે ગ્રહણ કરે તો તે સંસાર-મુદ્રમાં પાડે છે. જો બીજા ગુણો કહે તો ગુણકારી થાય. ત્મસ્તુતિનો દોર પોતે ગ્રહણ કરે તો બુડાડે અને બીજા ગ્રહણ કરે તો તારે એ આશ્ચર્ય છે.**

પોતાના ગુણરૂપ દોરડાંને બીજા સ્મરણ, ચિન્તન ને સ્તુતિરૂપે ગ્રહણ કરે તો તે કલ્યાણને માટે થાય છે. ણ આશ્ચર્ય છે કે પોતાના ગુણોરૂપ દોરડાને પોતે પ્રશં-ારૂપે ગ્રહણ કરે તો તે ભવસમુદ્રમાં પાડે છે. માટે ોતાના મુખે પોતાના વખાણ કરવાં યોગ્ય નથી.

**२ च्चत्वदृष्टिदोषोत्थस्वोत्कर्षज्वरशान्तिकम् ।**
**र्वपुरुषसिंहेभ्यो भृशं नीचत्वभावनम् ॥४॥**

૧ परैः=બીજાએ. आलम्बिताः=ગ્રહણ કરેલા. स्वगुणरश्मयः=પોતાના ગુરૂપ દોરડાઓ. हिताय=હિત માટે. स्युः=થાય છે. अहो=આશ્ચર્ય છે स्वयं=પોતે. गृहीतास्तु=ગ્રહણ કરેલા હોય તો તે. भवोदधौ=ભવ-મુદ્રમાં. पातयन्ति=પાડે છે.

૨ उच्चत्वदृष्टिदोषोत्थस्वोत्कर्षज्वरशान्तिकं=ઉચ્ચપણાની દૃષ્ટિના

**પોતાની ઉચ્ચપણાની દૃષ્ટિના દોષથી ઉત્પન્ન થયેલા સ્વાભિમાનરૂપ જ્વરની શાન્તિ કરનાર, પૂર્વપુરૂષરૂપ સિંહોથી અત્યન્ત ન્યૂનપણાની ભાવના કરવી તે છે.**

અભ્યાસથી પ્રાપ્ત કરેલા જ્ઞાન, વિનય અને તપરૂપ ગુણોના અન્તર્ગત રહેલા મહામોહના ઉદયથી પોતાને વિષે 'હું ગુણવાન્ છું', મેં જ્ઞાન મેળવ્યું છે, હું વિનયગુણવાળો છું" એવા પ્રકારની ઉચ્ચપણાની દૃષ્ટિથી ઉત્પન્ન થયેલા પોતાના અભિમાનરૂપ જ્વરની શાંતિનું કારણ પૂર્વે થયેલા અરિહંતાદિ પુરૂષસિંહોથી પોતાની ન્યૂનતાની ભાવના કરવી, તે અભિમાનરૂપ તાવને શાન્ત કરનાર છે. કહ્યું છે કે—

**"धन्नो धन्नो वयरो सालिभद्दो य थूलभद्दो य ।**
**जेहिं विसयकसाया चत्ता रत्ता गुणे नियए" ॥**

"ધન્યકુમાર, વજ્રસ્વામી, શાલિભદ્ર અને સ્થૂલભદ્રને ધન્ય છે કે જેઓ વિષય અને કષાયોનો ત્યાગ કરી આત્મ-ગુણોમાં રક્ત થયા છે."

પૂર્વ પુરુષોને ધન્ય છે કે જેઓ આસ્રવોને છોડીને અનાદિકાળથી ભોગવેલ પરભાવના આસ્વાદના રમણીય-પણાને તજે છે. સંતપુરુષોના ઉપદેશથી જાણેલ આત્મસત્તા-ગત સુખની ઇચ્છાથી આત્મધર્મને શ્રવણ કરવાના સુખનો અનુભવ કરતા ચક્રવર્તીની સંપત્તિને વિપત્તિરૂપ માને છે અને પોતાના ગુણોમાં રમણ કરે છે. સ્થૂલભદ્રને ધન્ય છે

---

દોષથી ઉત્પન્ન થયેલ પોતાના અભિમાનરૂપ જ્વરની શાન્તિ કરનાર. पूर्वपुरुषसिंहेभ्यः=પૂર્વ પુરુષરૂપ સિંહોથી. भृशं=અત્યંત. नीचत्वभावनम्=ન્યૂનપણાની ભાવના કરવી.

અત્યન્ત રાગથી પીડિત કોશ્યાની પ્રાર્થના વડે જેના
રિણામ ચલિત ન થયા. હું તો નિરર્થક કુવિકલ્પરૂપ
ય્યા ઉપર બેસીને વિષયરૂપ વિષ મેળવવાના ઉપાયો
ચંતવું છું. કહ્યું છે કે—

**'संते वि कोवि उज्झइ को वि असंते वि अहिलसइ भोए।**
**चयइ परपच्चयेण वि पभवो दट्ठूण जह जंबू॥"**

उप० मा० गा० ३७.

"કોઈ છતા ભોગોનો ત્યાગ કરે છે, કોઇ અછતા
ાગોને ઇચ્છે છે. ભોગોને તજતા બીજાને જોઇને કોઈ
ાગ કરે છે. જેમ ભોગોને તજતા જંબૂસ્વામીને જોઈ
ભવે ભોગોનો ત્યાગ કર્યો".

ઈત્યાદિ ભાવના વડે પોતાના દોષોનો વિચાર કરી
ાતાના અભિમાનનો પરિણામ નિવારવા યોગ્ય છે.

**ारीररूपलावण्यग्रामारामधनादिभिः ।**
**ुत्कर्षः परपर्यायैश्चिदानन्दघनस्य कः ? ॥५॥**

**શરીરના રૂપ, લાવણ્ય ( સૌન્દર્ય ), ગામ, આરામ-**
**ાગબગીચા અને ધનાદિ, આદિ શબ્દથી પુત્ર-પૌત્રાદિ**
**મૃદ્ધિરૂપ પરપર્યાય-પરદ્રવ્યના ધર્મવડે ઉત્કર્ષ-અતિશય**
**ાભિમાન જ્ઞાનાનન્દવડે પૂર્ણ પુરુષને શું હોય ? અર્થાત્-**

૧ शरीर—रूप—लावण्य—ग्रामा—राम—धनादिभिः=શરીરના રૂપ, લાવણ્ય-
ન્દર્ય, ગ્રામ, આરામ—બગીચા અને ધન આદિ રૂપ. परपर्यायैः=
દ્રવ્યના ધર્મ વડે. चिदानन्दघनस्य=જ્ઞાન અને આનન્દથી ભરપૂર
ના આત્માને. कः=શું. उत्कर्षः=અભિમાન હોય.

કંઈ પણ ન હોય. પ્રાયઃ કોઇ પારકા ધનવડે ધનવંતપણું ન માને.

ચિદાનન્દઘન એટલે જ્ઞાન અને આનન્દવડે પરિપૂર્ણ આત્માને પરપર્યાય એટલે પુદ્ગલના સંયોગથી ઉત્પન્ન થયેલા વિનાશી સ્વભાવવાળાં ઔદારિકાદિ શરીરો, સંસ્થાન, નિર્માણનામ અને વર્ણનામ કર્મથી થયેલું રૂપ, લાવણ્ય-સૌભાગ્યનામકર્મથી અથવા પુરુષવેદાદિ મોહનીયકર્મના સંબન્ધથી થયેલું સૌન્દર્ય, માણસોને રહેવાના સ્થાનરૂપ ગામ, આરામ-વન અને ઉદ્યાનની ભૂમિ તથા ગણિમ-ગણી શકાય, ધરિમ-તોળી શકાય ઇત્યાદિ રૂપ ધન વગેરેથી અભિમાન શું હોય? કારણ કે તે પર વસ્તુ છે, કર્મબન્ધનું કારણ છે અને સ્વસ્વરૂપને રોકનાર છે. તેનો સંયોગ જ નિન્દનીય છે, તો તેનાથી ચિદાનન્દરૂપ આત્માને ઉત્કર્ષ કેમ હોય? ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે—

**"धणेण किं धम्मधुराहिगारे सयणेण वा कामगुणेहिं चेव।**
**समणा भविस्सामो गुणोहधारी बहिं विहारा अभिगम्म भिक्खं॥**

उत्तरा० अ० १४ गा० १७

**न तस्स दुक्खं विभजंति णायओ**
**न मित्तवग्गा न सुआ न बंधवा।**
**इक्को सयं पच्चणुहोइ दुक्खं**
**कत्तारमेवं अणुजाइ कम्मं"॥**

उत्तरा० अ० १३ गा० २३

"ધર્મરૂપ ધૂંસરીને વહન કરવામાં ધન, સ્વજન અને

મભોગોનું શું કામ છે? અમે તો ભિક્ષાને મેળવી પ્રતિ-
બંધરહિત વિહાર કરનારા અને ગુણના સમૂહને ધારણ
કરનારા શ્રમણ થઇશું.

સ્વજનો, મિત્રો, પુત્રો અને બાન્ધવો તેના દુઃખમાં
ભાગ પડાવતા નથી. જીવ પોતે એકલો જ દુઃખ અનુભવે
છે, કારણ કે કરનારને જ કર્મ અનુસરે છે. અર્થાત્ જે કર્મ
કરે છે તેનું ફળ તેને જ મળે છે.''

માટે આત્મિક ગુણોના આનન્દમાં પરિણમેલા જીવને
કર્મની ઉપાધિથી પ્રાપ્ત થયેલ પદાર્થમાં અભિમાન
થતું નથી.

**शुद्धाः प्रत्यात्मसाम्येन पर्यायाः परिभाविताः।**
**अशुद्धाश्चापकृष्टत्वाद् नोत्कर्षाय महामुनेः ॥६॥**

**શુદ્ધ નયે વિચારતાં શુદ્ધ-સહજ પર્યાયો પ્રત્યેક આ-**
**ત્મામાં તુલ્યપણે છે તેથી અને અશુદ્ધ-વિભાવ પર્યાયો**
**તુચ્છ હોવાથી સર્વ નયમાં મધ્યસ્થપરિણતિવાળા સાધુને**
**અભિમાનને માટે થતા નથી.**

તાપની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલ શુદ્ધ સુવર્ણની પેઠે
આત્માના શુદ્ધ સ્વરૂપને જાણનારા નિર્ગ્રન્થ મહામુનિને
સમ્યગ્જ્ઞાન, ચારિત્ર અને ધ્યાનવડે પ્રગટ થવારૂપ આત્માના
શુદ્ધ પર્યાયો અભિમાનનું કારણ થતા નથી. કારણ કે તે શુદ્ધ

૧ परिभाविताः=(શુદ્ધ નયની દૃષ્ટિથી) વિચારેલા. शुद्धाः=શુદ્ધ.
पर्यायाः=પર્યાયો. प्रत्यात्मसाम्येन=દરેક આત્મામાં સમાનપણે. (છે.)
(અને) अशुद्धाः=અશુદ્ધ-વિભાવ પર્યાયો. अपकृष्टत्वात्=તુચ્છ હોવાથી.
महामुनेः=મહામુનિને. उत्कर्षाय=અભિમાન માટે. न=થતા નથી.

નયની દૃષ્ટિથી વિચાર કરતાં દરેક આત્મામાં સમાનપણે રહેલા છે, તો મારામાં અધિક શું છે? આ જ્ઞાનાદિ ગુણો બધા આત્મામાં છે, તો પછી સર્વ સાધારણ વસ્તુમાં અભિમાન શું કરવું? સર્વ સિદ્ધ અને સંસારી જીવોમાં સત્તાગત જ્ઞાનાદિ અનન્ત પર્યાયોનું તુલ્યપણું છે. એટલે સત્તાગત ધર્મો સિદ્ધ અને સંસારી જીવોમાં સરખા છે. સંવેગરંગશાલામાં કહ્યું છે કે—

**"नाणाइणंतगुणोवेयं अरूवमणहं च लोगपरिमाणं ।**
**कत्ता भोत्ता जीवं मन्नहु सिद्धाण तुल्लमिणं" ॥**

"જ્ઞાનાદિ અનન્ત ગુણો સહિત, અરૂપી, દોષરહિત, લોકપરિમિત, કર્તા, ભોક્તા અને સિદ્ધના જેવો આ જીવ છે તેમ માનો."

પૂજ્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે—

**जीवो गुणपडिवन्नो नयस्स दव्वट्ठियस्स समाइअं"॥२६४३॥**

વસ્તુતઃ દ્રવ્યને જ સ્વીકારનાર દ્રવ્યાર્થિકનયના મતે ગુણને પ્રાપ્ત થયેલો જીવ જ સામાયિક છે. કારણ કે તેના મતે ગુણો ઔપચારિક છે અને વાસ્તવિક દ્રવ્ય જ છે.

તથા સ્થાનાંગસૂત્રમાં "एगे आया" એક આત્મા છે, એટલા બધા આત્માઓ સત્તાગત ધર્મવડે એકરૂપ છે, ઇત્યાદિ પાઠથી બધા આત્માનું સમાનપણું છે, તો વિદ્યમાન ગુણો પ્રગટ થાય તેમાં ગર્વ શો કરવો? ઔદયિકભાવથી થયેલા ઇન્દ્રપણું વગેરે અશુદ્ધ પર્યાયો તુચ્છ હોવાથી-દોષ-

। હોવાથી ગુણના નાશ કરનારા અને તત્ત્વરમણુતામાં તેબન્ધક છે, તેથી સોજાના રોગથી થયેલ જાડા શરીરની ; અભિમાનનું કારણ થતા નથી. 'પુદ્ગલના ઉપચયરૂપ ને પરવસ્તુની ઉપાધિથી થયેલ સંબન્ધો શું કામના છે? સંબન્ધોથી હું કયારે છુટીશ'–એમ સંવેગ અને નિર્વેદની રેણુતિવાળા મહામુનિને અભિમાનનો ઉન્માદ હોતો નથી.

ફરીથી આત્માને ઉપદેશ કરે છે—

**ोभं गच्छन् समुद्रोऽपि स्वोत्कर्षपवनेरितः ।**
**णौघान् बुद्बुदीकृत्य विनाशयसि किं मुधा ? ॥७॥**

**સમુદ્ર–સાધુવેષની મર્યાદા સહિત હોવા છતાં પણ તાના ઉત્કર્ષ–અભિમાનરૂપ પવનથી પ્રેરિત થઈ ક્ષોભ મતો ગુણના સમૂહને પરપોટારૂપે કરીને ફોગટ કેમ નાશ કરે છે? જેમ સમુદ્રને પવનથી પાણીના પરપોટારૂપે l નાશ કરવો ન ઘટે, તેમ ઉત્તમ પુરુષને ઉત્કર્ષથી પોતાના ણનો નાશ કરવો ન ઘટે.**

આત્મતત્ત્વરૂપ જલથી ભરેલા સ્વસ્વરૂપ માન સરો-ના નિવાસમાં રસિક એવા હે હંસ! સમુદ્ર–સાધુવેષરૂપ દ્રા–મર્યાદા સહિત હોવા છતાં પોતાના અભિમાનરૂપ નની પ્રેરણાથી અધ્યવસાયો વડે ક્ષોભ પામતો, એવા નેક પ્રકારના વિકલ્પ કરતો, અભ્યાસથી ઉત્પન્ન થયેલ

૧ समुद्रोऽपि=મર્યાદા સહિત હોવા છતાં પણ. स्वोत्कर्षपवनेरितः= ાના અભિમાનરૂપ પવનથી પ્રેરિત થયેલો. (અને) क्षोभं=વ્યાકુલતાને च्छन्=પામતો. गुणौघान्=ગુણના સમુદાયને. बुद्बुदीकृत्य=પરપોટારૂપ ને. मुधा=ફોગટ. किं=કેમ. विनाशयसि=વિનાશ કરે છે.

શ્રુતધરપણું, વ્રતધારીપણું તથા આમર્ષઔષધિ પ્રમુખ લબ્ધિરૂપ ગુણના સમૂહને પરપોટા રૂપે કરી વ્યર્થ કેમ નાશ કરે છે? ગુણની પ્રાપ્તિ વડે ગંભીર થા, પોતાના ગુણો પોતાના જ હિતનું કારણ છે, તેમાં બીજાને દેખાડવાનું શું પ્રયોજન છે? અભિમાની મનુષ્યના ગુણો તુચ્છ થાય છે. માટે ગુણોનું અભિમાન કરવા યોગ્ય નથી.

**नि[1]रपेक्षानवच्छिन्नानन्तच्चिन्मात्रमूर्तयः।
योगिनो गलितोत्कर्षापकर्षानल्पकल्पनाः ॥८॥**

**અપેક્ષારહિત, અનવચ્છિન્ન-દેશમાન રહિત, અનન્ત -કાલમાનરહિત જ્ઞાનમાત્રરૂપ (ચારિત્રરૂપ) શરીરવાળા યોગીશ્વરો પોતાની અધિકતા અને પરની હીનતાના ઘણા સંકલ્પવિકલ્પવિશેષથી રહિત હોય છે. અર્થાત્ યોગી પોતાના ઉત્કર્ષ અને પરના અપકર્ષની કલ્પના રહિત હોય છે.**

યમ-નિયમાદિ અષ્ટાંગ યોગના અભ્યાસથી ઉત્પન્ન થએલા જ્ઞાન, દર્શન અને ચારિત્રલક્ષણ રત્નત્રયરૂપ યોગ-સિદ્ધ પુરુષો કોઈની પણ અપેક્ષા વિનાના, અનવચ્છિન્ન-દેશરૂપ મર્યાદા રહિત, અનન્ત-કાલની મર્યાદા રહિત અને

---

૧ निरपेक्षानवच्छिन्नानन्तच्चिन्मात्रमूर्तयः=निरपेक्ष-અપેક્ષા રહિત -अनवच्छिन्न-દેશની મર્યાદા રહિત -अनन्त=કાળની મર્યાદા રહિત -चिन्मात्रमूर्तयः=જ્ઞાનમય સ્વરૂપ છે જેઓનું એવા.(અને) गलितोत्कर्षापकर्षानल्पकल्पनाः=गलित-ગળી ગયેલી છે उत्कर्ष-અધિકતા અને अपकर्ष-હીનતાની अनल्पकल्पना-ઘણી કલ્પનાઓ જેઓની એવા. योगिनः-યોગીઓ હોય છે.

જ્ઞાનમાત્રસ્વરૂપવાળા એટલે પરભાવને અનુસરતી ચેતના રહિત અને શુદ્ધ સ્વરૂપને અનુકૂલ વિચારની પરિણુતિ-વાળા યોગીઓ ઉત્કર્ષ—અભિમાન અને અપકર્ષ—હીનતાની ઘણી કલ્પના—વિકલ્પજાળ રહિત હોય છે. જેઓ જ્ઞાનની પરિણુતિવાળા અને જ્ઞાનમાં જ રસવાળા હોય છે તેઓ જ તત્ત્વના સાધનભૂત જ્ઞાનસ્વરૂપમાં મગ્ન હોય છે. તેથી માન અને ઉન્માદને ઉત્પન્ન કરનાર પોતાનો ઉત્કર્ષ રોકવા યોગ્ય છે.

## ૧૯. તત્ત્વદૃષ્ટિ અષ્ટક

[1]**रूपे रूपवती दृष्टिर्दृष्ट्वा रूपं विमुह्यति।**
**मज्जत्यात्मनि नीरूपे तत्त्वदृष्टिस्त्वरूपिणी ॥१॥**

**રૂપવાળી પૌદ્ગલિક દૃષ્ટિ રૂપને દેખીને તેમાં મોહ પામે છે. અને તત્ત્વદૃષ્ટિ અરૂપી છે, તેથી તે રૂપ રહિત આત્માને વિષે મગ્ન થાય છે. સરખે સરખાના યોગરૂપ સમ અલંકાર છે.**

વિશિષ્ટ શુભ કર્મના ઉદય વડે પુણ્યના પ્રગટભાવથી મહત્ત્વને પ્રાપ્ત થયેલા, ક્ષાયોપશમિક મત્યાદિજ્ઞાનના સામ-ર્થ્યથી થયેલ અનેક પ્રકારના એકાન્તિક તાત્ત્વિક વિકલ્પોની કલ્પનાને લીધે ગુરુપણાના ભારથી ભારે થયેલા અને તત્ત્વ-

---

૧ रूपवती दृष्टिः=રૂપવાળી દૃષ્ટિ. रूपं=રૂપને. दृष्ट्वा=જોઇને. रूपे=રૂપમાં. विमुह्यति=મોહ પામે છે.(અને) अरूपिणी=રૂપરહિત. तत्त्वदृष्टिस्तु=તત્ત્વની દૃષ્ટિ તો. नीरूपे=રૂપ રહિત. आत्मनि=આત્મામાં. मज्जति=મગ્ન થાય છે.

જ્ઞાન રહિત જગતના જનોએ કરેલી સ્તુતિના પૂરથી જેના કાન ભરાઈ ગયા છે એવા જીવને તત્ત્વદૃષ્ટિ સિવાય પોતાના અભિમાનનો ત્યાગ થઇ શકતો નથી, માટે તત્ત્વદૃષ્ટિ પ્રાપ્ત કરવા યોગ્ય છે. તત્ત્વ એટલે વસ્તુનું સ્વરૂપ. જેમ જીવમાં જીવપણું એટલે અનન્ત ચૈતન્યસ્વરૂપ તે તત્ત્વ. અજીવમાં અજીવનું સ્વરૂપ અચેતનપણું તે તત્ત્વ. યથાર્થ સ્યાદ્‌વાદને અનુસરીને જાણેલું જીવાદિ પદાર્થનું સ્વરૂપ તે તત્ત્વ. તેમાં પણ પોતપોતાના સ્થાને ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને જીવોનું તત્ત્વપણું છે, તો પણ મારું પોતાનું જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, અનન્ત આનંદરૂપ, અસંખ્યાતા પ્રદેશમાં રહેલ અનન્ત જ્ઞાનાદિ પર્યાયોના પરિણામથી થયેલ ઉત્પાદ, વ્યય અને ધ્રુવતારૂપ ષડ્‌ગુણ હાનિવૃદ્ધિરૂપે પરિણમેલ અગુરુલઘુરૂપ, પારમાર્થિક એકાન્તિક (નિયત) અને આત્યન્તિક (શાશ્વત) નિરતિશય, બાધા રહિત, મોક્ષરૂપ સ્વરૂપ છે તે સ્વતત્ત્વ છે. તેમાં દૃષ્ટિ એટલે દર્શન–શ્રદ્ધાથી જોવું, તત્ત્વાવલોકન કે યથાર્થ અવબોધ સહિત શ્રદ્ધાની દૃષ્ટિ તે તત્ત્વદૃષ્ટિ. તે નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી ચાર પ્રકારે છે, તેમાં 'તત્ત્વદૃષ્ટિ' એવા નામથી કોઇને બોલાવાય તે નામતત્ત્વદૃષ્ટિ. તત્ત્વદૃષ્ટિની વિચારણા કરવામાં સ્થિરચિત્તવાળા અને મુદ્રાન્યાસાદિનું અવલંબન કરનારને સ્થાપનાતત્ત્વદૃષ્ટિ, સંવેદન જ્ઞાનવડે જુદા જુદા તત્ત્વનો વિવેક કરનારને દ્રવ્યતત્ત્વદૃષ્ટિ અને અનુભવરૂપ સ્પર્શજ્ઞાનમાં નિમગ્નચિત્તવાળાને ભાવતત્ત્વદૃષ્ટિ હોય છે. પ્રથમના ચાર નયો સંવેદન જ્ઞાન સુધી પ્રવર્તે છે. છેલ્લા ત્રણ નયની અપેક્ષાએ સ્પર્શજ્ઞાનરૂપ સમ્યગ્દર્શન

સમ્યક્ચારિત્રની એકતા અને ધ્યાનની એકતાથી ન થયેલ કેવલજ્ઞાનવાળાને ઉત્સર્ગથી તત્ત્વદૃષ્ટિ હોય બધા ઉપાયોના સમૂહથી તત્ત્વમાં દૃષ્ટિ કરવા યોગ્ય છે, તેને માટે આ ઉપદેશ છે–

પૌદ્ગલિક અને અપૌદ્ગલિક એ બે પ્રકારની દૃષ્ટિ તેમાં પુદ્ગલના સ્વરૂપને ગ્રહણ કરનારી દૃષ્ટિ એટલે શ્વેતાદિ વર્ણના ભેદવાળા રૂપને જોઈને વર્ણ, ગન્ધ, અને સ્પર્શરૂપ રૂપમાં મોહ પામે છે એટલે મોહાધીન છે, અને રૂપરહિત કેવળ ચૈતન્યશક્તિલક્ષણ જ્ઞાનરૂપ દૃષ્ટિ વર્ણાદિરૂપ મૂર્તધર્મ રહિત શુદ્ધ ચૈતન્યસ્વરૂપ મામાં મગ્ન થાય છે–આત્મસ્વરૂપમાં લીન થાય છે, અનાદિની બાહ્ય દૃષ્ટિ તજીને સ્વરૂપના ઉપયોગમાં કરવા યોગ્ય છે.

**मवाटी बहिर्दृष्टिर्भ्रमच्छाया तदीक्षणम् ।**
**्रान्तस्तत्त्वदृष्टिस्तु नास्यां शेते सुखाशया ॥२॥**

**બાહ્ય દૃષ્ટિ એ ભ્રાન્તિની વાડી છે અને બાહ્ય દૃષ્ટિનો શ તે વિપર્યાસ શક્તિયુક્ત ભ્રમની છાયારૂપ છે. જેમ વૃક્ષની છાયા વિષરૂપ હોય છે, તેમ બાહ્ય દૃષ્ટિનો શ ભ્રાન્તિરૂપ જાણવો, પરન્તુ ભ્રાન્તિ રહિત તત્ત્વદૃષ્ટિ-ા એ ભ્રમરૂપ છાયામાં સુખની ઇચ્છાથી સૂતો નથી,**

1 बहिर्दृष्टिः=બાહ્યદૃષ્ટિ. भ्रमवाटी=ભ્રાન્તિની વાડી છે. तदीक्षणं=દૃષ્ટિનો પ્રકાશ. भ्रमच्छाया=ભ્રાન્તિની છાયા છે. तु=પરન્તુ. अभ्रा-ભ્રાન્તિરહિત. तत्त्वदृष्टिः=તત્ત્વની દૃષ્ટિવાળો. अस्यां=ભ્રમની છાયામાં. ाया=સુખની ઇચ્છાથી. न शेते=સૂતો નથી.

**બહિર્દૃષ્ટિનો પ્રકાશ ( પ્રકાશ )ચન્દ્રાસન્નતાપ્રત્યયન્યાયે ભ્રમરૂપ વિષતરુની છાયા છે. તેનો વિશ્વાસ તત્ત્વજ્ઞાની ન કરે, કારણ કે તે અન્તર્દૃષ્ટિ સુખથી પૂર્ણ છે.**

ભ્રમથી ઉત્પન્ન થયેલી અને ભ્રાન્તિનો હેતુ બાહ્ય દૃષ્ટિ સંસારનું કારણ હોવાથી નિવારવા યોગ્ય છે. તત્ત્વદૃષ્ટિ કલ્યાણ કરનારી છે અને ભ્રાન્તિ રહિત છે. હે ભવ્ય! બાહ્યદૃષ્ટિ એ બાહ્ય ભાવોનું અવલોકન કરવારૂપ છે. 'આ મેં સારું કર્યું છે અને આ ખરાબ કર્યું છે, આ કરું છું, આ કરવા યોગ્ય છે' ઇત્યાદિ અવલોકનરૂપ દૃષ્ટિ ભ્રમની રક્ષણ કરનારી વાડી છે અને ભ્રમના વિકલ્પોને વધારનારી છે. બાહ્ય અવલોકનથી ઇષ્ટતા અને અનિષ્ટતાના ચિન્તન વડે વિકલ્પની કલ્પનાઓ થાય છે અને પરભાવના અવલોકનથી વ્યાકુલ થયેલી ચેતના આત્મતત્ત્વથી વિમુખ થઇને પરભાવમાં રમે છે. કહ્યું છે કે—

**"रागे दोसे रत्तो इट्ठाणिट्ठहिं भमसुहं पत्तो।**
**कप्पेइ कप्पणाओ मज्झेयं अहं पि एयस्स" ॥**

રાગ–દ્વેષમાં મગ્ન થયેલો આત્મા ઇષ્ટ અને અનિષ્ટપણાથી ભ્રાન્તિના સુખને પ્રાપ્ત થઇ "આ મારૂં છે, અને હું પણ એનો છું" એવી અનેક કલ્પનાઓ કરે છે.

બાહ્ય દૃષ્ટિથી જોવું તે ભ્રમનો પ્રકાશ છે. શુભ પુદ્ગલોના સંયોગમાં સુખનો આરોપ અને તેની અપ્રાપ્તિમાં કે અશુભ પુદ્ગલોની પ્રાપ્તિમાં દુઃખનો આરોપ તે તેવા પ્રકારનું એકાન્ત આરોપિત જ્ઞાન છે. તે ભ્રમની શીતલતા અથવા પ્રકાશરૂપ છે, ભ્રાન્તિના સ્થાનમાં બાહ્ય દૃષ્ટિ રમણ

કરે છે. પરન્તુ યથાર્થ સ્યાદ્વાદરૂપે સ્વ-પરભાવને જાણવામાં જેની દૃષ્ટિ છે એવા સ્વરૂપના અનુભવમાં મગ્ન થયેલા તત્ત્વજ્ઞાની ભ્રમની છાયામાં સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી સૂતા નથી. પૂર્વ કર્મના ઉદયથી તેમાં વર્તતા હોય તોપણ તપાવેલી લોઢાની શિલા ઉપર પગ મૂકવાની પેઠે શંકાસહિત અને સંકોચસહિત 'આ દુઃખરૂપ જ છે' એમ જાણતા નિર્વેદ પામે છે. કહ્યું છે કે—

**"एए विसया इट्ठा तत्तो विन्नूण मिच्छदिट्ठीणं ।**
**विन्नाइयतत्ताणं दुहमूला दुहफला चेव ॥**
**जह चम्मकरो चम्मस्स गंधं नो णायइ फले लुद्धो ।**
**तह विसयासी जीवा विसये दुक्खं न जाणंति ॥**
**सम्मदिट्ठी जीवो तत्तरुई आयभावरमणपरो ।**
**विसए भुंजंतो वि हु नो रज्जइ नो वि मज्जेइ" ॥**

તેથી જાણતા એવા મિથ્યાદૃષ્ટિને એ વિષયો પ્રિય લાગે છે, પણ તત્ત્વજ્ઞાનીને દુઃખ છે મૂળ જેનું એવા અને દુઃખરૂપ ફળ દેનારા લાગે છે.

જેમ ફળની પ્રાપ્તિમાં આસક્ત થયેલો ચમાર ચામડાની ગન્ધને ગણતો નથી, તેમ વિષયની ઇચ્છાવાળા જીવો વિષયને દુઃખરૂપ ગણતા નથી.

તત્ત્વની રુચિવાળો અને આત્મસ્વભાવમાં રમણ કરનારો સમ્યગ્દૃષ્ટિ જીવ વિષયોને ભોગવવા છતાં તેમાં રક્ત થતો નથી, તેમ મગ્ન પણ થતો નથી".

માટે બાહ્ય ભાવનું અવલમ્બન કરનારી ચેતના દૂર

કરવી અને સ્વરૂપનું અવલંબન કરનારી ચેતના કરવી
ઉપદેશ છે.

**[1]ग्रामारामादि मोहाय यद् दृष्टं बाह्यया दृशा ।
तत्त्वदृष्ट्या तदेवान्तर्नीतं वैराग्यसंपदे ॥३॥**

**બાહ્યદૃષ્ટિથી દેખેલા ગ્રામ ઉદ્યાન પ્રમુખ સુન્દર બ
પદાર્થનો સમૂહ મોહને માટે થાય છે, મોહનું કારણ
છે. તે જ તત્ત્વદૃષ્ટિથી આત્મામાં ઉતારેલ હોય તો વૈરાગ્
પ્રાપ્તિ માટે થાય છે.**

બાહ્ય દૃષ્ટિથી જોયેલાં ગામ, ઉદ્યાન વગેરે મો
માટે એટલે અસંયમની વૃદ્ધિ માટે થાય છે. અને
જ ગામ, ઉદ્યાન પ્રમુખ તત્ત્વદૃષ્ટિથી એટલે સ્વ-પરનો
કરનારી સ્વાભાવિક દૃષ્ટિ વડે આત્માના ઉપયોગમાં ઉ
રેલ હોય તો વૈરાગ્યને માટે-ઉદાસીનભાવની પ્રાપ્તિ
થાય છે. તે સંબન્ધે એક દૃષ્ટાન્ત કહે છે-

જ્ઞાન અને ચારિત્રમાં તત્પર, શ્રુતના રહસ્યનો
પામેલા, ભવ્ય જીવોને તારનારા, અનેક સાધુઓના
વાર સહિત, એક ગામથી બીજે ગામ વિહાર કરતા, વ
નાદિ વડે શ્રમણ સંઘને સમ્યગ્દર્શનાદિ માર્ગમાં પ્ર
કરાવતા, પાંચ સમિતિ અને ત્રણગુપ્તિયુક્ત, ર
ત્યાદિ ભાવના વડે ભાવિત છે સર્વ યોગો જેના

૧ बाह्यया दृशा=બાહ્ય દૃષ્ટિ વડે. दृष्टं=દેખેલા. ग्रामारामादि=
અને ઉદ્યાન વગેરે. मोहाय=મોહને માટે થાય છે. तत्त्वदृष्ट्या=તત્
વડે. अन्तर्नीतं=આત્મામાં ઉતારેલા. वैराग्यसंपदे=વૈરાગ્યની
માટે થાય છે.

કોઈ એક આચાર્ય શ્યામકાન્તિવાળા અનેક લતાઓથી ઘેરાયેલા અનેક પક્ષીઓના નિવાસભૂત એક વનમાં પહોંચ્યા. પછી તેઓ વનની પુષ્પ અને ફળની શોભા જોઇને નિર્ગ્રન્થોને કહે છે કે હે નિર્ગ્રન્થો! આ વન જુઓ. આ પાંદડાં અને પુષ્પોથી લચી પડેલા ગુલ્મો અને ફળો જે ચેતના લક્ષણવાળા છે તે જ્ઞાનાવરણ, દર્શનાવરણ, ચારિત્રમોહનીય, મિથ્યાત્વમોહનીય અને અન્તરાયના ઉદયથી દીન, હીન, દુઃખી, એકેન્દ્રિયપણાને પ્રાપ્ત થયેલા, ભયથી કંપતા, અસમર્થ, નિર્બળ, દુઃખથી હણાયેલા, રક્ષણ રહિત, શરણરહિત, જન્મમરણ સહિત અનુકંપાને યોગ્ય છે, મન, શ્રવણ અને નેત્ર રહિત છે, એઓના ઉપર કોણ અનુકંપા કરે? એમ કહીને સંવેગ ઉત્પન્ન કરીને આચાર્ય આગળ ચાલ્યા. તે નિર્ગ્રન્થો પણ જ્ઞાનાવરણાદિ બંધના કારણની જુગુપ્સા કરતા આગળ ચાલ્યા.

**"अहह आया आयं हणइ आयगुणे संतए वि धंसेइ।**
**रमइ विसए रम्मे चयइ नाणाइगुणभावे ॥"**

અરે! આત્મા આત્માને હણે છે, વિદ્યમાન એવા આત્મગુણોનો પણ નાશ કરે છે, રમ્ય વિષયોમાં રમે છે અને જ્ઞાનાદિગુણોનો ત્યાગ કરે છે.

એમ વિચાર કરતાં જાય છે, તેટલામાં એક મોટું નગર આવ્યું. અનેક ગીતો અને વાદિત્રોના શબ્દ વડે અને વિવાહાદિ ઉત્સવ વડે દેવલોક સમાન, મૂઢ પુરૂષોને રમણીય દેખાતા તે નગરને જોઈને આચાર્ય શ્રમણસંઘને કહે છે—હે નિર્ગ્રન્થો! આજે આ નગરમાં મોહરાજાની ધાડ પડી છે.

તેથી ભયથી ઉદ્વિગ્ન થયેલા લોકો કેવા ઉછળે છે? ભય અને ઉદ્વેગના કારણે આપણે આ નગરમાં પ્રવેશ કરવો યોગ્ય નથી. કારણ કે કોઇ પણ મોહના પ્રહારથી વ્યાકુલતા પામે. મોહના પાશમાં બંધાયેલા લોકો ખરેખર દયાને પાત્ર છે. મોહમદિરાના પાનથી ઉન્મત્ત થયેલા લોકો ઉપદેશને યોગ્ય નથી. માટે અહીંથી આગળ નીકળી જાઓ. ત્યારે સાધુઓએ કહ્યું કે આપે સારૂં કહ્યું. મોહાશયથી ઘેરાયેલા, વિષયના પાત્રભૂત ક્ષેત્રમાં જવું યોગ્ય નથી. એમ વૈરાગ્ય સહિત વિચરવા લાગ્યા. માટે આત્મસુખમાં રહેલાને ગ્રામ–નગર વગેરે વૈરાગ્યનું કારણ થાય છે.

**बाह्यदृष्टेः सुधासारघटिता भाति सुन्दरी ।**
**तत्त्वदृष्टेस्तु साक्षात् सा विण्मूत्रपिठरोदरी ॥४॥**

**બાહ્યદૃષ્ટિને અમૃતના સાર વડે ઘડેલી સ્ત્રી ભાસે છે. તત્ત્વદૃષ્ટિને તો તે સ્ત્રી પ્રત્યક્ષ વિષ્ટા અને મૂત્રની હાંડલી જેવા ઉદરવાળી લાગે છે.**

સંસારમાં મગ્ન થયેલા બાહ્યદૃષ્ટિને સ્ત્રી અમૃતમયી લાગે છે. તેને માટે ધન ઉપાર્જન કરે છે, મોહથી ઉન્મત્ત થયેલા અનેક મુંજરાજ આદિ પ્રાણનો ત્યાગ કરે છે. પણ નિર્મલ આનન્દરૂપ આત્મસ્વરૂપનું અવલોકન કરવામાં કુશલ એવા તત્ત્વદૃષ્ટિને તે સુન્દરી મળમૂત્રના ભાજનરૂપ ઉદરવાળી લાગે છે. કહ્યું છે કે–

૧ बाह्यदृष्टेः=બાહ્યદૃષ્ટિને. सुन्दरी=સ્ત્રી. सुधासारघटिता=અમૃતના સાર વડે ઘડેલી. भाति=ભાસે છે. तत्त्वदृष्टेस्तु=તત્ત્વદૃષ્ટિને તો. सा=તે સ્ત્રી. साक्षात्=પ્રત્યક્ષ. विण्मूत्रपिठरोदरी=વિષ્ટા અને મૂત્રની હાંડલી જેવા ઉદરવાળી લાગે છે.

"रसासृग्मांसमेदोस्थिमज्जाशुक्रान्त्रवर्चसाम् ।
अशुचीनां पदं कायः शुचित्वं तस्य तत्कुतः ॥
वञ्चकत्वं नृशंसत्वं चञ्चलत्वं कुशीलता।
इति नैसर्गिका दोषा यासां तासु रमेत कः ॥
भवस्य बीजं नरकद्वारमार्गस्य दीपिका।
शुचां कन्दः कलेर्मूलं दुःखानां खानिरङ्गना" ॥

રસ, રુધિર, માંસ, મેદ (ચરબી), હાડકાં મજ્જા, શુક્ર (વીર્ય), આંતરડાં અને વિષ્ટારૂપ અપવિત્ર પદાર્થોનું સ્થાન શરીર છે, તો તેનું પવિત્રપણું કયાંથી હોય ?

છેતરવું, ક્રૂરપણું, ચંચલતા, અને કુશીલપણું એ જેઓના સ્વાભાવિક દોષો છે, તે સ્ત્રીઓમાં કોણ રતિ કરે ?

સંસારનું કારણ, નરકમાર્ગની દીવી, શોકનું મૂળ, કંકાસનું કારણ અને દુઃખની ખાણ સ્ત્રી છે. અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે કે—

"कान्ताकनकसूत्रेण वेष्टितं सकलं जगत् ।
तासु तेषु विरक्तो यो द्विभुजः परमेश्वरः ॥"

"કામિની અને કાંચનરૂપ સુતરથી સર્વ જગત વીંટાયેલું છે. તેમાં જે મનુષ્ય વિરક્ત છે તે પરમેશ્વર છે"

એમ તત્ત્વજ્ઞાનીને મોહનું કારણ હોવાથી સ્ત્રી સંસારના બીજરૂપ લાગે છે.

[1]लावण्यलहरीपुण्यं वपुः पश्यति बाह्यदृग् ।
तत्त्वदृष्टिः श्वकाकानां भक्ष्यं कृमिकुलाकुलम् ॥५॥

---

૧ बाह्यदृग्=બાહ્યદૃષ્ટિ. लावण्यलहरीपुण्यं=સૌન્દર્યના તરંગ વડે

**બાહ્યદૃષ્ટિ લાવણ્યના તરંગ વડે પવિત્ર એવા શરીરને જુએ છે, અને તત્ત્વદર્શી કાગડા અને કૂતરાને ભક્ષણ કરવા યોગ્ય તથા કરમિયાના સમૂહથી ભરેલું જુએ છે.**

બાહ્યદૃષ્ટિ–લોકવ્યવહારને અનુકૂલ દૃષ્ટિવાળો શરીરને લાવણ્ય–સૌન્દર્યના તરંગો વડે પવિત્ર દેખે છે. તત્ત્વદૃષ્ટિ–સમ્યગ્જ્ઞાની તો શરીરને કાગડા અને કૂતરાઓનું ભક્ષ્ય તથા કૃમિના સમૂહથી વ્યાપ્ત થયેલું જુએ છે. કહ્યું છે કે—

**"नवस्रोतःस्रवद्विस्ररसनिस्यन्दपिच्छिले ।**
**देहेऽपि शौचसंकल्पो महामोहविजृम्भितम् ॥"**

"નવ દ્વારોથી વહેતા દુર્ગન્ધી રસ વડે વ્યાપ્ત શરીરમાં પણ પવિત્રપણાનો વિચાર તે મહામોહની ચેષ્ટા છે."

તેથી કર્મની ઉપાધિથી ઉત્પન્ન થયેલું શરીર બન્ધનું કારણ હોવાથી અહિત કરનાર છે. માટે તેમાં રાગ ન કરવો એ શ્રેયસ્કર છે.

**[1]गजाश्वैर्भूपभवनं विस्मयाय बहिर्दृशः ।**
**तत्राश्वेभवनात् कोऽपि भेदस्तत्त्वदृशस्तु न ॥६॥**

પવિત્ર. वपुः=શરીર. पश्यति=દેખે છે. तत्त्वदृष्टिः=તત્ત્વદૃષ્ટિવાળો. श्वकाकानां=કાગડા અને કૂતરાઓને. भक्ष्यं=ખાવા યોગ્ય. (અને) कृमिकुलाकुलं=કૃમિના સમૂહ વડે ભરેલું. (જુએ છે.)

૧ गजाश्वैः=હાથી અને ઘોડાવડે સહિત. भूपभवनं=રાજમન્દિર. बहिर्दृशः=બાહ્યદૃષ્ટિને. विस्मयाय=વિસ્મયને માટે થાય છે. तत्त्वदृशस्तु=તત્ત્વદૃષ્ટિને તો. तत्र=તેમાં (રાજમન્દિરમાં). अश्वेभवनात्=ઘોડા અને હાથીના વનથી. कोऽपि=કંઈ પણ. भेदः=વિશેષ. न=નથી.

**બાહ્યદૃષ્ટિને હાથી અને ઘોડા સહિત રાજમન્દિર આશ્ચર્યને માટે થાય છે. પણ તત્ત્વદૃષ્ટિને તો તે રાજમન્દિરમાં ઘોડા અને હાથીના વનથી કંઈ પણ અન્તર લાગતું નથી. તત્ત્વદૃષ્ટિને કયાંય ચમત્કાર નથી. તે તો પુદ્ગલનો વિલાસ માને છે.**

બાહ્યદૃષ્ટિ જીવને હાથી અને ઘોડાથી ભરપૂર રાજાનું ભવન વિસ્મય પમાડે છે. અને તત્ત્વજ્ઞાનીને તો હાથી અને ઘોડાના વનથી રાજમન્દિરમાં કંઇ પણ અન્તર લાગતું નથી. અનન્ત જ્ઞાનાનન્દના અદ્વૈતરૂપ (એકતારૂપ) આત્માના અનુભવમાં રક્ત થયેલો તત્ત્વજ્ઞાની વનને નગર તુલ્ય જાણે છે.

**[1]भस्मना केशलोचेन वपुर्धृतमलेन वा ।
महान्तं बाह्यदृग् वेत्ति चित्साम्राज्येन तत्त्ववित् ॥**

**બાહ્યદૃષ્ટિ શરીરે રાખ ચોળવાથી, કેશનો લોચ કરવાથી અથવા શરીરે મેલ ધારણ કરવાથી 'આ મહાત્મા છે' એમ જાણે છે. પરન્તુ તત્ત્વદૃષ્ટિ જ્ઞાનની પ્રભુતાથી મહાન જાણે છે.**

બાહ્યદૃષ્ટિ શરીરે ભસ્મ લગાડવાથી, કેશનું લુંચન કરવાથી કે શરીરે મળ ધારણ કરવાથી મહાનપણું, સાધુપણું કે આચાર્યપણું જાણે છે. પરન્તુ અરૂપી આત્માના

---

૧ भस्मना=રાખ ચોળવાથી. केशलोचेन=કેશનો લોચ કરવાથી. वा=અથવા. वपुर्धृतमलेन=શરીર ઉપર મેલ ધારણ કરવાથી. बाह्यदृग्=બાહ્યદૃષ્ટિ. महान्तं=મહાત્મારૂપે. वेत्ति=જાણે છે. तत्त्ववित्=તત્ત્વજ્ઞાની. चित्साम्राज्येन=જ્ઞાનની પ્રભુતાથી. (મહાન જાણે છે.)

સ્વરૂપને જાણનાર તત્ત્વજ્ઞાની જ્ઞાનની પૂર્ણતાથી, રત્નત્રયીન પરિણામથી, શુદ્ધ અખંડ આનન્દના સાધનની પ્રવૃત્તિર્થ પોતાના ગુણોના પ્રગટ થવાથી મહાત્મા તરીકે જાણે ષોડશકમાં કહ્યું છે કે–

"बालः पश्यति लिङ्गं मध्यमबुद्धिर्विचारयति वृत्तम् ।
आगमतत्त्वं तु बुधः परीक्षते सर्वयत्नेन" ॥१-२॥

બાલ–અજ્ઞાની વેષને જુએ છે, મધ્યમબુદ્ધિ આચ રનો વિચાર કરે છે અને પંડિત સર્વ યત્નથી આગમન તત્ત્વની પરીક્ષા કરે છે. ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે–

न वि मुंडिएण समणो न ओंकारेण बंभणो ।
न मुणी रण्णवासेन कुसचीरेण तावसो ॥
समयाए समणो होइ बंभचेरेण बंभणो ।
नाणेण मुणी होइ तवसा होइ तावसो ॥

अध्ययन २५, गा० २९-३

"માથે મુંડન કરવાથી શ્રમણ કહેવાતો નથી, ઓંકારને જાપ કરવાથી બ્રાહ્મણ થતો નથી, અરણ્યમાં રહેવાથી મુ કહેવાતો નથી અને ડાભના વસ્ત્ર વડે તાપસ થતો નથી.

પરન્તુ સમભાવથી શ્રમણ થાય છે, બ્રહ્મચર્યથી બ્રાહ્મ કહેવાય છે, જ્ઞાનથી મુનિ અને તપ કરવાથી તાપ કહેવાય છે."

એથી 'आया सामाइए' 'સામાયિક તે આત્મા છે' ઇત્યા વ્યાખ્યાપ્રજ્ઞપ્તિમાં કહ્યું છે. તેથી આત્મજ્ઞાન, આત્મા રમણ, આત્મામાં સ્થિરતા અને આત્માના અનુભવમાં લી થયેલા મુનિઓ દીનતા રહિત હોય છે.

[1] न विकाराय विश्वस्योपकारायैव निर्मिताः ।
स्फुरत्कारुण्यपीयूषवृष्टयस्तत्त्वदृष्टयः ॥८॥

**સ્ફુરાયમાન કરુણારૂપ અમૃતની વૃષ્ટિ કરનારા તત્ત્વ-દૃષ્ટિ પુરુષો વિકારને માટે નહિ, પણ વિશ્વના ઉપકારને માટે જ ઉત્પન્ન કરેલા છે.**

જે આચાર્યોએ, ગુરુવર્યોએ કે ઉપાધ્યાયોએ ગ્રહણ (તત્ત્વજ્ઞાનરૂપ) શિક્ષા અને આસેવના (પાલન કરવારૂપ) શિક્ષા આપવા વડે આગમનું સૂક્ષ્મ રહસ્ય શીખવીને તત્ત્વ-દૃષ્ટિ પુરુષો ઉત્પન્ન કર્યા છે, તે વિકાર એટલે રાગ–દ્વેષરૂપ ઉપાધિની વૃદ્ધિ માટે નહિ, પરન્તુ ત્રણ જગતના જીવો ઉપર સદુપદેશ આપવા દ્વારા શુદ્ધ તત્ત્વની પ્રાપ્તિ આદિ ઉપકારને માટે જ ઉત્પન્ન કર્યા છે. જેમ અનાદિ મિથ્યાત્વ અને અ-સંયમથી ઘેરાયેલા જીવોને તેનાથી મુક્ત કરી સંસાર-સમુદ્રને પાર પહોંચાડવામાં અમે નિર્યામક (નાવિક) છીએ, તેમ બીજા જીવો પણ યથાર્થ જ્ઞાનમાં કુશલ થઇ અન્ય જીવોના ઉપકાર માટે થશે, તેથી એઓને શ્રુતનું રહસ્ય આપવું યોગ્ય છે. વિધિપ્રપામાં કહ્યું છે કે—

"निज्जामओ भवणवुत्तारणसद्धम्मजाणवत्तंमि ।
मोक्खपहसत्थवाहो अन्नाणंधाण चक्खू य ॥

---

૧ स्फुरत्कारुण्यपीयूषवृष्टयः=સ્ફુરાયમાન છે કરુણારૂપ અમૃતની વૃષ્ટિ જેનાથી એવા. तत्त्वदृष्टयः=તત્ત્વની દૃષ્ટિવાળા પુરૂષો. विकाराय=વિકારને માટે. न=નહિ. (પણ) विश्वस्य=જગતના. उपकाराय=ઉપકારને માટે. एव=જ. निर्मिताः=ઉત્પન્ન કરેલા છે.

अत्ताणाणं ताणं नाहो अनाहाणं भव्वसत्ताणं ।
तेण तुमं सप्पुरिस! गुरुअगच्छभारे नियुत्तो सि" ॥

"હે સત્પુરૂષ! તું ભવસમુદ્રને તારનાર સદ્ધર્મરૂપ યાનપાત્રને વિષે નિર્યામક (નાવિક), મોક્ષરૂપ માર્ગમાં સાર્થવાહ, અજ્ઞાનથી અન્ધ થયેલા જીવોને ચક્ષુ આપનાર, રક્ષણ રહિત જીવોનું રક્ષણ કરનાર અને અનાથ એવા ભવ્ય જીવોનો નાથ છો, તેથી તને મહાન ગચ્છનો ભાર ઉપાડવામાં નિમેલ છે."

"भद्दं बहुसुयाणं बहुजणसंदेहपुच्छजिणाणं"

"ઘણા માણસોના સંદેહો પૂછવા યોગ્ય જેને છે એવા બહુશ્રુતોનું ભદ્ર થાઓ".

બહુશ્રુતાધ્યયનમાં કહ્યું છે કે—

"समुद्दगंभीरसमा दुरासया अचक्किया केणइ दुप्पहंसगा ।
सुयस्स पुण्णा विउलस्स ताइणो खवित्तु कम्मं गइमुत्तमं गया" ॥

उत्तरा. अ. ११ गा. ३१

સમુદ્રના સમાન ગંભીર, પરાભવ કરવાની બુદ્ધિથી જેમની પાસે કોઇ પણ ન જઈ શકે તેવા, પરિષહાદિથી ત્રાસ ન પામે તેવા, કોઇથી પણ વાદમાં પરાભવ ન થઇ શકે તેવા, વિશાળ શ્રુતથી પરિપૂર્ણ અને દરેક પ્રાણીનું રક્ષણ કરનારા બહુશ્રુત મુનિઓ કર્મનો ક્ષય કરીને ઉત્તમ ગતિને પામ્યા છે.

એ માટે તત્ત્વદૃષ્ટિપણું હિતકારક છે, અનેક શાસ્ત્રના અભ્યાસથી બહુશ્રુતપણું પ્રાપ્ત થતું નથી, પરન્તુ નિશ્ચિત

સિદ્ધાન્તને જાણનાર બહુશ્રુત કહેવાય છે. સન્મતિમાં કહ્યું છે કે—

**"जो हेउवायपक्खम्मि हेउओ आगमे य आगमिओ।**
**सो ससमयपण्णवओ सिद्धंतविराहगो अन्नो"॥**

सन्मति कां. ३ गा. ४५

"જે હેતુવાદના પક્ષમાં હેતુથી અને આગમવાદના વિષયમાં આગમથી પ્રવૃત્તિ કરે છે તે જ સ્વસિદ્ધાન્તની પ્રરૂપણા કરનાર છે, અને તેથી અન્ય સિદ્ધાન્તનો વિરાધક છે."

એમ નય અને પ્રમાણ વડે સ્વસમય અને પરસમયના સારને યથાર્થપણે જાણનારા, સ્વરૂપની પ્રાપ્તિ જ સારભૂત છે જેને એવા અને મોહના પ્રચારને રોકનારા તત્ત્વદૃષ્ટિ ભવસમુદ્ર તારવામાં ઉપકાર કરનારી સ્ફુરાયમાન કરુણારૂપ અમૃતની વૃષ્ટિ કરનારા છે. અર્થાત્ જગતના જીવો ઉપર કરુણામૃતની વૃષ્ટિ કરનારા મહાત્માઓ હોય છે. તેઓ વિચારે છે કે 'તત્ત્વથી વિમુખ થયેલા લોકો વિષયમાં રક્ત થઈ આત્માનો કેમ નાશ કરે છે? અરેરે, જૈનાગમ વિદ્યમાન છતાં અને અનન્ત ગુણ અને પર્યાયની સત્તારૂપ આત્મા હોવા છતાં આત્માની ભ્રાન્તિથી સંસારાટવીમાં ભમે છે, માટે અમે ધર્મનું રહસ્ય કહીએ છીએ. એમ જગતમાં ઉપકાર કરવામાં તત્પર તત્ત્વજ્ઞાની મહાત્મા મુનિ સેવા કરવા યોગ્ય છે. માટે હે ભવ્યજીવો! બાહ્યદૃષ્ટિપણાને તજીને અભ્યન્તર તત્ત્વજ્ઞાનમાં રસિક થાઓ.

## ૨૦ सर्वसमृद्धयष्टक

**बाह्यदृष्टिप्रचारेषु मुद्रितेषु महात्मनः ।**
**अन्तरेवावभासन्ते स्फुटाः सर्वाः समृद्धयः ॥१॥**

**બાહ્યદૃષ્ટિનો વિષયસંચાર (વિષયપ્રવૃત્તિ) રોકવાથી જ્ઞાનવડે મહાન્ આત્મા જેનો છે એવા પુરુષને આત્મામાં જ પ્રગટ થયેલી સર્વ સંપત્તિ અનુભવથી ભાસે છે.**

આત્મિક સંપત્તિ તે સર્વ સમૃદ્ધિ કહેવાય છે. તેમાં જીવ કે અજીવને સમૃદ્ધિ શબ્દથી બોલાવવારૂપ નામ-સમૃદ્ધિ, શક્તિના આરોપરૂપ સ્થાપનાસમૃદ્ધિ, ઇન્દ્ર–ચક્ર-વર્તી વગેરેને ધનધાન્યાદિરૂપ લૌકિક દ્રવ્યસમૃદ્ધિ હોય છે અને લોકોત્તર સમૃદ્ધિ મુનિઓને પ્રગટ થયેલી લબ્ધિરૂપ છે.

**"आमोसहि विप्पोसहि खेलोसहि जल्लमोसही चेव ।**
**संभिन्नसोय उज्जुमई सव्वोसहि चेव बोद्धव्वा ॥**
**चारण आसीविस केवली य मणनाणिणो य पुव्वधरा ।**
**अरिहंत चक्कवट्टी बलदेवा वासुदेवा य ॥"**

आव० नि० गा० ६९–७०.

(૧) જેથી આમર્શ–હસ્તાદિનો સ્પર્શ ઔષધિરૂપ થાય તે આમર્શૌષધિ. જે લબ્ધિ વડે હસ્તાદિના સ્પર્શ-માત્રથી વ્યાધિ દૂર થાય તે આમર્શૌષધિ. આ લબ્ધિ કોઇને

૧ बाह्यदृष्टिप्रचारेषु=બાહ્યદૃષ્ટિની પ્રવૃત્તિ. मुद्रितेषु=બન્ધ પડે છે ત્યારે. महात्मनः=મહાત્માને. अन्तरेव=અન્તરમાં જ. स्फुटाः=પ્રગટ થયેલી. सर्वाः=સર્વ. समृद्धयः=સમૃદ્ધિઓ. अवभासन्ते=ભાસે છે.

શરીરના એક ભાગમાં ઉપજે છે અને કોઇને સર્વ શરીરમાં ઉપજે છે. તેથી જ્યારે વ્યાધિને દૂર કરવાની બુદ્ધિથી તે પોતાને અથવા પરને સ્પર્શ કરે છે ત્યારે તેનો રોગ દૂર થાય છે. (૨) વિપ્રુડ્-વિષ્ટા. જેથી મુનિના વિષ્ટા અને મૂત્રના સ્પર્શથી વ્યાધિ દૂર થાય તે વિપ્રુડૌષધિ. (૩) જેથી મુનિના ખેલકફના સ્પર્શથી રોગો નાશ પામે તે ખેલૌષધિ. (૪) જે લબ્ધિથી મહાત્માના જલ્લ-મળના સ્પર્શથી રોગો નાશ પામે તે જલ્લૌષધિ. (૫) જેથી એક એક ઇન્દ્રિયો સર્વ ઇન્દ્રિયોના વિષયોને જાણે, અથવા શરીરના સર્વ અવયવો વડે સાંભળે તે સંભિન્નશ્રોતોલબ્ધિ. (૬) જેથી બીજાએ ચિંતવેલા ઘટાદિ પદાર્થોને સામાન્યરૂપે જાણે તે ઋજુમતિ. (૭) જેથી સર્વ વિષ્ટા, મૂત્ર, નખ, કેશ વગેરે બધાં વ્યાધિને દૂર કરવામાં સમર્થ હોય તે સર્વૌષધિ. (૮) જેથી આકાશમાં અત્યન્ત ગમન કરવાની શક્તિ પ્રાપ્ત થાય તે ચારણલબ્ધિ. તેના બે ભેદ છે-જંઘાચારણ અને વિદ્યાચારણ. ચારિત્ર અને તપ વિશેષના પ્રભાવથી અતિશય ગમન-આગમન કરવાની લબ્ધિ તે જંઘાચારણ. અને વિદ્યાના પ્રભાવથી ગમન-આગમન કરવાની શક્તિ તે વિદ્યાચારણ. તેમાં જંઘાચારણ કોઈ પણ સ્થળે જવું હોય ત્યારે સૂર્યના કિરણોને પણ અવલંબીને જાય છે. વિદ્યાચારણ પણ એમ જઇ શકે છે. ચારણલબ્ધિ અનેક પ્રકારની છે. ચારણલબ્ધિવાળા કેટલાએક પર્યંકાસને અથવા કાયોત્સર્ગ અવસ્થામાં આકાશમાં ગમન કરે છે. કેટલાએક વાવ, નદી અને સમુદ્રાદિમાં પાણી ઉપર ભૂમિ ઉપર ચાલે તેમ ચાલે છે. કેટલાએક અગ્નિશિખા, ધૂમ, ચન્દ્ર અને સૂર્યનાં કિરણોને અવલંબી ગતિ કરે છે. (૯)

જેની આશી–દાઢ વગેરેમાં વિષ હોય છે તે આશીવિષ સાપ, વીંછી ઇત્યાદિ કહેવાય છે. તપશ્ચર્યા વગેરેથી ઉપજેલી જે લબ્ધિથી શાપ આદિ વડે બીજાનો નાશ કરે તે આશીવિષ-લબ્ધિકહેવાય છે. (૧૦) કેવલજ્ઞાનાવરણ કર્મના ક્ષયથી ત્રિકાલવર્તી સર્વ પદાર્થોને જાણવાની શક્તિ તે કેવલજ્ઞાન. (૧૧) જેથી પરના મનોગત ભાવો વિશેષરૂપે જાણવાની શક્તિ તે (વિપુલમતિ) મનઃપર્યવજ્ઞાન. (૧૨) દશ પૂર્વો કે ચૌદ પૂર્વને જાણનારને પૂર્વધરલબ્ધિ હોય છે. (૧૩) અરિહંત-પણું. (૧૪) ચક્રવર્તીપણું. (૧૫) બલદેવપણું. (૧૬) વાસુદેવ-પણું. તેમાં વાસુદેવપણું, ચક્રવર્તીપણું અને તીર્થંકરપણું એ ઋદ્ધિ છે અને આમર્શૌષધિ વગેરે લબ્ધિઓ છે.

ઇત્યાદિ લબ્ધિઓ ઋદ્ધિરૂપ છે. તેમાં કેવલજ્ઞાનાદિ લબ્ધિઓ લોકોત્તર ભાવઋદ્ધિ છે. સમ્યક્પ્રકારે ઋદ્ધિ તે સમૃદ્ધિ. અહીં સાધન નિરપેક્ષ આત્મસંપત્તિમાં મગ્ન થયેલા મહાત્માઓને તન્મયપણે અનુભવવા યોગ્ય સમૃદ્ધિનું સ્વરૂપ બતાવવાનો અવસર છે.

નયો પ્રસ્થકના દૃષ્ટાન્તાદિની ભાવનાથી જાણવા. જેમ પ્રસ્થક–એ જાતનું માપ બનાવવાના સંકલ્પથી 'લાકડું લેવા જનાર 'પ્રસ્થ માટે જાય છે' એમ કહેવાય છે એ નૈગમ નય છે સમૃદ્ધિના કારણોમાં, તેને યોગ્ય પુરુષોમાં, તેને મેળવવાને તત્પર થયેલા તપસ્વીઓમાં પ્રથમના નૈગમાદિ ચાર નયો જાણવા. સાપેક્ષ અને સ્વાભાવિક ઉત્સર્ગરૂપ તેના ગુણોમાં છેલ્લા શબ્દાદિ ત્રણ નયો જાણવા. તેમાં પ્રથમ આત્મામાં સમૃદ્ધિની પૂર્ણતા જે પ્રકારે ભાસે છે તે પ્રકારે કહે છે—

વિષયમાં પ્રવૃત્તિરૂપ બાહ્ય દૃષ્ટિના વિસ્તારને રોકવામાં આવે છે ત્યારે સ્વરૂપ અને પરરૂપના ભેદજ્ઞાનપૂર્વક શુદ્ધ આત્માના અનુભવમાં લીન થયેલા મહાત્માઓને પ્રગટ થયેલી સર્વ સમૃદ્ધિ આત્માની અંદર જ ભાસે છે. જેમકે 'હું આનન્દસ્વરૂપ, નિર્મલ, અખંડ, સર્વ પ્રકાશક જ્ઞાનવાળો અને અક્ષય અનન્ત પર્યાયની સંપત્તિને યોગ્ય છું, ઇન્દ્રાદિની ઋદ્ધિ તો માત્ર ઔપચારિક છે', એમ સ્વસત્તાના જ્ઞાનના ઉપયોગવાળા મહાત્માને પોતાના આત્મામાં સર્વ સમૃદ્ધિ ભાસે છે. ઇન્દ્રિયોની વિષયમાં પ્રવૃત્તિથી અસ્થિર ઉપયોગવાળા પુરુષોને કર્મના આવરણથી ઢંકાયેલી આત્માની સંપત્તિ જણાતી નથી. તેથી ઉપયોગની બાહ્ય વિષયમાં પ્રવૃત્તિ કરવા યોગ્ય નથી.

**[1]समाधिर्नन्दनं धैर्यं दम्भोलिः समता शची।**
**ज्ञानं महाविमानं च वासवश्रीरियं मुनेः ॥२॥**

**ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતારૂપ સમાધિ તે જ નન્દનવન છે, જેનાથી પરિષહરૂપ પર્વતની પાંખ છેદાય એવું ધૈર્યરૂપ વજ્ર છે, સમતા-મધ્યસ્થ પરિણતિ એ જ ઇન્દ્રાણી છે અને સ્વરૂપના બોધરૂપ જ્ઞાન એ જ મહાવિમાન છે, એમ મુનિને આવી ઇન્દ્રની લક્ષ્મી છે.**

સ્વરૂપજ્ઞાનના અનુભવમાં લીન થયેલા મુનિને ઇન્દ્રની

---

૧ समाधिः=સમાધિરૂપ. नन्दनं=નન્દન વન. धैर्यं=ધૈર્યરૂપ. दम्भोलिः=વજ્ર. समता=સમભાવ રૂપ. शची=ઇન્દ્રાણી. च=અને. ज्ञानं=સ્વરૂપના અવબોધરૂપ. महाविमानं=મોટું વિમાન. इयं=આ. वासवश्रीः=ઇન્દ્રની લક્ષ્મી. मुनेः=મુનિને છે.

લક્ષ્મી હોય છે. અહીં પવિત્ર રત્નત્રયીના આધારભૂત મુનિરૂપ ઈન્દ્રને ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતાથી નિર્વિકલ્પ આનન્દરૂપ સમાધિ જ નન્દનવન છે. જેમ ઈન્દ્રને નન્દન વનની ક્રીડા સુખનું કારણ છે, તેમ સાધુને સમાધિની ક્રીડા સુખનું કારણ છે. તેમાં ઈન્દ્રની નન્દનવનની ક્રીડા ઔપાધિક સુખરૂપ છે અને મુનિની સમાધિની ક્રીડા આત્મિક સુખરૂપ છે—એમ બન્નેમાં મોટો ભેદ છે, તે અધ્યાત્મભાવનાથી જાણવા યોગ્ય છે. ઔદયિક ભાવથી ક્ષોભ નહિ પામવાથી વીર્યની સ્થિરતારૂપ મુનિનું ધૈર્ય તે જ વજ્ર છે. ઇષ્ટ અને અનિષ્ટ સંયોગોમાં સમભાવ રાગ-દ્વેષરહિતપણું એ સમતા છે. કાંકરા અને ચિન્તામણિરૂપે પરિણમેલા બધા ય પુદ્ગલો છે, તેમજ ભક્તપણે અને અભક્તપણે પરિણામ પામેલા જીવો છે. તે બધા મારા નથી, મારાથી ભિન્ન છે, તેઓમાં રાગ-દ્વેષની પરિણતિ શી કરવી? એવા વિચારથી સમપરિણતિરૂપ સમતા તે જ ઈન્દ્રાણી છે. સ્વ-પર ભાવનું યથાર્થ અવબોધરૂપ જ્ઞાન તે જ મહા વિમાન છે. ઇત્યાદિ પરિવારયુક્ત મુનિ ઈન્દ્રના જેવા છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કે—

"पुंसामयत्नलभ्यं ज्ञानवतामव्ययं पदं नूनम् ।
यद्यात्मन्यात्मज्ञानमात्रमेते समीहन्ते ॥
श्रयते सुवर्णभावं सिद्धिरसस्पर्शतो यथा लोहम् ।
आत्मध्यानादात्मा परमात्मत्वं तथाऽऽप्नोति" ॥

योग० प्र० १२ श्लो० ११-१२

જે જ્ઞાનવાળા પુરુષને યત્ન સિવાય પ્રાપ્ત થવા યોગ્ય અવિનાશી પદ-પરમાત્મસ્વરૂપ તે ખરેખર આત્માને વિષે

માત્ર આત્મજ્ઞાન છે, અને તેને યોગીઓ ઇચ્છે છે.

જેમ સિદ્ધિરસના સ્પર્શથી લોઢું સુવર્ણ થાય છે તેમ આત્મા આત્મધ્યાનથી પરમાત્મા થાય છે.

**विस्तारितक्रियाज्ञानचर्मच्छत्रो निवारयन्।**[1]
**मोहम्लेच्छमहावृष्टिं चक्रवर्ती न किं मुनिः?॥३॥**

**યોગપરિણતિરૂપ ક્રિયા અને ઉપયોગ પરિણતિરૂપ જ્ઞાન, તે રૂપ ચર્મરત્ન અને છત્રરત્ન જેણે વિસ્તારેલ છે એવા, અને તેથી મોહરૂપ મ્લેચ્છ-ઉત્તરખંડના યવનોએ પ્રેરેલા મિથ્યાત્વ દૈત્યોએ કરેલી કુવાસનારૂપ મોટી વૃષ્ટિનું નિવારણ કરતા મુનિ શું ચક્રવર્તી નથી?**

સમસ્ત આસ્રવોને તજીને દ્રવ્ય અને ભાવ સંવરમાં રક્ત થયેલા, જેમણે ક્રિયા અને જ્ઞાનરૂપ ચર્મરત્ન અને છત્રરત્ન વિસ્તારેલ છે એવા એટલે સત્ક્રિયામાં ઉદ્યમવંત અને સમ્યગ્જ્ઞાનના ઉપયોગવાળા, ઉત્તરખંડના યવનોએ પ્રેરેલા દૈત્યોએ કરેલી વૃષ્ટિનું નિવારણ કરતા ચક્રવર્તીના જેવા, મોહથી પ્રેરાયેલા મિથ્યાત્વે વિસ્તારેલી કુવાસનાના સમૂહને શુદ્ધ સમ્યગ્દર્શન વડે નિવારતા મુનિ ભાવચક્રવર્તી છે.

**[2]नवब्रह्मसुधाकुण्डनिष्ठाधिष्ठायको मुनिः।**

१ विस्तारितक्रियाज्ञानचर्मच्छत्रः=ક્રિયા અને જ્ઞાનરૂપ ચર્મરત્ન અને છત્રરત્ન જેણે વિસ્તારેલ છે એવા. मोहम्लेच्छमहावृष्टिं=મોહરૂપ મ્લેચ્છોએ કરેલી મહાવૃષ્ટિને. निवारयन्=નિવારતા. मुनिः=સાધુ. चक्रवर्ती=ચક્રવર્તી. किं=શું. न=નથી.

२ नवब्रह्मसुधाकुण्डनिष्ठाधिष्ठायकः=નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ

**नागलोकेशवद् भाति क्षमां रक्षन् प्रयत्नतः ॥४॥**

નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ અમૃતકુંડની સ્થિતિના સામર્થ્યથી સ્વામી અને યત્નથી ક્ષમા-સહિષ્ણુતા રાખતા મુનિ નાગલોકના સ્વામીની પેઠે શોભે છે. જે બીજો નાગલોકનો સ્વામી ઉરગપતિ (શેષનાગ) છે તે ક્ષમા-પૃથ્વીને ધારણ કરતો શોભે છે.

ભેદજ્ઞાનથી જેણે આત્માનું ધ્યાન કરેલું છે એવા મુનિ ક્ષમા-શાસ્ત્રને અનુસરી ક્રોધના અભાવની પરિણતિને રાખતા, (ક્ષમા) પૃથિવીને ધારણ કરતા નાગલોકના સ્વામીની પેઠે શોભે છે. અહીં શેષનાગ પૃથિવીને ધારણ કરે છે, તે લૌકિક ઉપચારથી જાણવું. કારણ કે રત્નપ્રભાદિ પૃથિવીને કોઇએ ધારણ કરી નથી. ઉપમા તો તેનું મહત્ત્વ જણાવવા કે સામર્થ્ય જણાવવા માટે છે. વળી તે મુનિ નવીન બ્રહ્મજ્ઞાનરૂપ અમૃતના કુંડની સ્થિતિના સ્વામી છે. તેથી તેઓ તત્ત્વજ્ઞાનામૃતના કુંડની સ્થિરતાના રક્ષણ કરનારા છે એમ જણાવ્યું.

**[1]मुनिरध्यात्मकैलाशे विवेकवृषभस्थितः ।**
**शोभते विरतिज्ञप्तिगङ्गागौरीयुतः शिवः ॥५॥**

---

અમૃતના કુંડની સ્થિતિના સ્વામી. मुनिः=સાધુ. प्रयत्नतः=સામર્થ્યથી. क्षमां=સહિષ્ણુતાને (પૃથિવીને). रक्षन्=ધારણ કરતા. नागलोकेशवद्=શેષનાગની પેઠે. भाति=શોભે છે.

૧ मुनिः=મુનિ. अध्यात्मकैलाशे=અધ્યાત્મરૂપ કૈલાસને વિષે. विवेकवृषभस्थितः=વિવેકરૂપ વૃષભ ઉપર બેઠેલા. विरतिज्ञप्तिगङ्गागौरीयुतः=ચારિત્રકલા અને જ્ઞાનકલારૂપ ગંગા અને પાર્વતી સહિત. शिवः=મહાદેવની પેઠે. शोभते=શોભે છે.

**મુનિ અધ્યાત્મરૂપ કૈલાસને વિષે સદ્‌-અસદ્‌ના નિર્ણયરૂપ વિવેકવૃષભ ઉપર બેઠેલા તથા વિરતિ–ચારિત્રકલા અને જ્ઞપ્તિ–જ્ઞાનકલારૂપ ગંગા અને પાર્વતીસહિત મહાદેવની પેઠે શોભે છે.**

અહીં આ સાથેના ત્રણ શ્લોકમાં મહાદેવ, કૃષ્ણ અને બ્રહ્માની ઉપમા આપી છે તે ઔપચારિક છે. કારણ કે કૈલાસમાં રહેલા, ગંગાથી સુશોભિત અને સૃષ્ટિના કર્તા તેઓ નથી, પરન્તુ આ માત્ર લોકોક્તિ છે. તેથી શ્લેષાલંકાર માટે આ વાક્યરચના છે તે સાચી નથી. મુનિ અધ્યાત્મ–આત્મસ્વરૂપની એકતારૂપ કૈલાસમાં વિવેક–સ્વપરના ભેદજ્ઞાનરૂપ વૃષભ ઉપર બેસી વિરતિ–ચારિત્રની કલા, આસ્રવના ત્યાગરૂપ ગંગા અને જ્ઞપ્તિ–જ્ઞાનકલા, શુદ્ધ ઉપયોગરૂપ પાર્વતી સહિત શિવ સમાન શોભે છે. શંકર અને ગંગાનું સહચારીપણું વિદ્યાધરપણામાં પાર્વતીના મનને ખુશ કરવા માટે વૈક્રિય શરીર કરવાના સમયે જાણવું.

**ज्ञा[1]नदर्शचन्द्रार्कनेत्रस्य नरकच्छिदः।**
**सुखसागरमग्नस्य किं न्यूनं योगिनो हरेः ॥६॥**

**જ્ઞાન-વિશેષ બોધરૂપ અને દર્શન–સામાન્ય બોધરૂપ ચન્દ્રમા અને સૂર્ય જેનાં નેત્ર છે એવા, નરકગતિનો નાશ કરનારા અને સુખરૂપ સમુદ્રમાં મગ્ન થયેલા યોગીને કૃષ્ણ કરતાં શું ઓછું છે? કંઈ પણ ન્યૂન નથી.**

---

1 ज्ञानदर्शनचन्द्रार्कनेत्रस्य=જ્ઞાન–દર્શનરૂપ ચન્દ્ર અને સૂર્ય જેનાં નેત્ર છે એવા. नरकच्छिदः=નરકગતિનો નાશ કરનારા. (નરકાસુરનો નાશ કરનારા). सुखसागरमग्नस्य=સુખરૂપ સમુદ્રમાં મગ્ન થયેલા. योगिनः=યોગીને. हरेः=કૃષ્ણ કરતાં. किं=શું. न्यूनं=ઓછું છે.

રત્નત્રયીરૂપે પરિણમેલા યોગીને કૃષ્ણ કરતાં શું ઓછું છે? અર્થાત્ યોગી કૃષ્ણ સમાન છે. સામાન્ય અને વિશેષરૂપ વસ્તુમાં વિશેષના બોધરૂપ જ્ઞાન અને સામાન્યના બોધરૂપ દર્શન, તે રૂપ ચન્દ્ર–સૂર્ય જેનાં નેત્રો છે એવા યોગી છે અને કૃષ્ણના ચન્દ્ર અને સૂર્ય એ બન્ને નેત્રો છે એવી લોકોક્તિ છે. યોગી નરકગતિનું નિવારણ કરનારા છે અને કૃષ્ણ નરકાસુરનો નાશ કરનારા છે. યોગી સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રની એકતારૂપ સમાધિથી ઉત્પન્ન થયેલા આત્મિક સુખમાં મગ્ન છે અને કૃષ્ણ ઇન્દ્રિયજન્ય સુખની લીલાના સમુદ્રમાં મગ્ન છે. અથવા કૃષ્ણ સમુદ્રમાં શયન કરતા હોવાથી સાગરમાં મગ્ન છે. માટે આધ્યાત્મિક સુખની પરિણતિના ભાજન સાધુ કૃષ્ણથી કોઈ પણ રીતે ઉતરતા નથી.

**[1]या सृष्टिर्ब्रह्मणो बाह्या बाह्यापेक्षावलम्बिनी।**
**मुनेः परानपेक्षाऽन्तर्गुणसृष्टिः ततोऽधिका ॥७॥**

**જે બ્રહ્માની સૃષ્ટિ બાહ્ય પ્રપંચગોચર (બાહ્ય જગત્‌સંબન્ધી) અને બાહ્ય કારણની અપેક્ષાને અવલમ્બે છે અને મુનિની અંતરંગ ગુણની સૃષ્ટિ–રચના પરની અપેક્ષા રહિત છે, તેથી તે બ્રહ્માની સૃષ્ટિથી અધિક છે. અહીં ઉપમાનથી ઉપમેય અધિક છે.**

---

૧ या=જે. ब्रह्मणः=બ્રહ્માની. सृष्टिः=સૃષ્ટિ છે. (તે) बाह्या=બાહ્ય જગતરૂપ. (અને) बाह्यापेक्षावलम्बिनी=બાહ્ય કારણની અપેક્ષા રાખનારી છે. मुनेः=મુનિની. अन्तर्गुणसृष्टिः=અંતરંગ ગુણની સૃષ્ટિ. परानपेक्षा=બીજાની અપેક્ષા રહિત (છે.) ततः=તેથી. अधिका=અધિક છે.

જે વિધાતાની સૃષ્ટિની રચના બાહ્ય–લોકોક્તિરૂપ અસત્ય છે અને બાહ્ય કારણની અપેક્ષા રાખનારી છે. સ્વરૂપસાધનની સિદ્ધિમાં મગ્ન થયેલા મુનિની આત્મામાં વ્યાપકરૂપ ગુણોની સૃષ્ટિ એટલે ગુણોના પ્રગટભાવની પ્રવૃત્તિની પરિણતિરૂપ છે તે બાહ્યભાવથી અધિક છે અને પરની અપેક્ષા રહિત છે. અર્થાત્ પરાશ્રયના આલમ્બનથી રહિત અને સ્વરૂપનું અવલંબન કરવામાં તત્પર મુનિના ગુણની રચના છે. તેથી તે બાહ્યસૃષ્ટિથી અધિક છે.

**[1]रत्नैस्त्रिभिः पवित्रा या स्रोतोभिरिव जाह्नवी।**
**सिद्धयोगस्य साऽप्यर्हत्पदवी न दवीयसी ॥८॥**

ત્રણ પ્રવાહ વડે પવિત્ર ગંગા નદીની જેમ ત્રણ રત્નો વડે પવિત્ર અરિહંતની પદવી પણ સિદ્ધયોગવાળા સાધુને અતિ દૂર નથી. કારણ કે સિદ્ધયોગને સમાપત્તિ આદિના ભેદે તીર્થંકરનું દર્શન થાય છે એમ કહ્યું છે—

गुरुभक्तिप्रभावेन तीर्थकृद्दर्शनं मतम् ।
समापत्त्यादिभेदेन निर्वाणैकनिबन्धनम् ॥

योगदृष्टि०

ગુરુભક્તિના પ્રભાવથી સમાપત્તિ આદિ ધ્યાનના ભેદે કરીને તીર્થંકરનું દર્શન થાય છે એમ માનેલું છે. આદિ શબ્દથી તીર્થંકરનામકર્મનો બન્ધ થવાથી તેના ઉદયે

૧ इव=જેમ. त्रिभिः=ત્રણ. स्रोतोभिः=પ્રવાહો વડે. पवित्रा=પવિત્ર. जाह्नवी=ગંગા છે.(તેમ) त्रिभिः रत्नैः=ત્રણ રત્નો વડે. पवित्रा=પવિત્ર. सा=તે. अर्हत्पदवी=તીર્થંકરપદવી. अपि=પણ. दवीयसी=અત્યન્ત દૂર. न=નથી.

તીર્થંકર પદની પ્રાપ્તિ થાય તે પણ ગ્રહણ કરવું. તે નિર્વાણનું મુખ્ય કારણ છે.

અષ્ટાંગ યોગના સાધનમાં સિદ્ધ થયેલા મુનિને અનન્ત જ્ઞાનાદિ ચતુષ્ટયરૂપ અને આઠ મહાપ્રાતિહાર્ય સહિત, જગતમાં ધર્મનો ઉપકાર કરનારી અરિહંતની પદવી પણ અતિ દૂર નથી. જેમ ગંગા ત્રણ પ્રવાહ વડે પવિત્ર છે તેમ અરિહંતની પદવી સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ત્રણ રત્ન વડે પવિત્ર છે. ત્રણ લોકને ઉપદેશ દ્વારા અદ્ભુત પરમાર્થનો લાભ કરાવનાર ઇત્યાદિ અતિશય યુક્ત અરિહંતની પદવી પણ યથાર્થ માર્ગને પ્રાપ્ત થયેલા સાધક પુરુષને અતિ દૂર નથી, પરન્તુ નજીક જ છે. તેથી કર્મની ઉપાધિથી થયેલ બધા વિભાવોને છોડીને પોતાના ત્રણ રત્નની સાધના કર્તવ્ય છે, જેથી સર્વ સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે.

## ૨૧ कर्मविपाकचिन्तनाष्टक

**[૧]दुःखं प्राप्य न दीनः स्यात् सुखं प्राप्य च विस्मितः।**
**मुनिः कर्मविपाकस्य जानन् परवशं जगत् ॥१॥**

મુનિ કર્મના શુભાશુભ પરિણામને પરવશ થયેલા જગતને જાણતા દુઃખ પામીને દીન ન થાય અને સુખ પામીને વિસ્મયવાળા ન થાય.

---

૧ मुनिः=સાધુ. कर्मविपाकस्य=કર્મના વિપાકને. परवशं=પરાધીન થયેલા. जगत्=જગતને. जानन्=જાણતા. दुःखं=દુઃખને. प्राप्य=પામીને. दीनः=દીન. न स्यात्=ન થાય. च=અને. सुखं=સુખને. प्राप्य=પામીને. विस्मितः=વિસ્મયયુક્ત. (ન થાય)

હવે અવસર પ્રાપ્ત થયો હોવાથી નિર્ગ્રન્થપણાના સાધનની ભાવના માટે સમભાવની પ્રાપ્તિમાં સાધનભૂત કર્મવિપાકચિન્તનાષ્ટક કહેવામાં આવે છે. તેમાં મિથ્યાત્વાદિ હેતુઓદ્વારા જીવ વડે જે કરાય તે જ્ઞાનાવરણાદિ કર્મ છે. અહીં કર્મની સત્તાને નહિ માનતો કોઇ એક એમ કહે છે કે–કર્મ નથી, કારણ કે તે પ્રત્યક્ષ અને અનુમાનાદિ પ્રમાણથી જણાતું નથી. વળી કર્મ પ્રત્યક્ષ નથી, કારણ કે તે ઇન્દ્રિયોનો વિષય થતું નથી. તેમ અનુમાનથી પણ જાણી શકાતું નથી. કારણ કે અનુમાન પ્રત્યક્ષને આધીન છે. ધૂમાદિ લિંગ (હેતુ) સહિત અગ્નિ રસોડા વગેરેમાં જોયા પછી તર્કથી વ્યાપ્તિજ્ઞાન થયે પર્વતાદિને વિશે ધૂમાદિને જોવાથી વ્યાપ્તિના સ્મરણપૂર્વક અગ્નિ વગેરેના અનુમાનનો સંભવ છે. કર્મનું અનુમાન કરાવનાર તેવા પ્રકારનો હેતુ નથી, માટે કર્મ અનુમાનથી પણ જાણી શકાય તેમ નથી. ઉપમા તો પ્રત્યક્ષ સ્વભાવવાળી છે. માટે ઉપમાન પ્રમાણથી પણ જાણી શકાય નહિ. આગમ પરસ્પર ભિન્ન ભિન્ન વાક્યોવાળું છે, તેથી કર્મનો નિર્ણય થઈ શકે તેમ નથી. તેથી કર્મની સત્તા નથી. ઇત્યાદિ અનેક યુક્તિના સમૂહનું પ્રતિપાદન કરનારને આચાર્ય કહે છે કે કર્મ સર્વજ્ઞોને પ્રત્યક્ષ છે. બીજાને પણ કાર્યથી કારણના અનુમાન વડે કર્મ જણાય છે. પ્રત્યક્ષ સુખદુઃખનો અનુભવ થાય છે. તો તેનું કારણ હોવું જોઇએ. અંકુરની પેઠે. જેમ અંકુર પ્રત્યક્ષ દેખાય છે, તો તેનું કારણ બીજ હોવું જોઇએ. જો સર્વજ્ઞને કર્મ પ્રત્યક્ષ છે, તો મને પ્રત્યક્ષ કેમ જણાતું નથી ? તેનો ઉત્તર એ છે કે એકને પ્રત્યક્ષ છે તેથી બીજાને પણ પ્રત્યક્ષ

થવું જ જોઇએ એવો નિયમ નથી. સિંહ શરભ (અષ્ટાપદ) સર્વ લોકને પ્રત્યક્ષ નથી, તો પણ લોકમાં ડાહ્યા માણસો તેને પ્રત્યક્ષ માને છે, માટે સર્વજ્ઞોને પ્રત્યક્ષ જણાતાં જ્ઞાનાવરણીયાદિ કર્મ દરેક પ્રાણીને પ્રસિદ્ધ સુખદુઃખનું કારણ છે. જેમ અંકુર કાર્ય હોવાથી બીજ તેનું કારણ છે. તેમ અહીં સુખ–દુઃખનું જે કારણ છે તે કર્મ છે. કદાચ તું એમ કહે કે પુષ્પમાલા, ચન્દન, સ્ત્રી વગેરે તથા વિષ–કંટક વગેરે પ્રત્યક્ષ જ સુખ–દુઃખનાં કારણ છે, તો અદૃષ્ટ કર્મને સુખદુઃખનું કારણ માનવાનું શું પ્રયોજન છે? આ કથન અયુક્ત છે. કારણ કે સુખદુઃખના કારણ અનિયત છે. જે એકને સુખનું કારણ થાય છે તે બીજાને દુઃખનું કારણ થાય છે. ઇષ્ટ શબ્દાદિ વિષયરૂપ સમાન સુખના સાધનવાળા અને અનિષ્ટ શબ્દાદિ વિષયરૂપ સમાન દુઃખના સાધનવાળા બે જીવોમાં કે ઘણા જીવોમાં સુખ–દુઃખના અનુભવરૂપ ફળની વિશેષતા જણાય છે. તે અદૃષ્ટ કર્મરૂપ હેતુ સિવાય ઘટી શકતી નથી. માટે સુખદુઃખની વિશેષતાના કારણભૂત કર્મનો સ્વીકાર કરવો જોઇએ. વિશેષાવશ્યક ભાષ્યમાં અન્ય અનુમાન પણ કહ્યું છે—

**"किरियाफलभावाओ दाणाईणं फलं किसीए व्व।**
**तं च दाणाइफलं मणप्पसायाई जइ बुद्धी ॥**
**किरियासामन्नाओ जं फलमस्सावि तं मयं कम्मं।**
**तस्स परिणामरूवं सुहदुक्खफलं जओ भुज्जो ॥"**

गा० १६१५–१६१६

"જેમ કૃષિનું ફળ ધાન્યની પ્રાપ્તિ છે તેમ દાનાદિ ક્રિયાનું ફળ હોવું જોઇએ. કારણ કે બધી ક્રિયા ફળવાળી છે. તે દાનાદિ ક્રિયાનું ફળ કર્મ છે. જો તું એમ માને કે 'દાનાદિ ક્રિયાનું ફળ મનની પ્રસન્નતા આદિ છે, પરન્તુ અદૃષ્ટ કર્મરૂપ ફળ માનવાની જરૂર નથી,' તો મનની પ્રસન્નતા વગેરે પણ ક્રિયારૂપ હોવાથી તેનું ફળ પણ માનવું જોઇએ. તેનું જે ફળ છે તે કર્મ છે. જેથી તે કર્મના પરિણામરૂપ સુખ-દુઃખ ફળ વારંવાર અનુભવાય છે" ઇત્યાદિ અગ્નિભૂતિના વાદસ્થળે જાણવું.

તેમાં નામ અને સ્થાપના સુગમ છે. બંધાયેલા અને બંધાતા કર્મવર્ગણાના સત્તામાં રહેલા પુદ્ગલો અથવા કર્મબન્ધનાં કારણો તે દ્રવ્યકર્મ. જ્ઞાનાવરણાદિ વિપાકને પ્રાપ્ત થયેલા, ગુણને રોકવા આદિ પોતાના કાર્યરૂપે પરિણમેલા પુદ્ગલો તે ભાવકર્મ.

નૈગમનયથી મિથ્યાત્વાદિ બન્ધહેતુને ઉત્પન્ન કરનાર અન્યદર્શનીનો પરિચય, પ્રશંસા વગેરે કર્મ કહેવાય છે. સંગ્રહનયથી કર્મબન્ધની યોગ્યતા સહિત જીવ અને પુદ્ગલો કર્મ કહેવાય છે. વ્યવહારનયથી ગ્રહણ કરાતી કાર્મણવર્ગણાનો સમુદાય અને હિંસા વગેરે કર્મ કહેવાય છે. ઋજુસૂત્રનયથી બન્ધના હેતુરૂપે પરિણમેલા અથવા સત્તામાં રહેલા કર્મના પુદ્ગલો, શબ્દનયથી ઉદિત થયેલા, ઉદીરણા પૂર્વક વિપાકને પ્રાપ્ત થયેલા પુદ્ગલો, સમભિરૂઢનયથી જ્ઞાનાદિ અનન્ત ગુણોમાં જે ગુણોનો રોધ થાય છે તેનું આવરણ કરનારા પુદ્ગલો, અને એવંભૂત-

નયથી પોતાના કર્તાપણા, ગ્રાહકપણા, ભોક્તાપણા અને વ્યાપકતારૂપે કર્મના કાર્ય કરવામાં પ્રવૃત્ત થયેલા પુદ્ગલો એ કર્મ કહેવાય છે. સિદ્ધસેનગણી કહે છે કે "શબ્દનયથી કર્મનું કર્તાપણું, સમભિરૂઢનયથી ભોક્તાપણું અને વ્યાપકપણું, અને એવંભૂતનયથી ગુણોનું આવરણ કરવાપણું છે. ઇત્યાદિ ભાવના કરવી. તેમાં વિપાકને પ્રાપ્ત થયેલા શુભાશુભ કર્મમાં મધ્યસ્થપણું કરવા યોગ્ય છે, તેને માટે આ ઉપદેશ છે.

તત્ત્વરસિક મુનિ અસાતાદિ દુઃખને પામીને દીન ન થાય. પોતે કરેલાં કર્મ ભોગવવાના સમયે દીનતા શી કરવી ? કર્મ કરતી વખતે વગર વિચારે કરવાથી આવા પ્રકારનો વિપાક પ્રાપ્ત થયો છે. એવી રીતે સાતાદિ, રાજ્ય અને ઐશ્વર્યાદિના સુખને પામી વિસ્મય ન પામે. પોતાના ગુણોને આવરણ કરનારા શુભ કર્મના ઉદયમાં શો વિસ્મય ? 'કર્મના શુભ અને અશુભ ઉદયને પરવશ થયેલું જગત છે, બધું જગત કર્મને આધીન છે' એમ જાણતો તત્ત્વજ્ઞાની કર્મના વિપાકની ઉપેક્ષા કરીને તત્ત્વના સાધનમાં પુરુષાર્થ કરે છે.

**येषां भ्रूभङ्गमात्रेण भज्यन्ते पर्वता अपि ।**
**तैरहो कर्मवैषम्ये भूपैर्भिक्षाऽपि नाप्यते ॥२॥**

१ येषां=જેઓના. भ्रूभङ्गमात्रेण=ભૃકુટીના ચાલવા માત્રથી. पर्वताः=પર્વતો. अपि=પણ. भज्यन्ते=તૂટી પડે છે. तैः=તે. भूपैः=રાજાઓએ. कर्मवैषम्ये=કર્મની વિષમ દશા પ્રાપ્ત થયે. अहो=આશ્ચર્ય છે કે. भिक्षाऽपि=ભિક્ષા પણ. न आप्यते=મેળવી શકાતી નથી.

**જેઓની ભૃકુટીના ભંગમાત્રથી (ભમરના ચાલવાથી) પર્વતો પણ ભાંગી જાય છે તેવા બલવાન રાજાઓ પણ કર્મની વિષમતા આવી પડે છે ત્યારે ભિક્ષા પણ મેળવી શકતા નથી એ આશ્ચર્ય છે.**

જેઓની ભૃકુટીના ચાલવામાત્રથી મોટા પર્વતો પણ તૂટી પડે છે તે રાજાઓ પણ કર્મના ઉદયથી દુઃખી અવસ્થાને પ્રાપ્ત થાય છે ત્યારે ભિક્ષા પણ મેળવી શકતા નથી. માટે કર્મના શુભાશુભ વિપાકનું વિચિત્રપણું છે.

**जातिचातुर्यहीनोऽपि कर्मण्यभ्युदयावहे ।**
**क्षणाद् रङ्कोऽपि राजा स्यात् छत्रछन्नदिगन्तरः ॥३॥**

**જાતિ અને ચતુરાઈથી હીન હોવા છતાં પણ અભ્યુદય કરનાર-શુભકર્મનો ઉદય હોય ત્યારે ક્ષણવારમાં રાંક પણ નન્દ આદિની પેઠે છત્રવડે ઢાંક્યું છે દિશામંડળ જેણે એવો રાજા થાય છે.**

જ્યારે શુભ ફળવાળા કર્મનો ઉદય થાય છે ત્યારે ઉત્તમ જાતિ અને ચતુરાઇથી રહિત અને રંક હોવા છતાં પણ ક્ષણવારમાં પોતાના એક છત્ર વડે દિશાઓને ઢાંકી દેનાર રાજા થાય છે, કર્મના ઉદય વડે જેની આજ્ઞાનું કોઇ ઉલ્લંઘન ન કરે તેવો ચક્રવર્તી થાય છે, તેમાં કાંઈ પણ

૧ अभ्युदयावहे कर्मणि=અભ્યુદય કરનારા કર્મનો ઉદય હોય છે ત્યારે. जातिचातुर्यहीनोऽपि=જાતિ અને ચતુરાઇથી હીન હોવા છતાં પણ. रङ्कोऽपि=રાંક હોવા છતાં પણ. क्षणात्=ક્ષણમાં. छत्रछन्नदिगन्तरः=છત્ર વડે ઢાંક્યા છે દિશાઓના ભાગને જેણે એવો. राजा=રાજા. स्यात्=થાય છે.

આશ્ચર્ય નથી. પરન્તુ સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ આત્મધર્મ પામવો દુર્લભ છે.

**विषमा कर्मणः सृष्टिर्दृष्टा करभपृष्ठवत् ।**
**जात्यादिभूतिवैषम्यात् का रतिस्तत्र योगिनः ॥४॥**

**ઊંટની પીઠની જેવી જાતિ આદિની ઉત્પત્તિના વિષમપણાથી કર્મની રચના ક્યાંય પણ સરખી નહિ એવી વિષમ દીઠી છે, તેથી કર્મની સૃષ્ટિમાં યોગીને શી રતિ (પ્રીતિ) થાય? પ્રશમરતિમાં કહ્યું છે કે—**

**"जातिकुलदेहविज्ञानायुर्बलभोगभूतिवैषम्यम् ।**
**दृष्ट्वा कथमिह विदुषां भवसंसारे रतिर्भवति ॥"**

**"જાતિ (માતૃપક્ષ), કુલ (પિતૃપક્ષ), શરીર, વિજ્ઞાન, આયુષ, બળ, અને ભોગની પ્રાપ્તિનું વિષમપણું જોઇને વિદ્વાનોને જન્મમરણરૂપ સંસારમાં કેમ પ્રીતિ થાય"? અર્થાત્ કોઇ પણ પ્રકારની રતિ ન થાય.**

જાતિ, ઉચ્ચ-નીચાદિ કુળ, સંસ્થાન (શરીરાકૃતિ), વર્ણ, સ્વર અને સંપત્તિ વગેરેના ભેદથી કર્મના ફળનું વિષમપણું છે, તેથી કર્મની રચના ઊંટની પીઠના જેવી વિષમ પ્રકારની જોવામાં આવે છે. પ્રશમરતિમાં કહ્યું છે કે "જાતિ વગેરેની વિષમતા જોઇને વિદ્વાનોને ભવ-સંસારમાં કેમ રતિ થાય'? તેમાં શુભ કર્મના ઉદયમાં ઐશ્વ-

૧ करभपृष्ठवत्=ઊંટની પીઠના જેવી. कर्मणः=કર્મની. सृष्टिः=રચના. जात्यादिभूतिवैषम्यात्=જાતિ આદિની ઉત્પત્તિના વિષમપણાથી. विषमा=સરખી નહિ એવી. दृष्टा=જાણેલી છે. तत्र=તેમાં. योगिनः=યોગીને. का=શી. रतिः=પ્રીતિ થાય.

ર્યાદિની પ્રાપ્તિ સમયે પરવસ્તુના સંયોગથી ઉત્પન્ન થતા અનેક અશુદ્ધ અધ્યવસાયોમાં રત્નત્રયીની પરિણતિવાળા યોગીને શી રતિ થાય? કંઇ પણ ન થાય. કહ્યું છે કે–

**"सुहजोगो रइहेऊ असुहजोगो अरइहेउत्ति।**
**रागो वड्ढइ तेणं अवरो दोसं विवड्ढइ॥**
**सिवमग्गविग्घभूया कम्मविवागा चरित्तबाहकरा।**
**धीराणं समया तिहिं(तेहिं) चायपरिणामओ हवइ॥"**

"શુભ કર્મનો યોગ રતિનું કારણ છે અને અશુભ કર્મનો યોગ અરતિનું કારણ છે. શુભકર્મના યોગે રાગ વધે છે અને અશુભ કર્મનો યોગ દ્વેષ વધારે છે.

મોક્ષમાર્ગના વિઘ્નભૂત અને ચારિત્રનો બાધ કરનારા કર્મના વિપાકો છે. તેથી ધીર પુરુષોને ત્યાગના પરિણામને લીધે સમભાવ થાય છે."

કર્મથી જ્ઞાનીને પણ સંસારમાં પરિભ્રમણ કરવું પડે છે એ બતાવે છે–

**आरूढाः प्रशमश्रेणिं श्रुतकेवलिनोऽपि च।**
**भ्राम्यन्तेऽनन्तसंसारमहो दुष्टेन कर्मणा॥५॥**

**ઉપશમશ્રેણિ ઉપર યાવત્ અગિયારમા ગુણસ્થાનકે ચઢેલા અને શ્રુતકેવલી-ચૌદપૂર્વધરોને પણ દુષ્ટ કર્મ અહો! અનન્ત સંસાર ભમાડે છે.**

---

१ प्रशमश्रेणिं=ઉપશમ શ્રેણિ ઉપર. आरूढाः=ચઢેલા. अपि च=અને. श्रुतकेवलिनः=ચૌદપૂર્વધરો. अपि=પણ. अहो=આશ્ચર્ય છે કે. दुष्टेन=દુષ્ટ. कर्मणा=કર્મ વડે. अनन्तसंसारं=અનન્ત સંસાર. भ्राम्यन्ते=ભમાડાય છે.

કેટલાએક મુનિઓ નિશ્ચય રત્નત્રયીના પરિણામથી તીવ્ર ક્ષયોપશમભાવ વડે સાધનને અવલંબી અપૂર્વકરણના બળથી ઉપશમચારિત્રના પરિણામરૂપ ઉપશમશ્રેણિને પ્રાપ્ત થઈ ઉપશાન્તમોહ નામના અગિયારમા ગુણસ્થાનકે સર્વથા મોહના ઉદયથી રહિત થયેલા અને શ્રુતકેવલી પણ દુષ્ટ કર્મ-સત્તામાં રહેલા અને ઉદયાવસ્થાને પ્રાપ્ત થયેલા મોહથી અથવા આયુષ પૂરું થવાથી ત્યાંથી પડીને અહો ! ચારગતિરૂપ અનન્ત સંસારમાં ભમે છે. તેથી ચેતના કર્મને આધીન કરવા યોગ્ય નથી. કર્મના ઉદયકાળે પોતાના ક્ષયોપશમ સ્વરૂપને અનુસરનારી ચેતના કરવી, કર્મનો વિપાક પડવામાં કે નવીન કર્મબન્ધમાં કારણ નથી, પરન્તુ પોતાની ચેતના અને વીર્ય મોહના ઉદયને અનુકૂલ હોવાથી કર્મબન્ધના હેતુરૂપે પરિણમે છે અને તેથી બન્ધ થાય છે. માટે હેતુરૂપે થતા પરિણામ જ નિવારવા યોગ્ય છે. ઉદય ગુણોને આવરે છે, પરન્તુ તે બન્ધનો હેતુ નથી. જો કર્મનો ઉદય બન્ધનો હેતુ હોય તો બધા ઉદયાવસ્થાને પ્રાપ્ત થયેલા કર્મ પુદ્ગલો બન્ધનું કારણ થાય અને એમ થતાં કર્મનું કર્તાપણું અન્યકૃત ઠરે. કારણ કે તેમાં આત્માની શક્તિની પ્રવૃત્તિ નથી અને અપ્રવૃત્ત થયેલી શક્તિ કર્મ કરનારી થતી નથી. માટે ઉદય કર્મનો હેતુ નથી, પરન્તુ ઉદયમાં આવેલા મિથ્યાત્વાદિ હેતુઓથી સમ્યક્ત્વાદિ ગુણો ઢંકાયેલા છે, અને ચેતના, વીર્ય અને દાનાદિ ગુણો ક્ષાયોપશમિક વિપરીત શ્રદ્ધા, મિથ્યાજ્ઞાન અને પરરમણતા રૂપે પરિણમે છે તે નવીન કર્મબન્ધનું કારણ થાય છે. તેથી અશુદ્ધતારૂપે પરિણમેલ આત્માની પરિણતિ નવીન કર્મબન્ધનું કારણ છે.

તેમાં દૃષ્ટાન્ત તરીકે સૂક્ષ્મ એકેન્દ્રિયોને અશુદ્ધતાને અનુસરનાર અલ્પ ક્ષયોપશમ હોવાથી અલ્પ બન્ધ થાય છે અને સંજ્ઞી પંચેન્દ્રિયોને અશુદ્ધતાને અનુકૂળ ઘણો ક્ષયોપશમ હોવાથી તીવ્ર બંધ થાય છે, ઇત્યાદિ જાણવું. કહ્યું છે કે–"अप्पा करेइ कम्माइं अप्पा वेएइ परवसो एसो"। "આત્મા કર્મ કરે છે અને તેને પરવશ થઇને આત્મા કર્મને વેદે છે." તથા ભગવતી અને પ્રજ્ઞાપનાદિ સૂત્રમાં કહ્યું છે કે "अत्तकडा कम्मा बंधंति, नो परकडा" આત્માએ (પોતે) કરેલાં કર્મ બંધાય છે, પણ બીજાએ કરેલાં કર્મ બંધાતાં નથી. તે પણ આત્મપ્રદેશોએ અવગાહેલાં કર્મ બંધાય છે, પણ અનવગાઢ–આત્મપ્રદેશોએ નહિ અવગાહેલાં કર્મ બંધાતાં નથી. ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે—"अत्ता कत्ता विकत्ता य सुहाण य दुहाण य"। "આત્મા સુખ અને દુઃખનો કર્તા અને અકર્તા છે" ઇત્યાદિ. આચારાંગ સૂત્રમાં કહ્યું છે કે "आयाणं सगडब्भि" આત્મા પોતે કરેલા કર્મનો નાશ કરનાર છે.

ઇત્યાદિ સ્વયમેવ યોજના કરવી, આવશ્યક નિર્યુક્તિમાં શ્રેણીથી પડવાના અધિકારમાં કહ્યું છે કે—

**उवसामं उवणीया गुणमहया जिणचरित्तसरिसं पि ।**
**पडिवायंति कसाया किं पुण सेसे सरागत्थे ॥**
**जइ उवसंतकसाओ लहइ अणंतं पुणो वि पडिवायं ।**
**न हु भे वीससियव्वं थोवे वि कसायसेसंमि ॥**
**अणथोवं वणथोवं अग्गिथोवं कसायथोवं च ।**
**न हु भे वीससियव्वं थेवं पि हु तं बहु होइ ॥**

आव० नि० गा० ११८–१२०

**दासत्तं देइ रिणं अइरा मरणं वणो विसप्पंतो।**
**सव्वस्सदाहमग्गी दिंति कसाया भवमणंतं ॥**

विशेषा० भा० गा० १३११

ગુણો વડે મહાન્ ઉપશમ ચારિત્રવાળાએ ઉપશમ ભાવને પમાડેલા કષાયો જિનના સમાન ચારિત્રવાળાને પણ નીચે પાડે છે, તો બાકીના સરાગી જીવોને માટે તો શું કહેવું ?.

જેના બધા કષાયો ઉપશમભાવને પામ્યા છે તે ફરીથી પણ અનન્તવાર નીચે પડી જાય છે, તો થોડો પણ કષાય બાકી હોય ત્યાં સુધી તમારે તેનો વિશ્વાસ કરવો યોગ્ય નથી. થોડું ઋણ, થોડો વ્રણ (ઘા), થોડો અગ્નિ અને થોડો કષાય હોય તોપણ તેનો તમારે વિશ્વાસ ન કરવો. કારણ કે થોડો હોય તોપણ ઘણો થાય છે.

ઋણ (દેવું) હોય તો તે દાસપણું આપે છે, વૃદ્ધિ પામતો વ્રણ થોડા સમયમાં મૃત્યુ પમાડે છે, અગ્નિ સર્વસ્વ બાળી નાંખે છે અને કષાયો અનન્તા ભવ કરાવે છે.

માટે કર્મના ઉદયથી આત્મા દીન બને છે.

**[1]अर्वाक् सर्वाऽपि सामग्री श्रान्तेव परितिष्ठति।**
**विपाकः कर्मणः कार्यपर्यन्तमनुधावति ॥६॥**

૧ अर्वाक्=બીજી. सर्वाऽपि=બધી ય. सामग्री=કારણસામગ્રી. श्रान्तेव=થાકી ગયેલાની પેઠે. परितिष्ठति=રહે છે. (પરન્તુ) कर्मणः= કર્મનો વિપાક. कार्यपर्यन्तं=કાર્યના અન્તસુધી. अनुधावति=પાછળ દોડે છે.

**નજીક રહેલી બીજી બધી ય સામગ્રી-કારણયોજના થાકેલાની પેઠે રહે છે, પણ કાર્ય કરવાને ઉતાવળી થતી નથી. પરન્તુ કર્મનો વિપાક કાર્યના છેડા સુધી દોડે છે. છેલ્લું કારણ હોવાથી એ જ પ્રધાન કારણ છે.**

બધી ય કારણસામગ્રી પહેલાં થાકી ગયેલાની પેઠે રહે છે, પણ કાર્ય કરવાને સમર્થ થતી નથી. પરન્તુ કર્મનો વિપાક-ઉદય એ છેલ્લું કારણ છે. તેથી તે કાર્યના અન્ત સુધી પ્રવર્તે છે. કારણ કે ઉપકરણ-સાધનરૂપ બાહ્ય સામગ્રી કર્મના ઉદયને આશ્રિત છે. તેથી કર્મનો ઉદય બીજાં કારણો કરતાં અધિક બલવાન્ છે. માટે કર્મનો ક્ષય કરવા માટે પ્રયત્ન કરવા યોગ્ય છે.

**[1]असावचरमावर्तें धर्मं हरति पश्यतः ।**
**चरमावर्तिसाधोस्तु छलमन्विष्य हृष्यति ॥७॥**

**આ કર્મવિપાક ચરમ પુદ્ગલપરાવર્તથી પહેલાં અન્ય પુદ્ગલપરાવર્તમાં દેખતાં છતાં ધર્મને હરે છે અને ચરમ પુદ્ગલપરાવર્તવાળા સાધુનું તો પ્રમાદરૂપ છિદ્ર-અન્તર્મર્મ ગવેષીને હર્ષ પામે છે-ખુશ થાય છે.**

આ કર્મવિપાક દેખતાં છતાં ચરમ પુદ્ગલપરાવર્ત પહેલાંનાં પુદ્ગલપરાવર્તોમાં વર્તતા આત્માના ધર્મને હરી લે છે અને છેલ્લા પુદ્ગલપરાવર્તમાં વર્તતા માર્ગાનુસારી નિર્ગ્રન્થના છિદ્રને ખોળીને હર્ષ પામે છે. એટલે માર્ગાનુ-

૧ असौ=આ કર્મવિપાક. अचरमावर्तें=છેલ્લા પુદ્ગલપરાવર્ત સિવાયના બીજા પુદ્ગલપરાવર્તમાં. पश्यतः=દેખતાં છતાં. धर्मं=ધર્મને. हरति=હરે છે. चरमावर्त्तिसाधोस्तु=પણ ચરમ પુદ્ગલપરાવર્તમાં વર્તતા સાધુના. छलं=છિદ્રને. अन्विष्य=શોધીને. हृष्यति=ખુશ થાય છે.

સારી નિર્ગ્રન્થના ક્ષાયોપશમિક ગુણો હોવાથી પ્રમાદાદિ દોષોને લીધે શંકાદિ અતિચાર સમયે કર્મવિપાક હર્ષ પામે છે એટલે વધે છે. આથી કર્મના વિપાક સમયે રાગ–દ્વેષ કરવા યોગ્ય નથી.

**साम्यं बिभर्ति यः कर्मविपाकं हृदि चिन्तयन् ।**
**स एव स्याच्चिदानन्दमकरन्दमधुव्रतः ॥८॥**

**જે કર્મના શુભાશુભ પરિણામને હૃદયમાં વિચારતો સમભાવને ધારણ કરે છે તે જ્ઞાનાનન્દરૂપ મકરન્દ–પુષ્પ પરાગનો ભોગી ભ્રમર (રસજ્ઞ) થાય છે.**

જે આત્માર્થી મનમાં કર્મના શુભાશુભ વિપાકને ચિંતવતો ઇષ્ટતા અને અનિષ્ટતા રહિત સમભાવને ધારણ કરે છે, તે જ યોગી જ્ઞાનાનન્દના રહસ્યરૂપ મકરન્દને આસ્વાદ લેનાર ભ્રમરરૂપ થાય છે–આત્માનન્દનો ભોગી થાય છે. એથી આત્માનન્દના રસિક મુનિ શુભાશુભ વિપાકના ઉદયથી રાગ–દ્વેષવાળા થતા નથી, પરન્તુ સર્વત્ર પ્રતિ સમભાવવાળા થાય છે. એમ કર્મનો વિપાક પ્રાપ્ત થયે સમભાવનો વિચાર કર્તવ્ય છે.

૧ यः=જે. हृदि=મનમાં. कर्मविपाकं=કર્મના વિપાકને. चिन्तयन्=ચિન્તવતો. साम्यं=સમભાવ. बिभर्ति=ધારણ કરે છે. स एव=તે જ (યોગી). चिदानन्दमकरन्दमधुव्रतः=જ્ઞાનાનન્દરૂપ મકરન્દ–પરાગનો ભોગી ભ્રમર. (થાય છે).

## ૨૨ भवोद्वेगाष्टक

यस्य गम्भीरमध्यस्याज्ञानवज्रमयं तलम् ।
रुद्धा व्यसनशैलोघैः पन्थानो यत्र दुर्गमाः ॥१॥
पातालकलशा यत्र भृतास्तृष्णामहानिलैः ।
कषायाश्चित्तसंकल्पवेलावृद्धिं वितन्वते ॥२॥
स्मरौर्वाग्निर्ज्वलत्यन्तर्यत्र स्नेहेन्धनः सदा ।
यो घोररोगशोकादिमत्स्यकच्छपसंकुलः ॥३॥
दुर्बुद्धिमत्सरद्रोहैर्विद्युदुर्वातगर्जितैः ।
यत्र सांयात्रिका लोकाः पतन्त्युत्पातसंकटे ॥४॥

૧ गम्भीरमध्यस्य=ગંભીર છે મધ્ય ભાગ જેનો, એવા. यस्य=જે સંસારસમુદ્રનું. अज्ञानवज्रमयं=અજ્ઞાનરૂપ વજ્રથી બનેલું. तलं=તળીઉં છે. यत्र=જ્યાં. व्यसनशैलोघैः=સંકટરૂપ પર્વતના સમૂહ વડે. रुद्धाः=રૂંધાયેલા. दुर्गमाः=જઈ ન શકાય તેવા. पन्थानः=માર્ગો છે. (૧)

यत्र=જ્યાં. तृष्णामहानिलैः=તૃષ્ણારૂપ મહા વાયુથી. भृताः=ભરેલા. पातालकलशाः=પાતાલકલશરૂપ. कषायाः=ક્રોધાદિ ચાર કષાયો. चित्तसंकल्पवेलावृद्धिं=મનના સંકલ્પરૂપ ભરતીને. वितन्वते=વિસ્તારે છે. (૨)

यत्र=જ્યાં. अन्तर्=મધ્યમાં. सदा=હંમેશાં स्नेहेन्धनः=સ્નેહ–રાગ (જલ)રૂપ ઈંધનવાળો. स्मरौर्वाग्निः=કામરૂપ વડવાનલ. ज्वलति=બળે છે. यः=જે. घोररोगशोकादिमत्स्यकच्छपसंकुलः=ભયંકર રોગ અને શોકાદિરૂપ માછલાં અને કાચબાથી ભરેલો છે. (૩)

दुर्बुद्धिमत्सरद्रोहैः=દુષ્ટબુદ્ધિ, મત્સર અને દ્રોહરૂપ. विद्युदुर्वातगर्जितैः=વિજળી, વાવાઝોડા અને ગર્જના વડે. यत्र=જ્યાં. सांयात्रिकाः=વહાણવટી. लोकाः=લોકો. उत्पातसंकटे=તોફાનરૂપ સંકટમાં. पतन्ति=પડે છે. (૪)

**ज्ञानी तस्माद् भवाम्भोधेर्नित्योद्विग्नोऽतिदारुणात् ।**
**तस्य संतरणोपायं सर्वयत्नेन काङ्क्षति ॥५॥**

જેનો મધ્યભાગ અગાધ છે એવા સંસારસમુદ્રનું અજ્ઞાનરૂપ વજ્રથી બનેલું તળીઉં છે, જ્યાં સંકટરૂપ પર્વતોની શ્રેણી વડે રુંધાયેલા અને દુઃખે જઈ શકાય એવા વિષમ માર્ગો છે. (૧)

જ્યાં તૃષ્ણા-વિષયાભિલાષરૂપ મહાવાયુથી ભરેલા ક્રોધાદિ ચાર કષાયરૂપ પાતાલકલશો મનના વિકલ્પરૂપ જુવાળની વૃદ્ધિ (ભરતી) કરે છે. (૨)

જ્યાં મધ્યભાગમાં સ્નેહ-રાગ (જળ)રૂપ ઇંધનવાળો કંદર્પરૂપ વડવાનલ હંમેશાં બળે છે. જે (સંસારસાગર) આકરા રોગ-શોકાદિરૂપ માછલા અને કાચબા વડે ભરપૂર છે. (૩)

જ્યાં દુર્બુદ્ધિ-માઠી બુદ્ધિ, ગુણોમાં રોષ કરવારૂપ મત્સર, દ્રોહ-અપકાર કરવાની બુદ્ધિરૂપ વિજળી, ભયંકર વાયુ અને ગર્જના વડે સાંયાત્રિક (વહાણવટી) લોકો ઉત્પાતરૂપ સંકટમાં પડે છે. (૪)

એવા અત્યન્ત ભયંકર સંસારસમુદ્રથી નિત્ય ભયભીત થયેલા જ્ઞાની તે ભવસમુદ્રને સર્વ પ્રકારના પ્રયત્નથી તરી જવાના ઉપાયને ઇચ્છે છે. (૫)

કર્મ વિપાકથી ઉદ્વિગ્ન થયેલો ભવ-સંસારથી ઉદ્વેગ

૧ तस्माद्=તે. दारुणात्=ભયંકર. भवाम्भोधेः=સંસારરૂપ સમુદ્રથી. नित्योद्विग्नः=હંમેશાં ભયભીત થયેલા. ज्ञानी=જ્ઞાની પુરુષ. तस्य=તેને तरणोपायं=તરવાના ઉપાયને. सर्वयत्नेन=સર્વ પ્રયત્ન વડે. काङ्क्षति=ઇચ્છે છે. (૫)

પામે છે, તેથી અહીં ભવોદ્વેગાષ્ટક કહેવામાં આવ્યું છે. તેમાં ભવ–મહાદેવ વગેરેના નામ તે નામભવ અથવા ભવ શબ્દથી બોલાવવા યોગ્ય તે નામભવ. સ્થાપનાભવ તે લોકાકાશ અથવા તેનો આકાર. ભવભ્રમણમાં કારણભૂત ધન–સ્વજન વગેરે દ્રવ્યભવ. અને ચારગતિરૂપ અને જન્મ-મરણાદિ સ્વરૂપવાળો સંસાર તે ભાવભવ. ભવના સંબન્ધે નયનું સ્વરૂપ આ પ્રમાણે છે. પ્રથમના નામ, સ્થાપના અને દ્રવ્યનિક્ષેપમાં પહેલાના ચાર નયો પ્રવર્તે છે અને ભાવનિક્ષેપમાં શબ્દાદિ ત્રણ નયો પ્રવર્તે છે. અહીં સંસારમાં મગ્ન થયેલા જીવોને ધર્મની ઇચ્છા થતી નથી. તેઓ ઇન્દ્રિયના સુખાસ્વાદમાં લીન થઈ ઉન્મત્તની પેઠે વિવેક વિનાના ભમે છે. દુઃખથી ઉદ્વેગ પામી દુઃખને દૂર કરવા માટે અનેક ઉપાયના ચિન્તનમાં વ્યગ્ર થઇને તેઓ ભુંડની પેઠે ભટકે છે. અત્યન્ત નિષ્ફળ આ સંસારસમુદ્રમાં સર્વસિદ્ધિ કરનાર ધર્મ સિવાય બીજું શું છે? પરન્તુ સંસારસમુદ્રમાં માછલાં જેવા મિથ્યાત્વની વાસનાથી વાસિત થયેલા [illegible] ઇન્દ્રિયોના સુખને માટે શ્રીમત્ તીર્થંકર ભગવંતને વંદનાદિ કરે છે. જન્મથી માંડીને કરેલું તપ ઉપવાસાદિ કષ્ટાનુષ્ઠાન નિયાણાના (ભોગની તીવ્ર અભિલાષાના) દોષથી હારી જાય છે, મોક્ષના કારણભૂત જૈન શાસનને ગણતા નથી, પરન્તુ દેવગતિ વગેરેના સુખનું કારણ માને છે ઐશ્વર્ય આદિમાં વ્યામોહ પામે છે. તેથી સંસારથી ઉદ્વેગ પામવા યોગ્ય છે. જ્યાં આત્મિક સુખની હાનિ થાય છે એવા સંસારની અભિલાષા સત્પુરુષો કેમ કરે? એથી અહીં ભવનું સ્વરૂપ બતાવે છે—

ઉપરના આ પાંચ શ્લોકની વ્યાખ્યા સાથે કરવામાં આવે છે—તત્ત્વજ્ઞાની આ સંસારસમુદ્રનો પાર પામવાના ઉપાયને સર્વ પ્રયત્ન વડે ઇચ્છે છે. જે સંસારસમુદ્રનો મધ્ય ભાગ ગંભીર—અત્યન્ત ઉંડો છે, જેનું જીવ અને અજીવના વિવેક રહિત તત્ત્વબોધશૂન્ય મિથ્યાજ્ઞાનરૂપ વજ્રમય દુઃખે કરીને ભેદી શકાય એવું તળીયું છે. જે સંસારસમુદ્રમાં કષ્ટરૂપ પર્વતના સમૂહ વડે રુંધાયેલા સદ્‌ગતિના જવાના માર્ગો દુર્ગમ—જઈ ન શકાય એવા છે. અર્થાત્ અજ્ઞાનરૂપ દુર્ભેદ્ય તળીયાવાળા, અતિગંભીર સંસારસમુદ્રના માર્ગો રોગશોકવિયોગાદિના કષ્ટરૂપ પર્વતો વડે રૂંધાઈ ગયા છે તેથી તેમાં પ્રાણીઓને સુખપૂર્વક ગમન કરવું અશક્ય છે. (૧)

જે ભવસમુદ્રમાં ક્રોધ, માન, માયા અને લોભરૂપ પાતાલકલશો તૃષ્ણા—વિષયના અભિલાષારૂપ મહા વાયુથી ભરેલા છે, અને તે મનના સંકલ્પરૂપ વેળાની (ભરતીની) વૃદ્ધિ કરે છે. એટલે સંસારસમુદ્રમાં અજ્ઞાની મનુષ્યો કષાયના ઉદયથી તૃષ્ણારૂપ વાયુની પ્રેરણા વડે વિકલ્પરૂપ ભરતીને વિસ્તારે છે. (૨)

જે જન્મ અને મરણરૂપ સંસારસમુદ્રમાં સ્નેહ—રાગરૂપ કાષ્ઠ જેને વિશે છે એવો કંદર્પરૂપ વડવાગ્નિ અંદર બળે છે. કામાગ્નિમાં સ્નેહ—રાગ ઇંધન છે અને વડવાગ્નિમાં સ્નેહ—જળ ઇંધન છે. જે ભયંકર રોગ—શોકાદિરૂપ માંછલાં અને કાચબાથી ભરેલો છે. એટલે સંસારમાં રાગરૂપ લાકડાથી પ્રજ્વલિત થતા કંદર્પરૂપ અગ્નિ અને રોગ શોકાદિ વડે પ્રાણિઓ સંતાપ પામે છે. (૩)

જ્યાં દુર્બુદ્ધિરૂપ વિદ્યુત મત્સર-ગુણોની અસહિષ્ણુતારૂપ વાવાઝોડું અને દ્રોહ-કપટરૂપ ગર્જના વડે સાંયાત્રિક-વ્રત નિયમાદિરૂપ વહાણમાં બેઠેલા લોકો ઉત્પાત-તોફાનરૂપ સંકટમાં આવી પડે છે. એટલે દુર્બુદ્ધિરૂપ વિજળી, મત્સરરૂપ દુર્વાત અને દ્રોહરૂપ ગર્જના વડે વ્રતાદિરૂપ વહાણો ચાલુ હોવા છતાં કુમાર્ગે જવાથી દોષરૂપ કાદવમાં ખુંચી જવારૂપ સંકટોને પ્રાપ્ત થાય છે. એથી સંસારસમુદ્રમાં સન્માર્ગને પ્રાપ્ત થવામાં એ બધાં મોટાં વિઘ્નો છે. (૪)

આવા પ્રકારના અતિ ભયંકર સંસારસમુદ્રથી નિત્ય ઉદાસીન થયેલા જ્ઞાની પુરુષ તેને તરવાના ઉપાયભૂત સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્રને ઇચ્છે છે, અને સંસારથી અત્યન્ત ભયભીત થયા હોય તેમ રહે છે. તેઓ વિચારે છે કે 'શુદ્ધજ્ઞાનમય પરમ તત્ત્વની રમણતારૂપ ચારિત્ર વડે પવિત્ર, રાગ-દ્વેષના ક્ષયથી ઉત્પન્ન થએલ પરમ શમ ભાવ વડે શીતલ, અનન્ત આનન્દરૂપ સુખમાં મગ્ન થયેલ, સર્વજ્ઞ, અત્યન્ત દક્ષ, શરીર અને આહારના સંગથી મુક્ત એવા મને શારીરાદિ દુઃખના ભારથી મારી આત્મિક શક્તિઓ દબાઇ જાય એ કેમ ઘટે? મારી ચેતના શક્તિ શરીરસહિત, પુદ્ગલસહિત, કર્મસહિત અને જન્મ-મરણસહિત નથી, તો આ મને મહામોહનો આવર્ત-વમળ કયાંથી?' એ પ્રમાણે ઉદ્વિગ્ન થયેલા જ્ઞાની પુરુષ ચારિત્રરૂપ વહાણ વડે સંસારસમુદ્રને તરી જવાનો વિચાર કરે છે. જે ચારિત્રરૂપ વહાણ સ્વરૂપનું જ્ઞાન અને રમણની એકતા વડે મનોહર છે, સમ્યગ્દર્શન રૂપ સુકાનવાળું, ક્ષમાદિ દશ યતિધર્મ અને અઢાર

હજાર શીલાંગરૂપ વિચિત્ર પાટીયાની મજબૂત રચના વડે સુશોભિત છે, સમ્યગ્જ્ઞાનરૂપ નિર્યામક સહિત, સુસાધુના સંસર્ગરૂપ કાથીના દોરડાના સખ્ત બન્ધનથી બાંધેલું અને સંવરરૂપ ખીલાથી જેનાં બધાં આસ્રવનાં દ્વારો બન્ધ કરેલાં છે, સામાયિક અને છેદોપસ્થાપનીયરૂપ બે માળની રચનાવાળું અને તેના ઉપર રચેલા સાધુસમાચારીરૂપ કરણમંડપવાળું છે, ચોતરફ ત્રણ ગુપ્તિરૂપ પ્રસ્તારથી સુરક્ષિત, અસંખ્યાતા શુભાધ્યવસાયરૂપ બખ્તર ધારણ કરનાર દુર્જય હજારો યોદ્ધાઓ વડે દુશ્મનોથી જેના સામે જોઈ ન શકાય એવું અને ચારે તરફ ફેલાયેલા સદ્ગુરુના ઉપદેશરૂપ દોરીઓના સમૂહવડે મધ્ય ભાગમાં સ્થાપન કરેલા અત્યન્ત સ્થિર અને સરલ સદ્બોધરૂપ કૂપસ્તંભવાળું છે. તે કૂપસ્તંભ ઉપર મૂકેલા અત્યંત શુભાધ્યવસાયરૂપ સઢવાળું, તેના અગ્ર ભાગમાં આરૂઢ થયેલ પ્રૌઢ સદ્ઉપયોગરૂપ દ્વારપાળવાળું અને અપ્રમાદરૂપ નગરવાસીઓના પરિવાર સહિત, સર્વાંગ સંપૂર્ણ છે. તે ચારિત્રરૂપ મહાયાનપાત્રમાં બેસીને જ્ઞાનીપુરુષો સર્વ પ્રયત્નથી સમુદ્રને તરવાનો ઉપાય કરે છે. (૫)

**तैलपात्रधरो[1] यद्वत् राधावेधोद्यतो यथा।**
**क्रियास्वनन्यचित्तः स्याद् भवभीतस्तथा मुनिः॥६॥**

**જેમ બાવનપલના તેલથી સંપૂર્ણ ભરેલા પાત્ર-થાળને**

૧ यद्वत्=જેમ. तैलपात्रधरः=તેલના પાત્રને ધારણ કરનાર. यथा=જેમ. राधावेधोद्यतः=રાધાવેધ સાધવામાં તત્પર (એકાગ્ર મનવાળો હોય છે.) तथा=તેમ. भवभीतः=સંસારથી ભય પામેલા. मुनिः=સાધુ. क्रियासु=ચારિત્રની ક્રિયામાં. अनन्यचित्तः=એકાગ્રચિત્તવાળા હોય.

**ધારણ કરનાર મનુષ્ય મરણના ભયે રાજાના કહેવાથી બધા ચૌટામાં ફરી ત્યાં થતાં નાટકાદિને નહિ દેખતો અપ્રમત્તપણે એક પણ ટીપું પાડ્યા સિવાય લઇ આવ્યો અને જેમ રાધાવેધ સાધવામાં તત્પર થયેલો જેનું બીજે ક્યાંય ચિત્ત નથી એવો એકાગ્રચિત્તવાળો હોય તેમ સંસારથી ભય પામેલા મુનિ ચારિત્રક્રિયામાં એકાગ્રચિત્તવાળા હોય.**

જેમ તેલના પાત્રને ધારણ કરનાર મરણના ભયથી બીતો મનુષ્ય અપ્રમત્ત (સાવધાન) રહે છે, અને તેલનું એક પણ ટીપું નીચે પડવા દેતો નથી, તેમ આત્મગુણના ઘાત થવાના ભયથી ડર પામતા મુનિ સંસારમાં અપ્રમત્ત રહે છે. જેમ કોઇ રાજાએ કોઇ લક્ષણવંતા પુરૂષનો વધ કરવાની આજ્ઞા આપી. તે વખતે સભાજનોએ વિનંતિ કરી કે હે સ્વામી, તેનો અપરાધ માફ કરો અને તેને ન મારો. ત્યારે સભાજનોની વિનંતિ સાંભળીને રાજાએ કહ્યું કે તેલથી સંપૂર્ણ ભરેલા થાળને અનેક નાટકો અને વાદિત્રોના શબ્દથી વ્યાપ્ત સર્વ નગરના ચૌટામાં ભમીને તેલનું એક પણ ટીપું નીચે પાડ્યા સિવાય આવે તો તેને મારીશ નહિ. જો થાળમાંથી એક પણ ટીપું નીચે પડશે તો તે જ વખતે તેના પ્રાણનો નાશ કરવામાં આવશે. રાજાએ એમ કહ્યું એટલે તે પુરુષે તે કાર્યનો સ્વીકાર કર્યો અને અનેક માણસોથી ભરેલા તે નગરના માર્ગમાં તેલના થાળને માથે ઉપાડી મન, વચન અને કાયાની એકાગ્રતાવાળો તે એક પણ તેલનું બિન્દુ પાડ્યા સિવાય ભમીને પાછો આવ્યો. તેમ મુનિ અનેક સુખ–દુઃખથી ભરપૂર સંસારમાં પણ સ્વસિદ્ધિને માટે પ્રમાદરહિત પ્રવૃત્તિ કરે છે. ફરીથી બીજું દૃષ્ટાન્ત કહે છે–જેમ સ્વયંવરમાં

કન્યા પરણવા માટે રાધાવેધ સાધવામાં તત્પર થયેલો રાજકુમાર ઉપયોગ અને યોગમાં સ્થિરતા હોવાથી લઘુલાઘવી કળાયુક્ત સ્થિર ચિત્તવાળો થાય છે, તેમ મુનિ સંસારભ્રમણ અને ગુણોના આવરણ આદિ મહાદુઃખથી ભય પામી સમિતિ, ગુપ્તિ, ચરણસિત્તરિ અને કરણસિત્તરિ રૂપ ક્રિયામાં એકાગ્ર ચિત્તવાળા થાય છે. કહ્યું છે કેઃ—

**"गाइज्जंतीसुरसुंदरीहिं वाइज्जंता वि वीणमाईहिं ।**
**तह वि हु समसत्ता वा चिट्ठंति मुणी महाभागा ॥**
**पव्वयसिलायलगया भावसिएहिं कडुफासेहिं ।**
**उज्जलवेयणपत्ता समचित्ता हुंति निग्गंथा ॥**
**आमिसलुद्धेण वणे सीहेण य दाढवक्कसंगहिया ।**
**तह वि हु समाहिपत्ता संवरजुत्ता मुणिवरिंदा" ॥**

"દેવાંગનાઓ ગાન કરતી હોય અને વીણા પ્રમુખ વાદિત્રો વાગતાં હોય તોપણ મહાભાગ્યવંત મુનિઓ સમાન ચિત્તવૃત્તિવાળા હોય છે.

પર્વતની શિલા ઉપર રહેલા નિર્ગ્રન્થો ભાવથી શીત પણ પ્રતિકૂલ ટાઢ, તાપ વગેરેના સ્પર્શથી તીવ્ર વેદનાઓ પામવા છતાં સમાધિને પ્રાપ્ત થયેલા હોય છે.

વનમાં માંસમાં લુબ્ધ એવા સિંહની વક્ર દાઢમાં સપડાએલા હોય તો પણ સંવરયુક્ત મુનિવરો સમાધિને પ્રાપ્ત થયેલા હોય છે."

આવા પ્રકારનો કર્મનો વિપાક પ્રાપ્ત થયે નિર્ગ્રન્થો નિર્ભય કેમ હોય છે તેનું કારણ દર્શાવે છે—

**विषं[1] विषस्य वह्नेश्च वह्निरेव यदौषधम् ।**
**तत्सत्यं भवभीतानामुपसर्गेऽपि यन्न भीः ॥७॥**

**વિષનું ઔષધ વિષ અને અગ્નિનું ઔષધ અગ્નિ જ કહેવાય છે તે સત્ય છે. જેથી સંસારથી ભય પામેલાને ઉપસર્ગ પ્રાપ્ત થવા છતાં પણ ભય હોતો નથી.**

વિષથી પીડિત થયેલો કોઈ વિષનું વિષરૂપ જ ઔષધ કરે છે. જેમકે જેને સાપ કરડયો હોય તેને લીંબડો વગેરે ચવરાવવામાં ભય નથી, અથવા કોઈક અગ્નિથી દાઝેલો હોય તેને અગ્નિના દાહની પીડાનું નિવારણ કરવા માટે અગ્નિનો શેક કરે છે, તે સાચું છે. કારણ કે સંસારથી ભય પામેલા મુનિઓને ઉપસર્ગો પ્રાપ્ત થવા છતાં પણ ભય હોતો નથી. કર્મનો ક્ષય કરવામાં તત્પર થયેલાને ઉપસર્ગો પ્રાપ્ત થતાં તેથી 'ઘણા કર્મોનો ક્ષય થશે' એમ માનતા સાધુ તેના ઉદયને વેદવાથી ભયભીત થતા નથી. કારણ કે તેથી તેનું સાધ્ય કાર્ય જલદી સિદ્ધ થાય છે.

**स्थैर्यं[2] भवभयादेव व्यवहारे मुनिर्व्रजेत् ।**
**स्वात्मारामसमाधौ तु तदप्यन्तर्निमज्जति ॥८॥**

---

१ विषस्य=વિષનું. औषधं=ઓસડ. विषं=વિષ છે. च=અને. वह्नेः=અગ્નિથી દાઝેલાનું (ઓસડ). वह्निः=અગ્નિ છે. तत्=તે. सत्यं=સાચું છે. यत्=કારણ કે. भवभीतानां=સંસારથી ભય પામેલાને. उपसर्गेऽपि=ઉપસર્ગો પ્રાપ્ત થવા છતાં પણ. भीः=ભય. न=હોતો નથી.

२ व्यवहारे=વ્યવહાર નયે. भवभयाद्=સંસારના ભયથી. एव=જ. मुनिः=સાધુ. स्थैर्यं=સ્થિરતા. व्रजेत्=પામે. तु=પરન્તુ. स्वात्मारामसमाधौ=પોતાના આત્માની રતિરૂપ સમાધિમાં. तदपि=તે ભય પણ. अन्तर्निमज्जति=અંદર વિલીન થાય છે.

**વ્યવહારનયે મુનિ સંસારના ભયથી જ સ્થિરતા પામે છે, અને પોતાના આત્માની રતિરૂપ નિર્વિકલ્પ સમાધિમાં હોય ત્યારે સંસારનો ભય પણ સમાધિમાં જ મગ્ન થાય છે. કારણ કે:—**

**"मोक्षे भवे च सर्वत्र निःस्पृहो मुनिसत्तमः"**

**મોક્ષ અને સંસારમાં ઉત્તમ મુનિ નિઃસ્પૃહ હોય છે, એવું શાસ્ત્રવચન છે.**

તત્ત્વજ્ઞાની મુનિ નરકનિગોદાદિ સંસારના દુઃખના ભયથી વ્યવહારનયે નિર્દોષ આહારાદિ ક્રિયાની પ્રવૃત્તિમાં સ્થિરતા પ્રાપ્ત કરે છે અને પોતાના આત્મામાં રમણતારૂપ સમાધિમાં એટલે જ્ઞાનાનન્દ વગેરેમાં સંસારનો ભય પણ અંદર વિલીન થાય છે. આત્મસ્વરૂપમાં જ ભય વિનાશ પામે છે. આત્મધ્યાનની લીલામાં લીન થયેલાને સુખદુઃખની સમાનાવસ્થામાં ભયનો અભાવ જ હોય છે. તેથી સંસારથી ઉદ્વિગ્ન થયેલા, પ્રથમ જ્ઞાન, દર્શન અને ચારિત્રાચારના અભ્યાસથી યોગ અને ઉપયોગની સ્થિરતા કરીને સ્વરૂપની અનન્તતારૂપ સ્યાદ્વાદતત્ત્વની એકતારૂપ સમાધિમાં વર્તતા મુનિને અધ્યેય સમભાવ હોય છે. કારણ કે 'ઉત્તમ મુનિઓ મોક્ષ અને સંસારમાં નિઃસ્પૃહ હોય છે.' માટે સ્વરૂપમાં લીન થયેલા અને સમાધિમાં મગ્ન થયેલાને નિર્ભયતા હોય છે. તેથી વસ્તુસ્વરૂપના નિશ્ચય વડે વિભાવથી ઉત્પન્ન થયેલા કર્મના ઉદયરૂપ પરસંયોગથી ઉત્પન્ન થયેલા સંસારમાં નિર્વેદ (ઉદાસીનતા) કરવા યોગ્ય છે.

---

## ૨૩ લોકસંજ્ઞાત્યાગાષ્ટક

**[1]प्राप्तः षष्ठं गुणस्थानं भवदुर्गाद्रिलङ्घनम् ।**
**लोकसंज्ञारतो न स्यान्मुनिर्लोकोत्तरस्थितिः ॥१॥**

**સંસારરૂપ વિષમ પર્વતનુ ઉલ્લંઘન કરવારૂપ છઠ્ઠા ગુણસ્થાનકને પ્રાપ્ત થયેલ, જેની લોકોત્તર માર્ગમાં સ્થિતિ-મર્યાદા છે, એવા મુનિ 'લોકે કર્યું તે જ કરવું, પણ શાસ્ત્રાર્થ ન વિચારવો' એવી બુદ્ધિરૂપ લોકસંજ્ઞામાં પ્રીતિવાળા ન હોય.**

સંસારથી વિરક્ત થયેલો અને મોક્ષના સાધનમાં ઉદ્યમવંત આત્મા લોકસંજ્ઞામાં મુંઝાતો નથી. કારણ કે લોકસંજ્ઞા ધર્મના સાધનમાં વ્યાઘાત કરનારી છે, તેથી તે આપ્ત પુરૂષોએ તજવા યોગ્ય છે. માટે તેના ઉપદેશરૂપ લોકસંજ્ઞા ત્યાગાષ્ટકનું વર્ણન કરવામાં આવ્યું છે. તેમાં લોક આઠ પ્રકારે છે–૧ તેમાં લોક શબ્દથી બોલાવવારૂપ નામ લોક, ૨ અક્ષરની રચનારૂપ લોકનાલિકાના યન્ત્રની સ્થાપના તે સ્થાપનાલોક, ૩ રૂપી અને અરૂપી એવા અજીવ અને જીવરૂપ દ્રવ્યલોક, ૪ ઊર્ધ્વ, અધો અને તિર્યગ્લોકમાં આકાશના પ્રદેશો તે ક્ષેત્રલોક, ૫ સમય, આવલિકા વગેરે કાળના પરિમાણરૂપ કાલલોક, ૬ મનુષ્ય, નારક વગેરે ચારગતિરૂપ ભવલોક, ૭ ઔદયિકાદિ ભાવ–

૧ भवदुर्गाद्रिलङ्घनं=સંસારરૂપ વિષમ પર્વતનું ઉલ્લંઘન કરનાર. षष्ठं=છઠ્ઠા પ્રમત્ત નામે. गुणस्थानकं=ગુણસ્થાનકને. प्राप्तः=પ્રાપ્ત થયેલા. लोकोत्तरस्थितिः=લોકોત્તર માર્ગમાં સ્થિતિ જેની છે એવા. मुनिः=સાધુ. लोकसंज्ञारतः=લોકસંજ્ઞામાં પ્રીતિવાળા. न स्यात्=ન હોય.

પરિણામરૂપ ભાવલોક, અને ૮ દ્રવ્યાદિનું ગુણ આદિ-રૂપે પરિણમન તે પર્યવલોક કહેવાય છે. ઇત્યાદિ બધું [1]આવશ્યક નિર્યુક્તિથી જાણવું. અથવા દ્રવ્યલોક સંસારરૂપ છે અને પરભાવમાં એકતારૂપ જીવોનો સમુદાય તે અપ્રશસ્ત ભાવલોક છે. અહીં ભવલોક અને અપ્રશસ્ત ભાવલોકની સંજ્ઞા તજવા યોગ્ય છે. ધર્માર્થી પુરુષોએ સાતે નયની અપેક્ષાએ લોકસંજ્ઞાનો ત્યાગ કરવો.

જેણે આસ્રવની વિરતિ કરેલી છે એવા સંયમી મુનિ સંસારરૂપ ઓળંગી ન શકાય એવા વિષમ પર્વતને ઉલ્લંઘન કરનાર સર્વ વિરતિરૂપ પ્રમત્ત ગુણસ્થાનકને પ્રાપ્ત થઈને લોકોએ કર્યું તે કરવાની બુદ્ધિથી ગતાનુગતિક પ્રવૃત્તિરૂપ લોકસંજ્ઞામાં રક્ત ન થાય, 'લોકોએ કર્યું તે કરવા યોગ્ય છે', એ બુદ્ધિ દૂર કરીને લોકાતીત મર્યાદા વડે રહેલા મુનિ આત્મસાધનના ઉપાયોમાં અનુરક્ત થાય. લોકો વિષયના અભિલાષી હોય છે અને મુનિ નિષ્કામ છે; લોકો પુદ્ગલની સંપત્તિ વડે પોતાનું મહત્ત્વ માનનારા છે અને મુનિ જ્ઞાનાદિ સંપત્તિથી શ્રેષ્ઠ છે, તેથી મુનિને લોકસંજ્ઞાનું શું પ્રયોજન છે?

**[2]यथा चिन्तामणिं दत्ते बठरो बदरीफलैः ।**
**हहा जहाति सद्धर्मं तथैव जनरञ्जनैः ॥२॥**

૧ જુઓ આવશ્યકનિર્યુક્તિ ગાથા ૧૦૫૭.

૨ यथा=જેમ. बठरो=મૂર્ખ. बदरीफलैः=બોર વડે (બોરના મૂલ્યથી). चिन्तामणिं=ચિન્તામણિ રત્ન. दत्ते=આપે છે. तथैव=તેમજ.

**જેમ મૂર્ખ બોર વડે (બોરના મૂલ્યથી) ચિન્તામણિ રત્ન આપે છે, તેમજ મૂઢ વિવિધ પ્રકારના લોકરંજન કરવા વડે સદ્ધર્મને તજે છે, એ ખેદનો વિષય છે.**

જેમ કોઈ મૂર્ખ મનુષ્ય બોર લઈને ચિન્તામણિરત્ન આપે છે તેમ અફસોસ છે કે મૂઢ જીવ લોકોની પ્રશંસાની અભિલાષાથી દ્રવ્યાચરણ અને તત્ત્વના અનુભવરૂપ સદ્ધર્મનો ત્યાગ કરે છે. અર્થાત મૂઢ જિનભક્તિ, શાસ્ત્રશ્રવણ અને આહારના ત્યાગાદિરૂપ ધર્મને યશ અને પૂજાદિની ઈચ્છાથી ગુમાવે છે. કહ્યું છે કે—

**"त्वत्तः सुदुष्प्रापमिदं मयाऽऽप्तं रत्नत्रयं भूरिभवभ्रमेण ।**
**प्रमादनिद्रावशतो गतं तत् कस्याग्रतो नायक ! पूत्करोमि ॥**
**वैराग्यरङ्गः परवञ्चनाय धर्मोपदेशो जनरञ्जनाय ।**
**वादाय विद्याध्ययनं च मेऽभूत् कियद् ब्रुवे हास्यकरं स्वमीश !"॥**

"હે જગન્નાયક ! અનેક ભવમાં ભ્રમણ કરવા વડે તમારી પાસેથી પ્રાપ્ત કરેલ અત્યન્ત દુર્લભ એવું જ્ઞાનાદિ રત્નત્રય પ્રમાદરૂપ નિદ્રાના વશથી ગુમાવ્યું, તો હવે કોની પાસે હું પોકાર કરું ?"

"મારો વૈરાગ્યરંગ બીજાને છેતરવા માટે, ધર્મોપદેશ માણસોને રંજન કરવા માટે અને વિદ્યાભ્યાસ વાદને માટે થયો, તો હે ઈશ ! હાસ્ય કરનારું મારું ચરિત્ર કેટલું કહું ?"

---

(મૂઢ) हहा=અરે. जनरञ्जनैः=લોકરંજન કરવા વડે सद्धर्म=સદ્ધર્મને. जहाति=તજે છે.

**लोकसंज्ञामहानद्यामनुस्रोतोऽनुगा न के ।**
**प्रतिस्रोतोऽनुगस्त्वेको राजहंसो महामुनिः ॥३॥**

**લોકસંજ્ઞારૂપ મોટી નદીમાં તૃણાદિની પેઠે પ્રવાહને અનુસરનારા એવા કોણ નથી? પણ સામે પ્રવાહે ચાલ્યો જાય એવો રાજહંસ એક મહામુનિ છે.**

લોકસંજ્ઞા–લોકની રીતિરૂપ મહાનદીના પ્રવાહની પાછળ ચાલનારા કોણ નથી? અર્થાત્ અનેક લોકો હોય છે. પરન્તુ પ્રતિસ્રોતગામી–સામે પ્રવાહે ચાલનારા રાજહંસ સમાન એકલા મહામુનિ–શુદ્ધ શ્રમણ છે. ઘણા જીવો લોકરૂઢિને અનુસરે છે, પણ કાંતિથી પ્રકાશમાન ત્રણ રત્નનું સાધન કરવામાં તત્પર નિર્ગ્રન્થ છે તે જ સ્વરૂપને અનુસરે છે. દશવૈકાલિક સૂત્રમાં કહ્યું છે કે—

**"अणुसोयपट्ठिअबहुजणंमि पडिसोअलद्धलक्खेण ।**
**पडिसोअमेव अप्पा दायव्वो होउकामेण ॥**
**अणुसोअसुहो लोओ पडिसोओ आसवो सुविहियाणं ।**
**अणुसोओ संसारो पडिसोओ तस्स उत्तारो ॥**

विविक्तचर्याचूलिका, गा० २—३

"જ્યારે ઘણા માણસો પ્રવાહને અનુસરીને પ્રવૃત્તિ કરે છે ત્યારે સામે પ્રવાહે ચાલવારૂપ સંયમનુ લક્ષ જેણે

१ लोकसंज्ञामहानद्यां=લોકસંજ્ઞારૂપ મોટી નદીમાં. अनुस्रोतोऽनुगाः= લોકપ્રવાહને અનુસરનારા. के=કોણ. न=નથી. प्रतिस्रोतोऽनुगः=સામે પ્રવાહે ચાલનાર. राजहंसः=રાજહંસ જેવા. एकः=એક. महामुनिः= મુનીશ્વર છે.

રાખ્યું છે એવા, નિર્વાણ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા નિર્ગ્રંન્થે સામે પ્રવાહે આત્માને પ્રવર્તાવવો. પ્રવાહને અનુસરવામાં સુખ માનનાર જનસમૂહ છે અને સુવિહિત સાધુઓનો સંયમ તે પ્રતિસ્રોત–સામે પ્રવાહે ચાલવારૂપ છે. પ્રવાહને અનુસરવું એ સંસાર છે અને સામે પ્રવાહે ચાલવું એ સંસારનો પાર પામવારૂપ છે.”

તેથી મુનિ લોકસંજ્ઞાને અનુસરનારા ન હોય.

**[1]लोकमालम्ब्य कर्तव्यं कृतं बहुभिरेव चेत् ।**
**तदा मिथ्यादृशां धर्मो न त्याज्यः स्यात् कदाचन ॥**

**જો લોકને અવલંબીને ઘણા માણસોએ જ કરેલું કરવા યોગ્ય હોય તો મિથ્યાદૃષ્ટિનો ધર્મ ક્યારે પણ તજવા યોગ્ય ન હોય.**

લોકનિશ્રાએ ઘણા માણસોએ કરેલું છે તે જો કરવા યોગ્ય હોય તો કદી પણ મિથ્યાદૃષ્ટિનો ધર્મ ત્યાગ કરવા યોગ્ય ન ગણાય. કારણ કે તેને ઘણા માણસો કરે છે. પોતાની ઇચ્છા પ્રમાણે આચરણ કરનારા ઘણા માણસો છે, અનાર્યોથી આર્યો થોડા છે, આર્યોથી જૈન આચારવાળા થોડા છે, અને તેમાં પણ જૈનપરિણતિવાળા થોડા છે. માટે ઘણા લોકોનું અનુસરણ કરવું યોગ્ય નથી.

૧ लोकं=લોકને. आलम्ब्य=અવલંબીને. चेत्=જો. बहुभिः=ઘણા માણસોએ. एव=જ. कृतं=કરેલું. कर्तव्यं=કરવા યોગ્ય હોય. तदा=તો. मिथ्यादृशां=મિથ્યાદૃષ્ટિઓનો. धर्मः=ધર્મ. कदाचन=કદી પણ. त्याज्यः= તજવા યોગ્ય. न स्यात्=ન હોય.

**[1]श्रेयोऽर्थिनो हि भूयांसो लोके लोकोत्तरे न च।**
**स्तोका हि रत्नवणिजः स्तोकाश्च स्वात्मसाधकाः॥**

**ખરેખર મોક્ષના અર્થી લોકમાર્ગ અને લોકોત્તર માર્ગમાં ઘણા નથી. કારણ કે રત્નના વહેપારી થોડા છે, તેમ પોતાના આત્માના અર્થને સાધનારા પણ થોડા છે.**

લોક એટલે બાહ્ય પ્રવાહમાં ધન, સ્વજન, ભવન, વન અને શરીરાદિ દ્વારા કલ્યાણના અર્થી ઘણા મનુષ્યો છે. પણ અમૂર્ત સચ્ચિદાનન્દરૂપ આત્મસ્વભાવને પ્રગટ કરવારૂપ લોકોત્તરમાર્ગમાં પ્રવૃત્તિ કરનારા મુમુક્ષુ જીવો ઘણા નથી. કારણ કે રત્નના વેપારી (ઝવેરી) થોડા હોય છે અને આત્માના નિરાવરણપણાને સાધનારા થોડા હોય છે.

**[2]लोकसंज्ञाहता हन्त नीचैर्गमनदर्शनैः।**
**शंसयन्ति [3]स्वसत्यांगमर्मघातमहाव्यथाम् ॥६॥**

**અફસોસ છે કે લોકસંજ્ઞાએ કરી હણાયેલા 'ધીમે જવું, નીચું જોવું' ઇત્યાદિ પ્રવૃત્તિ વડે પોતાના સત્ય વ્રતરૂપ**

૧ हि=ખરેખર. श्रेयोऽर्थिनः=મોક્ષના અર્થી. लोके=લોકમાર્ગમાં. च=અને. लोकोत्तरे=લોકોત્તર માર્ગમાં. भूयांसः=ઘણા. न=નથી. हि= કારણ કે. रत्नवणिजः=રત્નના વેપારી. स्तोकाः=થોડા છે. च=અને. स्वात्मसाधकाः=પોતાના આત્માનું સાધન કરનારા. स्तोकाः=થોડા છે.

૨ हन्त=અફસોસ છે કે. लोकसंज्ञाहताः=લોકસંજ્ઞાથી હણાયેલા. नीचैर्गमनदर्शनैः=ધીમે ચાલવા અને નીચે જોવા વડે. स्वसत्यांगमर्मघातमहाव्यथाम्=પોતાના સત્યવ્રતરૂપ અંગમાં મર્મપ્રહારની મહાવેદનાને. शंसयन्ति=જણાવે છે.

૩ स्वसत्त्याग=શ્રીમદ્ દેવચંદ્રજી.

**અંગમાં થયેલી મર્મ પ્રહારની મહાવેદનાને જણાવે છે.**

અરે ! લોકસંજ્ઞાથી વ્યાકુલ થયેલા જીવો શરીરને નીચે નમાવી ચાલવાથી અને ભૂમિ ઉપર નીચી દૃષ્ટિ રાખવા ઇત્યાદિ ચેષ્ટા વડે લોકરંજનના અભિપ્રાયે પોતાના સત્ત્યાગ—જૈન વૃત્તિના ત્યાગથી મર્મ સ્થળના ઘાની મહાપીડાને જણાવે છે. 'અમે પીડાથી વાંકા વળી ગયેલા શરીરે ભમીએ છીએ' એમ દર્શાવે છે. લોકનિન્દાના ભયથી ત્યાગ કરનારા જીવો આત્મસ્વરૂપનો ઘાત કરનારા હોય છે.

**आत्मसाक्षिकसद्धर्मसिद्धौ किं लोकयात्रया ।**
**तत्र प्रसन्नचन्द्रश्च भरतश्च निदर्शने ॥७॥**

**આત્માની સાક્ષીએ સદ્ધર્મની સિદ્ધિ થઈ હોય તો લોકયાત્રા-લોકવ્યવહારનું શું કામ છે? લોકને જણાવવાથી શું? તેમાં પ્રસન્નચન્દ્ર રાજર્ષિ અને ભરતરાજર્ષિના દૃષ્ટાન્ત છે. પ્રસન્નચન્દ્ર રાજર્ષિને દેખીતું બાહ્ય ચારિત્ર હોવા છતાં નરકગતિ યોગ્ય કર્મબન્ધ થયો અને ભરત-મહારાજાને બાહ્ય ચારિત્ર વિના પણ કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઈ.**

હે ઉત્તમ પુરુષ ! આત્મા છે સાક્ષી જેમાં એવા શુદ્ધ ધર્મની પ્રાપ્તિ થયે લોકયાત્રાનું શું કામ છે? લોકોને જણાવવાથી શું? લોકોને જણાવવાનું કંઈ પણ પ્રયોજન નથી. કારણ કે ધર્મની પ્રાપ્તિમાં આત્મા જ સાક્ષી છે. તેમાં

૧ आत्मसाक्षिकसद्धर्मसिद्धौ=આત્મા સાક્ષી જેમાં છે એવા સત્ ધર્મની પ્રાપ્તિ થયે. लोकयात्रया किम्=લોકવ્યવહારનું શું કામ છે? तत्र=તેમાં. प्रसन्नचन्द्रः=પ્રસન્નચન્દ્ર રાજર્ષિ. च=અને. भरतः=ભરત-મહારાજા. निदर्शने=દૃષ્ટાન્ત છે.

પ્રસન્નચન્દ્ર અને ભરતરાજા એ દૃષ્ટાન્ત છે. પ્રસન્નચન્દ્ર રાજર્ષિ સાધુના વેશે કાયોત્સર્ગમાં રહેલા હતા, તેને દુર્ધ્યાનથી નરકગતિને યોગ્ય બન્ધ થયો. ભરત ચક્રવર્તી ગૃહસ્થાવસ્થામાં મોહકલાની ક્રીડારૂપ વનિતાના પરિવારયુક્ત હોવા છતાં પણ આત્માની સાક્ષીએ એકત્વ પરિણામરૂપ ધર્મથી પરિણત થઇ કેવલજ્ઞાન પામ્યા. માટે જેમાં આત્મા સાક્ષી છે તેજ સાચો ધર્મ છે અને તેજ ધર્મ કરવા યોગ્ય છે.

**[1]लोकसंज्ञोज्झितः साधुः परब्रह्मसमाधिमान्।**
**सुखमास्ते गतद्रोहममतामत्सरज्वरः ॥८॥**

**લોકસંજ્ઞા રહિત, પરબ્રહ્મમાં લીનતા થવારૂપ સમાધિવાળા અને જેના દ્રોહ, મમતા અને મત્સરરૂપ જ્વર ગયા છે એવા સાધુ સુખે રહે છે.**

લોકસંજ્ઞા રહિત, પરબ્રહ્મ–શુદ્ધ આત્મસ્વરૂપને વિષે સ્થિરતારૂપ સમાધિવાળા, આત્મજ્ઞાનના આનન્દમાં મગ્ન, જેનો દ્રોહ–અપકાર કરવાની બુદ્ધિ, પરભાવમાં મમત્વ અને મત્સર–અહંકારરૂપ જ્વર નષ્ટ થયેલો છે એવા, પરમાત્મભાવને સાધવામાં તત્પર સાધુ સુખે રહે છે. તેથી 'કષાયની મલિનતા રહિત, પોતાના આત્મામાં રમણ કરનાર, આત્માને જાણનાર અને તત્ત્વનો અનુભવ કરનારા મુનિ સુખપૂર્વક

૧ लोकसंज्ञोज्झितः=લોકસંજ્ઞાથી રહિત. परब्रह्मसमाधिमान्=પરબ્રહ્મને વિષે સમાધિવાળા. गतद्रोहममतामत्सरज्वरः=ગયા છે દ્રોહ, મમતા, અને અભિમાનરૂપ જ્વર જેના એવા. साधुः=મુનિ. सुखम्=સુખે. तिष्ठति=રહે છે.

રહે છે', એ જણાવ્યું. લોકસંજ્ઞાના ત્યાગથી સ્વરૂપના યોગ અને ભોગના સુખમાં મગ્ન થયેલા નિર્ગ્રન્થો કર્મના ઉદયથી પ્રાપ્ત થયેલ ઇન્દ્રિયના સુખને પોતાનું ઘર બળવાથી થતા પ્રકાશ જેવું માને છે, પણ તેને સત્ય સુખરૂપ માનતા નથી.

## ૨૪ शास्त्राष्टक

**[1]चर्मचक्षुर्भृतः सर्वे देवाश्चावधिचक्षुषः ।**
**सर्वतश्चक्षुषः सिद्धाः साधवः शास्त्रचक्षुषः ॥१॥**

બધા પ્રાણીઓ ચર્મચક્ષુને ધારણ કરનારા છે, દેવો અવધિજ્ઞાનરૂપ ચક્ષુવાળા છે, સિદ્ધ ભગવંતો સર્વ પ્રદેશે કેવલ ઉપયોગરૂપ ચક્ષુવાળા છે અને સાધુઓ શાસ્ત્રરૂપ ચક્ષુવાળા છે. સમયસારમાં કહ્યું છે કે—

**"आगमचक्खू साहू चम्मचक्खूणि सव्वभूयाणि ।**
**देवा य ओहिचक्खू सिद्धा पुण सव्वदो चक्खू" ॥**

આગમ ચક્ષુવાળા સાધુઓ છે, સર્વ પ્રાણીઓ ચર્મચક્ષુવાળા છે, દેવો અવધિજ્ઞાનરૂપ ચક્ષુવાળા છે અને સિદ્ધો સર્વતઃચક્ષુવાળા છે."

હવે ક્રમપ્રાપ્ત યથાર્થ ઉપયોગના કારણભૂત શાસ્ત્રાષ્ટકની પ્રરૂપણા કરવામાં આવે છે. તેમાં શાસ્ત્રનું સ્વરૂપ

૧ सर्वे=બધા મનુષ્યો. चर्मचक्षुर्भृतः=ચર્મચક્ષુને ધારણ કરનારા છે. देवाः=દેવો. अवधिचक्षुषः=અવધિજ્ઞાનરૂપ ચક્ષુવાળા છે. सिद्धाः=સિદ્ધો. सर्वतश्चक्षुषः=સર્વ આત્મપ્રદેશે કેવલજ્ઞાન-દર્શનરૂપ ચક્ષુવાળા છે. च= અને. साधवः=સાધુઓ. शास्त्रचक्षुषः=શાસ્ત્રરૂપ ચક્ષુવાળા છે.

આ પ્રમાણે છે–જેમાં ઐકાન્તિક અને આત્યન્તિક રાગ દ્વેષાદિ ક્લેશરહિત, નિરામય–રોગરહિત પરમાત્મપદનું સાધન સ્યાદ્વાદ પદ્ધતિએ ઉપદેશ કરવામાં આવેલું હોય તે શાસ્ત્ર. તે જૈનશાસનરૂપ છે. પરન્તુ આ લોક સંબન્ધી શિક્ષારૂપ ભારત અને રામાયણાદિ શાસ્ત્ર કહેવાતા નથી. જૈનાગમ પણ સમ્યગ્દૃષ્ટિરૂપે પરિણમેલ શુદ્ધ વક્તાને જ મોક્ષનું કારણ થાય છે અને મિથ્યાદૃષ્ટિને તો સંસારનું કારણ થાય છે. નંદીસૂત્રમાં કહ્યું છે કે—

**"दुवालसंगं गणिपिडगं सम्मत्तपरिग्गहिअं सम्मसुअं,**
**मिच्छत्तपरिग्गहियं मिच्छसुयं" ॥**

"દ્વાદશાંગ ગણિપિટક સમ્યગ્દૃષ્ટિએ ગ્રહણ કરેલું તે સમ્યક્ શ્રુત અને મિથ્યાદૃષ્ટિએ ગ્રહણ કરેલું તે મિથ્યાશ્રુત કહેવાય છે. પૂજ્ય જિનભદ્રગણિક્ષમાશ્રમણે કહ્યું છે કે—

**"सदसदविसेसणाओ भवहेऊ जहच्छिओवलंभाओ ।**
**नाणफलाभावाओ मिच्छादिट्ठिस्स अन्नाणं" ॥**

"સદ્ અને અસદ્નો વિવેક નહિ હોવાથી, સંસારનું કારણ હોવાથી, સ્વચ્છંદપણે જાણવાથી અને જ્ઞાનનું ફળ વિરતિ નહિ હોવાથી મિથ્યાદૃષ્ટિનું જ્ઞાન અજ્ઞાનરૂપ છે".

જીવાજીવાદિ દ્રવ્યો અને તેના ગુણ–પર્યાયના જ્ઞાનપૂર્વક સર્વ આસ્રવોનો ત્યાગ કરનારને પણ નૈશ્ચયિક શ્રદ્ધા થવાથી સમ્યગ્દર્શન થાય છે. યથાર્થ સ્વ–પરના ભેદજ્ઞાન વડે જાણેલ સ્વરૂપના ઉપાદેયપણા અને પરસ્વરૂપના હેયપણાના વિજ્ઞાનપૂર્વક નિમિત્ત અને ઉપાદાન કારણના નિશ્ચયરૂપ શુદ્ધ અને અવિનશ્વર પોતાના સિદ્ધસ્વરૂપની પરિણતિમાં ધર્મની

પ્રતીતિ થવી તે સમ્યગ્દર્શન છે. એમ સમ્યગ્દર્શન સહિત પરમાત્મભાવની રુચિવાળા પુરુષને તેના સાધન અને ઉપાયનું નિરંતર કથન કરનાર શાસ્ત્ર છે. તે નામાદિના ભેદથી ચાર પ્રકારે છે. આચારાંગાદિ નામ તે નામશાસ્ત્ર, સિદ્ધચક્રાદિને વિષે સ્થાપેલું શ્રુતજ્ઞાન તે સ્થાપનાશાસ્ત્ર, પુસ્તકાદિમાં રહેલું તે દ્રવ્યશાસ્ત્ર અથવા ઉપયોગરહિત પુરુષને ક્ષયોપશમભાવને પ્રાપ્ત થયેલું જૈનાગમ તે દ્રવ્યશાસ્ત્ર અને શાસ્ત્રના ઉપયોગરૂપ તે ભાવશાસ્ત્ર.

નયના વિચારમાં નૈગમનયથી વચનના બોલવારૂપ વ્યંજનાક્ષરાદિ શાસ્ત્ર કહેવાય છે, સંગ્રહનયથી પુદ્‌ગલરૂપ દ્રવ્યેન્દ્રિય અને જીવરૂપ ભાવેન્દ્રિય શાસ્ત્રનું કારણ હોવાથી શાસ્ત્ર કહેવાય છે, વ્યવહારનયથી પઠન, પાઠન અને શ્રવણરૂપ શાસ્ત્ર છે, ઋજુસૂત્રનયથી મનન અને નિદિધ્યાસનરૂપ શાસ્ત્ર છે, શબ્દનયથી શ્રુતના આધારે આત્માના સ્પર્શજ્ઞાનના પરિણામવાળો ભાવક્ષયોપશમ શાસ્ત્ર છે, સમભિરૂઢ નયથી ઉપયોગવાળાને શાસ્ત્ર કહેવાય છે. તન્મયતાને પામેલા, સર્વ અક્ષરની લબ્ધિવાળાનો શુદ્ધ ઉપયોગ તે એવંભૂતનયથી શાસ્ત્ર કહેવાય છે. કારણ કે સર્વ અક્ષરની લબ્ધિવાળા નિર્વિકલ્પ ઉપયોગ સમયે ઉત્સર્ગથી ભાવશાસ્ત્રના પરિણમનના ઉપયોગ સહિત છે. તેથી પરમકારુણિક ભગવંતોએ ઉપદેશેલું શાસ્ત્ર હિતકારક છે. તત્ત્વાર્થભાષ્યની કારિકામાં કહ્યું છે કે—

''एकमपि जिनवचनाद्यस्मान्निर्वाहकं पदं भवति ।
श्रूयन्ते चानन्ताः सामायिकमात्रपदसिद्धाः ॥

तस्मात् तत्प्रामाण्यात् समासतो व्यासतश्च जिनवचनम् ।
श्रेय इति निर्विचारं ग्राह्यं धार्यं च वाच्यं च ॥
न भवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात् ।
ब्रुवतोऽनुग्रहबुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति ॥
श्रममविचिन्त्यात्मगतं तस्माच्छ्रेयः सदोपदेष्टव्यम् ।
आत्मानं च परं च हितोपदेष्टाऽनुगृह्णाति" ॥

"કારણ કે જિનવચનથી ગ્રહણ કરેલું એક પણ પદ ાંસારથી પાર ઉતારે છે. કેમકે અનન્તા સામાયિક પદ ાત્રથી સિદ્ધ થયેલા શાસ્ત્રમાં સંભળાય છે.

તે શાસ્ત્રના પ્રામાણ્યથી સંક્ષેપથી અને વિસ્તારથી ંજનવચન શ્રેયસ્કર છે, માટે નિઃશંકપણે ગ્રહણ-શ્રવણ કરવા ાગ્ય, ધારણ કરવા યોગ્ય અને ઉપદેશ કરવા યોગ્ય છે.

હિતકારી શાસ્ત્રનું શ્રવણ કરવાથી બધા શ્રોતાને એકા-તથી ધર્મ થતો નથી, પરન્તુ બીજાને ઉપકાર બુદ્ધિથી હેનાર વક્તાને એકાન્તથી ધર્મ થાય છે.

તેથી પોતાના શ્રમનો વિચાર કર્યા સિવાય હમેશાં ાયઃ-મોક્ષનો ઉપદેશ કરવો યોગ્ય છે, કારણ કે હિતનો પદેશ કરનાર પોતાનો અને પરનો ઉપકાર કરે છે."

એથી શાસ્ત્રમાં આદર ઉત્પન્ન કરવા માટે ગ્રન્થકર્તા પદેશ કરે છે—તિર્યંચ અને મનુષ્યો બધા ચર્મચક્ષુ ારણ કરનારા છે. એટલે મતિશ્રુતજ્ઞાનાવરણીય અને વીર્યા-તરાયના ક્ષયોપશમ તથા જાતિનામ, પર્યાપ્તનામ, શરી-

રનામ અને નિર્માણનામકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલ ચક્ષુને ધારણ કરનારા છે. દેવો અવધિજ્ઞાનાવરણીય અને અવધિ-દર્શનાવરણીય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ અવધિજ્ઞાન-રૂપ ચક્ષુવાળા છે. સિદ્ધ ભગવંતો સર્વપ્રદેશે થયેલા કેવલ-જ્ઞાન–દર્શનના ઉપયોગવાળા છે અને નિર્ગ્રન્થ સાધુઓ શાસ્ત્રના આધારે થતા વિજ્ઞાનરૂપ ચક્ષુવાળા છે. એ હેતુથી નિર્ગ્રન્થોને વાચનાદિ સ્વાધ્યાયનું પ્રધાનપણું છે.

**[1]पुरःस्थितानिवोर्ध्वाधस्तिर्यग्लोकविवर्तिनः ।**
**सर्वान् भावानवेक्षन्ते ज्ञानिनः शास्त्रचक्षुषा ॥२॥**

**જ્ઞાનીઓ શાસ્ત્રરૂપ ચક્ષુ વડે જાણે આગળ રહેલા હોય તેમ સૌધર્માદિ ઊર્ધ્વલોક, નરકાદિ અધોલોક અને જંબૂ-લવણાદિ તિર્યગ્લોકમાં વિવિધ પરિણામ પામતા સર્વ ભાવ-પદાર્થને સાક્ષાત્ દેખે છે. અહીં શ્રુત સહચરિત માનસ અચક્ષુદર્શનથી દેખે છે એમ જાણવું.**

જ્ઞાનીઓ આગમના ઉપયોગથી ઊર્ધ્વ, અધો અને તિર્યગ્લોકમાં રહેલા સર્વ સૂક્ષ્મ, બાદર, સહજ અને વિ-ભાવરૂપ અન્ય ક્ષેત્રમાં રહેલા પરોક્ષ ભાવોને આગમના બળથી સન્મુખ રહેલા હોય તેમ દેખે છે. અહીં દર્શન માનસ શ્રુતજ્ઞાનના ક્ષયોપશમરૂપ જાણવું.

---

1 ज्ञानिनः=જ્ઞાની પુરુષો. शास्त्रचक्षुषा=શાસ્ત્રરૂપ ચક્ષુથી. ऊर्ध्वाधस्तिर्यग्लोकविवर्त्तिनः=ઊર્ધ્વ, અધો અને તિરછાલોકમાં પરિણામ પામતા. सर्वभावान्=સર્વ ભાવોને. पुरःस्थितान् इव=સન્મુખ રહેલા હોય તેમ. साक्षात्=પ્રત્યક્ષ. अवेक्षन्ते=દેખે છે.

[1]शासनात् त्राणशक्तेश्च बुधैः शास्त्रं निरुच्यते ।
वचनं वीतरागस्य तत्तु नान्यस्य कस्यचित् ॥२॥

પંડિતોએ હિત શિખવવાથી અને રક્ષણ કરવાની શક્તિથી શાસ્ત્ર શબ્દની વ્યુત્પત્તિ કરી છે. તે સર્વગુણસહિત કેવલજ્ઞાન મૂલ કારણ જેનું છે એવું વીતરાગનું વચન છે. બીજા કોઇનું વચન તે શાસ્ત્ર કહેવા યોગ્ય નથી. પ્રશમરતિમાં કહ્યું છે કે—

"शासनसामर्थ्येन च संत्राणबलेनानवद्येन ।
युक्तं यत् तच्छास्त्रं तच्चैतत् सर्वविद्वचनम्" ॥

"હિતશિક્ષા આપવાના સામર્થ્યથી, અને નિર્દોષરક્ષણ કરવાની શક્તિથી યુક્ત હોય તે શાસ્ત્ર છે અને તે સર્વજ્ઞનું વચન છે."

હિતશિક્ષા આપવાથી અને સંસારથી ભય પામેલા, કર્મથી ઘેરાયેલા અને વિભાવથી પીડિત થયેલા જીવોનું રક્ષણ કરવાની શક્તિ હોવાથી વિદ્વાનોએ તેને શાસ્ત્ર કહ્યું છે. 'મોક્ષમાર્ગનો શાસન–ઉપદેશ કરે છે માટે તે શાસ્ત્ર છે' એમ તત્ત્વાર્થકાર કહે છે. સર્વ મોહના ક્ષયથી પરમ શમસ્વભાવને પ્રાપ્ત થયેલા વીતરાગનું વચન મોક્ષમાર્ગનો ઉપદેશ કરનાર છે. પૂજ્ય ઉમાસ્વાતિવાચકે કહ્યું છે કે—

"केवलमधिगम्य विभुः स्वयमेव ज्ञानदर्शनमनन्तम् ।

1 शासनात्=હિતોપદેશ કરવાથી. च=અને. त्राणशक्तेः=સર્વજીવોને રક્ષણ કરવાના સામર્થ્યથી. बुधैः=પંડિતોએ. शास्त्रं निरुच्यते=શાસ્ત્રશબ્દની વ્યુત્પત્તિ કરાય છે. तत्तु=તે શાસ્ત્ર તો. वीतरागस्य=વીતરાગનું. वचनं=વચન છે. अन्यस्य=બીજા. कस्यचित्=કોઇનું. न=નથી.

लोकहिताय कृतार्थोऽपि देशयामास तीर्थमिदम् ॥"

"તીર્થંકરે કેવળ અનન્ત જ્ઞાન–દર્શન પામીને કૃતાર્થ હોવા છતાં લોકના હિત માટે સ્વયમેવ આ વર્તમાન તીર્થનો ઉપદેશ કર્યો છે."

તે માટે તેમનું વચન જ મોક્ષનું કારણ છે. પોતે અસર્વજ્ઞ છતાં પોતાને સર્વજ્ઞ માનતા એવા બીજા કોઈનું વચન મોક્ષનું કારણ નથી.

**शास्त्रे पुरस्कृते तस्माद् वीतरागः पुरस्कृतः ।**
**पुरस्कृते पुनस्तस्मिन् नियमात् सर्वसिद्धयः ॥४॥**

**તેથી શાસ્ત્ર આગળ કર્યું–મુખ્ય કર્યું એટલે તેણે વીતરાગ ભગવંત આગળ કર્યા. શાસ્ત્રના ઉપયોગે તેના કર્તા સાંભરે જ. અને વીતરાગને આગળ કર્યા એટલે અવશ્ય સર્વ સિદ્ધિઓ થાય છે. કહ્યું છે કે—**

**"अस्मिन् हृदयस्थे सति हृदयस्थस्तत्त्वतो मुनीन्द्र इति ।**
**हृदयस्थिते च तस्मिन् नियमात् सर्वार्थसिद्धयः" ॥**

षोडशक २ श्लो० १४.

**"તીર્થંકર પ્રણીત આગમ હૃદયમાં હોય ત્યારે પરમાર્થથી તીર્થંકર ભગવંત હૃદયમાં હોય છે. કારણ કે તે તેના સ્વતંત્ર પ્રણેતા છે, અને જ્યારે તીર્થંકર ભગવંત હૃદયમાં હોય ત્યારે અવશ્ય સર્વ અર્થની સિદ્ધિ થાય છે."**

---

૧ तस्मात्=તેથી. शास्त्रे पुरस्कृते=શાસ્ત્રને આગળ કર્યું એટલે. वीतरागः=વીતરાગને. पुरस्कृतः=આગળ કર્યા છે. पुनः=વળી. तस्मिन् पुरस्कृते=તે વીતરાગને આગળ કર્યા એટલે. नियमात्=અવશ્ય. सर्वसिद्धयः=સર્વ સિદ્ધિ થાય છે.

તે કારણથી જ્યારે આદર–બહુમાનપૂર્વક શાસ્ત્ર–સિદ્ધાન્તને અગ્રેસર કરવામાં આવે છે ત્યારે વીતરાગ ભગવંત અગ્રેસર કરાય છે, અને જ્યારે વીતરાગ ભગવંત અગ્રેસર કરાય છે ત્યારે નિશ્ચયથી સર્વ સિદ્ધિ–કેવલજ્ઞાનાદિ આત્મિક સંપત્તિ પ્રગટ થાય છે. આગમમાં કહ્યું છે કે—

**"आगमं आयरंतेण अत्तणो हियकंखिणो ।**
**तित्थनाहो सयंबुद्धो सव्वे ते बहुमन्निया" ॥**

"આગમનો આદર કરતા તેણે આત્માના હિતની ઇચ્છાવાળા અને સ્વયંબુદ્ધ તીર્થંકર વગેરે બધાનું બહુમાન કર્યું છે.

આ કારણથી આગમનો આદર કરનાર અરિહંત, મુનિ અને સંઘનો આદર કરે છે.

**[1]अदृष्टार्थेऽनुधावन्तः शास्त्रदीपं विना जडाः ।**
**प्राप्नुवन्ति परं खेदं प्रस्खलन्तः पदे पदे ॥५॥**

જડ–અવિવેકી મનુષ્યો શાસ્ત્રરૂપ દીવા વિના અદૃષ્ટ–**નહિ જોયેલા પરોક્ષ અર્થમાં પાછળ દોડતા અને પગલે પગલે સ્ખલના પામતા–ઠોકર ખાતા ઘણો ખેદ પામે છે.**

સંવર, નિર્જરા અને મોક્ષરૂપ અદૃષ્ટ પદાર્થમાં શાસ્ત્રરૂપ દીવાના પ્રકાશ વિના પાછળ દોડતા અને પગલે પ-

१ शास्त्रदीपं विना=શાસ્ત્રરૂપ દીવા વિના. अदृष्टार्थे=પરોક્ષ અર્થમાં. अनुधावन्तः=પાછળ દોડતા. जडाः=અવિવેકી જનો. पदे पदे=પગલે પગલે. प्रस्खलन्तः=ઠોકરો ખાતા. परं=અત્યન્ત. खेदं=ક્લેશ. प्राप्नुवन्ति=પામે છે.

ગલે અત્યન્ત ઠોકરો ખાતા જડ મનુષ્યો અત્યન્ત ક્લેશ પામે છે. જેણે શુદ્ધ માર્ગને જાણ્યો નથી તે અનેક ઉપાયમાં પ્રવૃત્તિ કરે તોપણ અનેક ભૂલો કરે છે.

**[1]शुद्धोञ्छाद्यपि शास्त्राज्ञानिरपेक्षस्य नो हितम्।**
**भौतहन्तुर्यथा तस्य पदस्पर्शनिवारणम् ॥६॥**

**શાસ્ત્રાજ્ઞાની અપેક્ષારહિત આપમતિને (સ્વેચ્છાચારીને) શુદ્ધ–બેંતાળીશ દોષરહિત–આહારગવેષણાદિક પણ હિતકારક નથી. જેમ ભૌતમતિને હણનાર શબરને તેના પગે સ્પર્શ કરવાનું નિવારણ કરવું હિતકારક નથી. 'જીવતા ભૌતમતિનો સ્પર્શ ન કરવો' એ આજ્ઞા તેની પાસે રહેલા મયૂરપિચ્છના અર્થી શબરે જેમ તેને મારી તેના પગે સ્પર્શ કર્યા સિવાય મયૂરપિચ્છ લેતાં પાળી, તેમ આપમતિને શાસ્ત્રાજ્ઞા વિના બાહ્યાચારનું પરિપાલન જાણવું.**

જે શાસ્ત્રની આજ્ઞા નિરપેક્ષ સ્વેચ્છાચારી છે તેને શુદ્ધ–બેંતાળીશ દોષરહિત–આહાર ગ્રહણ કરવો, કેશનો લોચ કરવો, પૃથ્વી ઉપર સૂવું, બ્રહ્મચર્ય પાલન કરવું વગેરે પણ હિતકારી થતા નથી–એટલે આત્માના સમ્યગ્દર્શનાદિ ગુણોની વૃદ્ધિ માટે થતા નથી. જેમ ભૌતમતિ(ભૂતવાદી)ને હણનાર ભિલ્લને પૂજ્ય હોવાથી તેના ગુરુના ચરણોનો સ્પર્શ નિવારવો તે હિતકારક નથી.

1 शास्त्राज्ञानिरपेक्षस्य=શાસ્ત્રાજ્ઞાની અપેક્ષા રહિત, સ્વચ્છંદમતિને. शुद्धोञ्छाद्यपि=શુદ્ધ ભિક્ષા વગેરે બાહ્યાચાર પણ. हितं=હિતકારી. न=નથી. यथा=જેમ. भौतहन्तुः=ભૌતમતિને હણનારને. तस्य=તેના. (ભૌતમતિના). पदस्पर्शनिवारणम्=પગે સ્પર્શ કરવાનો નિષેધ કરવો.

કોઇ એક ભૌતમતિની પાસે સુન્દર મયૂરપિચ્છનું છત્ર હતું. તેનો ભક્ત એક ભિલ્લરાજા હતો. તેની રાણીને તે છત્ર ખૂબ ગમ્યું હોવાથી તે ભિલ્લરાજાએ ગુરુ પાસે માગ્યું, પરન્તુ ગુરુએ આપવાની ના પાડી. તેથી તેણે પોતાના સુભટોને હુકમ કર્યો કે ગુરુનો વધ કરીને છત્ર લાવો, પરન્તુ ગુરુના ચરણ પૂજ્ય હોવાથી તેનો સ્પર્શ કરશો નહિ. પછી તે ભિલ્લરાજાના સુભટોએ ગુરુનો વધ કરી તેની પાસેથી છત્ર લઇ લીધું. જેવી તે ભિલ્લરાજાની ગુરુના ઉપર ભક્તિ હતી, તેવી જ શાસ્ત્રનિરપેક્ષ સ્વચ્છન્દચારીની શુદ્ધ આહારાદિ ગ્રહણ કરવા વગેરેની પ્રવૃત્તિ જાણવી. જેમ મયૂરપિચ્છના છત્રનો અર્થી ભિલ્લરાજા પોતાના ગુરુ ભૌતમતિનો વધ કરે છે, પણ તેના ચરણસ્પર્શનો નિષેધ કરે છે, તેમ શાસ્ત્રાજ્ઞાનિરપેક્ષ સ્વેચ્છાચારી આત્માને હણીને ષડ્જીવનિકાયની રક્ષા કરે છે. માટે મૂઢતાને છોડીને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવું. શુદ્ધ આહારાદિ અલ્પ યોગ છે અને સ્વરૂપનું અવલંબન એ મહાન્ યોગ છે. તેથી સ્વરૂપમાં રમણતા સિવાય શાસ્ત્રાજ્ઞાનિરપેક્ષ આહારાદિની શુદ્ધિથી આત્મસાધનની બુદ્ધિવાળા ભૌતનો વધ કરનાર ભિલ્લરાજાની પેઠે જાણવા.

**[1]अज्ञानाहिमहामन्त्रं स्वाच्छन्द्यज्वरलङ्घनम् ।**
**धर्मारामसुधाकुल्यां शास्त्रमाहुर्महर्षयः ॥७॥**

૧ महर्षयः=મોટા ઋષિઓ. शास्त्रं=શાસ્ત્રને. अज्ञानाहिमहामन्त्रं=અજ્ઞાનરૂપ સર્પનું ઝેર ઉતારવામાં મહામન્ત્ર સમાન. स्वाच्छन्द्यज्वरलङ्घनम्=સ્વચ્છંદતા રૂપ જ્વરનો નાશ કરવામાં લાંઘણ સમાન. धर्मारामसुधाकुल्यां=ધર્મરૂપ બગીચામાં અમૃતની નીક જેવા. आहुः=કહે છે.

**મહર્ષિઓ શાસ્ત્રને મિથ્યાજ્ઞાનરૂપ સર્પને દમવાનો મહામન્ત્ર, સ્વેચ્છાચારીપણારૂપ જ્વરને પાચન અને શમન કરવામાં લંઘનરૂપ, અને ધર્મરૂપ આરામ-બગીચાને વિષે અમૃતની નીક સમાન કહે છે.**

તત્ત્વદર્શી મહર્ષિઓ તત્ત્વશ્રદ્ધામાં પ્રતિબન્ધક મિથ્યાજ્ઞાનરૂપ સર્પના વિષને નાશ કરવામાં મહામન્ત્ર સમાન, સ્વેચ્છાચારીપણારૂપ જ્વરને દૂર કરવામાં લંઘન સમાન અને ધર્મરૂપ આરામને વિષે અમૃતની નીક તુલ્ય શાસ્ત્રને કહે છે. એ હેતુથી શાસ્ત્રનો અભ્યાસ પરમ સુખને માટે થાય છે.

**શાસ્ત્રોક્તાચારકર્તા ચ શાસ્ત્રજ્ઞઃ શાસ્ત્રદેશકઃ ।**
**શાસ્ત્રૈકદૃગ્ મહાયોગી પ્રાપ્નોતિ પરમં પદમ્ ॥૮॥**

**શાસ્ત્રમાં કહેલા આચારનું પાલન કરનાર, શાસ્ત્રનો જાણનાર, શાસ્ત્રનો ઉપદેશ કરનાર અને શાસ્ત્રને વિષે જેની એક-અદ્વિતીય દૃષ્ટિ છે એવા મહાયોગી પરમપદ-મોક્ષને પામે છે.**

જૈન આગમોમાં કર્તવ્યરૂપે જે આચારો બતાવેલા છે તે પ્રમાણે આચરણ કરનારા, સ્યાદ્વાદરૂપે આગમને જાણનાર, શાસ્ત્રનો ઉપદેશ કરનાર તથા શાસ્ત્રના અદ્વિતીય રહસ્ય ગ્રહણ કરનારી દૃષ્ટિવાળા મહાયોગી પરમપદને પામે છે. એમ શાસ્ત્રોક્ત માર્ગને આચરનારા, તત્ત્વજ્ઞાની અને તત્ત્વોપદેશક મોક્ષરૂપ પરમ પદને પામે છે. તેથી સંપૂર્ણ

૧ शास्त्रोक्ताचारकर्ता=શાસ્ત્રમાં કહેલા આચારને પાળનાર. शास्त्रज्ञः=શાસ્ત્રને જાણનાર. शास्त्रदेशकः=શાસ્ત્રનો ઉપદેશ કરનાર. च=અને. शास्त्रैकदृग्=શાસ્ત્રમાં એક દૃષ્ટિવાળા. महायोगी=મહાન્ યોગી. परमं पदं=પરમ પદને (મોક્ષને). प्राप्नोति=પામે છે.

આદરવડે જૈન આગમોનો અભ્યાસ કરવા યોગ્ય છે, જેથી તત્ત્વની પ્રાપ્તિ અને સમગ્ર પ્રકારની સિદ્ધિનું સાધન થઈ શકે છે. એ હેતુથી જ નિર્ગ્રન્થો પ્રવચનની વાચના કરે છે, તેનું રહસ્ય શિખવે છે, સૂત્રના પાઠોનું પરાવર્તન કરે છે, ભાવના વડે તેના અર્થનું મનન કરે છે, તેમાં તન્મય થાય છે, આગમના તત્ત્વમાં મગ્ન થઇ પોતાના આત્માને આનન્દનો અનુભવ કરાવે છે, તત્ત્વની પ્રાપ્તિના આનન્દમાં લીનચિત્તવાળા ધર્મકથા કરે છે, મહાન્ આચાર્યોના સમુદાયનું અનુમોદન કરે છે, યોગોપધાનની ક્રિયા કરે છે અને શાસ્ત્રના બોધમાં પ્રવીણતા મેળવવાને ઇચ્છતા જીવનપર્યન્ત ગુરુકુલવાસમાં વસે છે.

## ૨૫ परिग्रहाष्टक

**[१] न परावर्तते राशेर्वक्रतां जातु नोज्झति।**
**परिग्रहग्रहः कोऽयं विडम्बितजगत्त्रयः ?॥१॥**

**જે રાશિથી પાછો ફરતો નથી અને વક્રતાનો ત્યાગ કરતો નથી, જેણે ત્રણ જગતને વિડંબના કરી છે એવો આ પરિગ્રહરૂપ કયો ગ્રહ છે? સર્વ ગ્રહોથી પરિગ્રહ ગ્રહ બલવાન છે. એની ગતિ કોઇએ જાણી નથી.**

પરિગ્રહરૂપ ગ્રહથી ઘેરાયેલા અને અનેક પ્રકારના

---

૧ राशेः=રાશિથી. न परावर्तते=પાછો ફરતો નથી. जातु=કદીપણ वक्रतां=વક્રતાને. न उज्झति=તજતો નથી. विडम्बितजगत्त्रयः=જેણે ત્રણ જગતના લોકોને વિડંબના પમાડી છે એવો. अयं=આ. परिग्रहग्रहः= પરિગ્રહરૂપ ગ્રહ. कः=કયો છે?

દ્રવ્યનું ઉપાર્જન, સંરક્ષણ અને ગોપનમાં વ્યાકુલ ચેતનાવાળા જીવને શાસ્ત્રજ્ઞાન સમ્યક્ પ્રકારે થતું નથી, તેથી અહીં પરિગ્રહત્યાગનો ઉપદેશ કરવામાં આવ્યો છે. ચોતરફથી ગ્રહણ કરવું, ગ્રહણ કરવાની બુદ્ધિ તે પરિગ્રહ કહેવાય છે. દ્રવ્યથી ધનધાન્યાદિ પરિગ્રહ છે અને આશંસા—પરવસ્તુને ગ્રહણ કરવાની ઇચ્છા તે ભાવથી પરિગ્રહ છે. તેમાં આત્માને સ્વરૂપ પર્યાયનું આવરણ થતાં પોતાના સ્વરૂપ પર્યાયના સ્વામીપણાની પરિણતિનો અભાવ થયે અશુદ્ધ બલવીર્યની પ્રવૃત્તિથી ગ્રહણ કરેલાં કર્મોના શુભ વિપાકમાં અને તેના હેતુ પ્રશસ્ત અને અપ્રશસ્ત પરિણામોમાં મમત્વબુદ્ધિ થવી તે પરિગ્રહ છે, અથવા પોતાના સત્તાગત શુદ્ધ ગુણોથી અન્ય વસ્તુમાં મમત્વ, તેના ગ્રહણ અને સંરક્ષણની પરિણતિરૂપ ચેતનાદિની વૃત્તિ તે પરિગ્રહ કહેવાય છે. તેથી આત્માને પોતાના સ્વરૂપનું ભાન, રમણ અને અનુભવનો વ્યાઘાત—પ્રતિબન્ધ થાય છે. એ હેતુથી પરિગ્રહ તજવા યોગ્ય છે. કારણ કે દ્રવ્યપરિગ્રહ એ ભાવપરિગ્રહનું કારણ છે. અને ભાવપરિગ્રહ આત્માની અશુદ્ધિનું કારણ છે, માટે તે ત્યાજ્ય છે. નયની વ્યાખ્યામાં સંગ્રહનયથી જીવ અને અજીવને વિષે પરિગ્રહપણું છે. કારણ કે વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે બીજા અને પાંચમા આસ્રવનો વિષય સર્વ દ્રવ્યો છે—એટલે સર્વ દ્રવ્યો મૃષાવાદ અને પરિગ્રહનો વિષય છે. વ્યવહારનયથી ધનાદિ સહિત અને ઋજુસૂત્રથી તેની ઇચ્છાવાળો પરિગ્રહ યુક્ત છે. શબ્દનયથી પુણ્યની ઇચ્છા પરિગ્રહ છે, ઇત્યાદિ સ્વયમેવ જાણવું. એ માટે પરિગ્રહ સંબન્ધી અહીં કહેવામાં આવે છે—

જે અનાદિ કાળથી રાશિથી (ધનના રાશિથી) પાછો ફરતો નથી, વળી કદી પણ વક્રતાનો ત્યાગ કરતો નથી, તેથી હે આત્માર્થી પુરુષ! આ દુઃખનું મૂળ પરિગ્રહરૂપ ગ્રહ ત્રણ જગતના લોકની વિડંબનાનું કારણ છે. એટલે પરિગ્રહનો દૃઢ અનુરાગ ત્રણ જગતના પ્રાણીને પરમ કલેશ આપે છે. બીજા ગ્રહો એક રાશિથી નીકળી સ્થાનાન્તર કરે છે, અને વક્રતા છોડી માર્ગીભવન કરે છે, પરન્તુ તે બધા ગ્રહો કરતાં પરિગ્રહગ્રહ નવીન બલવાન્ [1]ગ્રહ છે.

**[2]परिग्रहग्रहावेशाद् दुर्भाषितरजःकिराम्।**
**श्रूयन्ते विकृताः किं न प्रलापा लिङ्गिनामपि ॥२॥**

**પરિગ્રહરૂપ ગ્રહના અંદર પ્રવેશ થવાથી દુર્ભાષિત-ઉત્સૂત્રરૂપ ધૂળને માથે ઉડાડનાર જૈન વેષધારીઓના પણ ઘેલછાના વિકારવંત પ્રલાપો-અસંબદ્ધ વચનો શું સંભળાતાં નથી? અપિતુ સંભળાય છે. તો બીજાના માટે તો શું કહેવું?**

પરિગ્રહની માન્યતાના આવેશથી ઉત્સૂત્ર વચનરૂપ ધૂળને ઉડાડનારા જૈન વેષને લજવનારા વેષધારીઓના પ્રલાપો-યુક્તિશૂન્ય વિકારમય વચનો શું સંભળાતા નથી?

૧ નવિ પલટે મૂળ રાશિથી માર્ગી કદીય ન હોય. સલુણા.
પરિગ્રહગ્રહ છે અભિનવો સહુને દીયે દુઃખ સોય. સલુણા.
પરિગ્રહ મમતા પરિહરો. યશો૦ પરિગ્રહની સજ્ઝાય.

૨ परिग्रहग्रहावेशात्=પરિગ્રહરૂપ ગ્રહનો પ્રવેશ થવાથી. दुर्भाषितरजःकिराम्=ઉત્સૂત્ર ભાષણરૂપ ધૂળ ઉડાડનારા. लिङ्गिनामपि=વેષધારીઓના પણ. विकृताः=વિકારવાળા. प्रलापाः=બકવાદો. किं=શું. न श्रूयन्ते=સંભળાતા નથી.

એમ પરિગ્રહની અભિલાષાથી જ્ઞાનપૂજન આદિ ઉપદેશ વડે પરિગ્રહ મેળવવામાં આસક્ત થયેલા તેઓ ઉત્સૂત્ર બોલે છે, વિષયોને પોષે છે, જ્ઞાનનાં ઉપકરણોનો પરિગ્રહ કરે છે, અને જ્ઞાનનાં ઉપકરણો વડે પોતાને મોટા કહેવરાવે છે. ઉપમિતિભવપ્રપંચાકથામાં કહેલું છે કે–"કદાચિત મનુષ્યપણું પામી આર્યકુલ અને શ્રાવકધર્મની સામગ્રીનો યોગ પ્રાપ્ત કરીને તત્ત્વનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય વડે વ્રતને ગ્રહણ કરી મુનિસંઘ સહિત શ્રુતજ્ઞાનના લાભથી શ્રાવકવર્ગોથી પૂજા સત્કાર પામતો, જ્ઞાનની ભક્તિવાળા પુરુષોએ કરેલા ચંદરવા વગેરે ઉપકરણ સહિત અને તે જ ઉપકરણો વડે રમણીયતા, મમત્વ અને અહંકારથી દૂષિત થઈ તીવ્ર જ્ઞાનાવરણીયાદિ કર્મના વશથી અનન્ત ભવભ્રમણરૂપ નિગોદમાં પડે છે. એ પ્રમાણે સત્પુરુષોએ આત્માના હિત માટે ભવભ્રમણનું સ્વરૂપ વિચારવા યોગ્ય છે". એ હેતુથી ધર્મના ઉપકરણ સંબન્ધી પરિગ્રહના પોષણ આદિ નિવારવા યોગ્ય છે.

**[1]यस्त्यक्त्वा तृणवद् बाह्यमान्तरं च परिग्रहम् ।**
**उदास्ते तत्पदाम्भोजं पर्युपास्ते जगत्रयी ॥३॥**

**જે તૃણની પેઠે ધનધાન્યાદિ બાહ્ય અને મિથ્યાત્વાદિ અંતરંગ પરિગ્રહ તજી ઉદાસીન થઇને રહે છે તેના ચરણકમળ ત્રણ જગત્ સેવે છે.**

૧ य=જે. तृणवद्=તરખલાની પેઠે. बाह्यं=બાહ્ય. च=અને. आन्तरं=અંતરંગ. परिग्रहं=પરિગ્રહને. त्यक्त्वा=તજીને. उदास्ते=ઉદાસીન રહે છે. तत्पदाम्भोजं=તેના ચરણકમલને. जगत्रयी=ત્રણ જગત. उपास्ते=સેવે છે.

જે સાધુ ધન, ધાન્ય, ઘર, ખેતર, સુવર્ણ, રૂપ્ય વગેરે બાહ્ય પરિગ્રહ અને મિથ્યાત્વ રાગ-દ્વેષાદિ આંતર પરિગ્રહને તરણલાની પેઠે છોડીને ઉદાસીનભાવે રહે છે, 'મોહનું કારણ, આસક્તિનું મૂળ, આત્માને લાગેલા કાદવ તુલ્ય અને વાસ્તવિક રીતે અસાર એવા પરિગ્રહનું મારે શું કામ છે? આ મારું નથી, મદિરાથી ઉન્મત્ત થયેલા પુરુષને કાદવના લેપ તુલ્ય આ પરિગ્રહથી હું સુખી નથી, હું જ્ઞાનાદિ અનન્તગુણો વડે પૂર્ણ છું, તો પુદ્ગલોમાં કેમ રતિ કરું', ઇત્યાદિ ભાવના વડે જેણે પરિગ્રહનો ત્યાગ કરેલો છે તેના ચરણકમળને સુર, અસુર અને મનુષ્યરૂપ ત્રણે લોક સેવે છે. તે ત્રણ જગતને વંદનીય થાય છે. તેથી સ્વરૂપના આનન્દમાં રસિક પુરુષોને પરિગ્રહમાં આસક્તિ થતી નથી.

વળી બાહ્ય ત્યાગ વડે પોતાને નિર્ગ્રન્થ માનનારને ઉપદેશ કરે છે—

**चित्तेऽन्तर्ग्रन्थगहने बहिर्निर्ग्रन्थता वृथा ।**
**त्यागात्कञ्चुकमात्रस्य भुजगो न हि निर्विषः ॥४॥**

**અંતરંગ પરિગ્રહે કરીને ગહન-વ્યાકુલ ચિત્ત છતાં બાહ્ય નિર્ગ્રન્થપણું ફોગટ છે. ખરેખર કાંચળી માત્રને છોડવાથી સાપ વિષરહિત થતો નથી.**

---

૧ अन्तर्ग्रन्थगहने=અંતરંગ પરિગ્રહે કરીને વ્યાકુલ. चित्ते=મન છે તો. बाह्यनिर्ग्रन्थता=બાહ્ય નિર્ગ્રન્થપણું. वृथा=ફોગટ છે. हि=કારણ કે कञ्चुकमात्रत्यागात्=કાંચળી માત્ર છોડવાથી. भुजगः=સર્પ. निर्विषः=વિષ રહિત. न=થતો નથી.

ચિત્ત અંતરંગ પરિગ્રહ વડે વ્યાપ્ત છે–ભરેલું છે, એટલે ચેતનાની પરિણતિ પરિગ્રહની તૃષ્ણામાં મગ્ન થયેલી છે તો સ્ત્રીધનાદિ બાહ્ય પરિગ્રહના ત્યાગરૂપ બાહ્ય નિર્ગ્રન્થપણું નિષ્ફળ છે. કારણ કે તેનો બાહ્ય ત્યાગ સ્વરૂપના પ્રગટપણાનું કારણ થતો નથી. જેમ કાંચળીના ત્યાગથી સાપ નિર્વિષ થતો નથી, તેમ બાહ્યત્યાગથી જીવ ત્યાગી થતો નથી, પણ અંતરંગ મમત્વપરિણામના ત્યાગથી જ ત્યાગી થાય છે.

[1]त्यक्ते परिग्रहे साधोः प्रयाति सकलं रजः ।
पालित्यागे क्षणादेव सरसः सलिलं यथा ॥५॥

**જેમ પાળનો નાશ કરવાથી સરોવરનું સઘળું પાણી ક્ષણવારમાં ચાલ્યું જાય છે તેમ પરિગ્રહનો ત્યાગ કરવાથી સાધુનું સઘળું પાપ ચાલ્યું જાય છે.**

પરિગ્રહનો ત્યાગ કરવાથી સાધુના સમગ્ર પાપનો સમૂહ ચાલ્યો જાય છે. અહીં દૃષ્ટાન્ત કહે છે–જેમ પાળનો નાશ થવાથી સરોવરનું બધું પાણી ચાલ્યું જાય છે. એ હેતુથી અંતરની સામાન્ય પરિણતિમાં લોભના ત્યાગથી અનુક્રમે સર્વ કર્મનો અભાવ થાય છે.

[2]त्यक्तपुत्रकलत्रस्य मूर्च्छामुक्तस्य योगिनः ।

1 त्यक्ते परिग्रहे=પરિગ્રહનો ત્યાગ કર્યે. साधोः=સાધુનું. सकलं=સઘળું. रजः=પાપ. क्षणादेव=ક્ષણમાં જ. प्रयाति=જાય છે. यथा=જેમ. पालित्यागे=પાળનો નાશ થતાં. सरसः=સરોવરનું. सलिलं=પાણી. (ચાલ્યું જાય છે.)

2 त्यक्तपुत्रकलत्रस्य=જેણે પુત્ર અને સ્ત્રીનો ત્યાગ કરેલો છે.

**चिन्मात्रप्रतिबद्धस्य का पुद्गलनियन्त्रणा ॥६॥**

**પુત્ર, કલત્ર-સ્ત્રી અને ઉપલક્ષણથી સર્વ બન્ધનનો જેણે ત્યાગ કરેલો છે, મૂર્છાથી રહિત અને ચિન્માત્ર-જ્ઞાનમાત્રમાં આસક્ત એવા યોગીને પુદ્દગલનું બન્ધન શું હોય?**

સંતાન અને સ્ત્રીનો સંબન્ધ જેણે તજી દીધો છે, પરિગ્રહની મૂર્છા અને તેના સંરક્ષણથી રહિત, જ્ઞાનમાત્રમાં આસક્તિવાળા એવા સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ યોગસહિત યોગીને પુદ્ગલને વિષે એકતારૂપ પ્રતિબન્ધ શો હોય ? તાત્પર્ય એ છે કે પુત્ર સ્ત્રી વગેરેના સંગરહિત, પુદ્ગલના સંરક્ષણના વિકલ્પથી મુક્ત થયેલા, જેનો ચેતનાના વ્યાપારરૂપ ઉપયોગ સ્વરૂપની એકતામાં લાગેલ છે એવા, સ્વભાવાનન્દના વિલાસની વર્ણિકા (વાનકી) રૂપ શુદ્ધ જ્ઞાનાનુભવના ભોક્તાને અચેતન, નશ્વર, એઠવાડરૂપ અને આનન્દરહિત પુદ્ગલોમાં રાગનો પરિણામ થતો નથી. અહીં વૃદ્ધ સંપ્રદાયથી આ દૃષ્ટાન્ત આપવામાં આવે છે-અયોધ્યા નગરમાં શ્રીવર નામે રાજા અત્યન્ત મિથ્યાદૃષ્ટિ હતો. તેને એક શ્રીકાન્ત નામે કુમાર હતો. તે રૂપ, લાવણ્ય અને સૌભાગ્યમાં કુશલ, ઇન્દ્રની પેઠે સુશોભિત શરીરવાળો, જીવાજીવાદિ તત્ત્વનો જાણનાર, સૂત્ર-અને અર્થનું શ્રવણ કરવામાં પ્રીતિવાળો અને બાલ્યાવસ્થામાં પણ ભોગની લાલસાથી મુક્ત હતો. તે કુમારને વિસ્મય પમાડે તેવા રૂપવાળી અનેક રાજકન્યાઓ પોતાની સંપત્તિસહિત પરણવા

---

मूच्छामुक्तस्य=મૂર્છા-મમત્વથી રહિત. चिन्मात्रप्रतिबद्धस्य=જ્ઞાનમાત્રમાં આસક્ત. योगिनः=યોગીને. पुद्गलनियन्त्रणा=પુદ્ગલનું નિયન્ત્રણ-બન્ધન. का=શું હોય ?

માટે આવી. એક દિવસે તે રાજકન્યાઓને કુમારે પૂછયું–હે ભદ્રે! તમે તમારાં માતપિતાનું ઘર છોડીને કેમ અહીં આવી છો? તે રાજકન્યાઓએ કહ્યું કે અમે તમારા પ્રેમની અભિલાષાવાળી છીએ અને તમને ઇષ્ટ, કાન્ત અને પ્રિય તરીકે ઇચ્છીએ છીએ. ત્યારે કુમારે કહ્યું કે–જિનેન્દ્રે નિષેધ કરેલ, કર્મબન્ધનનું મૂળ કારણ અને સંસાર વધારનાર રાગ છે, કારણથી આત્માની સાથે એકતાને પ્રાપ્ત થયેલા, ધર્મના સાધનભૂત, પોતાના શરીર ઉપર પણ રાગ કરવો તે સર્વદર્શી જિનોએ નિવાર્યો છે, તો કયો ચતુર પુરૂષ પારકા શરીર ઉપર રાગ કરે? તે નિર્મલ ચારિત્રને આવરનાર અને કેવલજ્ઞાનને રોકનાર છે. તે રાગ અરિહંતાદિને વિષે કરવો શ્રેષ્ઠ છે, તોપણ નિશ્ચયનયે તજવા યોગ્ય કહ્યો છે. તો પછી અનર્થપ્રધાન વિષયરાગ તો કેમ કરાય? પોતાના સ્વભાવમાં આસક્ત વીતરાગ ભગવંત સુખી છે, તો મારે અન્યમાં રાગ કરવો યોગ્ય નથી અને તમારે પણ બીજામાં રાગ કરવો યોગ્ય નથી. એમ ઉપદેશ વડે રાજકન્યાઓને પ્રતિબોધ કર્યો અને હજાર કન્યાઓના પરિવાર સાથે શ્રમણ થયો. અનુક્રમે અનુત્તર જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય વડે શુકલધ્યાનારૂઢ થઇને સિદ્ધ થયો. તે રાજકન્યાઓ પણ નિર્વાણને પ્રાપ્ત થઇ. એમ રાગ ત્યાગ કરવા યોગ્ય છે. તો પરિગ્રહનો રાગ કદાપિ આત્મહિતનું કારણ થતો નથી.

**चिंन्मात्रदीपको गच्छेद् निर्वातस्थानसंनिभैः।**
**निष्परिग्रहतास्थैर्यं धर्मोपकरणैरपि ॥७॥**

१ चिन्मात्रदीपकः=જ્ઞાનમાત્રનો દીવો (અપ્રમત્ત સાધુ). निर्वातस्था-

'ચિન્માત્ર-જ્ઞાનમાત્ર પરિણામવાળા અપ્રમત્ત સાધુને વસ્ત્રપાત્રાદિ ચૌદ ધર્મોપકરણ ધારણ કરવાં ન ઘટે, કારણકે તેનાં ગ્રહણ અને ધારણાદિ મૂર્છા વિના ન હોય, અને યુક્તાહારાદિ તો અનાહાર ભાવનારૂપ જ્ઞાનનું પ્રસાધન છે, તેનો અસંભવ સાધુને નથી' એવું દિગંબરો કહે છે. તેને પ્રતિબન્દી દૂષણ આપવાના અભિપ્રાયે ગ્રન્થકર્તા કહે છે—

**જ્ઞાનમાત્રનો દીપક (અપ્રમત્ત સાધુ) નિર્વાતસ્થાન જેવા ધર્મોપકરણોએ કરીને નિષ્પરિગ્રહપણાની સ્થિરતાને પામે છે. એટલે જ્ઞાનદીપકને તૈલસમાન યુક્તાહારે જેમ આધાર છે, તેમ નિર્વાતસ્થાન તુલ્ય ધર્મોપકરણવડે પણ આધાર છે એમ જાણવું.**

જ્ઞાનમાત્રના દીપક સમાન અપ્રમત્ત સાધુ નિર્વાત–પવનની પ્રેરણા રહિત સ્થાન–તુલ્ય ધર્મોપકરણો વડે પણ પરિગ્રહના અભાવરૂપ સ્થિરતાને સાધે છે. અહીં દિગંબરો ધર્મોપકરણને પણ પરિગ્રહ જાણતા તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરે છે, પરન્તુ ધર્મોપકરણોથી પણ સ્થિરતા વધે છે. આ સંબન્ધે ધર્મસંગ્રહણીમાં કહ્યું છે કે "શીત, આતપ અને દંશાદિ પરિષહો પ્રાપ્ત થતા સ્વાધ્યાયનો વ્યાઘાત થયે નિઃસ્પૃહપણે ધર્મોપકરણનું ગ્રહણ કરવું તે સમાધિની સ્થિરતાનું કારણ થાય છે. મૂર્છારહિતને તેનો પરિગ્રહ નથી. પુદ્ગલ અને જીવો એક ક્ષેત્રમાં રહેલા છે, તેથી એ પરિગ્રહરૂપ નથી. પરન્તુ ચેતના તેના રાગ–દ્વેષના પરિણામ

---

निवातसन्निभैः=પવનરહિત સ્થાનના જેવા. धर्मोपकरणैः=ધર્મનાં ઉપકરણો વડે. अपि=પણ. निष्परिग्रहतास्थैर्यं=પરિગ્રહના ત્યાગરૂપ સ્થિરતાને. गच्छेत्=પામે છે.

વડે પરિણત થાય છે ત્યારે તે પરિગ્રહરૂપતાને પામે છે. માટે ઉપકરણો તત્ત્વનું સાધન કરવામાં નિમિત્ત છે. જેમ તત્ત્વની સાધનામાં અરિહંત અને ગુરુનો સંયોગ નિમિત્ત છે, તેમ આત્મસ્વરૂપમાં રહેલાને પુદ્‌ગલસ્કન્ધો બાધ કરતા નથી. પરન્તુ પુદ્‌ગલસ્કન્ધોને અનુસરનાર આત્મા જ બાધકતા ઉત્પન્ન કરે છે.

**[1]मूर्च्छाछन्नधियां सर्वं जगदेव परिग्रहः ।**
**मूर्च्छया रहितानां तु जगदेवापरिग्रहः ॥८॥**

મૂર્છાએ કરીને જેની બુદ્ધિ ઢંકાયેલી છે તેને સર્વ જગત જ પરિગ્રહ છે અને મૂર્છાથી રહિત જ્ઞાનીને તો જગત જ અપરિગ્રહરૂપ છે. વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે-

**तम्हा किमत्थि वत्थुं गंथोऽगंथो व सव्वहा लोए ।**
**गंथोऽगंथो व मओ मुच्छाऽमुच्छाहिं निच्छयओ ॥**
**वत्थाइ तेण जं जं संजमसाहणमरागदोसस्स ।**
**तं तमपरिग्गहो च्चिय परिग्गहो जं तदुवघाई ॥**

गा० ३०७५-७६

"તેથી લોકમાં એવી કઇ વસ્તુ છે કે જેને સર્વથા પરિગ્રહ અથવા અપરિગ્રહરૂપ કહેવાય? માટે નિશ્ચય દૃષ્ટિથી મૂર્છાથી પરિગ્રહ અને અમૂર્છાથી અપરિગ્રહ કહેલો છે. તેથી રાગદ્વેષરહિત આત્માને સંયમના સાધનભૂત

૧ मूर्च्छाछन्नधियां=મૂર્છાથી જેની બુદ્ધિ ઢંકાયેલી છે તેઓને. सर्वं=બધું. जगद् एव=જગત જ. परिग्रहः=પરિગ્રહરૂપ છે. तु=પરન્તુ. मूर्च्छया=મૂર્છાથી. रहितानां=રહિતને. जगद् एव=જગત જ. अपरिग्रहः=અપરિગ્રહરૂપ છે.

**વસ્ત્રાદિ અપરિગ્રહ રૂપ છે અને સંયમનો ઉપઘાત કરનાર છે તે પરિગ્રહ છે."**

મમત્વ પરિણામ વડે જેની બુદ્ધિ આચ્છાદિત થયેલી છે એવા મૂર્છામાં મગ્ન થયેલા પુરુષને પોતાની આધીનતાને નહિ પ્રાપ્ત થયેલ સઘળું જગત પરિગ્રહરૂપ જ છે. કારણ કે તેઓ સ્વામીપણામાં અને ભોક્તાપણામાં સુખની બુદ્ધિ સહિત છે. જેઓ મૂર્છારહિત છે અને પુદ્‌ગલોના ભિન્નપણા અને અગ્રાહ્યપણાથી તેના ત્યાગની બુદ્ધિવાળા છે તેઓને જગત અપરિગ્રહરૂપ છે. કારણ કે તેઓને તેમાં રમણતા નથી. વિશેષાવશ્યકભાષ્યમાં કહ્યું છે કે–"દુનિયામાં એવી કઇ વસ્તુ છે કે જેને સર્વથા પરિગ્રહ અથવા અપરિગ્રહ કહી શકાય? પણ નિશ્ચયનયની દૃષ્ટિથી મૂર્છાથી પરિગ્રહ અને અમૂર્છાથી અપરિગ્રહ કહેલો છે. તે માટે રાગદ્વેષ રહિતને સંયમના સાધન વસ્ત્રાદિ અપરિગ્રહરૂપ જ છે અને સંયમનો ઉપઘાત કરનાર પરિગ્રહ છે"

એ હેતુથી પરભાવમાં રસવૃત્તિ એ પરિગ્રહ છે અને તે તેનો ધર્મ નહિ હોવાથી આત્મસ્વરૂપમાં રમણ કરવું યુક્ત છે.

## ૨૬ અનુભવાષ્ટક

**[1]सन्ध्येव दिनरात्रिभ्यां केवलश्रुतयोः पृथक् ।**
**बुधैरनुभवो दृष्टः केवलार्कारुणोदयः ॥१॥**

૧ इव=જેમ. दिनरात्रिभ्यां=દિવસ અને રાત્રિથી. सन्ध्या=સંધ્યા. पृथक्=જુદી છે. (તેમ) केवलश्रुतयोः=કેવલજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી. पृथक्=

**જેમ દિવસ અને રાત્રિથી સંધ્યા જુદી છે, તેમ કેવલજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી ભિન્ન કેવલજ્ઞાનરૂપ સૂર્યના અરુણોદયરૂપ અનુભવ પંડિતોએ દીઠો છે. એટલે મતિ-શ્રુતજ્ઞાનના ઉત્તરભાવી અને કેવલજ્ઞાનથી અવ્યવહિત (અન્તર રહિત) પૂર્વભાવી પ્રકાશને અનુભવ કહે છે. તેનું બીજું નામ પ્રાતિભજ્ઞાન છે.**

શ્રુતનો અભ્યાસ અને પરિગ્રહનો ત્યાગ વગેરે પણ અનુભવજ્ઞાનવંતને મોક્ષનાં સાધક થાય છે, પણ અનુભવજ્ઞાન રહિતને મોક્ષનાં કારણ થતા નથી, માટે તેનું પ્રતિપાદન કરવા અનુભવાષ્ટકનું નિરૂપણ કરવામાં આવે છે. અનુભવ રહિત જ્ઞાન[1] પાણી અને દૂધના જેવું છે અને અનુભવયુક્ત જ્ઞાન અમૃતના સમાન છે. માટે વાસ્તવિક જ્ઞાન તો અનુભવજ્ઞાનીને હોય છે. અનુયોગદ્વારમાં કહ્યું છે કે—

**"वायणा–पुच्छणा–परियट्टणा–धम्मकहा सरअक्खरवंजणसुद्धा अणुप्पेहारहियस्स दव्वसुयं, अणुप्पेहा भावसुयं" ॥**

---

ભિન્ન. केवलार्कारुणोदयः=કેવલજ્ઞાનરૂપ સૂર્યના અરુણોદય સમાન. अनुभवः=અનુભવ. बुधैः=જ્ઞાની પુરુષોએ. दृष्टः=દીઠો છે.

૧ उदक–पयोऽमृतकल्पं पुंसां सज्ज्ञानमेवाख्यातम् ।
विधियत्नवत्तु गुरुभिर्विषयतृडपहारि नियमेन ॥
षोडशक १० श्लो० १२

મહાન્ ગુરુઓએ પુરુષોને સમ્યગ્જ્ઞાન પાણી સમાન, દૂધસમાન અને અમૃત તુલ્ય કહેલું છે. તે વિધિમાં પ્રયત્નવાળું અને અવશ્ય વિષય-તૃષ્ણાને દૂર કરનારું છે. તેમાં શ્રુતજ્ઞાન સ્વચ્છ અને સ્વાદિષ્ટ પાણીના જેવું, ચિન્તાજ્ઞાન દૂધના સ્વાદ જેવું અને અનુભવજ્ઞાન અમૃતના જેવું છે.

"વાચના, પૃચ્છના, પરિવર્તના અને ધર્મકથા સ્વર, અક્ષર અને વ્યંજનથી શુદ્ધ હોય, પણ અનુપ્રેક્ષા (મનન) રહિતને દ્રવ્યશ્રુત કહ્યું છે અને અનુપ્રેક્ષા એ ભાવશ્રુત છે".

તેથી ભાવશ્રુત એ સંવેદનરૂપ છે, પણ તત્ત્વને જણાવનારું નથી. સ્પર્શરૂપ જ્ઞાન તાત્ત્વિક છે. [1]સ્પર્શજ્ઞાન અને સંવેદનજ્ઞાન એમ બે પ્રકારનાં જ્ઞાન પૂજ્ય હરિભદ્રાચાર્યે કહ્યાં છે. તેમાં સ્પર્શજ્ઞાન અનુભવજ્ઞાનીને હોય છે. તેનું લક્ષણ યોગદૃષ્ટિ સમુચ્ચયને અનુસારે આ પ્રમાણે છે—

**"यथार्थवस्तुस्वरूपोपलब्धि–परभावारमण–तदास्वादनैकत्वमनुभवः"।**

"યથાર્થ વસ્તુસ્વરૂપનું જ્ઞાન, પરભાવમાં રમણતાનો અભાવ–સ્વરૂપમાં રમણતા અને તેના આસ્વાદનમાં તન્મયતા તે અનુભવ" અર્થાત્ હેય (તજવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) પદાર્થના જ્ઞાનના સુખનો આસ્વાદ કરવારૂપ અનુભવ છે.

તે નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવથી ચાર પ્રકારે છે. તેમાં 'અનુભવ' એવું કોઈનું નામ હોય તે નામઅનુ-

१ स्पर्शस्तत्तत्त्वाप्तिः संवेदनमात्रमविदितं त्वन्यत् ।
वन्ध्यमपि स्यादेतत् स्पर्शस्त्वक्षेपतत्फलदः ॥

षोडशाक १२ श्लो० १५

વસ્તુના સ્વરૂપનું જ્ઞાન તે સ્પર્શજ્ઞાન, અને વસ્તુ સ્વરૂપના જ્ઞાન રહિત, કંઇક જાણવા છતાં પણ ન જાણ્યું હોય તેવું નિષ્ફળ સંવેદન જ્ઞાન છે. સ્પર્શજ્ઞાન તો વગર વિલંબે સ્વસાધ્યરૂપ ફળને આપનારું છે.

ભવ. અનુભવવંતની આકૃતિ વગેરે તે સ્થાપનાઅનુભવ. ભોગવાતા શુભ અને અશુભ કર્મના વિપાકમાં ઉપયોગ નહિ હોવો તે દ્રવ્યાનુભવ. કારણ કે "अणुवओगो दव्वं" ઉપયોગ નહિ હોવો' એ દ્રવ્યનું લક્ષણ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. ભાવ અનુભવના બે પ્રકાર છે. પ્રશસ્ત અને અપ્રશસ્ત. તેમાં સાંસારિક વિષય અને કષાયના અનુભવમાં તન્મયતા તે અપ્રશસ્ત ભાવઅનુભવ અને અરિહંતના ગુણાનુરાગના આસ્વાદમાં તન્મયતા તે પ્રશસ્ત ભાવઅનુભવ.

સ્વરૂપના અનન્ત પર્યાયરૂપે પરિણમેલા વિચિત્ર જ્ઞાનના આસ્વાદનમાં તન્મયતારૂપ સ્થિરતા તે શુદ્ધ ભાવ અનુભવ છે. અહિં ભાવ અનુભવનું નિરૂપણ કરવાનો અવસર છે.

નૈગમનયથી અનુભવની ઇચ્છા કરનારને, સંગ્રહનયથી તેના કારણમાં રહેલી યોગ્યતાને આશ્રયી ઉપયોગવાળા અને ઉપયોગરહિતને, વ્યવહારનયથી શાસ્ત્રના અભ્યાસ, વાચના અને પૃચ્છના કરનારને, ઋજુસૂત્રનયથી મનના વિકલ્પને રોકવા પૂર્વક એકાગ્રતામાં વર્તનારને, શબ્દનયથી જ્ઞાનોપયોગથી ગ્રહણ કરેલા અનન્ત ધર્મયુક્ત આત્મદ્રવ્યની અનન્તતાના જ્ઞાનનો અનુભવ કરનારને, સમભિરૂઢનયથી મુખ્ય જ્ઞાન–દર્શન ગુણસ્વરૂપ આત્મદ્રવ્યમાં રમણતા, ઉપભોગ અને તેમાં તન્મયતાના અનુભવ કરનારને અને એવંભૂતનયથી આત્મદ્રવ્યના એક મુખ્ય પર્યાયમાં તન્મયતાનો અનુભવ કરનારને અનુભવ કહેવાય છે.

અહીં જેનો અનુભવ છે તેની જ ભાવના (વિચાર) કર્તવ્ય છે. તેથી સ્વરૂપના અનુભવ સિવાય જ્ઞાન અને

ચારિત્રાદિક દ્રવ્યરૂપ જ છે, માટે આત્મતત્ત્વના અનુભવી થવું. બધેય ગુણનો પરિણામ થયે તેના અનુભવથી જ આનન્દ પ્રાપ્ત થાય છે, નહિ તો અર્થજ્ઞાન રહિતને શબ્દ શ્રવણની પેઠે નિરર્થક જ છે. શાસ્ત્રમાં સંભળાય છે કે 'અનુભવ સિવાય કોટિ કષ્ટાનુષ્ઠાન કરે તો પણ કુલવાલક મુનિ આદિની પેઠે તત્ત્વની પ્રાપ્તિ નથી.' પરિગ્રહનો પ્રસંગ પ્રાપ્ત થવાથી વિષયનો સંગ થાય તોપણ શુદ્ધ સાધ્યના રસિક પુરુષોએ અન્તર્મુહૂર્ત સુધી આત્માના અનુભવનો અભ્યાસ કરવા યોગ્ય છે. તેથી તેનો આદર થવા માટે ઉપદેશ કરે છે—

જેમ દિવસ અને રાત્રિના મધ્યમાં રહેલી સંધ્યા દિવસ અને રાત્રિથી ભિન્ન છે, તેમ કેવલજ્ઞાન અને શ્રુતજ્ઞાનના મધ્યમાં રહેલ અનુભવ કેવલજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી ભિન્ન તત્ત્વના સ્વરૂપને જાણનાર જ્ઞાની પુરુષોએ દીઠો છે. લાંબા કાળ સુધી અભ્યાસ કરેલ શ્રુતજ્ઞાનના કાર્યરૂપ અને સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકથી આરંભી સાધ્યરૂપે નિશ્ચિત કરેલા કેવલજ્ઞાનના અસાધારણ કારણરૂપ અનુભવ આધ્યાત્મિક એકતાના આનન્દરૂપ છે. તે સંપૂર્ણ નિરપેક્ષ કેવલજ્ઞાનરૂપ સૂર્યના અરુણોદયરૂપ છે. જેમ અરુણ સૂર્યના સારથિ તરીકે પ્રસિદ્ધ છે, સૂર્યના પહેલાં અરુણોદય થાય છે અને ત્યારબાદ સૂર્યનો ઉદય થાય છે, એમ અનુભવનો ઉદય થવાથી કેવલજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય છે. તેથી અનુભવપૂર્વક કેવલજ્ઞાન છે. માટે ભાવનાજ્ઞાનની એકતારૂપ અનુભવ કરવા યોગ્ય છે. યોગદૃષ્ટિસમુચ્ચયમાં કહ્યું છે કે "मतिश्रुतोत्तरभावी केवलाद् अव्यवहितपूर्वभावी प्रकाशोऽनु

भवः" મતિશ્રુતજ્ઞાનથી ઉત્તરકાળે થનારો અને કેવલજ્ઞાનની અત્યંત નજીક પૂર્વનો પ્રકાશ તે અનુભવ છે.

**व्यापारः सर्वशास्त्राणां दिक्प्रदर्शन एव हि ।**
**पारं तु प्रापयत्येकोऽनुभवो भववारिधेः ॥२॥**

**ખરેખર સઘળાં શાસ્ત્રોનો વ્યાપાર ઉપાયપ્રવર્તન દિશા બતાવવાનો જ છે. પરન્તુ એક અનુભવ સંસારસમુદ્રનો પાર પમાડે છે.**

ચાર અનુયોગનું પ્રતિપાદન કરનારાં સર્વ શાસ્ત્રોનો વ્યાપાર–ઉદ્યમ દિશા–માર્ગ બતાવવા પૂરતો છે. જેમ કોઈ મુસાફરને માર્ગ દેખાડનાર નગરનો માર્ગ દેખાડે છે, પરન્તુ સુખપૂર્વક ચાલવાથી જ નગરમાં પહોંચાય છે, તેમ અત્યન્ત પ્રયાસરૂપ શાસ્ત્રનો અભ્યાસ સ્વતત્ત્વના સાધનનો વિધિ બતાવે છે, પરન્તુ એક અનુભવ સંસારસમુદ્રનો પાર પમાડે છે, બીજો નહિ. શ્રીસૂત્રકૃતાંગાદિ શાસ્ત્રોમાં 'અધ્યાત્મભાવથી સિદ્ધિ થાય છે' એમ કહ્યું છે. તેથી સદ્‌ગુરુના ચરણકમલમાં ભ્રમરની પેઠે લીન થઈને આત્મસ્વરૂપનું જ્ઞાન અને તેમાં તન્મયતા કરવા યોગ્ય છે.

**अतीन्द्रियं परं ब्रह्म विशुद्धानुभवं विना ।**
**शास्त्रयुक्तिशतेनापि न गम्यं यद् बुधा जगुः ॥३॥**

---

૧ *सर्वशास्त्राणां*=સર્વ શાસ્ત્રોનો. *व्यापारः*=ઉદ્યમ. *दिक्प्रदर्शनः*=દિશાને બતાવનાર. एव=જ. हि=ખરેખર છે. तु=પરન્તુ. एकः=એક. अनुभवः=અનુભવ. भववारिधेः=સંસારસમુદ્રનો. पारं=પાર. प्रापयति=પમાડે છે.

૨ अतीन्द्रियं=ઇન્દ્રિયને અગોચર. परं ब्रह्म=પરમાત્મસ્વરૂપ. वि-

**ઇન્દ્રિયોને અગોચર સર્વોપાધિ રહિત શુદ્ધ બ્રહ્મ–આત્મા વિશેષ શુદ્ધ અનુભવ વિના શાસ્ત્રની સેંકડો યુક્તિઓ વડે પણ જાણી શકાય તેમ નથી. જેથી પંડિતોએ કહ્યું છે.**

પંડિતોએ કહ્યું છે કે શાસ્ત્રની સેંકડો યુક્તિઓ વડે પણ અનેક પ્રકારના આગમના રહસ્યને જાણવાથી પણ નિર્મળ અનુભવ સિવાય ઇન્દ્રિય જ્ઞાનને અગોચર ઉત્કૃષ્ટ ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ–આત્મા જાણી શકાય તેમ નથી. ઘટ–પટાદિ પદાર્થના સમૂહને સાધનાર શબ્દસાધન વડે પોતપોતાના મતનું સ્થાપન કરવામાં નિષ્ફળ વિચાર અને વિકલ્પરૂપ શય્યામાં મોહનિદ્રાવશ થયેલા હોય તે સમ્યગ્જ્ઞાની નથી, પરન્તુ સ્યાદ્વાદ–અનેકાન્ત ધર્મોના આશ્રયરૂપ, અનન્ત પર્યાયોના ઉત્પાદ અને વ્યયરૂપ સંપૂર્ણ જ્ઞેય પદાર્થોનો અવબોધ જેને છે એવા તત્ત્વના અનુભવમાં લીન થયેલા મુનિઓ જ અમૂર્ત, અખંડ અને આનન્દરૂપ આત્માના સ્વરૂપજ્ઞાનનો આસ્વાદ લે છે, પણ વચનની યુક્તિથી વાણીના વિલાસને પ્રગટ કરનારા તત્ત્વનો અનુભવ કરી શકતા નથી.

**[1]ज्ञायेरन् हेतुवादेन पदार्था यद्यतीन्द्रियाः ।**
**कालेनैतावता प्राज्ञैः कृतः स्यात् तेषु निश्चयः ॥४॥**

---

शुद्धानुभवं विना=વિશુદ્ધ અનુભવ સિવાય. शास्त्रयुक्तिशतेन=શાસ્ત્રની સેંકડો યુક્તિઓ વડે. अपि=પણ. न गम्यं=જાણવા યોગ્ય નથી. यद्=જેથી. बुधाः=પંડિતોએ. जगुः=કહ્યું છે.

૧ यदि=જો. हेतुवादेन=યુક્તિથી. अतीन्द्रियाः=ઇન્દ્રિયોને અગોચર. पदार्थाः=પદાર્થો. ज्ञायेरन्=જાણી શકાય. (તો) एतावता=એટલા. कालेन=કાળે. प्राज्ञैः=પંડિતોએ. तेषु=તે અતીન્દ્રિય પદાર્થ વિશે. निश्चयः=નિશ્ચય. कृतः स्यात्=કરી લીધો હોત.

**જો યુક્તિશાસ્ત્રે કરીને ઇન્દ્રિયોને અગોચર ધર્માસ્તિકાયાદિ પદાર્થો હથેળીમાં રહેલા આમળાની પેઠે જાણી શકાય તો એટલા કાળે અતીન્દ્રિય પદાર્થોને વિષે પંડિતોએ અસંદિગ્ધ અને અભ્રાન્ત નિર્ણય કર્યો હોત.**

**આત્મા પણ અતીન્દ્રિય પદાર્થ છે, તેના પર્યાય પણ અતીન્દ્રિય છે, માટે તે તે વ્યક્તિને ચોક્કસ મોક્ષના ઉપાયનું પરિજ્ઞાન થવાને માટે સામર્થ્યયોગરૂપ અનુભવ પ્રમાણ અવશ્ય માનવું એ ભાવાર્થ છે.**

[1]જેટલા કાળે ઇન્દ્રિયોને અગોચર ધર્માસ્તિકાયાદિ પદાર્થો હેતુવાદ એટલે યુક્તિ અને પ્રમાણસમૂહથી જાણી શકાય તેટલા કાળ સુધી પરમાત્મભાવનું શ્રવણ, ચિન્તન અને નિદિધ્યાસન આદિથી પોતાના આત્મસ્વરૂપને વિષે ઉપયોગાનુભવ કર્યો હોત તો પંડિતોએ ધર્માસ્તિકાયાદિ અતીન્દ્રિય પદાર્થોમાંના શુદ્ધ આત્મતત્ત્વનો નિશ્ચય કરી લીધો હોત. તેથી એમ જણાવ્યું કે 'જેટલા કાળમાં પરદ્રવ્યનો વિચાર કર્યો છે તેટલો કાળ આત્મસ્વરૂપના ચિન્તનમાં ગાળ્યો હોત તો આત્મા અને પરદ્રવ્ય બન્નેનો બોધ થાત. તેથી સંત પુરુષોએ આત્મસ્વભાવની ભાવના કરવામાં મતિ જોડવા યોગ્ય છે. જેથી અનાયાસે જ 'जे एगं जाणइ से सव्वं जाणइ' જે એકને જાણે છે તે સર્વને જાણે છે—એ શાસ્ત્ર વચનથી એક આત્માને જાણતાં સર્વ દ્રવ્યોનો બોધ અને ત્યાગની પરિણતિ થાય છે.

---

૧ આ શ્લોકનો અર્થ જ્ઞાનમંજરી ટીકામાં, શ્રીમદ્ યશોવિજયજી કૃત ભાષાર્થમાં કરેલો છે તે કરતાં જુદી રીતે કર્યો છે.

**केषां न कल्पनादर्वी शास्त्रक्षीरान्नगाहिनी ।**
**विरलास्तद्रसास्वादविदोऽनुभवजिह्वया ॥५॥**

**કોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રરૂપ ક્ષીરાન્નમાં અવગાહનારી–પ્રવેશ કરનારી નથી? અર્થાત્ સર્વની કલ્પના શાસ્ત્રમાં પ્રવેશ કરે છે. પરન્તુ અનુભવરૂપ જીભવડે શાસ્ત્રરૂપ ક્ષીરના રસનો આસ્વાદ–રહસ્ય ચર્વણાના જાણનારા થોડા છે; એટલે શાસ્ત્રજ્ઞાન તે બાહ્ય અને અનુભવ તે અંતરંગ એમ જાણવું.**

કયા પુરુષોની કલ્પના–બુદ્ધિના વિકલ્પરૂપ કડછી શાસ્ત્રરૂપ ક્ષીરમાં પ્રવેશ કરતી નથી? મતિકલ્પનાથી શાસ્ત્રનું અવગાહન કરનારી બુદ્ધિ ઘણા પુરુષોને હોય છે. પરન્તુ અનુભવરૂપ જીભવતી શાસ્ત્રના રસાસ્વાદને જાણનારા ઘણા થોડા છે; અર્થાત્ શાસ્ત્રના રહસ્યને જાણનારા ઘણા થોડા હોય છે.

**[2]पश्यतु ब्रह्म निर्द्वन्द्वं निर्द्वन्द्वानुभवं विना ।**
**कथं लिपिमयी दृष्टिर्वाङ्मयी वा मनोमयी ॥६॥**

---

१ केषां=કોની. कल्पनादर्वी=કલ્પનારૂપ કડછી. शास्त्रक्षीरान्नगाहिनी=શાસ્ત્રરૂપ ક્ષીરમાં પ્રવેશ કરનારી. न=નથી. (પણ) विरलाः=થોડા. अनुभवजिह्वया=અનુભવરૂપ જીભવડે. तद्रसास्वादविदः=શાસ્ત્રના રસના આસ્વાદને જાણનારા છે.

२ निर्द्वन्द्वानुभवं विना=ક્લેશ રહિત શુદ્ધ અનુભવ વિના. लिपिमयी=પુસ્તકરૂપ. वाङ्मयी=વાણીરૂપ. मनोमयी=અર્થના જ્ઞાનરૂપ. दृष्टिः=દૃષ્ટિ. निर्द्वन्द्वं=રાગદ્વેષાદિ રહિત, શુદ્ધ. ब्रह्म=આત્મસ્વરૂપને. कथं=કેમ. पश्यतु=દેખે.

**નિર્દ્વન્દ્વ-સર્વ પ્રકારના કલેશ રહિત બ્રહ્મ-આત્મસ્વરૂપને દ્વન્દ્વરહિત-શુદ્ધ અપરોક્ષ (પ્રત્યક્ષ) અનુભવ વિના લિપિમયી-સંજ્ઞાક્ષરરૂપ, વાઙ્મયી-વ્યંજનાક્ષર (ઉચ્ચારણ કરવા) રૂપ અને મનોમયી-લબ્ધ્યક્ષર (અર્થના પરિજ્ઞાન)રૂપ દૃષ્ટિ કેવી રીતે દેખે ? શાસ્ત્રદૃષ્ટિએ બ્રહ્મ ન જણાય, ચર્મદૃષ્ટિએ તો ન જ જણાય; પરન્તુ કેવલ(અનુભવ)દૃષ્ટિએ જ જણાય.**

પુસ્તકાદિમાં રહેલ લિપિ-સંજ્ઞાક્ષરરૂપ, વાઙ્મયી-વ્યંજનાક્ષર રૂપ અને મનોમયી-મનોયોગની પ્રવૃત્તિરૂપ દૃષ્ટિ નિર્દ્વન્દ્વ-પરભાવના ઉપયોગ રહિત શુદ્ધ અનુભવ જ્ઞાન સિવાય પર વસ્તુના સંગ રહિત નિર્મળ બ્રહ્મ-આત્માને કેમ દેખે ? કર્મની ઉપાધિરૂપ બાહ્ય દૃષ્ટિની પ્રવૃત્તિ પરબ્રહ્મના સ્વરૂપને ગ્રહણ કરતી નથી. અનુભવ જ્ઞાની જ શુદ્ધ આત્મસ્વરૂપને દેખે છે.

**न[1] सुषुप्तिरमोहत्वान्नापि च स्वापजागरौ ।**
**कल्पनाशिल्पविश्रान्तेस्तुर्यैवानुभवो दशा ॥७॥**

**અનુભવ એ સુષુપ્તિ દશા નથી, કારણ કે તે મોહરહિત છે, અને સુષુપ્તિ તો નિર્વિકલ્પ છે, પણ મોહસહિત છે. વળી સ્વપ્નદશા અને જાગ્રદ્દશા પણ નથી, કારણ કે કલ્પના રૂપ શિલ્પ-કારીગરીની વિશ્રાન્તિ-અભાવ છે અને સ્વપ્ન તથા જાગ્રદ્દશા તો કલ્પનારૂપ છે. માટે અનુભવ એ ચોથી જ દશા -અવસ્થા છે.**

૧ अमोहत्वात्=મોહરહિત હોવાથી. सुषुप्तिः=ગાઢ નિદ્રારૂપ સુષુપ્તિ દશા. न=નથી. स्वाप-जागरौ=સ્વપ્ન અને જાગ્રદ્ દશા. अपि च=પણ. न-નથી. कल्पनाशिल्पविश्रान्तेः=કલ્પનારૂપ કારીગરીનો અભાવ હોવાથી. (તેથી) अनुभवः=અનુભવ. तुर्या=ચોથી. एव=જ. दशा=અવસ્થા છે.

નયચક્રમાં ચાર દશાઓ કહી છે–૧ ગાઢ નિદ્રારૂપ સુષુપ્તિદશા મિથ્યાદૃષ્ટિને હોય છે ૨ સ્વપ્નાવસ્થા સમ્યગ્દૃષ્ટિને, ૩ જાગ્રદ્દશા પ્રમત્ત અને અપ્રમત્ત મુનિને અને ૪ ઉત્તરા–ચોથી ઉજ્જાગરદશા ધ્યાનમાં રહેલાને હોય છે, તથા ઉત્તરોત્તરા દશા સયોગી કેવલીને હોય છે. વિંશતિકામાં કહ્યું છે કે–'સુષુપ્તિદશા તીવ્ર મોહનિદ્રાથી ભ્રમિત ચિત્તવાળાને હોય છે', પરંતુ અનુભવજ્ઞાનીને હોતી નથી. કારણ કે અનુભવજ્ઞાની મોહરહિત છે અને સુષુપ્તિદશામાં રહેલો જીવ મોહમય છે, તેથી અનુભવજ્ઞાનીને સુષુપ્તિદશા નથી. તત્ત્વના અનુભવીને સ્વપ્નદશા અને જાગ્રદ્દશા પણ નથી, કારણ કે એ બન્ને દશા કલ્પના સહિત છે, અનુભવમાં તો કલ્પના–વિકલ્પચેતનાના શિલ્પ-વિજ્ઞાનનો અભાવ છે. તેથી એ બન્ને દશારૂપ નથી. માટે અનુભવ એ ચોથી જ દશા કહેવા યોગ્ય છે. જો કે ચોથી દશા કેવલજ્ઞાનીને છે, તો પણ યથાર્થ શ્રુતભાવનાથી ભાવિત ચેતનાવાળાને કેવલજ્ઞાનનું કારણ હોવાથી ઉપચારથી અને સ્વરૂપથી ચોથી દશા જ કહી શકાય. કારણ કે ત્યાં સુષુપ્તિ, સ્વપ્ન કે જાગ્રદ્દશાનો સંભવ નથી. તેથી અનુભવ જ સમાધિનું કારણ છે.

હવે ગ્રન્થકર્તા સિદ્ધાન્ત દર્શાવે છે—

**अधिगत्याखिलं शब्दब्रह्म शास्त्रदृशा मुनिः ।**
**स्वसंवेद्यं परं ब्रह्मानुभवेनाधिगच्छति ॥८॥**

**મુનિ શાસ્ત્રદૃષ્ટિથી સઘળું શબ્દબ્રહ્મ જાણીને અનુભવ**

૧ मुनिः=મુનિ. शास्त्रदृशा=શાસ્ત્ર દૃષ્ટિવડે. अखिलं=સમસ્ત. शब्दब्रह्म=શબ્દબ્રહ્મને. अधिगत्य=જાણીને. अनुभवेन=અનુભવ વડે. स्वसंवेद्यं=

વડે અન્ય નિરપેક્ષ સ્વપ્રકાશરૂપ પરમ બ્રહ્મને જાણે છે.

પ્રથમ પૂર્વસેવાના સ્થાને શાસ્ત્રને ગ્રહણ કરવાની બુદ્ધિથી સમસ્ત ષડ્ભાષાના શાસ્ત્રને જાણીને ત્યારબાદ અનુભવ-સ્વરૂપગ્રાહક દૃષ્ટિથી કેવળ આત્માથી જ જાણવા યોગ્ય એટલે જ્ઞાન વડે અનુભવવા યોગ્ય શુદ્ધ આત્મસ્વરૂપને જાણે છે, આગમમાં કહ્યું છે કે—

**"ससमयं जाणेइ, परसमयं जाणेइ, ससमयं परसमयं जाणित्ता अप्पाणं भावित्ता भवइ"।**

"સ્વસમય-સ્વદર્શનને જાણે છે, પરદર્શનને જાણે છે, સ્વદર્શન અને પરદર્શનને જાણીને આત્માની ભાવના કરે છે."

તેથી એ પ્રકારે આગમના અભ્યાસમાં સૂક્ષ્મ બુદ્ધિવાળો તત્ત્વના અનુભવ વડે આત્મસ્વરૂપને પામે છે. જેથી અનુભવ પ્રાપ્ત કરવા માટે અભ્યાસ કરવા યોગ્ય છે.

## ૨૭ योगाष्टक

**[1] मोक्षेण योजनाद् योगः सर्वोऽप्याचार इष्यते ।**
**विशिष्य स्थानवर्णार्थालम्बनैकाग्र्यगोचरः ॥१॥**

---

સ્વયંપ્રકાશ. (એવા) परं ब्रह्म=પરબ્રહ્મને-પરમાત્માને. अधिगच्छति=જાણે છે.

૧ मोक्षेण=મોક્ષની સાથે. योजनात्=આત્માને જોડવાથી. सर्वोऽपि=બધો ય. आचारः=આચાર. योगः=યોગ. इष्यते=કહેવાય છે. (તે) विशिष्य=વિશેષે કરીને. स्थान-वर्ण-अर्थ-आलम्बन-एकाग्र्यगोचरः=સ્થાન-આસનાદિ, વર્ણ-અક્ષર, અર્થજ્ઞાન, આલંબન અને એકાગ્રતાવિષયક છે.

**મોક્ષની સાથે આત્માને જોડવાથી યોગ શબ્દનો અર્થ સઘળો ય આચાર ઇષ્ટ છે. વિશેષે કરીને (સામાન્ય શબ્દને વિશેષપરક કરીને) સ્થાન-મુદ્રા, વર્ણ-અક્ષર, શબ્દ વાચ્ય અર્થ, કાયોત્સર્ગાદિનું આલમ્બન અને એકાગ્રતા-સિદ્ધ સ્મરણ એ પાંચ બાબતને ગોચર જે આચાર તે યોગ કહેવા યોગ્ય છે.**

હવે યોગાષ્ટકની વ્યાખ્યા કરાય છે. અહીં કર્મ-બન્ધના કારણ મિથ્યાત્વાદિ હેતુ સહિત મન, વચન અને

---

યોગવિંશિકામાં શ્રી હરિભદ્રાચાર્યે આવા જ પ્રકારનું યોગનું સ્વરૂપ બતાવેલું છે—

मुक्खेण जोयणाओ जोगो सव्वो वि धम्मवावारो ।
परिसुद्धो विन्नेयो ठाणाइगओ विसेसेण ॥१॥

મોક્ષની સાથે આત્માને જોડવાથી બધો ય ધર્મવ્યાપાર યોગ કહેવાય છે. 'योजनाद् योगः' 'યોજે છે માટે યોગ' એ વ્યુત્પત્તિથી મોક્ષના કારણભૂત આત્માનો વ્યાપાર એ યોગનું લક્ષણ સર્વત્ર ઘટે છે. તે ધર્મવ્યાપાર પરિશુદ્ધ એટલે પ્રણિધાનાદિરૂપ આશયની વિશુદ્ધિ-વાળો જાણવો. જો આશયની વિશુદ્ધિ ન હોય તો તે માત્ર દ્રવ્યક્રિયા-રૂપ હોવાથી અસારભૂત છે. ૧ પ્રણિધાન, ૨ પ્રવૃત્તિ, ૩ વિઘ્નજય, ૪ સિદ્ધિ અને ૫ વિનિયોગ એ પાંચ પ્રકારનો આશય ભાવરૂપ છે એ સિવાયની દ્રવ્યક્રિયા ઇષ્ટ ફળની સાધક નહિ હોવાથી અસાર છે.

૧ **પ્રણિધાન**—પોતાના કરતાં હીન ગુણવાળા ઉપર દ્વેષ રાખ્યા સિવાય તેના ઉપર ઉપકાર કરવાની બુદ્ધિ સહિત, વર્તમાન ધર્મસ્થાનના કર્તવ્યમાં ઉપયોગ રાખવો તે પ્રણિધાન.

૨ **પ્રવૃત્તિ**—વર્તમાન ધર્મસ્થાનના ઉદ્દેશથી તેના ઉપાયસહિત ક્રિયામાં વિધિશુદ્ધ અને જલદી ક્રિયાની સમાપ્તિ કરવાની ઇચ્છાદિરૂપ ઉત્સુકતા રહિત તીવ્ર પ્રયત્ન તે પ્રવૃત્તિ.

કાયાના ત્રણ યોગ તે કર્મવૃદ્ધિનું કારણ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય નથી, પરન્તુ મોક્ષસાધનમાં કારણભૂત શુદ્ધ આત્મભાવથી ભાવિત ચેતના અને વીર્યની પરિણતિના સાધક છ કારકની પ્રવૃત્તિરૂપ યોગ ગ્રહણ કરવા યોગ્ય છે. તે દ્રવ્ય અને ભાવરૂપ ભેદવાળા, બાહ્યાચારની વિશુદ્ધિ-

---

૩ **વિઘ્નજય**—ધર્મક્રિયામાં અન્તરાયને દૂર કરનાર પરિણામ તે વિઘ્નજય. તે ત્રણ પ્રકારે છે. ૧ ભૂખ તરસ ઇત્યાદિ પરિષહો, ૨ શારીરિક રોગો, અને ૩ મનની ભ્રાન્તિ. એ ત્રણ પ્રકારનાં ધાર્મિક પ્રવૃત્તિમાં વિઘ્ન છે અને તેનો જે પરિણામથી જય થાય તે વિઘ્નજય. સાધુને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કરતાં ક્ષુધા, તૃષા ઇત્યાદિ પરિષહો પ્રાપ્ત થાય તેને તિતિક્ષા ભાવના વડે સહન કરે તે પ્રથમ વિઘ્નજય. સાધુને શારીરિક રોગો પ્રાપ્ત થાય તો વિચારે કે એ 'મારા સ્વરૂપના બાધક થતા નથી, પણ દેહમાત્રના બાધક છે.' એ ભાવનાથી સમ્યક્ ધર્મનું આરાધન કરવામાં સમર્થ થાય તે મધ્યમ વિઘ્નજય. મોક્ષમાર્ગમાં પ્રવર્તતા સાધુને મિથ્યાત્વાદિથી મનોવિભ્રમ થાય તો મિથ્યાત્વાદિની પ્રતિપક્ષ ભાવના વડે મનોવિભ્રમને દૂર કરે તે ઉત્તમ વિઘ્નજય.

૪ **સિદ્ધિ**—અહિંસાદિ તાત્ત્વિક ધાર્મિક ભૂમિકાની પ્રાપ્તિ, જેથી અધિક ગુણવાળા પ્રત્યે બહુમાનાદિ, મધ્યમ ગુણવાળા પ્રતિ ઉપકારની ભાવના અને હીન ગુણવાળા કે નિર્ગુણના પ્રતિ દયા, દાન વગેરેની પ્રવૃત્તિ થાય તે સિદ્ધિ.

૫ **વિનિયોગ**—જે અહિંસાદિ ધાર્મિક ભૂમિકા પ્રાપ્ત કરીને તેને ઉપાય દ્વારા બીજાને પ્રાપ્ત કરાવવી તે વિનિયોગ.

એ પ્રમાણે નિશ્ચયનયની દૃષ્ટિથી પ્રણિધાનાદિ આશયની વિશુદ્ધિ યુક્ત સર્વ પ્રકારનો ધર્મવ્યાપાર એ યોગ છે તો પણ વ્યવહારનયથી વિશેષે કરીને સ્થાનાદિમાં રહેલ ધર્મવ્યાપાર યોગ કહેવાય છે, કારણ કે સ્થાનાદિને વિષે યોગપદની પ્રવૃત્તિ શાસ્ત્રસંમત છે.

પૂર્વક અભ્યન્તરાચારની શુદ્ધિરૂપ છે. સકલ કર્મના ક્ષય કરવારૂપ મોક્ષની સાથે આત્માને જોડે છે તેથી તે યોગ કહેવાય છે, અને તે જિનાગમમાં કહેલ ચરણસિત્તરી અને કરણસિત્તરીરૂપ સર્વ પ્રકારનો આચાર મોક્ષના ઉપાયરૂપ હોવાથી યોગરૂપે માનેલ છે. તેમાં વિશેષે કરીને સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને એકાગ્રતા એ પાંચ પ્રકારનો યોગ મોક્ષનો હેતુ છે. અનાદિકાળથી પરભાવમાં મગ્ન થયેલા જીવોને મોક્ષના કારણભૂત યોગ પ્રાપ્ત થતો નથી. તાત્પર્ય એ છે કે આપણું સાધ્ય મોક્ષ છે, તેથી સદ્ગુરુના વચનનું સ્મરણ, તત્ત્વની જિજ્ઞાસા ઇત્યાદિ યોગે નિર્મળ, નિસ્સંગ અને પરમાનન્દમય સ્વરૂપનું સ્મરણ કરીને તેની કથાના શ્રવણમાં પ્રીતિ વગેરે કરે છે, તે પરંપરાએ સિદ્ધ-યોગી થાય છે. મરુદેવાની પેઠે બધાને અનાયાસે સિદ્ધિ થતી નથી. તેમને તો અલ્પ આશાતના આદિ દોષો કરેલા હોવાથી પ્રયત્ન સિવાય નિર્વાણપ્રાપ્તિ થઈ, બીજા જીવોને લાંબા કાળની આશાતનાથી ગાઢ કર્મો બાંધેલા હોવાને લીધે સ્થાનાદિ યોગના ક્રમથી જ તે કર્મો દૂર થતાં સિદ્ધિ થાય છે.

હવે એ પાંચ યોગમાં કર્મયોગરૂપ બાહ્ય અને જ્ઞાન યોગરૂપ અંતરંગ સાધન બતાવે છે—

**[1]कर्मयोगद्वयं तत्र ज्ञानयोगत्रयं विदुः ।**
**विरतेष्वेव नियमाद् बीजमात्रं परेष्वपि ॥२॥**

१ तत्र=તેમાં. कर्मयोगद्वयं=બે કર્મયોગ. (અને) ज्ञानयोगत्रयं=ત્રણ જ્ઞાનયોગ. (જ્ઞાની) विदुः=જાણે છે. (એ) विरतेषु=વિરતિવંતમાં. नियमात्=અવશ્ય હોય છે. परेष्वपि=બીજામાં પણ. बीजमात्रं=યોગના બીજરૂપ છે.

**તે પાંચ યોગમાં બે કર્મયોગ-ક્રિયાયોગ અને ત્રણ જ્ઞાનયોગ છે એમ જ્ઞાની પુરુષો જાણે છે. એ પાંચ પ્રકારને યોગ વિરતિવંતમાં નિશ્ચયથી હોય છે અને બીજા માર્ગાનુસારીપ્રમુખમાં કેવળ બીજરૂપ હોય છે.**

મોક્ષસાધનમાં સ્થાન અને વર્ણ એ કર્મયોગ છે એટલે ક્રિયાના આચરણરૂપ છે. કેમકે તે કાયોત્સર્ગાદિ જિનાગમમાં કહેલી ક્રિયા કરવામાં હાથ, પગ અને આસનની મુદ્રારૂપ છે. વિંશતિકામાં કહ્યું છે કે—

**ठाणुन्नत्थालंबणरहिओ तंतम्मि पंचहा एसो**
**दुगमित्थ कम्मजोगो तहा तियं नाणजोगो उ" ॥**

योगविंशिका गा० २

સ્થાન-કાયોત્સર્ગ, પર્યંકબન્ધ અને પદ્માસન વગેરે આસનવિશેષ, ઊર્ણ એટલે શબ્દ, ક્રિયાનુષ્ઠાન વગેરે કરતાં ઉચ્ચારાતા સૂત્રના વર્ણાક્ષરો, શબ્દના અર્થનો નિશ્ચય, આલમ્બન-બાહ્ય પ્રતિમાદિનું ધ્યાન, રહિત એટલે રૂપી દ્રવ્યના આલંબન રહિત નિર્વિકલ્પ ચૈતન્યમાત્રની સમાધિ. એમ પાંચ પ્રકારનો યોગ શાસ્ત્રમાં કહેલો છે. અહીં સ્થાન અને શબ્દ એ બન્ને કર્મયોગ છે. કારણ કે સ્થાન સાક્ષાત ક્રિયારૂપ છે અને ઉચ્ચારાતો શબ્દ ઉચ્ચારણના અંશમાં ક્રિયારૂપ છે. અર્થ, આલમ્બન અને આલંબન રહિત એ ત્રણ જ્ઞાનયોગ છે, કારણ કે અર્થ વગેરે સાક્ષાત્ જ્ઞાનરૂપ છે".

એ પાંચ પ્રકારનો યોગ દેશવિરતિ (શ્રાવક) અને સર્વવિરતિને અવશ્ય હોય છે. તે મન, વચન અને કાય-

યોગની ચપલતાને રોકનાર છે. તેથી યોગાભ્યાસ કરવા યોગ્ય છે. દેશવિરતિ અને સર્વવિરતિ સિવાયના બીજા માર્ગાનુસારી વગેરેમાં યોગ બીજમાત્રરૂપ હોય છે એટલે અત્યન્ત અલ્પ હોય છે. વિંશતિકામાં કહ્યું છે કે—

**"देसे सव्वे य तहा नियमेण सो चरित्तिणो होइ ।**
**इयरस्स बीयमित्तं इत्तु च्चिय केइ इच्छंति ॥"**

योगविंशिका गा० ३

દેશથી અને સર્વથી ચારિત્રવંતને એ પૂર્વોક્ત યોગ અવશ્ય હોય છે, અને દેશવિરતિ અને સર્વચારિત્રી સિવાયના બીજાને વિષે યોગનો સંભવ નહિ હોવાથી કેટલાએક આચાર્યો તેમાં બીજમાત્રરૂપ યોગ માને છે. યદ્યપિ ચારિત્ર મોહનીયના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ દેશવિરતિ અને સર્વવિરતિ ચારિત્રવાળાને જ સ્થાનાદિરૂપ યોગ હોય છે, તો પણ દેશવિરતિ આદિ ગુણસ્થાનક રહિત અને વ્યવહારથી શ્રાવકધર્માદિમાં પ્રવૃત્તિ કરતા શ્રાવકાદિને સ્થાનાદિ ક્રિયા યોગના બીજરૂપ હોય છે" તેથી અપુનર્બન્ધક અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિને વિષે યોગનું બીજમાત્ર હોય છે".

ઇચ્છાદિ યોગના ભેદો અને તેનું કાર્ય દર્શાવે છે—

**[1]कृपानिर्वेदसंवेगप्रशमोत्पत्तिकारिणः ।**
**भेदाः प्रत्येकमत्रेच्छाप्रवृत्तिस्थिरसिद्धयः ॥३॥**

---

૧ अत्र=અહીં. प्रत्येकं=પ્રત્યેક યોગના. इच्छा-प्रवृत्ति-स्थिर-सिद्धयः= ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદો છે. (તે) कृपा-निर्वेद-संवेग-प्रशमोत्पत्तिकारिणः=કૃપા, સંસારનો ભય, મોક્ષની ઇચ્છા, અને પ્રશમની ઉત્પત્તિ કરનારા છે.

**અહીં પ્રત્યેક યોગના ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદો છે, તે કૃપા–અનુકંપા, નિર્વેદ–સંસારનો ભય, સંવેગ–મોક્ષની ઇચ્છા અને પ્રશમ–ઉપશમની ઉત્પત્તિ કરનારા છે. સ્થાનાદિ યોગના પાંચ પ્રકારને ચારગુણા કરતાં વીશ ભેદો થાય છે.**

અહીં સ્થાનાદિ પ્રત્યેક યોગના ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ એ ચાર ભેદો છે. તે અનુક્રમે [1]અનુકંપા–દુ:ખી પ્રાણીઓને દુ:ખથી મુક્ત કરવાની ઇચ્છા, કોમળતાના પરિણામ, નિર્વેદ–સંસારનો ત્રાસ, ચારગતિરૂપ સંસારને બંધીખાના જેવો જાણવો, સંવેગ–મોક્ષની અભિલાષા અને પ્રશમ–કષાયના અભાવરૂપ પરિણામને ઉત્પન્ન કરનારા છે. એવા પ્રકારની પરિણતિવાળા, સંસારથી ઉદ્વિગ્ન થયેલા અને શુદ્ધ આત્મસ્વરૂપના અનુભવની ઇચ્છાવાળાને યોગની સાધના થાય છે. વિંશતિકામાં કહ્યું છે કે—

૧ અહીં દેવચંદ્રજી મહારાજે જ્ઞાનમંજરી ટીકામાં અનુકંપા વગેરેનાં પરિણામ યોગની ઉત્પત્તિના કારણ છે' એમ જણાવ્યું છે, પરન્તુ તે સ્વોપજ્ઞ ભાષાર્થ અને યોગવિંશિકામાં જણાવેલા અર્થની સાથે સંગત નથી.

अणुकंपा निव्वेओ संवेगो होइ तह य पसमु त्ति ।
एएर्सि अणुभावा इच्छाईणं जहासंखं ॥८॥

અહીં ઇચ્છાદિ યોગનું કાર્ય દર્શાવે છે–દ્રવ્યથી અને ભાવથી દુ:ખી પ્રાણીઓના દુ:ખને દૂર કરવાની ઇચ્છા તે અનુકંપા. સંસારનું નિર્ગુણપણું જાણવાને લીધે સંસારરૂપ કારાગૃહથી વિરક્તપણું તે નિર્વેદ, સંવેગ–મોક્ષનો અભિલાષ, પ્રશમ–ક્રોધરૂપ ખરજ અને વિષયતૃષ્ણાનો ઉપશમ. એમ ઇચ્છાદિ યોગના કાર્યો છે. જો કે આગ-

"इक्किको य चउद्धा इत्थं पुण तत्तओ मुणेयव्वो।
इच्छा–पवित्ति–थिर–सिद्धिभेयओ समयनीईए" ॥
योगविंशिका गा० ४.

"અહીં સ્થાનાદિયોગમાંનો પ્રત્યેક યોગ પરમાર્થથી યોગશાસ્ત્રમાં કહેલા ક્રમ વડે ઇચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિના ભેદથી ચાર પ્રકારે જાણવો."

**इच्छा[1] तद्वत्कथाप्रीतिः प्रवृत्तिः पालनं परम्।**
**स्थैर्यं बाधकभीहानिः सिद्धिरन्यार्थसाधनम् ॥४॥**

**તે યોગવાળા યોગીની કથા–વાર્તા સાંભળતાં પ્રીતિ ઉપજે તે ઇચ્છાયોગ. અધિક પ્રયત્નથી શુભ ઉપાયોનું પાલન કરવું તે પ્રવૃત્તિયોગ, બાધક–અતિચારના ભયની હાનિ (ત્યાગ) એટલે જ્યાં અતિચાર લાગે નહિ તે સ્થિરતાયોગ. 'તેના સંગે વૈરનો ત્યાગ થાય' ઇત્યાદિ પરાર્થનું સાધન**

મમાં અનુકંપા વગેરે સમ્યક્ત્વના લક્ષણ કહેલાં છે, તો પણ યોગના અનુભવથી સિદ્ધ થયેલા વિશિષ્ટ અનુકંપાદિ ઇચ્છાયોગ વગેરેનાં કાર્ય કહેવામાં વિરોધ નથી. વસ્તુતઃ કેવળ સમ્યક્ત્વની પ્રાપ્તિમાં પણ વ્યવહારથી ઇચ્છાદિ યોગની પ્રવૃત્તિથી અનુકંપાદિ ભાવની નિષ્પત્તિ થાય છે. એટલે સામાન્ય અનુકંપાદિમાં સામાન્ય ઇચ્છાયોગાદિ કારણ છે અને વિશેષ અનુકંપાદિમાં વિશિષ્ટ ઇચ્છાયોગાદિ કારણ છે. જુઓ યોગવિંશિકા ગા. ૮ ની ટીકા.

૧ तद्वत्कथाप्रीतिः=યોગીની કથામાં પ્રીતિ હોવી તે. इच्छा=ઇચ્છાયોગ. परं=અધિક. पालनं=ઉપાયોનું પાલન કરવું તે. प्रवृत्तिः=પ્રવૃત્તિયોગ. बाधकभीहानिः=અતિચારના ભયનો ત્યાગ તે. स्थैर्यं=સ્થિરતાયોગ. (અને) अन्यार्थसाधनं=બીજાના અર્થનું સાધન કરવું તે. सिद्धिः=સિદ્ધિયોગ છે.

થાય તે સિદ્ધિ કહેવાય.

ઇચ્છા–સાધકભાવની અભિલાષા, એટલે જેનામાં પાંચે યોગ હોય એવા શ્રમણોની કથાઓમાં, તેઓના ગુણની સ્તુતિ વગેરેમાં પ્રીતિ થવી તે ઇચ્છા યોગ. સમ્યગ્દર્શનાદિ ગુણની વૃદ્ધિના કારણભૂત ક્રિયાયોગ અને શ્રુતાભ્યાસાદિરૂપ જ્ઞાનયોગનું ઉત્કૃષ્ટ પાલન કરવું તે પ્રવૃત્તિયોગ. પૂજ્ય હરિભદ્રાચાર્યે કહ્યું છે કે—

"तज्जुत्तकहापीईइ संगया विपरिणामिणी इच्छा ।
सव्वत्थुवसमसारं तप्पालणमो पवत्ती उ" ॥

योगविंशिका गा० ५.

સ્થાનાદિયોગવાળા મુનિઓની કથામાં અર્થબોધની ઇચ્છાથી ઉત્પન્ન થયેલ હર્ષસહિત અને વિધિપૂર્વક અનુષ્ઠાન કરનારા પ્રતિ બહુમાનાદિ ગર્ભિત પોતાના વીર્યોલ્લાસથી કંઇક અભ્યાસરૂપ વિચિત્ર પરિણામયુક્ત ઇચ્છાયોગ કહેવાય છે. અહીં દ્રવ્ય–ક્ષેત્રાદિ સામગ્રીના અભાવે શાસ્ત્રવિહિત સ્થાનાદિ યોગની ઇચ્છાથી યથાશક્તિ સ્થાનાદિયોગનું આચરણ ઇચ્છાયોગરૂપ છે. સર્વ અવસ્થામાં ઉપશમપૂર્વક સ્થાનાદિ યોગનું પાલન કરવું તે પ્રવૃત્તિ યોગ છે. અહીં અધિક વીર્ય હોવાથી સામગ્રીની પરિપૂર્ણતાને લીધે શાસ્ત્રવિહિત સ્થાનાદિયોગનું પાલન કરે છે માટે તે પ્રવૃત્તિ યોગરૂપ છે."

એ પ્રમાણે ઇચ્છા અને પ્રવૃત્તિ એ બન્ને યોગ બાહ્ય હોવાથી અને ક્રિયાપ્રધાન હોવાથી સાધ્યનું અવલંબન કરનારને કારણરૂપ છે અને તે સિવાયના બીજા જીવોને

શુભ બન્ધનું કારણ છે. બાધક એટલે અશુદ્ધ અધ્યવસાયરૂપ અતિચાર, તેના ભયનો અભાવ, અર્થાત્ નિરતિચાર ગુણના પાલનરૂપ સ્થિરતા યોગ છે. જ્યાં ક્ષયોપશમ પણ અતિગુણવાળી સાધનામાં પરિણત થયેલો હોવાથી સહજ ભાવે નિર્દોષગુણનો સાધક થાય છે તે સ્થિરતા યોગ કહેવાય છે. બીજાઓને પણ શુદ્ધ પરમાત્મભાવરૂપ અર્થની સિદ્ધિમાં સાધન થવું તે સિદ્ધિ કહેવાય છે. કહ્યું છે કે–

**तह चेव एय बाहकचिन्तारहियं थिरत्तणं नेयं ।**
**सव्वं परत्थसाहगरूवं पुण होइ सिद्धि त्ति ॥**

योगविंशिका गा० ६

સ્થાનાદિ યોગનું પાલન બાધક દોષની ચિન્તારહિત હોય તે સ્થિરતા જાણવી. પ્રવૃત્તિરૂપ યોગ અતિચાર સહિત હોવાથી બાધકની ચિન્તા સહિત છે, અને સ્થિરતારૂપ યોગ શુદ્ધિવિશેષથી બાધક દોષની ચિન્તારહિત છે. સર્વ સ્થાનાદિ યોગ પોતાનામાં ઉપશમવિશેષ આદિ ફળ ઉત્પન્ન કરતાં સ્થાનાદિ યોગની શુદ્ધિરહિત બીજાઓને પણ તેની શુદ્ધિ કરવા દ્વારા પોતાના જેવા ફળના સાધક થાય તે સિદ્ધિ યોગ. એ હેતુથી જેણે અહિંસાની સિદ્ધિ કરી છે એવા યોગીઓની પાસે હિંસક પ્રાણીઓ પણ હિંસા કરવા સમર્થ થતા નથી. જેણે સત્યધર્મની સિદ્ધિ કરી છે તેની પાસે અસત્યવાદી અસત્ય બોલી શકતા નથી એ સિદ્ધિયોગ સમજવો.

જ્યાં સુધી ધ્યાનથી એકતા સિદ્ધ ન થાય ત્યાં સુધી યોગ અને ઉપયોગની ચપળતાને રોકવા ન્યાસ, મુદ્રા અને વર્ણની શુદ્ધિપૂર્વક આવશ્યક, ચૈત્યવન્દન, પ્રત્યુપેક્ષણાદિ

અવશ્ય કરવા યોગ્ય છે અને તે સર્વ જીવોને અવશ્ય હિત કરનાર છે. તેથી જ સ્થાન અને વર્ણના ક્રમથી તત્ત્વની પ્રાપ્તિ થાય છે.

**[1]अर्थालम्बनयोश्चैत्यवन्दनादौ विभावनम् ।**
**श्रेयसे योगिनः स्थानवर्णयोर्यत्न एव च ॥८॥**

**ચૈત્યવન્દનાદિ ક્રિયામાં અર્થ અને આલમ્બન એ બે યોગનું વિભાવન-વારંવાર સ્મરણ કરવું તે યોગીના કલ્યાણ માટે થાય છે, તથા સ્થાન અને વર્ણને વિષે ઉદ્યમ જ કલ્યાણકારક છે.**

અર્થ-વાક્યનો ભાવાર્થ અને બાહ્ય પ્રતિમાદિને અવલંબી ધ્યેયરૂપ અર્હત્સ્વરૂપમાં ઉપયોગની એકતા તે આલમ્બન. તે બન્ને યોગોનું ચૈત્યવન્દનાદિમાં-અરિહંતને વન્દન કરવાના અધિકારમાં વારંવાર સ્મરણ કરવું તે યોગીના કલ્યાણને માટે છે. વળી સ્થાન એટલે વન્દન અને કાયોત્સર્ગાદિમાં આસન અને મુદ્રાદિરૂપે શરીરની સ્થિતિ અને વર્ણ એટલે 'अरिहंतचेइयाणं करेमि काउस्सगं' ઇત્યાદિ પાઠના વર્ણ-અક્ષરાદિની શુદ્ધિને વિષે યત્ન પણ હિતકારક છે. આવશ્યકમાં કહ્યું છે કે-

**"जं वाइद्धं वच्चामेलियं हीणक्खरियं अच्चक्खरियं पयहीणं विणयहीणं घोसहीणं जोगहीणं सुट्ठु दिन्नं दुट्ठु पडि-**

---

१ चैत्यवन्दनादौ=ચૈત્યવન્દનાદિ ક્રિયામાં. अर्थालम्बनयोः=અર્થ અને આલમ્બનનું. विभावनं=સ્મરણ કરવું. च=અને. स्थानवर्णयोः=સ્થાન અને વર્ણને વિષે. यत्न एव=ઉદ્યમ જ. योगिनः=યોગીના. श्रेयसे=કલ્યાણને માટે છે.

**च्छियं, अकाले कओ सज्झाओ, काले न कओ सज्झाओ, असज्झाए सज्झाइअं, सज्झाए न सज्झाइअं तस्स मिच्छामि दुक्कडं"**

"વ્યાવિદ્ધ–સૂત્રના પાઠોને આડા અવળા બોલવા, વ્યત્યામ્રેડિત–એક પાઠને બે ત્રણ વાર બોલવો, ન્યૂન અક્ષર બોલવો, અધિક અક્ષર બોલવો, વિનય રહિત, ઉદાત્તાદિ સ્વર રહિત, યોગોપચાર રહિત, ગુરુએ સારી રીતે પ્રસન્ન મને શીખવેલ હોય, પણ કલુષિત મને ગ્રહણ કરેલ હોય, અકાલે સ્વાધ્યાય કર્યો હોય, કાલે સ્વાધ્યાય ન કર્યો હોય, અસ્વાધ્યાયના નિમિત્ત છતાં સ્વાધ્યાય કર્યો, સ્વાધ્યાય કરવા યોગ્ય છતાં સ્વાધ્યાય ન કર્યો, તે સંબન્ધી મારો દોષ મિથ્યા થાઓ."

તેથી દ્રવ્ય, ક્ષેત્ર અને કાળની વિશુદ્ધિ થયે ભાવ સાધનની સિદ્ધિ થાય છે. તેથી દ્રવ્ય ક્રિયા હિતકારક છે.

**[1]आलम्बनमिह ज्ञेयं द्विविधं रूप्यरूपि च ।**
**अरूपिगुणसायुज्ययोगोऽनालम्बनः परः ॥६॥**

**અહીં આલંબન રૂપી અને અરૂપી એમ બે પ્રકારે જાણવું. અરૂપી ગુણ–સિદ્ધસ્વરૂપના તાદાત્મ્યપણે યોગ તે ઈષદ્–થોડું અવલમ્બન હોવાથી ઉત્કૃષ્ટ અનાલંબન યોગ કહેવાય છે. કહ્યું છે કે—**

૧ इह=અહીં. आलम्बनं=આલંબન. रूपि=રૂપી. च=અને. अरूपि=અરૂપી. द्विविधं=બે પ્રકારે છે. (તેમાં) अरूपिगुणसायुज्ययोगः=અરૂપી–સિદ્ધના સ્વરૂપ સાથે તન્મયપણારૂપ યોગ તે. परः=ઉત્કૃષ્ટ. अनालम्बनः=અનાલંબન યોગ છે.

**तत्राप्रतिष्ठितः खलु यतः प्रवृत्तश्च तत्त्वतस्तत्र ।**
**सर्वोत्तमानुजः खलु तेनानालम्बनो गीतः ॥**

षोडशक १६ श्लो० ९.

**પરમાત્મતત્ત્વના દર્શનની અસંગભાવે ઇચ્છારૂપ જ્યાંસુધી પરમાત્મતત્ત્વનું દર્શન થાય ત્યાંસુધી અનાલંબન યોગ છે. તે પરમાત્મતત્ત્વમાં સ્થિરતા રહિત છે અને જેથી ધ્યાનદ્વારા પરમાત્મદર્શનમાં પ્રવૃત્તિ થાય છે, તેથી યોગનિરોધરૂપ સર્વોત્તમ યોગના પૂર્વભાવી અનાલંબન યોગ કહેલો છે.**

**નિરાલંબન યોગ તે ધારાવાહી પ્રશાન્તવાહિતા નામ ચિત્ત છે, તે યત્ન સિવાય સ્મરણની અપેક્ષાએ સ્વરસથી જ તે ચિત્ત સદૃશ ધારાએ પ્રવર્તે છે એમ જાણવું.**

અહીં જિનેશ્વરે કહેલા મોક્ષમાર્ગમાં આલંબન બે પ્રકારનું છે—એક રૂપી અને બીજું અરૂપી. તેમાં રૂપીનું આલંબન તે જિનમુદ્રાદિક પિંડસ્થ, પદસ્થ અને રૂપસ્થ ધ્યાન સુધી છે. જ્યાંસુધી અરિહંતની અવસ્થાનું આલંબન છે ત્યાંસુધી અતિશયો સહિત રૂપી શરીરનું આલંબન કારણ આલંબન છે. તેમાં અનાદિ પરભાવરૂપ શરીર, ધન અને સ્વજનનું અવલંબન કરનારો, પરભાવમાં પરિણમેલ ચેતનાવાળો જીવ વિષય અને ઐશ્વર્યાદિ માટે તીર્થંકરાદિનું અવલમ્બન લે તો પણ તે સંસારનું કારણ છે. સ્વરૂપના આનન્દને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો સ્વરૂપ સાધનને માટે પ્રથમ વીતરાગાદિ ગુણના સમૂહ વડે કારણરૂપ જિનેશ્વરનું અવલંબન લે છે, યાવત્ મુદ્રાદિનું અવ-

લંબન લે છે ત્યાંસુધી તે રૂપીના આલંબનવાળો છે. તે જ અરિહંત અને સિદ્ધના સ્વરૂપભૂત જ્ઞાન–દર્શન–ચારિત્રાદિ અનન્ત પર્યાય વડે વિશુદ્ધ શુદ્ધ અધ્યાત્મ ધર્મનું અવલંબન લે ત્યારે તે અરૂપીના આલંબનવાળો છે. તેની ભાવના આ પ્રમાણે છે—

અનાદિકાળથી જીવ મૂર્ત પુદ્ગલ સ્કન્ધના અવલમ્બનરૂપ પરિણતિવાળો છે, તે પ્રથમથી જ અમૂર્ત અને આનન્દમય આત્મસ્વરૂપનું અવલંબન કેમ લઇ શકે ? તેથી અતિશય સહિત વીતરાગ મુદ્રાદિક મૂર્ત પર વસ્તુનું આલમ્બન લઇને વિષય અને કષાયની વૃદ્ધિ કરનાર સ્ત્રી–ધનાદિ આલમ્બનનો ત્યાગ કરે છે, આ એક પરાવર્તન છે. વળી તે જ વિચારે કે 'અતિશયાદિરૂપ મૂર્ત સર્વથા અવલમ્બન કરવા યોગ્ય નથી, કારણ કે હું અમૂર્ત છું, તેથી મારામાં મૂર્તભાવનું રસિકપણું ઉપયોગી નથી. યદ્યપિ વીતરાગમુદ્રાદિક અરિહંત સંબન્ધી છે, તો પણ તે ઔદયિકભાવ છે, તેથી તે મારા આલંબનરૂપે યોગ્ય નથી, મારે તો ગુણોનું અવલંબન લેવું યોગ્ય છે'—એમ ગુણોનું અવલંબન કરતો મૂર્ત ભાવોને રસિકપણે ગ્રહણ કરતો નથી, પણ અપેક્ષા સહિત તેને પરરૂપે જુએ છે. એ બીજું પરાવર્તન છે. એમ અમૂર્ત આત્મગુણોમાં રસિક થાય છે. તેથી પરમેષ્ઠીના સ્વરૂપનો કારણ વડે નિશ્ચય કરીને પોતાના અસંખ્યાતા પ્રદેશમાં વ્યાપ્યવ્યાપકભાવે રહેલા દ્રવ્યરૂપ અને પર્યાયરૂપ નિર્મળ, અમૂર્ત અને આનન્દમય અનન્ત સ્વભાવને ધ્યેયરૂપે અવલંબે છે. એ ત્રીજું પરાવર્તન છે. એ પ્રમાણે સાધનની

પદ્ધતિ છે. અરૂપિગુણો-સિદ્ધના ગુણોની ભાવના, સિદ્ધના ગુણોને તાદાત્મ્યરૂપે આત્માના ઉપયોગની સાથે જોડવા તે સર્વને સ્વરૂપ નિષ્પત્તિનુ સાધન છે. યદ્યપિ કંઈક શ્રુતાદિનું અવલંબન છે, તો પણ થોડું અવલંબન હોવાથી ઉત્કૃષ્ટ અનાલંબન યોગ કહ્યો છે. કહ્યું છે કે "પરમાત્મતત્ત્વમાં સ્થિરતા રહિત અને જેનાથી ધ્યાનદ્વારા પરમાત્મદર્શનમાં પ્રવૃત્તિ કરે, તથા યોગનિરોધરૂપ સર્વોત્તમ યોગનો પૂર્વભાવી અનાલંબન યોગ કહ્યો છે".

અહીં નિરાલંબન યોગથી ધારાવાહી (અવિચ્છિન્ન પ્રવૃત્ત) પ્રશાન્તવાહિતા નામે ચિત્ત છે. તેના સ્વભાવથી જ ચિત્ત સહજ ધારામાં પ્રવર્તે છે. તેમાં પ્રયત્ન કરવો પડતો નથી. વિંશતિકામાં કહ્યું છે કે-

**"आलंबणं पि एयं रूविमरूवि य इत्थ परमु त्ति ।**
**तग्गुणपरिणइरूवो सुहुमो अणालंबणो नाम" ॥**

योगविंशिका गा० १९.

"અહીં યોગવિચાર પ્રસંગે સમવસરણસ્થિત જિનરૂપ અને તેની પ્રતિમાદિરૂપ રૂપી આલમ્બન તથા પરમ-પરમાત્મારૂપ અરૂપી આલંબન-એમ આલંબન બે પ્રકારે છે. તેમાં અરૂપી પરમાત્માના કેવલજ્ઞાનાદિ ગુણોની તન્મયતારૂપ ઇન્દ્રિયોને અગોચર હોવાથી સૂક્ષ્મ અનાલમ્બન યોગ કહ્યો છે."

એકાગ્રયોગનું જ બીજું નામ અનાલંબન યોગ છે. એમ સ્થાનાદિ પાંચ યોગોને ઇચ્છાદિ ચાર યોગો સાથે ગુણતાં વીશ યોગો થાય છે. તે પ્રત્યેકને પ્રીત્યાદિ ચાર

અનુષ્ઠાનની સાથે યોજના કરતા યોગના એંશી પ્રકાર થાય છે.

તેનું સ્વરૂપ બતાવવા માટે ઉપદેશ કરે છે—

**[1]प्रीति-भक्ति-वचो-ऽसंगैः स्थानाद्यपि चतुर्विधम्।**
**तस्मादयोगयोगाप्तेर्मोक्षयोगः क्रमाद्भवेत् ॥७॥**

પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાનના ભેદે સ્થાનાદિક વીશ યોગ પણ ચાર પ્રકારે છે. તે સકલ યોગથી અયોગ નામે શૈલેશી યોગની પ્રાપ્તિ થવાથી અનુક્રમે મોક્ષયોગ પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે—

"यत्रादरोऽस्ति परमः प्रीतिश्च हितोदया भवति कर्तुः।
शेषत्यागेन करोति यच्च तत्प्रीत्यनुष्ठानम् ॥
गौरवविशेषयोगाद् बुद्धिमतो यद्विशुद्धतरयोगम्।
क्रिययेतरतुल्यमपि ज्ञेयं तद्भक्त्यनुष्ठानम् ॥
अत्यन्तवल्लभा खलु पत्नी तद्वद्धिता च जननीति।
तुल्यमपि कृत्यमनयोर्ज्ञातं स्यात् प्रीतिभक्तिगतम् ॥
वचनात्मिका प्रवृत्तिः सर्वत्रौचित्ययोगतो या तु।
वचनानुष्ठानमिदं चारित्रवतो नियोगेन ॥
यत्त्वभ्यासातिशयात् सात्मीभूतमिव चेष्टयते सद्भिः।
तदसंगानुष्ठानं भवति त्वेतत् तदावेधाद् ॥

१ प्रीतिभक्तिवचोऽसंगैः=પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાન વડે. स्थानाद्यपि=સ્થાનાદિ યોગ પણ. चतुर्विधं=ચાર પ્રકારે છે. तस्मात्=તેથી. अयोगयोगाप्तेः=યોગના નિરોધરૂપ યોગની પ્રાપ્તિ થવાથી. क्रमात्=અનુક્રમે. मोक्षयोगः=મોક્ષરૂપ યોગ. भवेत्=પ્રાપ્ત થાય છે.

चक्रभ्रमणं दण्डात् तदभावे चैव यत्परं भवति।
वचनासंगानुष्ठानयोस्तु तज्ज्ञापकं ज्ञेयम् ॥
अभ्युदयफले चाद्ये निःश्रेयससाधने तथा चरमे।
एतदनुष्ठानानां विज्ञेये इह गतापाये ॥

षोडशक १० श्लो० ३–९.

પ્રીતિઅનુષ્ઠાનનું લક્ષણ—

"જેમાં અધિક પ્રયત્ન હોય, જેનાથી કરનારનો હિતકારી ઉદય થાય એવી પ્રીતિ–રુચિ હોય અને બાકીના પ્રયોજનનો ત્યાગ કરીને જેને એક નિષ્ઠાથી કરે તે પ્રીતિ-અનુષ્ઠાન કહેવાય છે."

ભક્તિઅનુષ્ઠાનનું લક્ષણ—

"વિશેષ ગૌરવ(મહત્ત્વ)ના યોગે બુદ્ધિમાન પુરુષનું અત્યન્ત વિશુદ્ધ યોગવાળું, ક્રિયા વડે પ્રીતિઅનુષ્ઠાનના જેવું હોવા છતાં તે ભક્તિઅનુષ્ઠાન જાણવું."

પ્રીતિ અને ભક્તિઅનુષ્ઠાનની વિશેષતા—

"પત્ની ખરેખર અત્યન્ત પ્રિય છે, તેમ હિતકારી માતા પણ અત્યન્ત પ્રિય છે. બન્નેના પાલન પોષણનું કાર્ય પણ સરખું છે, તો પણ પ્રીતિ અને ભક્તિની વિશેષતા બતાવવા માટે આ ઉદાહરણ છે. પત્નીનું કાર્ય પ્રીતિથી અને માતાનું કાર્ય ભક્તિથી થાય છે, એટલી પ્રીતિ અને ભક્તિની વિશેષતા છે."

વચનાનુષ્ઠાનનું લક્ષણ—

"બધાય ધર્મવ્યાપારમાં ઉચિતપણે આગમને અનુસરીને પ્રવૃત્તિ કરવી તે વચનાનુષ્ઠાન છે. તે ચારિત્રવાળા સાધુને અવશ્ય હોય છે."

અસંગાનુષ્ઠાનનું લક્ષણ—

"અત્યન્ત અભ્યાસથી ચન્દનગન્ધના ન્યાયે સહજભાવે સત્પુરુષોથી જે ક્રિયા કરાય તે અસંગઅનુષ્ઠાન, તે આગમના સંસ્કારથી થાય છે."

વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાનની વિશેષતા—

"દંડ વડે ચક્ર ફરે છે, અને પછી દંડના પ્રયોગને અભાવે પણ ફરતું રહે છે, તે વચનાનુષ્ઠાન અને અસંગાનુષ્ઠાનને જણાવનાર ઉદાહરણ છે. જેમ પ્રથમ દંડના યોગે ચક્ર ફરે છે અને પછી દંડના અભાવે સંસ્કારથી ફરે છે, તેમ વચનાનુષ્ઠાન આગમના સંબન્ધથી પ્રવર્તે છે, અને પછી આગમના સંસ્કાર માત્રથી વચનની અપેક્ષા સિવાય સહજ ભાવે પ્રવૃત્તિ કરે છે તે અસંગાનુષ્ઠાન સમજવું."

એ ચારે અનુષ્ઠાનોનું ફળ—

"પ્રથમનાં બે અનુષ્ઠાન અભ્યુદય–સ્વર્ગનાં કારણ છે અને છેલ્લાં બે અનુષ્ઠાન મોક્ષનાં કારણ અને વિઘ્ન વિનાનાં છે."

એ સ્થાનાદિ વીશ યોગોના પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ એ આર ચાર ભેદ કરતા યોગના એંશી ભેદો થાય છે. તે યોગથી સર્વ યોગોની ચપલતારહિત અનુક્રમે અયોગ નામે શૈલેશીકરણ (અત્યન્ત સ્થિરતારૂપ) યોગને પ્રાપ્ત થાય છે. અને તેથી અનુક્રમે સર્વ કર્મના અભાવથી આત્માની સ્વરૂપમાં સ્થિતિરૂપ મોક્ષ નામે યોગ પ્રાપ્ત થાય છે. એમ યોગના સંબન્ધથી અનુક્રમે મોક્ષ થાય છે.

એ પ્રમાણે યોગસાધનામાં પ્રીતિવાળો સર્વ યોગનો નિરોધ કરીને છેવટે અયોગી થાય છે.

[१]स्थानाद्ययोगिनस्तीर्थोच्छेदाद्यालम्बनादपि ।
सूत्रदाने महादोष इत्याचार्याः प्रचक्षते ॥८॥

સ્થાનાદિ કોઇ પણ યોગ રહિત પુરુષને 'તીર્થનો ઉચ્છેદ થશે' ઇત્યાદિ કારણે પણ ચૈત્યવન્દનાદિ સૂત્ર ભણાવવામાં સૂત્રની આશાતનારૂપ મોટો દોષ થાય છે-એમ હરિભદ્રાદિ આચાર્યો કહે છે. 'તીર્થનો ઉચ્છેદ થાય' ઇત્યાદિ કારણે પણ જેવા તેવાને ન ભણાવીએ. કહ્યું છે કે—

"तित्थस्सुच्छेयाइ वि नालंबणमेत्थ जं स एमेव ।
सुत्तकिरियाइनासो एसो असमञ्जसविहाणा ॥
सो एस वंकओ चिय न य सयं मयमारियाणमविसेसो ।
एयं पि भाविअव्वं इह तित्थुच्छेयभीरुहिं" ॥

योगविंशिका गा० १४-१५.

'તીર્થનો ઉચ્છેદ થશે' ઇત્યાદિ આલંબન પણ આ અવિધિ અનુષ્ઠાનમાં લેવું યોગ્ય નથી. એટલે 'તીર્થનો વિચ્છેદ ન થાય તે માટે અવિધિ અનુષ્ઠાન કરવા યોગ્ય છે' એ આલમ્બન ગ્રહણ કરવા યોગ્ય નથી, કારણ કે એ પ્રમાણે સૂત્ર વિરુદ્ધ કરવાથી અશુદ્ધ ક્રિયાની પરંપરા ચાલુ રહે, અને તેથી સૂત્રોક્ત ક્રિયાનો વિચ્છેદ થાય, તે જ તીર્થનો ઉચ્છેદ છે. કારણ કે આજ્ઞા રહિત જનનો સમુદાય તે તીર્થ નથી, પણ શાસ્ત્રવિહિત ઉચિત ક્રિયાવિશિષ્ટ સાધુ, સાધ્વી,

---

૧ स्थानाद्ययोगिनः=સ્થાનાદિ યોગ રહિતને. तीर्थोच्छेदाद्यालम्बनादपि='તીર્થનો ઉચ્છેદ થાય' ઇત્યાદિ આલંબનથી પણ. सूत्रदाने=ચૈત્યવંદનાદિ સૂત્ર શિખવવામાં. महान्=મોટો. दोषः=દોષ છે. इति=એમ आचार्याः=આચાર્યો. प्रचक्षते=કહે છે.

શ્રાવક અને શ્રાવિકાનો સમુદાય તે તીર્થ છે. તેથી અવિધિનું સ્થાપન કરવામાં શાસ્ત્રોક્ત ક્રિયાનો ઉચ્છેદ થવાથી પરમાર્થથી તીર્થનો ઉચ્છેદ થાય છે.

શાસ્ત્રવિહિત ક્રિયાનો લોપ કરવો એ કડવા ફળ આપનાર છે. સ્વયં મૃત્યુને પ્રાપ્ત થયેલ અને પોતે મારેલામાં વિશેષતા નથી એમ નથી. પરન્તુ એટલી વિશેષતા છે કે સ્વયં મૃત્યુ પામે છે ત્યારે તેમાં પોતાનો દુષ્ટાશય નિમિત્તરૂપ નથી અને પોતે મારે છે તેમાં દુષ્ટાશય નિમિત્તરૂપ છે. તેની પેઠે સ્વયં ક્રિયામાં પ્રવૃત્તિ નહિ કરનારા જીવની અપેક્ષાએ ગુરુને દૂષણ નથી, પરન્તુ અવિધિની પ્રરૂપણાને અવલંબીને શ્રોતા અવિધિમાં પ્રવૃત્તિ કરે તો ઉન્માર્ગમાં પ્રવૃત્તિ કરાવવાના પરિણામથી અવશ્ય મહાદૂષણ છે. એ પણ તીર્થ ઉચ્છેદના ભીરૂએ વિચાર કરવા યોગ્ય છે.

સ્થાનાદિમાં પ્રવૃત્તિરૂપ યોગરહિતને 'તીર્થનો ઉચ્છેદ થશે' ઇત્યાદિ આલંબનથી પણ સૂત્ર ભણાવવામાં મહાદોષ છે, એમ શ્રીહરિભદ્રસૂરિ આદિ આચાર્યો કહે છે. નાસ્તિકને સૂત્ર શિખવવામાં કદાચિત્ ઉત્સૂત્રપ્રરૂપણા કરવાથી તીર્થનો ઉચ્છેદ થાય છે. કહ્યું છે કે—

"मुत्तूण लोगसन्नं उड्ढूण य साहूसमयसब्भावं ।
सम्मं पयट्टिअव्वं बुहेणमइनिउणबुद्धीए ॥

योगविंशिका गा० १६.

"શાસ્ત્રનિરપેક્ષ બુદ્ધિરૂપ લોકસંજ્ઞાને તજીને અને યથાર્થ સિદ્ધાન્તના રહસ્યને જાણીને પંડિતે અતિ સૂક્ષ્મ બુદ્ધિ વડે ચૈત્યવન્દનાદિમાં વિધિપૂર્વક સમ્યક્ પ્રવૃત્તિ કરવા યોગ્ય છે".

એ પ્રકારે સ્થાનાદિ યોગની વિશુદ્ધિ કરીને ઇચ્છાદિ યોગની પરિણતિવાળો અનુક્રમે સ્વરૂપનું અવલંબનાદિ ગ્રહણ કરીને પ્રીતિ આદિ અનુષ્ઠાનના ક્રમ વડે અસંગ અનુષ્ઠાનને પ્રાપ્ત કરી સર્વજ્ઞ થઇ અયોગી થઇને સિદ્ધ થાય છે. માટે ક્રમથી આરાધના કરવી કલ્યાણકારી છે.

## २८ नियागाष्टक

**यः कर्म हुतवान् दीप्ते ब्रह्माग्नौ ध्यानधाय्यया ।**
**स निश्चितेन यागेन नियागप्रतिपत्तिमान् ॥१॥**

જેણે જાજ્વલ્યમાન બ્રહ્મરૂપ અગ્નિમાં ધ્યાન રૂપ ધાય્યા-સમિધ્‌નો પ્રક્ષેપ કરનાર વેદની ઋચાવડે કર્મનો હોમ કર્યો છે તે મુનિ નિર્ધારિત ભાવ રૂપ નિયાગને-ભાવયજ્ઞને પ્રાપ્ત થયેલો છે. દ્રવ્ય યજ્ઞ તે યાગ અને ભાવ યજ્ઞ તે નિયાગ.

નિશ્ચયથી યજ્ઞ કરવો-કર્મને બાળવા તે નિયાગ. કહ્યું છે કે—

**सुसंवुडा पंचहिं संवरेहिं इह जीवियं अणवकंखमाणा ।**
**वोसट्ठकाया सुइचत्तदेहा महाजयं जयइ जन्नसेट्ठं ॥**
**के ते जोई के व ते जोइठाणा, का ते सूया किं व ते कारिसंगं ।**
**एहा य ते कयरा संति भिक्खू, कयरेण होमेण हुणासि जोइं ॥**

१ यः=જેણે. दीप्ते=પ્રદીપ્ત કરેલા. ब्रह्माग्नौ=બ્રહ્મરૂપ અગ્નિમાં. ध्यानधाय्यया=ધ્યાનરૂપ વેદની ઋચા(મન્ત્ર)વડે. कर्म=કર્મને. हुतवान्=હોમ્યાં છે. सः=તે મુનિ. निश्चितेन=નિર્ધારિત. यागेन=ભાવયજ્ઞ વડે. नियागप्रतिपत्तिमान्=નિયાગને પ્રાપ્ત થયેલા છે.

तवो जोई जीवो जोइठाणं जोगा सुया सरीरं कारिसंगं।
कम्मं एहा संजमजोग संती होमं हुणामि इसिणं पसत्थं॥

उत्तरा० १२ गा० ४२–४४.

"અહિંસાદિ પાંચ મહાવ્રતરૂપ સંવર વડે સહિત, જીવિતની દરકાર નહિ કરનારા, શરીર ઉપર મમત્વરહિત, શુચિ–પવિત્ર અને દેહભાવના ત્યાગી મુનિઓ કર્મનો જય કરનારા શ્રેષ્ઠ યજ્ઞને કરે છે.

હે ભિક્ષુ! તમારે અગ્નિ કયો છે, અગ્નિનું સ્થાન કયું છે, ઘી નાંખવાની કડછી કઇ છે, અગ્નિ પ્રદીપન કરનાર શું છે, તમારે લાકડાં કયાં છે, વિઘ્ન દૂર કરનાર શાન્તિપાઠ કયો છે, અને કેવા પ્રકારના હોમથી તમે યજ્ઞ કરો છો?

તપ એ જ અગ્નિ છે, જીવ એ અગ્નિનું સ્થાન છે, મન, વચન અને કાયાના યોગો એ ઘી નાંખવાની કડછી છે, શરીર એ તપરૂપ અગ્નિને પ્રદીપન કરનાર સાધન છે, કર્મરૂપ કાષ્ઠ છે, સંયમ વ્યાપાર એ શાન્તિસ્તોત્ર છે, એવો ઋષિઓને પ્રશસ્ત ભાવ યજ્ઞ કરૂં છું."

એમ ઉત્તરાધ્યયનમાં પચીશમા યજ્ઞીય અધ્યયન તથા આચારાંગ સૂત્રની નિર્યુક્તિથી નિક્ષેપાદિ જાણવા. તે નિયાગનું સ્વરૂપ બતાવે છે—

જેણે ધ્યાનરૂપ વેદના મન્ત્ર વડે પ્રદીપ્ત કરેલા આત્મસ્વરૂપમાં એકતારૂપ બ્રહ્માગ્નિમાં જ્ઞાનાવરણાદિ કર્મનો હોમ કર્યો છે તે મુનિ નિશ્ચિત એટલે અભ્યન્તર સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રની એકતા અને વીર્યની તીક્ષ્ણતારૂપ યજ્ઞ વડે નિયાગને પ્રાપ્ત થયેલો છે.

**पापध्वंसिनि निष्कामे ज्ञानयज्ञे रतो भव ।**
**सावद्यैः कर्मयज्ञैः किं भूतिकामनयाऽऽविलैः ॥२॥**

હે વત્સ! પાપનો વિનાશ કરે એવા, કામના રહિત જ્ઞાનરૂપ યજ્ઞને વિષે આસક્ત થા. ઐહિક સુખેચ્છાએ કરી મલિન, પાપ સહિત એવા જ્યોતિષ્ટોમાદિ કર્મયજ્ઞોનું શું પ્રયોજન છે? કાંઈ નથી. 'भूतिकामः पशुमालभेत' ભૂતિની કામનાવાળો પશુનો હોમ કરે-ઇત્યાદિ શ્રુતિના અનુસારે તે સકામ યજ્ઞો કહ્યા છે.

હે બુદ્ધિમાન્ ! સર્વ પરભાવના અભિલાષ રહિત, પાપ કર્મના વિનાશક, આત્માના સ્વરૂપભૂત, સ્વ-પરનો નિશ્ચય કરનાર જ્ઞાનયજ્ઞમાં તન્મય થા, આ લોકના સુખની ઇચ્છાએ કરીને મલિન અને પાપસહિત એવા કર્મપ્રધાન યજ્ઞોનું શું કામ છે? તેઓ તને કંઇ પણ હિત કરનારા નથી, તેથી તે કરવા યોગ્ય નથી. આત્મસ્વરૂપના ઉપયોગમાં તન્મયતારૂપ એકતાની પરિણતિ કર્મનો નાશ કરનારી છે. તેથી તેમાં પ્રયત્ન કરવા યોગ્ય છે.

**वेदोक्तत्वान्मनःशुद्ध्या कर्मयज्ञोऽपि योगिनः ।**
**ब्रह्मयज्ञ इतीच्छन्तः श्येनयागं त्यजन्ति किम् ? ॥**

---

૧ पापध्वंसिनि=પાપનો નાશ કરનાર. निष्कामे=કામના રહિત. (એવા) ज्ञानयज्ञे=જ્ઞાનયજ્ઞમાં. रतः=આસક્ત. भव=થા. भूतिकामनया=સુખની ઇચ્છાવડે. आविलैः=મલિન. सावद्यैः=પાપ સહિત. कर्मयज्ञैः किम्=કર્મયજ્ઞોનું શું કામ છે.

૨ वेदोक्तत्वात्=વેદમાં કહેલો હોવાથી. मनःशुद्ध्या=મનની શુદ્ધિ-દ્વારા. कर्मयज्ञोऽपि=કર્મયજ્ઞ પણ. योगिनः=જ્ઞાનયોગીને. ब्रह्मयज्ञः=બ્રહ્મ-યજ્ઞરૂપ છે. इति=એમ. इच्छन्तः=માનનારા. श्येनयागं=શ્યેનયજ્ઞને.

કોઈ કહે છે કે 'પ્રતિપદોક્ત ફળના ત્યાગથી વેદોક્ત ક્રિયાએ સત્ત્વશુદ્ધિ દ્વારા વિવિદિષા(જ્ઞાન)સંપત્તિને અર્થે કર્મયજ્ઞ કરીએ તે બ્રહ્મયજ્ઞ હોય, તે મત "वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन, तपसा" ઇત્યાદિ શ્રુતિથી છે તેના મતને દૂષિત કરે છે—

'વેદમાં કહેલો હોવાથી કર્મયજ્ઞ પણ મનની શુદ્ધિદ્વારા જ્ઞાનયોગીને બ્રહ્મયજ્ઞ થાય' એમ ઇચ્છતા શ્યેન યાગને કેમ તજે છે?

'વેદ વિહિત હોવાથી મનની શુદ્ધિ કરવા વડે કર્મયજ્ઞ પણ બ્રહ્મયજ્ઞરૂપ છે' એમ ઇચ્છતા શ્યેનયજ્ઞને કેમ છોડે છે? એ પ્રમાણે અવિવેકી પુરુષો પોતાના મતની કલ્પના કરે છે તે નિષેધ કરવા યોગ્ય છે. સંસારની કામનાથી કરેલી હિંસા સુખકર થતી નથી. સાધ્યની શુદ્ધિ સિવાય પ્રયત્ન કરવો હિતકારક નથી. માટે તે અકર્તવ્ય જ છે.

[1]ब्रह्मयज्ञः परं कर्म गृहस्थस्याधिकारिणः ।
पूजादि वीतरागस्य ज्ञानमेव तु योगिनः ॥४॥

'ન્યાયોપાર્જિત ધનવાળો' ઇત્યાદિ ઉક્ત સ્વરૂપવાળા અધિકાર સહિત ગૃહસ્થને કેવળ વીતરાગની પૂજા આદિ સ્વરૂપથી સાવદ્યાનુષ્ઠાન કર્મ બ્રહ્મયજ્ઞ છે અને જ્ઞાનયોગીને સર્વ ઉપાધિરહિત શુદ્ધ જ્ઞાન જ બ્રહ્મયજ્ઞ છે.

'ન્યાયથી ઉપાર્જન કરેલા ધનવાળો' ઇત્યાદિ સામાન્ય

---

किम्=કેમ. त्यजन्ति=તજે છે.

૧ गृहस्थस्याधिकारिणः=અધિકારી ગૃહસ્થને. परं=કેવળ. वीतरागस्य=વીતરાગની. पूजादि=પૂજા આદિ. कर्म=ક્રિયા. ब्रह्मयज्ञः=બ્રહ્મયજ્ઞ છે. तु=અને. योगिनः=યોગિને. ज्ञानमेव=જ્ઞાન જ (ઉત્કૃષ્ટ બ્રહ્મયજ્ઞ છે.)

ધર્મના અધિકારી, સાવદ્ય-હિંસાદિ પાપ કાર્યમાં પ્રવૃત્ત થયેલા ગૃહસ્થને કેવળ વીતરાગની પૂજા વગેરે કર્મ કરવાં તે બ્રહ્મ યજ્ઞ જાણવો. કારણ કે સંવરના અભાવમાં આસ્રવનું પરાવર્તન કરનારી પ્રશસ્ત ક્રિયા કરવી યુક્ત છે. કહ્યું છે કે—

"अकसिणपवत्तयाणं विरयाविरयाण एस खलु जुत्तो ।
संसारपयणुकरणो दव्वत्थए कूवदिट्ठंतो" ॥

पंचवस्तु गा० १२२४

દેશવિરતિ સંયમમાં પ્રવૃત્તિ કરનારા શ્રાવકોને સંસારને અલ્પ કરનાર દ્રવ્યસ્તવ કૂપના દૃષ્ટાન્તે યુક્ત છે. જેમ કૂવો ખોદતાં તૃષા અને થાક લાગે તથા શરીર અને કપડાં મેલાં થાય, પરન્તુ પાણી નીકળતાં તેનાથી તૃષા દૂર થાય, શરીર અને કપડાં શુદ્ધ થાય; તેમ દ્રવ્યસ્તવમાં સ્વરૂપ હિંસાપ્રયુક્ત કર્મબંધ થાય પણ ભાવની વિશુદ્ધિથી તે કર્મનો નાશ થાય.

એમ રાગરૂપ પાપસ્થાનકને પ્રશસ્ત કરવાનો ઉપદેશ છે. શાસ્ત્રમાં સાધનરૂપે સર્વ પ્રશસ્ત આસ્રવોનો સ્વીકાર કરેલો છે. તેથી મુનિ અને પ્રવચનનો વિનય કરવામાં ભાવોલ્લાસના કારણે જીવનો ઘાત થાય તો પણ પરિણામની વિશુદ્ધિ હોવાને લીધે તે હિંસારૂપ નથી. પ્રજ્ઞાપનાસૂત્રની ટીકામાં કહ્યું છે કે "[1]મુનિઓને ચારે પ્રકારની ભાષા નિર-

---

१ इच्चेइयाइं चत्तारि भासज्जायाइं भासमाणे किं आराहते, विराहते ? गोयमा ! इच्चेइयाइं चत्तारि भासज्जायाइं आउत्तं भासमाणे आराहते, नो विराहते । प्रज्ञापना सू० १७४.

"એમ એ ચાર પ્રકારની ભાષા બોલતા મુનિ આરાધક છે કે

વધ કહી છે" તેથી શ્રાવકોને હિંસાદિ પરભાવની વૃત્તિ ગુણવંત પુરુષની ભક્તિરૂપ હોય તો હિતકારક છે. યોગીને તો જ્ઞાનમાં રમણ કરવું હિતકારક છે. મુનિ બાહ્ય પ્રવૃત્તિમાં આસક્ત હોતા નથી, પણ જ્ઞાનમાં રમણ કરતાં તત્ત્વને સાધે છે.

**भिन्नोद्देशेन विहितं कर्म कर्मक्षयाक्षमम् ।**
**क्लृप्तभिन्नाधिकारं च पुत्रेष्ट्यादिवदिष्यताम् ॥५॥**

મોક્ષ અને તેના ઉપાય સિવાય બીજા ઉદ્દેશથી વિહિત-શાસ્ત્રમાં ઉપદેશેલું કર્મ-અનુષ્ઠાન કર્મના ક્ષય કરવારૂપ મોક્ષ પ્રાપ્તિને માટે અસમર્થ છે. કલ્પેલો છે જુદો અધિકાર જેમાં એવા પુત્રેષ્ટિ-પુત્રપ્રાપ્તિ માટે યજ્ઞ આદિની પેઠે જાણો. જેમ તેથી વિવિદિષાર્થતા ન થાય. 'श्येनेनाभिचरन् यजेत' અભિચાર કર્મ કરનાર શ્યેન યાગ કરે. અહીં યથાશ્રુત અભિચારરૂપ ફળના ત્યાગથી વિવિદિષાર્થતા ન હોય, તેમ 'भूतिकामः पशुमालमेत' 'અભ્યુદયની ઇચ્છાવાળો પશુનો હોમ કરે.'-ઇત્યાદિ સ્થળે પણ વિવિદિષાર્થતા ન ન હોય, એ ભાવાર્થ છે.

પરમાત્મભાવની સાધનાના ઉદ્દેશ સિવાય બીજા પુણ્યાદિ ફળના ઉદ્દેશથી કરેલું શાસ્ત્રવિહિત પૂજા વગેરે અનુષ્ઠાન

---

વિરાધક છે? હે ગૌતમ! એમ એ ચાર પ્રકારની ભાષા ઉપયોગપૂર્વક બોલતા મુનિ આરાધક છે, પણ વિરાધક નથી".

૧ भिन्नोद्देशेन=જુદા ઉદ્દેશથી શાસ્ત્રમાં કહેલું. कर्म=અનુષ્ઠાન. कर्मक्षयाक्षमं=કર્મનો ક્ષય કરવામાં અસમર્થ છે. क्लृप्तभिन्नाधिकारं=કલ્પેલો છે જુદો અધિકાર જેનો એવા. पुत्रेष्ट्यादिवद्=પુત્રપ્રાપ્તિને માટે કરવામાં આવતા યજ્ઞ વગેરેની પેઠે. इष्यताम्=માનો, જાણો.

કર્મનો ક્ષય કરવા સમર્થ થતું નથી. ધર્મરૂપ સાધ્યના ઉપયોગશૂન્ય મનુષ્યોની ભિન્ન ઉદ્દેશથી કરેલ દયાદાનાદિક સત્પ્રવૃત્તિ નથી, પણ બાળકની ક્રીડા તુલ્ય છે. જેનો ભિન્ન અધિકાર કલ્પેલો છે એવા પુત્રેષ્ટિ આદિ યાગની પેઠે જાણવું. જેમ પુત્રપ્રાપ્તિના ઉદ્દેશથી કરેલા પુત્રેષ્ટિ યજ્ઞનું ફળ પુત્રપ્રાપ્તિ સિવાય બીજું હોતું નથી.

પાણી ભરવા ગયેલી કોઇ સ્ત્રી કૂવાનાં કાંઠે પાણી કાઢવા માટે ઘડાના કાંઠે દોરડું બાંધતાં પરપુરુષના રૂપને જોઈ વ્યાકુલ ચિત્તવાળી થઈ અને ઘડાને બદલે પોતાના પુત્રના ગળે દોરડું બાંધી દુઃખી થઇ, તેમ સાધ્યના ઉપયોગશૂન્ય જીવોની ક્રિયા દુઃખનું કારણ થાય છે.

**[1]ब्रह्मार्पणमपि ब्रह्मयज्ञान्तर्भावसाधनम् ।**
**ब्रह्माग्नौ कर्मणो युक्तं स्वकृतत्वस्मये हुते ॥६॥**

**(કર્મ)યજ્ઞને બ્રહ્મયજ્ઞમાં અન્તર્ભાવનું કારણ બ્રહ્મરૂપ અગ્નિમાં 'પોતે કરેલું છે' એવા કર્તાપણાના અહંકારને હોમવાથી કર્મનું બ્રહ્માર્પણ પણ યુક્ત છે, અન્યથા નહિ.** કહ્યું છે કે—

**ब्रह्मार्पणं ब्रह्महविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥**

गीता अध्याय ४. श्लो० २४

---

१ ब्रह्मयज्ञान्तर्भावसाधनं=બ્રહ્મયજ્ઞમાં અન્તર્ભાવનું સાધન. ब्रह्मार्पणमपि=બ્રહ્મને અર્પણ કરવું પણ. ब्रह्माग्नौ=બ્રહ્મરૂપ અગ્નિમાં. कर्मणः=કર્મનો. स्वकृतत्वस्मये=પોતાના કૃતપણાનું અભિમાન. हुते=હોમ કર્યે. युक्तं=યુક્ત છે.

'અર્પણ કરવાની ક્રિયા બ્રહ્મ છે, હોમવાની વસ્તુ બ્રહ્મ છે, બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ હોમનારે હોમેલું પણ બ્રહ્મ છે અને બ્રહ્મરૂપ કર્મસમાધિવાળાએ પ્રાપ્ત કરવા યોગ્ય સ્થાન પણ બ્રહ્મ જ છે".

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥**

गीता अध्याय ४ श्लो० १८

"જે નિષ્કામ કર્મમાં અકર્મને અને અજ્ઞાનપૂર્વક અકર્મમાં કર્મને જુએ છે, તે મનુષ્યોમાં બુદ્ધિમાન છે, યોગી છે અને સર્વ કર્મનો કર્તા છે".

ઇત્યાદિ ગીતામાં કહેલ નિશ્ચય નયે સર્વ સાધનને આત્માની તત્પરતાએ જાણવું, પણ નિરંજન બ્રહ્મને કર્મ, તત્ફલાર્પણ તથા કૃતને એકાન્તે અકૃતત્વબુદ્ધિ તે તો મિથ્યાત્વ વાસના વિલસિત જ છે.

હે વિદ્વાન્! જો તું બ્રહ્માર્પણ એટલે સર્વ પોતે કરેલા અનુષ્ઠાનને પરમાત્માને અર્પણ કરવું, 'આ બધું પરમાત્માએ કર્યું છે, મેં કંઇપણ કર્યું નથી' એવી બુદ્ધિને બ્રહ્મયજ્ઞ–જ્ઞાનયજ્ઞમાં અન્તર્ભાવનું એટલે આત્મિક ભાવરૂપ ફળની પ્રાપ્તિનું કારણ માને છે તો તે 'આ મેં કર્યું છે' એવા કર્તાપણાના અહંકારનો બ્રહ્મરૂપ અગ્નિમાં હોમ કરવાથી યુક્ત છે. તાત્પર્ય એ છે કે બ્રહ્મ–શુદ્ધ તીવ્ર ઉપયોગ સહિત જ્ઞાન અને આશંસા રહિત તપરૂપ અગ્નિમાં જ્ઞાનાવરણાદિ કર્મના કર્તાપણાના અભિમાનની આહુતિ આપવી યોગ્ય છે, પણ અગ્નિમાં પશુનો હોમ કરવો યુક્ત નથી.

**ब्रह्मण्यर्पितसर्वस्वो ब्रह्मदृग् ब्रह्मसाधनः ।**
**ब्रह्मणा जुह्वदब्रह्म ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥७॥**
**ब्रह्माध्ययननिष्ठावान् परब्रह्मसमाहितः ।**
**ब्राह्मणो लिप्यते नाघैर्नियागप्रतिपत्तिमान् ॥८॥**

**જેણે બ્રહ્મને વિષે સર્વસ્વ અર્પણ કર્યું છે, જેની બ્રહ્મમાં જ દૃષ્ટિ છે, બ્રહ્મરૂપ જ્ઞાન જેનું સાધન છે એવો, ઉપયોગરૂપ બ્રહ્મવડે આધારરૂપ બ્રહ્મમાં અબ્રહ્મ-અજ્ઞાનને હોમતો, બ્રહ્મચર્યની ગુપ્તિવાળો (૭), આચારાંગના પ્રથમ શ્રુતસ્કન્ધના નવ અધ્યયનની નિષ્ઠા-મર્યાદાવાળો, પરબ્રહ્મ સાથે એકતાની પરિણતિવાળો અને નિયાગ-બ્રહ્મયજ્ઞને પ્રાપ્ત થયેલો બ્રાહ્મણ, શ્રમણ, ભિક્ષુ અને નિર્ગ્રન્થ એ ચાર નામને ધારણ કરનાર પાપ વડે લેપાતો નથી. (૮)**

બ્રહ્મ-આત્મામાં જેણે સર્વસ્વ અર્પણ કર્યું છે એટલે સર્વ આત્માની પરિણતિરૂપ જ્ઞાન, વીર્ય, લાભ અને ભોગાદિરૂપ પોતાના ક્ષાયોપશમિક ભાવો જેણે આત્મામાં સ્થાપન કર્યા છે, બ્રહ્મ આત્મા અથવા આત્મજ્ઞાન, તેમાં જ જેની દૃષ્ટિ છે એટલે આત્મજ્ઞાનરૂપ દૃષ્ટિવાળો, અથવા આત્મામાં દૃષ્ટિ-શ્રદ્ધા તે જ જેને બ્રહ્મનું સાધન છે, અથવા

---

૧ ब्रह्मणि=બ્રહ્મમાં. अर्पितसर्वस्वः=જેણે સર્વસ્વ અર્પણ કર્યું છે. ब्रह्मदृक्=બ્રહ્મમાં જ જેની દૃષ્ટિ છે. ब्रह्मसाधनः=બ્રહ્મરૂપ જ્ઞાન જેનું સાધન છે એવો. ब्रह्मणा=ઉપયોગરૂપ બ્રહ્મ વડે. ब्रह्मणि=બ્રહ્મમાં. अब्रह्म=અજ્ઞાનને. जुह्वत्=હોમતો. ब्रह्मगुप्तिमान्=બ્રહ્મચર્યની ગુપ્તિવાળો. ब्रह्माध्ययननिष्ठावान्=બ્રહ્મ અધ્યયનની મર્યાદાવાળો. परब्रह्मसमाहितः= પરબ્રહ્મમાં સમાધિવાળો. नियागप्रतिपत्तिमान्=ભાવયજ્ઞને સ્વીકારનાર. ब्राह्मणः=નિર્ગ્રન્થ. अघैः=પાપ વડે. न लिप्यते=લેપાતો નથી.

બ્રહ્મ—આત્મા જ જેને સાધન છે એવા પ્રકારનો સ્વરૂપમાં રમણતારૂપ બ્રહ્મચર્યની ગુપ્તિયુક્ત સાધક જીવ બ્રહ્મમાં એટલે આધારરૂપ સાધક અવસ્થારૂપે પરિણત થયેલા પોતાના આત્મામાં બ્રહ્મ—આત્મજ્ઞાન અને વીર્ય વડે અજ્ઞાન અથવા આત્માથી ભિન્ન પુદ્ગલકર્મને હોમીને ભસ્મીભૂત કરે છે. તેથી કર્તા આ આત્મસ્વરૂપભૂત કરણ વડે આત્મસ્વરૂપને રોકનારાં આત્મામાં રહેલાં જ્ઞાનાવરણાદિ કર્મને દૂર કરે છે.

આચારાંગના પ્રથમ બ્રહ્મ શ્રુતસ્કન્ધના નવ અધ્યયનમાં કહેલી મર્યાદાવાળો, અર્થાત્ તેની પરિણતિવાળો, પરબ્રહ્મ—શુદ્ધ આત્મસ્વરૂપમાં સમાધિમય અને નિયાગ—કર્મના ક્ષય કરવારૂપ બ્રહ્મયજ્ઞને પ્રાપ્ત થયેલો, દ્રવ્ય અને ભાવરૂપ બ્રહ્મચર્યમાં આસક્ત બ્રાહ્મણ, શ્રમણ, ભિક્ષુ કે નિર્ગ્રન્થ પાપ વડે લેપાતો નથી. તેથી સ્વરૂપના જ્ઞાન અને રમણતામાં પરિણમેલો આત્મા અનાદિ કર્મસમૂહનો ક્ષય કરી સિદ્ધ, બુદ્ધ અને પરમાનન્દમય થાય છે. માટે કર્મને દહન કરવારૂપ ભાવયજ્ઞ કરવા યોગ્ય છે.

## २९ पूजाष्टक

**[1]दयाम्भसा कृतस्नानः संतोषशुभवस्त्रभृत् ।**
**विवेकतिलकभ्राजी भावनापावनाशयः ॥१॥**

१ दयाम्भसा=દયારૂપ જળ વડે. कृतस्नानः=જેણે સ્નાન કર્યું છે. संतोषशुभवस्त्रभृत्=સંતોષ રૂપ ઉજ્જ્વળ વસ્ત્રને ધારણ કરનાર. विवेकतिलकभ्राजी=વિવેકરૂપ તિલકથી શોભતો. भावनापावनाशयः=ભાવનાએ

**भक्तिश्रद्धानघुसृणोन्मिश्रपाटीरजद्रवैः ।**
**नवब्रह्माङ्गतो देवं शुद्धमात्मानमर्चय ॥२॥**

**દયારૂપ જળથી જેણે સ્નાન કર્યું છે એવો, સંતોષરૂપ ઉજ્જવલ વસ્ત્રને ધારણ કરનાર, વિવેકરૂપ તિલકથી શોભતો, ભાવનાએ કરી જેનો આશય પવિત્ર છે એવો, ભક્તિ-'આરાધન કરવા યોગ્ય છે' એવું જ્ઞાન, શ્રદ્ધા-'આજ પરમાર્થ છે' એવી બુદ્ધિ તેરૂપ કેસર મિશ્રિત ચન્દનરસ વડે નવવિધ બ્રહ્મચર્યરૂપ અંગે શુદ્ધ આત્મારૂપ દેવની પૂજા કર. એ રીતે ભાવપૂજા થાય.**

દ્રવ્યપૂજાની સામગ્રીનાં રૂપક દ્વારા ભાવપૂજાની ભાવનાના ઉપચારરૂપ ભાવપૂજાષ્ટકનું સ્વરૂપ બતાવે છે-તેમાં અનેક સાંસારિક ભાવોથી ત્રાસ પામેલ ગૃહસ્થ કદાચિત્ નિર્વિકાર આનન્દસ્વરૂપ જિનમુદ્રાને જોઇ વૈરાગ્યને પ્રાપ્ત થાય છે, અને સંસારથી ઉદ્વેગ પામી સર્વ અસંયમના ત્યાગનો અભિલાષી થઈ પરમ સંવરરૂપ પરમાત્માની સદ્ભક્તિથી પૂજા કરે છે. પોતાના યોગો અને પરિગ્રહાદિકનો સર્વથા ત્યાગ કરવાને અસમર્થ છે તો પણ તીર્થંકરની ભક્તિ સહિત બધું કર્તવ્ય કરે છે. તેથી આત્મા સ્વગુણનો પરિણામી થઇ સ્વરૂપની સાધનારૂપ ભાવપૂજા કરે છે. તેમાં 'પૂજા' એ નામથી કહેવું તે નામપૂજા. વસ્ત્રાદિને ધારણ કરવારૂપ તેનાં બાહ્ય લક્ષણોનું આચરણ તે સ્થાપના પૂજા.

કરી જેનો આશય પવિત્ર છે એવો. भक्तिश्रद्धानघुसृणोन्मिश्रपाटीरजद्रवैः= ભક્તિ અને શ્રદ્ધારૂપ કેસર મિશ્રિત ચન્દનરસ વડે. नवब्रह्माङ्गतः=નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ અંગે. शुद्धं=શુદ્ધ. आत्मानं=આત્મારૂપ. देवं=દેવની. अर्चय=પૂજા કર.

ઉપયોગશૂન્યપણે ચન્દનાદિ વડે પૂજા કરવી તે દ્રવ્યપૂજા અને ગુણોની એકતારૂપ પૂજા તે ભાવપૂજા. તે ભાવપૂજાની બે શ્લોક વડે અહીં વ્યાખ્યા કરવામાં આવે છે—

હે ઉત્તમ પુરુષ ! સ્વ અને પરના દ્રવ્ય પ્રાણ અને ભાવપ્રાણની રક્ષા કરવારૂપ દયા, તે જ જળથી જેણે સ્નાન કર્યું છે, પુદ્ગલભાવની તૃષ્ણા અને તેથી થતા શોકના અભાવરૂપ સંતોષ, તે જ વસ્ત્રને ધારણ કરનાર, વિવેક–સ્વપરના ભેદજ્ઞાનરૂપ તિલક વડે શોભતો, અરિહંતના ગુણોમાં તન્મયતારૂપ ભાવના વડે પવિત્ર આશયવાળો થઈ ભક્તિ–પૂજ્યતાની બુદ્ધિ અને તત્ત્વની શ્રદ્ધારૂપ કેસરમિશ્રિત ચન્દનના રસ વડે શુદ્ધ આત્મારૂપ દેવ–પરમેશ્વરની નવ પ્રકારના બ્રહ્મચર્યરૂપ અંગે પૂજા કર. અર્થાત્ તેમની ભક્તિમાં આસક્ત થા.

**[1]क्षमापुष्पस्रजं धर्मयुग्मक्षौमद्वयं तथा ।**
**ध्यानाभरणसारं च तदङ्गे विनिवेशय ॥३॥**

**તે શુદ્ધ આત્માના અંગે ક્ષમારૂપ ફુલની માળા, વ્યવહાર અને નિશ્ચય એ બે પ્રકારના ધર્મરૂપ ઉત્તમ વસ્ત્રયુગલ તથા ધ્યાનરૂપ ઉત્તમ આભરણને માનસભાવે પહેરાવ.**

હવે અનુક્રમે પૂજાના પ્રકાર કહે છે–હે ભવ્ય ! શુદ્ધ આત્માના સ્વરૂપરૂપ અંગે ક્રોધના ઉપશમથી થયેલ વચન–ક્ષમારૂપ અને ધર્મક્ષમારૂપ ફુલની માળા પહેરાવ, શ્રાવક-

---

૧ तदङ्गे=તે આત્માના અંગે. क्षमापुष्पस्रजं=ક્ષમારૂપ ફુલની માળાને. धर्मयुग्मक्षौमद्वयं=નિશ્ચય અને વ્યવહાર ધર્મરૂપ બે વસ્ત્રોને. तथा=અને. ध्यानाभरणसारं=ધ્યાનરૂપ શ્રેષ્ઠ અલંકારને. विनिवेशय=પહેરાવ.

ધર્મ અને સાધુધર્મ તથા શ્રુતધર્મ અને ચારિત્રધર્મરૂપ ઉત્તમ વસ્ત્રયુગલ પહેરાવ, તથા ધર્મધ્યાન અને શુકલ ધ્યાનરૂપ ઉત્તમ આભરણ પહેરાવ. એમ ગુણની પરિણતિ-રૂપ પૂજા કર.

**[1]मदस्थानभिदात्यागैर्लिखाग्रे चाष्टमङ्गलम् ।**
**ज्ञानाग्नौ शुभसंकल्पकाकतुण्डं च धूपय ॥४॥**

**આઠ મદસ્થાનના ત્યાગના પ્રકારેથી આત્માની આગળ અષ્ટ મંગલ આળેખ, અને જ્ઞાનરૂપ અગ્નિમાં શુભ સંકલ્પ રૂપ કૃષ્ણાગુરુનો ધૂપ કર. એટલે શુદ્ધ ઉપયોગરૂપ નિર્વિ-કલ્પ સમાધિરૂપ પૂજા થાય.**

શુદ્ધ આત્માની આગળ આઠ મદસ્થાનોના ત્યાગ કરવારૂપ અષ્ટમંગલનું આલેખન કર અને જ્ઞાનરૂપ અગ્નિમાં શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગુરુ નાંખીને ધૂપ કર. તેથી પુણ્ય-બન્ધના કારણભૂત રાગરૂપ શુભ અધ્યવસાયો છે તે મોક્ષ-સાધનમાં તજવા યોગ્ય જ છે, અને તેનો ત્યાગ જ્ઞાનબળથી થાય છે એમ જણાવ્યું.

**[2]प्राग्धर्मलवणोत्तारं धर्मसन्न्यासवह्निना ।**
**कुर्वन् पूरय सामर्थ्यराजन्नीराजनाविधिम् ॥५॥**

૧ अग्रे=આત્માની આગળ. मदस्थानभिदात्यागैः=મદસ્થાનના ભેદોનો ત્યાગ કરવા વડે. अष्टमङ्गलं=સ્વસ્તિકાદિ આઠ મંગલને. लिख= આળેખ. च=અને. ज्ञानाग्नौ=જ્ઞાનરૂપ અગ્નિમાં. शुभसंकल्पकाकतुण्डं= શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગુરુનો. धूपय=ધૂપ કર.

૨ धर्मसन्न्यासवह्निना=ધર્મસંન્યાસરૂપ અગ્નિ વડે. प्राग्धर्मलव-णोत्तारं कुर्वन्=પૂર્વના ક્ષાયોપશમિક ધર્મરૂપ લવણ ઉતારતો, તેનો ત્યાગ કરતો. सामर्थ्ययोगराजन्निराजनाविधिं=સામર્થ્યયોગરૂપ શોભાયમાન આરતીની વિધિ. पूरय=પૂર્ણ કર.

**ધર્મસંન્યાસરૂપ અગ્નિ વડે પ્રાગ્ધર્મ-ઔદયિક અને ક્ષાયોપશમિક ધર્મરૂપ લવણ ઉતારતો સામર્થ્યયોગરૂપ શોભતી આરતીની વિધિ પૂર્ણ કર.**

અહીં આત્મસ્વરૂપના અર્ચનમાં ધર્મ એટલે સહજ સ્વભાવમાં પરિણમનરૂપ સ્વરૂપસત્તાને સમ્યક્ સ્થાપન કરવારૂપ ધર્મસંન્યાસ અગ્નિ વડે સવિકલ્પ ભાવનારૂપ પૂર્વના સાધન ધર્મના ત્યાગ કરવારૂપ લુણ ઉતારે છે. એટલે તેનું નિવારણ કરે છે. કારણ કે નિર્વિકલ્પ સમાધિમાં સાધકના સવિકલ્પ ધર્મનો ત્યાગ જ થાય છે. એમ ભાવરૂપ પણ અપવાદે સાધનરૂપ ધર્મના લવણોત્તાર [ત્યાગ] કરવાપૂર્વક સામર્થ્યયોગરૂપ શોભાયમાન આરતીની વિધિ પૂર્ણ કર. જ્યાં કર્મબન્ધનાં કારણોમાં પ્રવર્તતા વીર્યની તેવા પ્રકારની પ્રવૃત્તિ નથી, પણ પોતાના આત્મધર્મના સાધનરૂપ અનુભવની એકતામાં વીર્ય સહજ ભાવે પ્રવર્તે છે તે સામર્થ્યયોગ કહેવાય છે.

**[1]स्फुरन्मङ्गलदीपं च स्थापयानुभवं पुरः ।**
**योगनृत्यपरस्तौर्यत्रिकसंयमवान् भव ॥६॥**

**અનુભવરૂપ સ્ફુરાયમાન (તેજસ્વી) મંગલદીવાને આગળ સ્થાપન કર અને સંયમયોગરૂપ નાટ્યપૂજામાં તત્પર થઈ તૌર્યત્રિક-ગીત, નૃત્ય અને વાદિત્ર એ ત્રણેની એકતાના**

૧ अनुभवं=અનુભવરૂપ. स्फुरन्मङ्गलदीपं=સ્ફુરાયમાન મંગલદીવાને. पुरः=આગળ. स्थापय=સ્થાપન કર. योगनृत्यपरः=સંયમયોગરૂપ નાટ્યપૂજામાં તત્પર થયેલો. तौर्यत्रिकसंयमवान्=ગીત, નૃત્ય અને વાદિત્ર એ ત્રણના સમૂહના જેવા સંયમવાળો. भव=થા.

**જેવા સંયમવાળો થા. "त्रयमेकत्र संयमः" એક વિષયમાં ધારણા, ધ્યાન અને સમાધિ તે સંયમ કહેવાય. એ ભાવનોપનીત પૂજામાં હૃદયને વિષે ધારણ કરીએ.**

સર્વ દ્રવ્ય–ભાવ ઉપદ્રવથી રહિત, દેદીપ્યમાન આત્મસ્વભાવના આસ્વાદન સહિત સ્પર્શજ્ઞાનરૂપ અનુભવ, તે રૂપ મંગલદીવાને આગળ સ્થાપન કર, અને સાધનમાં મન, વચન અને કાયયોગોની પ્રવૃત્તિ કરાવવારૂપ નૃત્યમાં તત્પર થઈ યોગના અંગભૂત પરમ અધ્યાત્મ, ધારણા, ધ્યાન અને સમાધિરૂપ તૂર્યાદિ પૂજામાં લીન થા. તાત્પર્ય એ છે કે અભ્યન્તર પૂજા વડે તત્ત્વાનન્દમય, ચૈતન્યલક્ષણવાળા પોતાના આત્માને સ્વરૂપમાં તન્મય કર.

**[1]उल्लसन्मनसः सत्यघण्टां वादयतस्तव ।**
**भावपूजारतस्येत्थं करक्रोडे महोदयः ॥७॥**

**ઉલ્લાસ પામતું મન જેનું છે એવા, સત્યરૂપ ઘંટા વગાડતા અને ભાવપૂજામાં લીન થયેલા તને હસ્તમધ્યે (હથેળીમાં) મોક્ષ છે.**

એ પ્રકારે ભાવપૂજામાં લીન થયેલા, ભાવોલ્લાસ યુક્ત ચિત્તવાળા અને સત્યરૂપ ઘંટાનાદ કરનારા એવા તને હથેળીમાં મોક્ષ છે. અર્થાત્ પૂર્વે કહેલી ભાવપૂજા કરવાથી સર્વ શક્તિના પ્રગટ થવારૂપ મોક્ષ થાય છે.

---

૧ उल्लसन्मनसः=ઉલ્લસિત મનવાળા. सत्यघंटां वादयतः=સત્યરૂપ ઘંટ વગાડતાં. इत्थं=એમ. भावपूजारतस्य=ભાવપૂજામાં રક્ત થયેલા. तव=તારી. करक्रोडे=હથેળીમાં. महोदयः=મોક્ષ છે.

**[1]द्रव्यपूजोचिता भेदोपासना गृहमेधिनाम् ।**
**भावपूजा तु साधूनामभेदोपासनात्मिका ॥८॥**

**ગૃહસ્થોને ભેદ વડે ઉપાસના-સેવા કરવારૂપ દ્રવ્યપૂજા ઉચિત છે અને અભેદ ઉપાસનારૂપ ભાવપૂજા સાધુને યોગ્ય છે.**

**જો કે ગૃહસ્થને ભાવનોપનીત માનસ નામે ભાવપૂજા હોય છે, તો પણ કાયિકી [ભાવપૂજા] તે ચારિત્રવંતને જ હોય એ વિશેષતા જાણવી.**

પોતાના આત્માથી ભિન્ન જ્ઞાનાનન્દના વિલાસી અરિહંત પરમાત્માની નિમિત્તના આલંબનરૂપ દ્રવ્યપૂજા ગૃહસ્થોને યોગ્ય છે, અને પરમાત્મા સાથે પોતાના આત્માના અભેદરૂપ ભાવપૂજા સાધુઓને ઉચિત છે. જો કે ગુણના સ્મરણ અને બહુમાનના ઉપયોગરૂપ સવિકલ્પ ભાવપૂજા ગૃહસ્થોને હોય છે, તો પણ નિર્વિકલ્પ ઉપયોગવાળી સ્વરૂપમાં એકતારૂપ ભાવપૂજા નિર્ગ્રન્થોને જ હોય છે. એમ આસ્રવરૂપ કષાય અને યોગની ચપલતાનું પરાવર્તન કરનારી દ્રવ્યપૂજાના અભ્યાસથી અરિહંતના ગુણો અને પોતાના આત્મધર્મની એકતા( અભેદ )રૂપ ભાવપૂજાના અધિકારી થાય છે, અને તેથી તેમાં તન્મયતા પ્રાપ્ત કરીને સિદ્ધ થાય છે. એમ સાધ્યના ઉપયોગ સહિત સાધન વડે નિષ્કર્મતારૂપ સિદ્ધિ થાય છે.

---

૧ गृहमेधिनाम्=ગૃહસ્થોને. भेदोपासना=ભેદપૂર્વક ઉપાસનારૂપ. द्रव्यपूजा=દ્રવ્યપૂજા. उचिता=યોગ્ય છે. अभेदोपासनात्मिका=અભેદ ઉપાસનારૂપ. भावपूजा तु=ભાવપૂજા તો. साधूनाम्=સાધુઓને. (યોગ્ય છે.)

## ૩૦ ધ્યાનાષ્ટક

**ध्याता ध्येयं तथा ध्यानं त्रयं यस्यैकतां गतम् ।**
**मुनेरनन्यचित्तस्य तस्य दुःखं न विद्यते ॥१॥**

**ધ્યાતા–ધ્યાન કરનાર, ધ્યેય–ધ્યાન કરવા યોગ્ય અને ધ્યાન એ ત્રણે જેને એકતાને પ્રાપ્ત થયેલ છે એટલે ધ્યાનાવસ્થામાં સ્વસ્વરૂપને પામેલ છે, જેનું અન્ય સ્થળે ચિત્ત નથી એવા મુનિને દુઃખ હોતું નથી.**

હવે ધ્યાનાષ્ટકની વ્યાખ્યા કરવામાં આવે છે. નિર્યુક્તિમાં ધ્યાનનું લક્ષણ આ પ્રમાણે છે—

"अंतोमुहुत्तमित्तं चित्तावत्थाणमेगवत्थुम्मि ।
छउमत्थाणं झाणं जोगनिरोहो जिणाणं तु" ॥
ध्यानशतक गा० ३.

"એક વસ્તુમાં અન્તર્મુહૂર્ત સુધી ચિત્તની સ્થિતિરૂપ ધ્યાન છદ્મસ્થને હોય છે અને જિનોને યોગના નિરોધ કરવારૂપ ધ્યાન હોય છે." તેના નામાદિ નિક્ષેપો સ્વયં જાણવા. તેમાં ધ્યાનના સ્વરૂપનું નિરૂપણ કરતાં કહે છે—

ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણે જેને એકતાને પ્રાપ્ત થયેલાં છે, તથા તદ્રૂપચેતનામય, અરિહંત અને આત્માનું સ્વરૂપ સમાનપણે જેણે જાણેલું છે એવા મુનિને

૧ यस्य=જેને. ध्याता=ધ્યાન કરનાર. ध्येयं=ધ્યાન કરવા યોગ્ય. तथा=અને. ध्यानं=ધ્યાન. त्रयं=એ ત્રણ. एकतां=એકપણાને. गतं=પ્રાપ્ત થયેલ છે. अनन्यचित्तस्य=જેનું ચિત્ત અન્ય સ્થળે નથી એવા. तस्य मुनेः=તે મુનિને. दुःखं=દુઃખ. न विद्यते=હોતું નથી.

પોતાના ગુણના આવરણરૂપ પુદ્ગલના સંયોગથી ઉત્પન્ન થયેલું દુઃખ હોતું નથી. પ્રવચનસારમાં કહ્યું છે કે—

"जो जाणदि अरिहंते दव्वत्त-गुणत्त-पज्जवत्तेहिं ।
सो जाणदि अप्पाणं मोहो खलु जादि तस्स लयं" ॥

"જે અરિહંત ભગવંતને દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપે જાણે છે, તે આત્માને જાણે છે અને તેનો મોહ નાશ પામે છે."

ધ્યાન કરનાર આત્મા, ધ્યાન કરવા યોગ્ય આત્માનું સ્વરૂપ અને ધ્યાન એ ત્રણે એકતાને પ્રાપ્ત થયેલ હોય તો તે મોહના ક્ષયને માટે થાય છે.

[1]ध्याताऽन्तरात्मा ध्येयस्तु परमात्मा प्रकीर्त्तितः ।
ध्यानं चैकाग्र्यसंवित्तिः समापत्तिस्तदेकता ॥२॥

**ધ્યાન કરનાર અન્તરાત્મા-સમ્યગ્દર્શન પરિણામવાળો આત્મા છે, ધ્યાન કરવા યોગ્ય સિદ્ધ ભગવાન્ અથવા ઘાતી કર્મ જેમનાં ક્ષીણ થયાં છે એવા અરિહંત છે, એકાગ્ર બુદ્ધિ, વિજાતીય જ્ઞાનના અન્તર રહિત સજાતીય જ્ઞાનની ધારા તે ધ્યાન છે, એ ત્રણેની એકતા તે સમાપત્તિ કહી છે એ યોગાચાર્યનો મત છે.**

**પ્રવચનસારમાં કહ્યું છે કે-"જે અરિહંતને દ્રવ્ય, ગુણ અને પર્યાયરૂપે જાણે છે તે આત્માને જાણે છે અને તેનો મોહ નાશ પામે છે."**

---

૧ ध्याता=ધ્યાન કરનાર. अन्तरात्मा=અન્તરાત્મા છે. ध्येयः=ધ્યાન કરવા યોગ્ય. तु=તો. परमात्मा=પરમાત્મા. प्रकीर्तितः=કહેલ છે. (અને) ध्यानं=ધ્યાન. एकाग्र्यसंवित्तिः=એકાગ્રતાની બુદ્ધિ છે. तदेकता=એ ત્રણેની એકતા. समापत्तिः=સમાપત્તિ છે.

વિશેષાવશ્યકમાં કહ્યું છે કે—

"जं थिरमज्झवसाणं तं झाणं चलं तयं चित्तं ।
तं होज्ज भावणा वा अणुप्पेहा वा अहव चिंता" ॥

ध्यानशतक गा० २.

"જે સ્થિર અધ્યવસાન–મન છે તે ધ્યાન છે, જે ચલાયમાન મન છે તે ચિત્ત છે, તે ભાવના–ધ્યાનની અભ્યાસ-ક્રિયા અનુપ્રેક્ષા–મનન કે ચિન્તનરૂપ હોય છે".

ધ્યાતાનું સ્વરૂપ પૂજ્ય શ્રી હેમચન્દ્રાચાર્યે નીચે પ્રમાણે કહ્યું છે—

"अमुञ्चन् प्राणनाशेऽपि संयमैकधुरीणताम् ।
परमप्यात्मवत् पश्यन् स्वस्वरूपापरिच्युतः ॥
उपतापमसंप्राप्तः शीतवातातपादिभिः ।
पिपासुरमरीकारि योगामृतरसायनम् ॥
रागादिभिरनाक्रान्तं क्रोधादिभिरदूषितम् ।
आत्मारामं मनः कुर्वन् निर्लेपः सर्वकर्मसु ॥
विरतः कामभोगेभ्यः स्वशरीरेऽपि निःस्पृहः ।
संवेगहृदनिर्मग्नः सर्वत्र समतां श्रयन् ॥
नरेन्द्रे वा दरिद्रे वा तुल्यकल्याणकामनः ।
अमात्रकरुणापात्रं भवसौख्यपराङ्मुखः ॥
सुमेरुरिव निष्कम्पः शशीवानन्ददायकः ।
समीर इव निःसङ्गः सुधीर्ध्याता प्रशस्यते" ॥

योग० प्र० ७ श्लो० २–७.

"પ્રાણનો નાશ થાય તો પણ જે સંયમનો ત્યાગ કરતો નથી, બીજાને પણ પોતાના જેવા ગણે છે અને જે પોતાના સ્વરૂપથી કદી પડતો થતો નથી.

જે શીત વાયુ અને તાપ વડે સંતાપ પામતો નથી અને અમર કરનાર યોગામૃતરૂપ રસાયનને પીવાને ઇચ્છે છે.

જે રાગાદિ શત્રુઓને વશ નહિ થયેલા અને ક્રોધાદિથી દૂષિત નહિ થયેલા મનને આત્મામાં લીન કરે છે તથા જે સર્વ કાર્યમાં નિર્લેપ છે.

જે કામભોગોથી વિરક્ત થઇ પોતાના શરીરને વિષે પણ નિઃસ્પૃહ છે અને સંવેગરૂપ હ્રદમાં નિમગ્ન થઇને બધેય સમભાવમાં રહે છે.

જે રાજા અને રંકનું સમાનપણે કલ્યાણ કરવાની ઇચ્છાવાળો છે, અપરિમિત દયાનો ભંડાર છે અને સંસારના સુખથી પરાઙ્મુખ છે.

જે સુમેરુ પર્વતના જેવો નિષ્કંપ છે, ચંદ્રની પેઠે આનન્દ આપનાર છે અને વાયુની જેમ નિઃસંગ છે એવો બુદ્ધિમાન્ ધ્યાતા–ધ્યાન કરનાર પ્રશંસાને પાત્ર છે".

એમ ધ્યાતાનું સ્વરૂપ કહ્યું. આવા પ્રકારનો ધ્યાતા સાધકનો આત્મા અન્તરાત્મસ્વરૂપ છે. પરમાત્મા એટલે જેણે ઘાતીકર્મનો ક્ષય કરેલો છે એવા અરિહંત અને જેણે આઠ કર્મનો નાશ કરેલો છે એવા સિદ્ધ ભગવંત ધ્યાન કરવા યોગ્ય છે. અથવા સદ્‌વૃત્તિથી સત્તામાં રહેલ સિદ્ધાત્મા ધ્યાન કરવા યોગ્ય છે. તથા અનન્તપર્યાયરૂપ પરમાત્માના સ્વરૂપમાં તન્મયપણે એકાગ્રતારૂપ જ્ઞાનને ધ્યાન કહેલું છે.

તેથી અરિહંતાદિના શુદ્ધ ગુણનું જ્ઞાન, સંવેદન અને તન્મયતા તે ધ્યાન છે. અર્થાત્ સર્વ ક્ષાયોપશમિક ચેતના અને વીર્યાદિ ગુણોનું સ્વરૂપના ઉપયોગમાં લીન થવું તે ધ્યાન કહેવાય છે. તેમાં ધ્યાન કરનાર, ધ્યેય અને ધ્યેયની એકાગ્રતારૂપ ધ્યાનમાં એકતા એટલે નિર્વિકલ્પ સ્થિતિ, તારતમ્યરહિત ચૈતન્યની પરિણુતિ તે સમાપત્તિ જાણવી.

દૃષ્ટાંત વડે સમાપત્તિનું લક્ષણ કહે છે—

**मणाविवे[1,2] प्रतिच्छाया समापत्तिः परात्मनः ।**
**क्षीणवृत्तौ भवेद् ध्यानादन्तरात्मनि निर्मले ॥३॥**

જેમ મણિને વિષે પ્રતિબિમ્બ—પડછાયો પડે તેમ ધ્યાનથી અત્યન્ત મળરૂપ વૃત્તિ જેની ક્ષીણ થયેલી છે એવા નિર્મળ અન્તરાત્માને વિષે પરમાત્માની પ્રતિચ્છાયા (પ્રતિબિમ્બ) પડે તે સમાપત્તિ કહી છે. બીજે સ્થળે કહ્યું છે કે—

**"मणेरिवाभिजातस्य क्षीणवृत्तेरसंशयम् ।**
**तात्स्थ्यात् तदञ्जनत्वाच्च समापत्तिः प्रकीर्तिता" ॥**

ઉત્તમ મણિની જેમ ક્ષીણ વૃત્તિવાળાને પરમાત્માના

---

૧ અહીં શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજે 'मणौ बिम्ब' એ પાઠ સ્વીકાર્યો છે, પણ ઉપાધ્યાયજીએ સ્વોપજ્ઞ ભાષાર્થમાં 'मणाविव' એ જ પાઠ રાખ્યો છે.

૨ मणौ इव=મણિની પેઠે. क्षीणवृत्तौ=ક્ષીણ વૃત્તિવાળા. निर्मले=મળ રહિત—શુદ્ધ. अन्तरात्मनि=અન્તરાત્મામાં. ध्यानात्=ધ્યાનથી. परात्मनः=પરમાત્માનું. प्रतिच्छाया=પ્રતિબિમ્બ. भवेद्=હોય. (તે) समापत्तिः=સમાપત્તિ. (કહી છે).

ગુણના સંસર્ગારોપથી અને પરમાત્માના અભેદ આરોપથી નિઃસંશય સમાપત્તિ કહી છે.

અહીં તાત્સ્થ્ય તે અન્તરાત્માને વિષે પરમાત્માના ગુણનો સંસર્ગારોપ અને તદઞ્જનત્વ તે અન્તરાત્મામાં પરમાત્માનો અભેદારોપ જાણવો. એ ધ્યાનનું ફળ સમાધિરૂપ અતિવિશુદ્ધ છે.

જેમ રત્નને વિષે બિમ્બનો પડછાયો પડે તેમ ક્ષીણ થઇ છે પરાશ્રયરૂપ વૃત્તિ જેની અને કષાય અને વિકલ્પરૂપ મળ રહિત એવા અન્તરાત્મામાં ધ્યાનથી સિદ્ધ પરમાત્માની પ્રતિચ્છાયા પડવી તે આત્મસ્વરૂપ સાથે પરમાત્માની એકતા રૂપ સમાપત્તિ કહી છે. સમાપત્તિ થયે ધ્યાનની સિદ્ધિ થાય છે. એ પ્રમાણે અન્ય સ્થળે પણ કહ્યું છે—

“ઉત્તમ મણિની પેઠે ક્ષીણવૃત્તિવાળા અન્તરાત્મામાં પરમાત્માના ગુણના સંસર્ગારોપથી અને પરમાત્માના અભેદારોપથી બન્નેની એકતારૂપ સમાપત્તિ થાય છે.”

અન્તરાત્મામાં પરમાત્માનો અભેદ આરોપ તે ધ્યાનનું ફળ છે અને તે સંસર્ગઆરોપથી થાય છે. સંસર્ગારોપ એટલે જેના તાત્ત્વિક અનન્તગુણો આવિર્ભાવ પામેલા છે એવા સિદ્ધ આત્માઓના ગુણો વિષે અન્તરાત્માનો ઉપયોગ. તે ચલાયમાન ચિત્તવાળાને ઇન્દ્રિયોનો નિરોધ—નિગ્રહ કર્યા સિવાય થતો નથી. ઇન્દ્રિયોનો રોધ જિનપ્રતિમાદિ અવલંબન સિવાય થતો નથી, માટે તત્ત્વની પ્રાપ્તિમાં સ્થાપના ઉપકારક છે.

**आपत्तिश्च ततः पुण्यतीर्थकृत्कर्मबन्धतः ।**
**तद्भावाभिमुखत्वेन संपतिश्च क्रमाद् भवेत् ॥४॥**

**તે સમાપત્તિથી પુણ્ય પ્રકૃતિરૂપ તીર્થંકર નામકર્મના બન્ધથી આપત્તિ નામે ફળ થાય. એટલે જિનનામકર્મના બન્ધરૂપ આપત્તિ જાણવી, અને તીર્થંકરપણાના અભિમુખપણાથી (નજીકપણાથી) સંપત્તિ નામે ફળ અનુક્રમે થાય.**

ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની એકતારૂપ સમાપત્તિથી પુણ્યપ્રકૃતિરૂપ વિશ્વોપકારક સંઘની સ્થાપનારૂપ અતિશયવાળા તીર્થંકર નામકર્મનો બન્ધ થવાથી આપત્તિરૂપ ફળ થાય છે, અને તીર્થંકરપણાના અભિમુખપણાથી તેના ઉપયોગ વડે પરમ ઐશ્વર્યની પ્રાપ્તિરૂપ સંપત્તિ થાય છે. એ પ્રમાણે સમાપત્તિનું અનુબન્ધરહિત ફળ બતાવ્યું.

**इत्थं ध्यानफलाद् युक्तं विंशतिस्थानकाद्यपि ।**
**कष्टमात्रं त्वभव्यानामपि नो दुर्लभं भवे ॥५॥**

**એમ ધ્યાનના ત્રિવિધ ફળથી વીશસ્થાનક તપ પ્રમુખ પણ ઘટે છે. ઉક્ત ત્રિવિધ ધ્યાનફળ રહિત કષ્ટ તો અભવ્યોને પણ સંસારમાં દુર્લભ નથી.**

૧ ततः=તે સમાપત્તિથી. पुण्यतीर्थकृत्कर्मबन्धतः=પુણ્ય પ્રકૃતિ રૂપ તીર્થંકર નામકર્મના બન્ધથી. आपत्तिः=ફળની પ્રાપ્તિ થાય. (અને) तद्भावाभिमुखत्वेन=તીર્થંકરપણાના અભિમુખપણાથી. क्रमात्=અનુક્રમે. संपत्तिः=આત્મિક સંપત્તિરૂપ ફળ. भवेत्=થાય.

૨ इत्थं=એ પ્રકારે. ध्यानफलात्=ધ્યાનના ફળથી. विंशतिस्थानकादि=વીશસ્થાનક આદિ તપ. अपि=પણ. युक्तं=યોગ્ય છે. कष्टमात्रं तु=કષ્ટમાત્રરૂપ તો. अभव्यानामपि=અભવ્યોને પણ. भवे=સંસારમાં. दुर्लभं=દુર્લભ. नो=નથી.

એ પ્રમાણે સમાપત્તિ, આપત્તિ અને સંપત્તિરૂપ ત્રણ પ્રકારના ધ્યાનના ફળથી વીશસ્થાનક તપ વગેરે પણ ગુણવંતના બહુ માન વડે કરવા યોગ્ય છે. પરન્તુ અભવ્યોને ધ્યાનના ફળરહિત, સમ્યગ્દર્શનાદિ ગુણવંતના બહુમાન રહિત અને ધ્યાનના ઉપયોગ શૂન્ય વીશસ્થાનક તપ વગેરે કાયક્લેશ માત્ર સંસારમાં દુર્લભ નથી. જિનભગવંતે કહેલા બાહ્ય આચરણ અભવ્ય જીવોએ પૂર્વે ઘણી વાર કર્યાં છે.

હવે ધ્યાતાનું સ્વરૂપ ત્રણ શ્લોક વડે બતાવે છે—

**जितेन्द्रियस्य धीरस्य प्रशान्तस्य स्थिरात्मनः।**
**सुखासनस्थस्य नासाग्रन्यस्तनेत्रस्य योगिनः ॥६॥**
**रुद्धबाह्यमनोवृत्तेर्धारणाधारया रयात्।**
**प्रसन्नस्याप्रमत्तस्य चिदानन्दसुधालिहः ॥७॥**
**साम्राज्यमप्रतिद्वन्द्वमन्तरेव वितन्वतः।**
**ध्यानिनो नोपमा लोके सदेवमनुजेऽपि हि ॥८॥**

---

१ जितेन्द्रियस्य=જેણે ઇન્દ્રિયો જીતી છે. धीरस्य=ધૈર્યસહિત. प्रशान्तस्य=અત્યન્ત શાન્ત. स्थिरात्मनः=જેનો આત્મા સ્થિર-ચપલતા રહિત છે. सुखासनस्थस्य=સુખકારી આસને રહેલા. नासाग्रन्यस्तलोचनः=જેણે નાસિકાના અગ્ર ભાગમાં લોચન સ્થાપ્યાં છે. योगिनः=યોગવાળા.

धारणाधारया=ધ્યેયમાં ચિત્તની સ્થિરતારૂપ ધારણાની ધારા વડે. रयात्=વેગથી. रुद्धबाह्यमनोवृत्तेः=જેણે બાહ્ય ઇન્દ્રિયને અનુસરનારી મનની વૃત્તિ રોકી છે. प्रसन्नस्य=પ્રસન્ન ચિત્તવાળા. अप्रमत्तस्य=પ્રમાદ રહિત. चिदानन्दसुधालिहः=જ્ઞાનાનન્દરૂપ અમૃતનો આસ્વાદ લેનારા.

अन्तरेव=અન્તરમાં જ अप्रतिद्वन्द्वं=વિપક્ષ રહિત. साम्राज्यं=ચક્રવર્તીપણું. वितन्वतः=વિસ્તારતા. ध्यानिनः=ધ્યાનવંતને. सदेवमनुजे लोके=

**જેણે ઇન્દ્રિયોને જીતી છે, ધીર-સત્ત્વવંત, પ્રશાન્ત-ઉપશમવંત એટલે ધીરશાન્ત નામે નવમા રસના નાયક છે, જેનો આત્મા સ્થિર છે, જેનું આત્માસન સાધનથી સુખાવહ છે, જેણે નાસિકાના અગ્ર ભાગમાં લોચન સ્થાપ્યાં છે, જે પ્રવૃત્તચક્ર યોગી છે (૬), ધારણા એટલે કોઇક ધ્યેયને વિષે ચિત્તના સ્થિર બન્ધનની ધારાએ જેણે વેગથી બાહ્ય ઇન્દ્રિયને અનુસરનારી મનની વૃત્તિ રોકી છે, પ્રસન્ન-અકલુષિત ચિત્તવાળા, પ્રમાદરહિત, જ્ઞાનાનન્દરૂપ અમૃતનો આસ્વાદ લેનારા (૭), આત્મારામમાં જ વિપક્ષ (શત્રુ) રહિત મોટા સામ્રાજ્યને વિસ્તારતા એવા ધ્યાનવંત યોગીને દેવ અને મનુષ્ય સહિત લોકમાં ખરેખર કોઇની ઉપમા નથી (૮).**

આવા પ્રકારના ધ્યાનીને દેવ અને મનુષ્ય સહિત આ લોકમાં ખરેખર કોઇની ઉપમા આપી શકાય તેમ નથી. લોકમાં તિર્યંચ અને નરક દુર્ગતિરૂપ હોવાથી તેનું ગ્રહણ કર્યું નથી. અર્થાત્ ત્રણ ભુવનમાં ધ્યાનીની સાથે કોઇની સરખામણી કરી શકાય તેમ નથી. કારણ કે તત્ત્વ-જ્ઞાનના અનુભવમાં લીન થયેલા અને સહજ આનન્દના વિલાસ કરનારને કોની ઉપમા અપાય ? જેઓ આત્મામાં જ બાહ્ય અને અભ્યન્તર વિપક્ષ (શત્રુ) રહિત, સર્વ પર-ભાવને અગમ્ય, સ્વગુણની સંપત્તિરૂપ, સ્વભાવરૂપ પરિવાર સહિત સ્વતંત્ર સામ્રાજ્યનો વિસ્તાર કરે છે, અર્થાત્ સ્વગુણના આનન્દ વડે પરિપૂર્ણ અસંખ્યાતા પ્રદેશમાં પ્રતિબન્ધ વગર સ્વરાજ્યનો અનુભવ કરે છે; જેઓએ સ્વરૂપના ઉપયોગમાં

દેવસહિત મનુષ્ય લોકમાં. अपि=પણ. हि=ખરેખર. उपमा=ઉપમા. न=નથી.

સ્થિતિ કરવાથી પૌદ્‌ગલિક વર્ણાદિમાં નહિ પરિણમવાથી ઇન્દ્રિયોને જીતી લીધી છે, જેઓ સ્વવીર્યના સામર્થ્યથી પરિષહો અને ઉપસર્ગો પ્રાપ્ત થતાં ચલાયમાન થતા નથી, જે કષાય અને નોકષાયના વેગથી રહિત ધીર અને શાન્ત થઇ આત્માનો અનુભવ કરે છે, સ્વરૂપની રમણતામાં જેનો આત્મા સ્થિર છે, સાધન પરિણતિમાં સુખરૂપ જેનો આત્મા છે, અથવા સુખરૂપ જેનું આસન છે, ચપલતા રોકવા માટે જેણે નાસિકાના અગ્ર ભાગમાં નેત્ર સ્થાપન કર્યાં છે, જે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રલક્ષણ રત્નત્રયની પરિણતિરૂપ યોગવાળા છે, ધ્યેયને વિષે ચિત્તના સ્થિર બન્ધનરૂપ ધારણાની ધારા વડે વેગથી જેણે બાહ્યેન્દ્રિયને અનુસરતી મનની વૃત્તિઓને રોકી છે, જે કલુષિત વૃત્તિરહિત પ્રસન્ન છે, જે અપ્રમત્ત—અજ્ઞાનાદિ આઠ પ્રકારના પ્રમાદરહિત છે, વળી જે જ્ઞાનના આનન્દરૂપ અમૃતનો આસ્વાદ લેનારા છે, આવા પ્રકારના આત્મિક સામ્રાજ્યનો અનુભવ કરતા ધ્યાનીની તુલના કોની સાથે થાય? કોઇની સાથે ન થાય. તેથી સર્વ પરભાવના ત્યાગરૂપ દૃષ્ટિ સહિત તત્ત્વની એકતારૂપ ધ્યાનામૃત પોતાને જ ભોગવવા યોગ્ય છે, તેના ભોક્તાને જ પરમ સામ્રાજ્ય છે. તેથી સર્વ પ્રકારે તેજ કરવા યોગ્ય છે, જેને માટે યમ—નિયમની પ્રવૃત્તિ કરે છે, આસન અને મુદ્રા આદિ વડે શરીરને સંકોચે છે, રેચક, પૂરક અને કુંભકરૂપ પ્રાણાયામ સાધે છે, નિર્જન વનમાં વસે છે, સર્વ ઇન્દ્રિયોના વિષયોને તજે છે, તે સમભાવના સુખનું મૂળ આત્મામાં એકાગ્રતાનો ઉપયોગ આત્મહિતના અર્થીજનોએ સાધવા યોગ્ય છે.

# ૩૧ તપઅષ્ટક

**ज्ञानमेव बुधाः प्राहुः कर्मणां तापनात् तपः ।**
**तदाभ्यन्तरमेवेष्टं बाह्यं तदुपबृंहकम् ॥१॥**

**કર્મોને તપાવનાર હોવાથી તપ તે જ્ઞાન જ છે એમ પંડિતો કહે છે. તે અંતરંગ જ તપ ઇષ્ટ છે અને અનશનાદિ બાહ્ય તપ છે તે પ્રાયશ્ચિત્તાદિ ભેદવાળા જ્ઞાનવિશેષરૂપ અન્તરંગ તપને વધારનાર હોય તો જ ઇષ્ટ છે.**

હવે તપ અષ્ટકની વ્યાખ્યા કરવામાં આવે છે. પૌદ્ગલિક સુખની તૃષ્ણાથી દીન બનેલા પુરુષો જે કષ્ટ સહન કરે છે, અથવા જે લોકસંજ્ઞાથી ડરીને પરાધીનપણે દીનવૃત્તિથી આહારના ત્યાગરૂપ તપ કરે છે તે તપ નથી, કારણ કે તે કષાયના ઉદયથી થતું હોવાને લીધે અને કર્મબન્ધનું કારણ હોવાથી આસ્રવ રૂપ છે. (તેવું તપ) "પૂર્વના અન્તરાય કર્મના ઉદય અને અસાતાવેદનીય કર્મના ફળરૂપ છે," એમ પ્રજ્ઞાપનાસૂત્રની વૃત્તિમાં કહ્યું છે. તેથી નવીન ઇન્દ્રિયના સુખની અભિલાષા રહિત, નિર્મળ આત્મદ્રવ્યના સાધકનું કાયકષ્ટનું આચરણ તપ કહેવાય છે. પંચવસ્તુમાં કહ્યું છે કે "ઉપવાસ આદિ તપ કરવામાં અસાતાવેદનીયની નિર્જરા થાય છે અને

૧ बुधाः=પંડિતો. कर्मणां=કર્મોને. तापनात्=તપાવવાથી. ज्ञानमेव=જ્ઞાનને જ तपः=તપ. प्राहुः=કહે છે. तद्=તે તપ. आभ्यन्तरमेव=અંતરંગ જ इष्टं=ઇષ્ટ છે. तदुपबृंहकम्=તેને વધારનાર. बाह्यं=બાહ્ય તપ. ઇષ્ટ છે.)

ભોજન કરવામાં સાતાની નિર્જરા થાય છે, એમ બન્નેની સમાનતા છે, તો ઉપવાસ આદિ કરવાનું શું પ્રયોજન છે? તેનો ઉત્તર એ છે કે ભોજનાદિમાં છ કાયની હિંસા થાય છે અને ઉપવાસમાં તેનો અભાવ હોવાથી અશુભ નવીન કર્મનો બન્ધ થતો નથી. તેથી સંવરપૂર્વક સકામનિર્જરાનું કારણ હોવાથી ઉપવાસાદિનું કરવું હિતકારક છે.” તથા આ આત્માને સાતાના ઉદયમાં સરાગપણાનું કારણ હોવાથી ઇષ્ટ સંયોગમાં એકતા અનાદિ સહજ પરિણામને લીધે થાય છે અને આતાપના આદિ તપમાં કર્મના વિપાકમાં ઉપયોગ હોવાથી તેવા પ્રકારના પરિણમનથી અસંગભાવનું કારણ ત્યાગ જ સાધનનું મૂળ સિદ્ધ થાય છે. તેમાં થોડા કાળની સાધનાવડે સિદ્ધિને પ્રાપ્ત થયેલામાં ભરત રાજર્ષિ આદિનાં દૃષ્ટાન્ત છે. લાંબા કાળ સુધી સાધના કરનારાઓને સાતા વગેરે શુભ વિપાકના સંયોગમાં અવ્યાપકતા (અસંગભાવ)નો પરિણામ રહેતો નથી. વિશેષાવશ્યક ટીકામાં કહ્યું છે કે—“કલ્પમાં રતિ(આસક્તિ) થાય માટે મુનિઓને આતાપનાદિ કાયકષ્ટ કરવું ઉચિત છે.”

નિક્ષેપની વ્યાખ્યા આ પ્રમાણે છે. નામ અને સ્થાપના તપ સુગમ છે. આહારનો ત્યાગ વગેરે દ્રવ્યતપ છે અને આત્મસ્વરૂપમાં એકાગ્રતારૂપ ભાવતપ છે. અહીં દ્રવ્યપૂર્વક ભાવતપનું ગ્રહણ છે.

પંડિતો આત્મપ્રદેશે લાગેલાં કર્મોને તપાવવાથી તીવ્ર જ્ઞાનને જ તપ કહે છે. તે પ્રાયશ્ચિત્તાદિ અંતરંગ જ તપ ઇષ્ટ છે અને અંતરંગતપની વૃદ્ધિનું કારણ અનશનાદિ

બાહ્યતપ પણ ઇષ્ટ છે. કારણ કે દ્રવ્યનિક્ષેપ કારણરૂપ છે. દ્રવ્યતપ પણ ભાવતપનું કારણ હોવાથી ઇષ્ટ છે.

**आनुश्रोतसिकी[1] वृत्तिर्बालानां सुखशीलता।**
**प्रातिश्रोतसिकी वृत्तिर्ज्ञानिनां परमं तपः ॥२॥**

**અજ્ઞાનીની સંસારના પ્રવાહને અનુસરનારી 'जणेण सद्धिं होक्खामि' હું લોકોની સાથે હઇશ-ઇત્યાદિ લક્ષણવાળી પ્રવૃત્તિ તે સુખશીલપણું છે. જ્ઞાનવંતની સામે પૂરે ચાલવારૂપ ધર્મસંજ્ઞામૂલક પ્રવૃત્તિ ઉત્કૃષ્ટ ઉગ્ર માસક્ષપણાદિ તપરૂપ છે. એથી જ ચતુર્જ્ઞાની તીર્થંકર પોતે 'તદ્ભવસિદ્ધિગામી છે' એમ જાણતા છતાં તપ આદરે છે.**

અજ્ઞાની જીવોની અનાદિ સંસાર પ્રવાહને અનુસરનારી પ્રવૃત્તિ સુખશીલપણું, ઇન્દ્રિયોના સુખમાં મગ્નપણું કે વિષયસુખની અભિલાષા છે. સંસારની સન્મુખતા છોડીને સંસારથી પરાઙ્મુખ પ્રવૃત્તિ કરવી તે જ જ્ઞાની પુરુષોનું પરમ તપ કહ્યું છે. આત્મધર્મને અનુસરનારી અને સંસારથી પ્રતિકૂલ પ્રવૃત્તિ તપ કહેવાય છે. પ્રાયશ્ચિત્તાદિ ભાવતપનો પરિણામ તે સ્વરૂપમાં તન્મયતા છે અને તે તપથી જ સકલ કર્મનો ક્ષય થાય છે.

**धनार्थिनां[2] यथा नास्ति शीततापादि दुस्सहम्।**

---

૧ बालानां=અજ્ઞાનીની. आनुश्रोतसिकी=લોક પ્રવાહને અનુસરનારી. वृत्तिः=વૃત્તિ. सुखशीलता=સુખશીલપણું છે. ज्ञानिनां=જ્ઞાની પુરુષોની. प्रातिश्रोतसिकी=સામે પ્રવાહે ચાલવારૂપ. वृत्तिः=વૃત્તિ. परमं=ઉત્કૃષ્ટ. तपः=તપ છે.

૨ यथा=જેમ. धनार्थिनां=ધનના અર્થીને. शीततापादि=ટાઢ તડકો

**तथा भवविरक्तानां तत्त्वज्ञानार्थिनामपि ॥३॥**

**જેમ ધનના અર્થીને ટાઢ તાપ પ્રમુખ દુઃસહ નથી, તેમ સંસારથી વિરક્ત તત્ત્વજ્ઞાનના અર્થીને પણ શીત-તાપાદિ કષ્ટ સહન કરવારૂપ તપ દુષ્કર નથી.**

જેમ ધનોપાર્જન કરવાની વૃત્તિવાળાને ટાઢ તાપ વગેરેનું કષ્ટ દુઃસહ નથી, કારણ કે ધન ઉપાર્જન કરવામાં કુશલ પુરુષો ટાઢ તાપ આદિ બધુંય કષ્ટ સહન કરે છે, તેમ તત્ત્વજ્ઞાનના અર્થી અને સંસારથી વિરક્ત થયેલાને ઉપવાસાદિ તપ દુઃસહ નથી, કારણ કે કાર્યનો અર્થી તેના કારણમાં પ્રમાદ કરતો નથી. તેથી પરમાનન્દરૂપ કાર્યને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો ઉપવાસાદિ તપરૂપ કષ્ટક્રિયામાં દુઃસહપણું માનતો નથી.

**[1]सदुपायप्रवृत्तानामुपेयमधुरत्वतः ।**
**ज्ञानिनां नित्यमानन्दवृद्धिरेव तपस्विनाम् ॥४॥**

**ભલા ઉપાયમાં પ્રવૃત્ત થયેલા જ્ઞાની એવા તપસ્વીને નિરુપાધિક ઇચ્છાના વિષય મોક્ષરૂપ સાધ્યની મીઠાશથી હંમેશાં આનન્દની વૃદ્ધિ જ હોય છે. કઠણ ક્રિયામાં પણ મોક્ષસાધનના મનોરથથી આનન્દ જ હોય છે. વૈરાગ્યરતિમાં**

વગેરે કષ્ટ. दुस्सहं=દુસ્સહ. नास्ति=નથી. तथा=તેમ. भवविरक्तानां=સંસારથી વિરક્ત થયેલા. तत्त्वज्ञानार्थिनाम्=તત્ત્વજ્ઞાનના અર્થીને. अपि=પણ. (શીત–તાપાદિ કષ્ટ સહન કરવારૂપ તપ દુષ્કર નથી.)

૧ सदुपायप्रवृत्तानां=સારા ઉપાયમાં પ્રવૃત્ત થયેલા. ज्ञानिनां=જ્ઞાની એવા. तपस्विनाम्=તપસ્વીને. उपेयमधुरत्वतः=મોક્ષરૂપ સાધ્યની મીઠાશથી. नित्यं=હંમેશાં. आनन्दवृद्धिरेव=આનન્દની વૃદ્ધિ જ હોય છે.

કહ્યું છે કે—

"रतेः समाधावरतिः क्रियासु
नात्यन्ततीव्रास्वपि योगिनां स्यात्।
अनाकुला वह्निकणाशनेऽपि
न किं सुधापानगुणाच्चकोराः" ॥

**યોગીઓને સમાધિમાં રતિ-પ્રીતિ હોવાથી અત્યન્ત તીવ્ર ક્રિયામાં પણ અરતિ-અપ્રીતિ થતી નથી. ચકોર પક્ષીઓ સુધાને પીવાના ગુણથી અગ્નિના કણને ખાવામાં પણ શું વ્યાકુલતારહિત હોતા નથી?**

મોક્ષરૂપ કાર્યના સાધક સંવર અને નિર્જરારૂપ સમીચીન ઉપાયમાં પ્રવૃત્ત થયેલા, કંઈક અધિક છ માસ સુધી સર્વ પ્રકારના આહારનો ત્યાગ, આતાપના, કાયોત્સર્ગ આદિ તીવ્ર તપમાં મગ્ન, જિનકલ્પી અને પરિહારવિશુદ્ધિ ચારિત્રવાળા, સૂક્ષ્મ અનન્ત સ્વ-પર પર્યાયના વિવેકમાં લીન ચિત્તવાળા જ્ઞાની મુનિઓને નિર્મલ, અવ્યય એવા મોક્ષરૂપ સાધ્યના મધુરપણાથી તપ કરતાં, પરિષહાદિ પ્રાપ્ત થતાં વન, નદી અને ગુફામાં વસવા છતાં આનન્દની વૃદ્ધિ જ થાય છે. જેમ કોઈ દેવાદારને ધન પ્રાપ્ત થયું હોય તો તે લેણદારને ધન આપતાં દેવાથી મુક્ત થયો હોવાને લીધે પોતાને ધન્ય માને છે, અથવા કોઇ લબ્ધિ કે સિદ્ધિનો અર્થી પૂર્વ ભૂમિકામાં ઉંચા હાથ અને નીચે માથું કરવા આદિ મહા કષ્ટક્રિયા કરે છે, અને તેની સિદ્ધિ પ્રાપ્ત કરવાનો અભિલાષી જેમ જેમ અત્યન્ત કષ્ટ સહન કરે છે તેમ તેમ હર્ષ પામે છે, તેમ પરમાનન્દ,

અવિનાશી, શુદ્ધ આત્મસાધનનો અર્થી તેના વિઘાતક કર્મનો ક્ષય કરવા માટે તપ આદિ કષ્ટ સહન કરતાં પોતે આનન્દ પામે છે. કારણ કે તેને મોક્ષરૂપ સાધ્યની મધુરતાનો ખ્યાલ છે. સિદ્ધિની મધુરતામાં આસક્ત થયેલો તેના સાધનમાં ઉપાયરૂપ નિષ્પરિગ્રહતા આદિને હિતકારક જાણે છે. માટે સ્વધર્મના સાધનમાં સાધુઓને આનન્દ હોય છે, દુઃખ હોતું નથી. જેને સાધનમાં કષ્ટપણાની બુદ્ધિ છે તે સાધક નથી.

**इत्थं[1] च दुःखरूपत्वात् तपो व्यर्थमितीच्छताम्।**
**बौद्धानां निहता बुद्धिर्बौद्धानन्दापरिक्षयात्[2] ॥५॥**

એમ ઢોરના દુઃખની પેઠે[3] દુઃખના ભોગવવારૂપ હોવાથી તપ નિષ્ફલ છે, એ પ્રકારે ઇચ્છતા **બૌદ્ધોની બુદ્ધિ-કલ્પના હણાયેલી-કુંઠિત થયેલી છે. કારણ કે (તપમાં) બુદ્ધિજનિત અંતરંગ આનન્દની ધારા ખંડિત થતી નથી. એટલે તપમાં પણ આત્મિક આનન્દની ધારા અખંડિત હોય છે.**

૧ इत्थं=એ પ્રમાણે. दुःखरूपत्वात्=દુઃખરૂપ હોવાથી. तपः=તપ. व्यर्थं=નિષ્ફળ છે. इति=એમ. इच्छताम्=ઇચ્છનારા. बौद्धानां=બૌદ્ધોની. बुद्धिः=બુદ્ધિ. बौद्धानन्दापरिक्षयात्=જ્ઞાનાનન્દનો નાશ નહિ થવાથી. निहता=હણાયેલી-કુંઠિત થયેલી છે, વિચાર કરવાને અસમર્થ છે.

૨ 'बौद्धानन्दपरिक्षयात्' એવો પાઠ શ્રી દેવચંદ્રજી મહારાજે સ્વીકાર્યો છે, પરન્તુ ઉપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ 'बौद्धानन्दापरिक्षयात्' એ પાઠને સ્વીકારે છે.

૩ दुःखात्मकं तपः केचिन्मन्यते तन्न युक्तिमत्।
कर्मोदयस्वरूपत्वात् बलीवर्दादिदुःखवत् ॥

એમ 'જે તપ છે તે કષ્ટરૂપ છે' એવા જ્ઞાનપૂર્વક કરવામાં આવતું તપ નિષ્ફળ છે, કારણ કે તે દુઃખરૂપ છે. તપ કરવામાં દુઃખ અને ઉદ્વેગ થાય, જ્યાં આદર ન હોય તે કેમ હિતકારક થાય? એમ તપને કષ્ટરૂપ માનતા અને પરભાવના સુખની અભિલાષા કરતા બૌદ્ધોની બુદ્ધિ અત્યન્ત હણાયેલી છે. કારણ કે તેમાં તેઓના જ્ઞાનાનન્દની ધારાનો ક્ષય થવાથી તપ તેઓને કષ્ટરૂપ અને નિષ્ફળ લાગે છે.

**[1]यत्र ब्रह्म जिनार्चा च कषायाणां तथा हतिः ।**
**सानुबन्धा जिनाज्ञा च तत्तपः शुद्धमिष्यते ॥६॥**

**જ્યાં બ્રહ્મચર્ય વધે, જ્યાં ભગવંતની પૂજા થાય,**

---

विशिष्टज्ञानसंवेगशमसारमतस्तपः ।
क्षायोपशमिकं ज्ञेयमव्याबाधसुखात्मकं ॥

११ अष्टक. श्लो० १–८

કેટલાએક બળદ વગેરે પશુના દુઃખની પેઠે અસાતાવેદનીયના ઉદયરૂપ હોવાથી તપને દુઃખરૂપ માને છે, તે યુક્તિયુક્ત નથી.

વિશિષ્ટ–પ્રધાન જ્ઞાન, સંવેગ–મોક્ષની ઇચ્છા અને કષાયના નિરોધરૂપ શમગર્ભિત તપ ક્ષાયોપશમિક અને અવ્યાબાધ સુખરૂપ છે. અર્થાત્ તપ કર્મના ઉદયરૂપ નથી પણ ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી થયેલ પરિણતિરૂપ છે.

૧ यत्र=જ્યાં. ब्रह्म=બ્રહ્મચર્ય હોય. जिनार्चा=જિનની પૂજા હોય. तथा=તથા. कषायाणां=કષાયોનો. हतिः=ક્ષય થાય. च=અને. सानुबन्धा=અનુબન્ધસહિત. जिनाज्ञा=જિનની આજ્ઞા પ્રવર્તે. तत्=તે. तपः=તપ. शुद्धं=શુદ્ધ. इष्यते=ઇચ્છાય છે.

**કષાયનો નાશ થાય અને અનુબન્ધસહિત વીતરાગની આજ્ઞા પ્રવર્તે તે તપ શુદ્ધ કહેવાય છે.**

જે તપમાં મૈથુનના ત્યાગરૂપ કે વિષયોની અનાસક્તિરૂપ બ્રહ્મચર્ય વૃદ્ધિ પામે, જ્યાં જિનોક્ત તત્ત્વના આદરરૂપ જિનપૂજા હોય, જ્યાં ક્રોધાદિ કષાયોનો નાશ થાય અને જ્યાં વીતરાગે કહેલા પ્રવચનની પદ્ધતિ સાપેક્ષપણે પ્રવર્તે તે તપ શુદ્ધ કહેવાય છે. તાત્પર્ય એ છે કે પ્રથમ ઇન્દ્રિયોના વિષયોની અભિલાષા દૂર કરી શાન્ત પરિણતિથી સિદ્ધાન્તમાં કહેલ વિધિ પ્રમાણે લૌકિક ફળની ઇચ્છા સિવાય તપ થાય તે વિશુદ્ધ તપ છે. અનાદિ કાળથી પરભાવના સુખની ઇચ્છાથી કોણે કયું કષ્ટાનુષ્ઠાન કર્યું નથી? નિઃસંગ અને મોહરહિત આત્મતત્ત્વમાં એકતારૂપ, બાધક પરભાવરૂપ આહારાદિના ગ્રહણને નિવારણ કરનાર જે તપ છે તે શ્રેષ્ઠ છે. કહ્યું છે કે–

**"निरणुट्ठाणमयमोहरहियं सुद्धतत्तसंजुत्तं ।**
**अज्झत्थभावणाए तं तवं कम्मखयहेउं" ॥**

"ગતાનુગતિથી સૂત્રની અપેક્ષા સિવાય ઓઘથી કે લોક સંજ્ઞાને અનુસરી જે કરવામાં આવે તેથી ભિન્ન, મદ અને મોહરહિત શુદ્ધતત્ત્વ સહિત અધ્યાત્મભાવના વડે જે તપ કરાય તે કર્મક્ષયનું કારણ છે."

**[1]तदेव हि तपः कार्यं दुर्ध्यानं यत्र नो भवेत् ।**
**येन योगा न हीयन्ते क्षीयन्ते नेन्द्रियाणि च ॥७॥**

१ यत्र=જ્યાં. हि=ખરેખર. दुर्ध्यानं=માઠું ધ્યાન. न भवेत्=ન થાય. येन=જેથી. योगाः=મન, વચન અને કાયાના યોગો. न हीयन्ते=હાનિ

ખરેખર તે જ તપ કરવા યોગ્ય છે કે જ્યાં માઠું (આર્ત અને રૌદ્ર) ધ્યાન ન થાય, જેથી યોગો હીનતા ન પામે અને ઇન્દ્રિયોનો ક્ષય ન થાય. કહ્યું છે કે—

**"सो उ तवो कायव्वो जेण मणो मंगुलं ण चिंतेइ ।**
**जेण ण इंदियहाणी जेण य जोगा न हायंति" ॥**

"જેથી મન માઠું ચિંતન ન કરે, જેથી ઇન્દ્રિયો અને યોગોની હાનિ ન થાય, તે તપ કરવા યોગ્ય છે"

નિશ્ચયે તે જ તપ કરવું જોઇએ, જ્યાં ઇષ્ટ પુદ્ગલોની આશંસારૂપ કે અનિષ્ટ પુદ્ગલોના વિયોગરૂપ દુર્ધ્યાન ન થાય, જે તપથી મન, વચન અને કાયરૂપ યોગો તત્ત્વના અનુભવથી સ્વરૂપની રમણુતાનો ત્યાગ ન કરે, અને જ્યાં ઇન્દ્રિયો ક્ષીણુ ન થાય એટલે ધર્મસાધક સ્વાધ્યાય કે અહિંસાદિમાં તેના કાર્યની પ્રવૃત્તિ નાશ ન પામે. એટલે સાધનારૂપ ચેતના અને વીર્યરૂપ શક્તિની હાનિ ન થાય. તે તપ શુદ્ધ અને કરવા યોગ્ય છે.

**मूलोत्तरगुणश्रेणिप्राज्यसाम्राज्यसिद्धये ।**[1]
**बाह्यमाभ्यन्तरं चेत्थं तपः कुर्यान्महामुनिः ॥८॥**

ન પામે. च=અને. इन्द्रियाणि=ઇન્દ્રિયો. न क्षीयन्ते=ક્ષય ન પામે, કાર્ય કરવાને અસમર્થ ન થાય. तदेव=તે જ. तपः=તપ. कार्यं=કરવા યોગ્ય છે.

૧ मूलोत्तरगुणश्रेणिप्राज्यसाम्राज्यसिद्धये=મૂળગુણુ અને ઉત્તરગુણુની શ્રેણિરૂપ વિશાલ સામ્રાજ્યની સિદ્ધિને માટે. इत्थं=એ પ્રમાણે. महामुनिः=મોટા મુનિ. बाह्यं=બાહ્ય. च=અને. आभ्यन्तरं=અંતરંગ. तपः= તપ कुर्यात्=કરે.

**મૂળ ગુણ અને ઉત્તર ગુણરૂપ વિશાલ સામ્રાજ્યની સિદ્ધિને માટે મહામુનીશ્વર એ પ્રમાણે બાહ્ય અને અભ્યન્તર તપ કરે.**

એમ પરમ નિર્ગ્રન્થે જ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ મૂળભૂત ગુણો તથા સમિતિ-ગુપ્તિ આદિ ઉત્તરગુણોની શ્રેણિને વિશેષ પ્રગટ થવા રૂપ મોટા સામ્રાજ્ય-પ્રભુત્વની સિદ્ધિને માટે એટલે પોતાના ગુણોની પ્રભુતા મેળવવા લોકના ઉલ્લાસનું કારણ અને પ્રભાવકપણાનું મૂળ બાહ્યતપ તથા અન્ય લોકો જાણી ન શકે તેવું આત્મિક ગુણોમાં તન્મયતારૂપ અભ્યન્તર તપ કરવા યોગ્ય છે.

તપ સંવરરૂપ અને નિર્જરારૂપ એમ બે પ્રકારે છે. તેમાં સંવરરૂપ તપ જ્ઞાન અને ચારિત્રની તીવ્ર દશારૂપ છે, અને તે ચેતના અને વીર્ય આદિ ગુણોની એકતારૂપ છે. બીજું નિર્જરારૂપ તપ જ્ઞાન, ચારિત્ર, વીર્ય અને ઉપભોગરૂપ ગુણોની મિશ્રતાથી થયેલ, ગુણોના આસ્વાદની એકતાના અનુભવવાળું સર્વ પરભાવોની નિઃસ્પૃહતારૂપ છે. તે જઘન્યથી અંશના ત્યાગપૂર્વક અંશથી નિઃસ્પૃહતા ગુણની એકતારૂપ છે. ઉત્કૃષ્ટથી શુક્લધ્યાનના છેલ્લા અધ્યવસાયરૂપ છે. પરભાવનો આસ્વાદ કરવામાં આસક્ત અશુદ્ધ પરિણતિનો ત્યાગ કરીને સ્વરૂપના આનન્દમાં મગ્નતારૂપ પરિણતિ કરવા યોગ્ય છે. નવીન કર્મને નહિ ગ્રહણ કરવારૂપ સંવરપૂર્વક સત્તાગત કર્મની નિર્જરા કરવારૂપ તપ છે. તપ વડે દેવાદિ ગતિરૂપ ફળની અભિલાષા કરવી યોગ્ય નથી. નિર્જરારૂપ તપ વડે શુભ કર્મનો બન્ધ કેમ થાય?

તપસ્વીઓ દેવાયુષ પ્રમુખ કર્મ બાંધે છે તે રાગાદિ પ્રશસ્ત અધ્યવસાયનિમિત્તક છે. તેથી સર્વ કર્મના ક્ષય વડે પ્રગટ થયેલ અનન્ત જ્ઞાનદર્શનરૂપ મોક્ષના સુખનું મુખ્ય કારણ તપ છે. આધ્યાત્મિક, પરભાવ રહિત, સ્વભાવની એકતાના અનુભવની તીવ્રતારૂપ તપ પરમ સાધન છે. એમ તપ અષ્ટકની વ્યાખ્યા કરી. તેની વ્યાખ્યા કરતાં સાધનના સ્વરૂપની પણ વ્યાખ્યા કરી.

## ૩૨ સર્વનયાશ્રયણાષ્ટક

**धावन्तोऽपि नयाः सर्वे स्युर्भावे कृतविश्रमाः।**
**चारित्रगुणलीनः स्यादिति सर्वनयाश्रितः ॥१॥**

(પોતપોતાના અભિપ્રાયે) દોડતા પણ ભાવમાં (વસ્તુ સ્વભાવમાં) જેણે વિશ્રાન્તિ કરી છે એવા નૈગમાદિ બધા નયો છે, તેથી ચારિત્ર-સંયમના ગુણ-વર્ધમાન પર્યાયને વિષે લીન-આસક્ત થયેલ સાધુ સર્વ નયનો આશ્રય કરનાર હોય. કહ્યું છે કે—

सव्वेसिंपि नयाणं बहुविहवत्तव्वयं णिसामित्ता।
तं सव्वणयविसुद्धं जं चरणगुणट्ठिओ साहू ॥
अनुयोग० प० २६७

१ धावन्तः=પોતપોતાના અભિપ્રાયે દોડતા. अपि=પણ. भावे=વસ્તુસ્વભાવમાં. कृतविश्रमाः=જેણે સ્થિરતા કરી છે એવા. सर्वे=બધા. नयाः=નયો. स्युः=હોય છે. इति=તેથી. चारित्रगुणलीनः=ચારિત્રના ગુણમાં લીન થયેલ, (સાધુ). सर्वनयाश्रितः=જેણે સર્વ નયોનો આશ્રય કરેલો છે એવો (હોય.)

**બધાય નયોનું પરસ્પર વિરુદ્ધ બહુ પ્રકારનું વક્તવ્ય સાંભળીને સર્વનયને સંમત વિશુદ્ધ તત્ત્વ ગ્રહણ કરવા યોગ્ય છે, જેથી સાધુ ચારિત્ર અને જ્ઞાનગુણમાં સ્થિર થાય છે.**

હવે અનેક નયના સમૂહરૂપ અનેકાન્ત જૈનમાર્ગમાં એકાન્ત–એક નયના આગ્રહરૂપ પક્ષપાતને છોડીને સર્વ નયોમાં રાગ–દ્વેષના અભાવરૂપ સમભાવનો પરિણામ કર્તવ્ય છે. એટલે પોતપોતાને સ્થાને સાધનભૂત વિજ્ઞાનમાં રમણતાનો અધ્યવસાય કરવા યોગ્ય છે. એકાન્તનો આગ્રહ એ જ મિથ્યાત્વ છે. સર્વ નયોમાં સાપેક્ષ વૃત્તિ એ સમ્યગ્દર્શન છે. તે યથાર્થ ઉપયોગવાળા અને યથાર્થ પ્રવૃત્તિવાળાને હોય છે. એ હેતુથી નયોનું પરમ રહસ્ય જાણનાર શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય એકાન્ત આગ્રહના ત્યાગથી સર્વ નયોના આશ્રય કરવારૂપ બત્રીશમું અષ્ટક કહે છે—

અરે ! બાહ્ય પદ્ધતિથી ધર્મ થતો નથી, તે તો નિમિત્ત કારણરૂપ છે. શ્રીભગવતીસૂત્રમાં હિંસા વગેરે આસ્રવના ત્યાગરૂપ સંવર આદિ બધા અમૂર્ત અને જીવના સ્વરૂપભૂત કહ્યા છે. જેણે જીવના સ્વભાવરૂપ, શુદ્ધ, નિર્વિકલ્પ, રત્નત્રયી–સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ ધર્મની પ્રતીતિ કરી છે તે સમ્યગ્દૃષ્ટિ છે. કુશ–કાશ(ઘાસના તરણાં)ના અવલંબનથી સમુદ્ર તરી શકાતો નથી. પૂજ્ય હરિભદ્રસૂરિએ કહ્યું છે કે—

**"आयप्पभवं धम्मं आयतियं अप्पणो सरूवं च।**
**दंसणनाणचरित्तेगत्तं जीवस्स परिणामं" ॥**

"આત્માથી ઉત્પન્ન થયેલો ધર્મ છે અને તે આત્માનું સ્વરૂપ દર્શન, જ્ઞાન અને ચારિત્રની એકતારૂપ જીવનો પરિણામ છે."

હે ભવ્ય! અમે તારા હિતને માટે કહીએ છીએ–સર્વ આગમોમાં આત્માની શુદ્ધ પરિણતિને જ ધર્મ કહ્યો છે. બાહ્ય આચરણ તે ઉપાદાનને પ્રગટ કરવાનું કારણ હોવાથી સાધક તેનો અભ્યાસ કરે છે, તો પણ શ્રદ્ધાવંતે તે ધર્મના નિમિત્તરૂપે ગ્રહણ કરવા યોગ્ય છે. 'પોતાના આત્મક્ષેત્રમાં વ્યાપકરૂપે રહેલ અનન્ત પર્યાયરૂપ ધર્મ છે,' એવો ઉત્તરાધ્યયન–આવશ્યક આદિ સર્વ સિદ્ધાન્તનો આશય છે. તે ધર્મ રાગ–દ્વેષ રહિત સમભાવની પરિણતિવાળા જીવોને પ્રાપ્ત થાય છે. તે રાગ–દ્વેષનો અભાવ સર્વ જીવોમાં અને સર્વ પુદ્‌ગલોમાં સમભાવ કરીને કારણરૂપ અને કાર્યરૂપ, વિવિધ પરિણામવાળા આત્મિક જ્ઞાનાદિ ગુણોમાં ગૌણ અને મુખ્યતારૂપ પરિણામનો ત્યાગ કરવારૂપ સમભાવ સાધવા યોગ્ય છે. પહેલાં મિથ્યાત્વના ઉદયથી મુખ્ય–પોતાને ઇષ્ટ વસ્તુધર્મમાં મુખ્યપણાના બોધપૂર્વક એકાન્તવાદ (કદાગ્રહ) હતો. તે સમ્યગ્દર્શન વડે કારણ–કાર્યરૂપે આ મુખ્ય છે અને આ ગૌણ છે એવો બોધ થાય છે. જો કે અનન્ત પર્યાયરૂપ કેવળ વસ્તુમાં કોઈ પણ સ્વપર્યાયનું ગૌણ કે મુખ્યપણું નથી, પરન્તુ ક્ષાયોપશમિક જ્ઞાનવડે સર્વ ધર્મોનો એક સમયે બોધ થઈ શકતો નથી, કારણ કે તેથી અસંખ્યાતા સમયે વસ્તુના એક અંશનો બોધમાત્ર થાય છે, તેથી જ્ઞાન ગૌણ અને મુખ્યતારૂપે પ્રવર્તે છે. તત્ત્વાર્થમાં

"[1]अर्पितानर्पितसिद्धेः" (अ. १ सू. ३१) એ સૂત્રના વ્યાખ્યાનમાં કહ્યું છે. સર્વજ્ઞોને તો સર્વ વસ્તુ એક સમયે જણાય છે તેથી વસ્તુધર્મમાં ગૌણ અને મુખ્યતાનું જ્ઞાન હોતું નથી, પણ વચનની પ્રવૃત્તિ ક્રમથી થતી હોવાથી અને તેની પરિમિત શક્તિ હોવાને લીધે ગૌણ અને મુખ્યપણું હોય છે, પણ રાગ–દ્વેષની પરિણતિથી નથી. બન્ધનું કારણ રાગ–દ્વેષનો પરિણામ છે. તેથી યથાર્થ બોધ થવા માટે નયસ્વરૂપે વસ્તુનું વિવેચન હિતકારી છે, પણ તેમાં રાગ–દ્વેષ હિતકર નથી. માટે જ્ઞાનમાં સમભાવ એ જ ચારિત્ર છે. તે માટે નયોનું સ્વરૂપ બતાવે છે—

બધા નયો પોતપોતાના પક્ષને સ્થાપન કરતા છતાં પણ શુદ્ધ આત્મધર્મમાં સ્થિર હોય છે. તેથી ચારિત્રગુણમાં લીન થયેલા મુનિ સર્વ નયોનો આશ્રય કરે છે. અર્થાત્ કર્મના ચય–સમૂહને રિક્ત–ખાલી કરે તે ચારિત્ર, તેમાં લીન–આસક્ત થયેલા અને વૃદ્ધિ પામતા ચારિત્રપર્યાયવાળા મુનિ મધ્યસ્થભાવે સર્વ નયોનો આશ્રય કરનારા હોય છે. એટલે કારણને ગ્રહણ કરનાર દ્રવ્યાર્થિકનયમાં, કાર્યને ગ્રહણ કરનાર પર્યાયાર્થિકનયમાં, સાધનમાં ઉદ્યમ કરવારૂપ ક્રિયાનયમાં અને આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવારૂપ જ્ઞાનનયમાં લીન થયેલા હોય છે. ભગવતીસૂત્રની ટીકામાં કહ્યું છે કે—

---

૧ અર્પિત–એક અપેક્ષાએ અને તેથી બીજી અપેક્ષાએ પરસ્પર વિરુદ્ધ ધર્મવાળા વસ્તુસ્વરૂપની સિદ્ધિ થાય છે. અથવા વિવક્ષાને લીધે ધાન અને અપ્રધાનભાવે વસ્તુનો વ્યવહાર થાય છે.

"जइ जिणमयं पवज्जह ता मा ववहारनिच्छए मुयह।
इक्केण विणा तित्थं छिज्जइ अन्नेण उ तच्चं" ॥

"જો તું જિનમતનો સ્વીકાર કરે તો વ્યવહાર અને નિશ્ચયને મૂકીશ નહિ, કેમકે એક વ્યવહારનય સિવાય તીર્થનો ઉચ્છેદ થશે અને બીજા નિશ્ચયનય સિવાય સત્યનો ઉચ્છેદ થશે."

માટે સમભાવ હિતકારી છે.

ફરીથી તે જ બાબતને દઢ કરે છે—

**पृथग्[1]नयाः मिथः पक्षप्रतिपक्षकदर्थिताः।**
**समवृत्तिसुखास्वादी ज्ञानी सर्वनयाश्रितः॥२॥**

જુદા જુદા સર્વ નયો પરસ્પર વાદ અને પ્રતિવાદથી કદર્થના–વિડંબના પામેલા છે, પરન્તુ સમવૃત્તિ–મધ્યસ્થપણાના સુખનો અનુભવ કરનાર જ્ઞાની સર્વ નયોને આશ્રિત હોય છે.

કહ્યું છે કે—

"अन्योन्यपक्षप्रतिपक्षभावाद् यथा परे मत्सरिणः प्रवादाः।
नयानशेषानविशेषमिच्छन् न पक्षपाती समयस्तथा ते" ॥

"પરસ્પર પક્ષ અને પ્રતિપક્ષ ભાવથી અન્ય પ્રવાદો દ્વેષથી ભરેલા છે. પરન્તુ સર્વ નયોને સમાનપણે ઇચ્છનાર

૧ पृथग्नयाः=જુદા જુદા નયો. मिथः=પરસ્પર. पक्षप्रतिपक्षकदर्थिताः=વાદ અને પ્રતિવાદથી વિડંબિત છે. समवृत्तिसुखास्वादी=સમભાવના સુખનો અનુભવ કરનાર. ज्ञानी=જ્ઞાનવંતે. सर्वनयाश्रितः=સર્વ નયોનો આશ્રય કરેલો છે.

તમારો સમય-સિદ્ધાન્ત પક્ષપાતી નથી."

આ ભિન્ન ભિન્ન નયો પરસ્પર વાદ અને પ્રતિવાદની કદર્થના વડે દૂષિત થયેલા દુર્નયો છે. તેથી ઇષ્ટતા અને અનિષ્ટતા રહિત સમભાવના સુખનો અનુભવ કરનારા જ્ઞાની યથાર્થ જ્ઞાન વડે સર્વ નયનો આશ્રય કરે છે. એટલે સર્વનય માર્ગના સાપેક્ષ બોધમાં મગ્ન થાય છે. કહ્યું છે કે "પરસ્પર પક્ષ અને પ્રતિપક્ષપણાથી અન્ય પ્રવાદો એકબીજાનો દ્વેષ કરે છે, પરન્તુ હે પ્રભો! સઘળા નયોને સમાનપણે માનનાર તમારો સિદ્ધાન્ત પક્ષપાતી નથી."

**"उदधाविव सर्वसिन्धवः समुदीर्णास्त्वयि नाथ! दृष्टयः।**
**न च तासु भवान् प्रदृश्यते प्रविभिन्नासु सरित्स्विवोदधिः" ॥**

"હે નાથ! જેમ સમુદ્રમાં સર્વ નદીઓ સમાય છે, તેમ સર્વ દૃષ્ટિઓ (દર્શનો) તમારામાં સમાઈ જાય છે. પરન્તુ જેમ ભિન્ન ભિન્ન નદીઓમાં સમુદ્ર દેખાતો નથી, તેમ જુદી જુદી દૃષ્ટિઓમાં તમે દેખાતા નથી."

સન્મતિતર્કમાં કહ્યું છે કે—

**"ण य तइओ अत्थि णओ ण य सम्मत्तं ण तेसु पडिपुन्नं।**
**जेण दुवे एगन्ता विभज्जमाणा अणेगन्तो" ॥**

कांड १ गा० १४

"દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિકનયથી ભિન્ન સત્–સામાન્ય–વિશેષ ઉભયાત્મક વસ્તુને ગ્રહણ કરનાર ત્રીજો નય નથી. તે બન્ને નયોમાં સમ્યક્ત્વ–યથાર્થપણું સંપૂર્ણતયા નથી એમ પણ નથી, કારણ કે બન્ને એકાન્તો વિશેષ રૂપે–સાપેક્ષપણે ગ્રહણ કરાતાં અનેકાન્ત બને છે."

"जह एए तह अण्णे पत्तेयं दुण्णया णया सव्वे।
हंदि हु मूलणयाणं पण्णवणे वावडा ते वि" ॥

कांड १ गा० १५

"જેમ એ બે નયો છે તેવી રીતે બીજા બધા જુદા
ા નયો દુર્નય છે, કારણ કે તેઓ મૂળ નયોના પ્રતિ-
ય વિષયને પ્રતિપાદન કરવામાં પ્રવૃત્ત થયેલા છે".

"सव्वनयसमूहम्मि वि णत्थि णओ उभयवायपण्णवओ।
मूलणयाण उ आणं पत्तेय विसेसियं बिंति" ॥

कांड १ गा० १६

"બધા નયોના સમૂહમાં પણ સામાન્ય વિશેષ રૂપ
યવાદને જણાવનાર કોઇ પણ નય નથી, કારણ કે તે
ક નય મૂળ નયના વિષયને જ વિવિધરૂપે કહે છે."

"तम्हा सव्वे त्रि णया मिच्छादिट्ठी सपक्खपडिबद्धा।
अण्णोण्णणिस्सिआ उण हवंति सम्मत्तसब्भावा" ॥

कांड १ गा० २१

તેથી પોતાના પક્ષમાં પ્રવૃત્ત થયેલા બધાય નયો
થ્યાદૃષ્ટિ છે. પરન્તુ તે બધા નયો પરસ્પર સાપેક્ષ હોય
યથાર્થરૂપ બને છે.

પ્રમાણ અને અપ્રમાણની વિશેષતા દર્શાવે છે—

प्रमाणं प्रमाणं वा सर्वमप्यविशेषितम्।
शेषितं प्रमाणं स्यादिति सर्वनयज्ञता ॥३॥

१ सर्वमपि=બધાંય વચન. अविशेषितं=વિશેષરહિત હોય તો તે.

બધાં ય વચન વિશેષ રહિત હોય તો તે એકાન્તે અપ્રમાણ નથી અને એકાન્તે પ્રમાણ પણ નથી. જેથી અન્ય સિદ્ધાન્તમાં રહેલું સદ્વચન પણ વિષયના પરિશોધનથી પ્રમાણ છે.

કહ્યું છે કેઃ—

"तत्रापि न च द्वेषः कार्यो विषयस्तु यत्नतो मृग्यः।
तस्यापि न सद्वचनं सर्वं यत् प्रवचनादन्यत्" ॥

"તેને વિષે પણ દ્વેષ કરવા યોગ્ય નથી, પરન્તુ વિષયને પ્રયત્નથી વિચારવો, જે પ્રવચનથી ભિન્ન છે તેનું પણ બધું સદ્વચન નથી." એ જ બાબત કહે છે-

વિશેષિત એટલે વિષયપરિશોધક નયથી યોજિત હોય તો તે પ્રમાણ છે. ઉપલક્ષણથી સ્વસિદ્ધાન્તનું વચન પણ અનુયોગે કરી વિશેષિત ન હોય તો તે અપ્રમાણ છે. એ પ્રકારે સર્વ સ્યાદ્વાદ યોજનાથી સર્વ નયોનું જાણપણું હોય. કહ્યું છે કે—

"अपरिच्छियसुयनिहसस्स केवलमभिन्नसुत्तचारिस्स।
सव्वुज्जमेण वि कयं अन्नाणतवे बहुं पडई" ॥

उपदेशमाला गा० ४१५

"જેણે શ્રુત-સિદ્ધાન્તનું રહસ્ય જાણ્યું નથી અને કેવળ સૂત્રના અક્ષરને અનુસરી ચાલે છે, તેનું સર્વ ઉદ્યમ વડે કરેલું ક્રિયાનુષ્ઠાન ઘણું અજ્ઞાન તપમાં આવે છે."

સર્વ વચન એકાન્તે અપ્રમાણ નથી અને પ્રમાણ

---

नाप्रमाणं=એકાન્તે અપ્રમાણ નથી. वा=અને. प्रमाणं=પ્રમાણ પણ (નથી). विशेषितं=વિશેષ સહિત (સાપેક્ષ) હોય તે. प्रमाणं=પ્રમાણ. स्याद्=છે. इति=એ પ્રકારે. सर्वनयज्ञता=સર્વ નયોનું જ્ઞાન હોય છે.

નથી; પરન્તુ સાપેક્ષપણે પ્રમાણ છે અને નિરપેક્ષપણે
માણ છે. સિદ્ધાન્તમાં એકાન્તે વિધિ કે નિષેધનો ઉપ-
નથી. પ્રથમ જે પ્રમાણભૂત-કર્તવ્યરૂપ હોય છે તે
ી વૃદ્ધિની અપેક્ષાએ ધ્યાનમાં લીન થયેલાને કર્તવ્ય-
નથી. જે આધાકર્માદિ દોષસહિત આહારાદિ અકર્તવ્ય-
છે તે દેશ કાલાદિ તથા ગીતાર્થાદિની અપેક્ષાએ કર્ત-
પ છે-ઇત્યાદિ ભગવતીસૂત્રની ટીકાને અનુસારે જાણવું.

કહ્યું છે કે—

"परमरहस्समिसीणं समत्तगणिपिडगहत्थसाराणं।
परिणामियं पमाणं णिच्छयमवलंबमाणाणं" ॥

पंचवस्तु गा० ६०२.

જેણે સમસ્ત ગણિપિટક-દ્વાદશાંગીના સારનો અભ્યાસ
ા છે એવા ઋષિઓનું પરમ રહસ્ય છે કે ધર્મમાર્ગમાં
ચનું અવલંબન કરનારાને પરિણામ એ જ પ્રમાણભૂત છે.

પંચવસ્તુમાં "एसणमाई तणुयोगा" "નિર્દોષ આહાર
દે અલ્પ યોગો છે," એમ કહ્યું છે. ઇત્યાદિ બધું વિશેષ-
ત-નિરપેક્ષ અપ્રમાણ છે. અન્ય મતમાં કહેલું સદ્વચન
ષે કરીને સંયોજિત હોય-સાપેક્ષ હોય તો તે પ્રમાણ
એટલે વિષયપરિશોધક નયથી યુક્ત હોય તો તે પ્રમાણ
ઉપલક્ષણથી સ્વસિદ્ધાન્તનું વચન પણ અનુયોગથી
હેલું ન હોય તો અપ્રમાણ છે. તે પાંચમા અંગ-ભગ-
સૂત્રમાં [1]મડ્ડુકશ્રાવકના અધિકારથી જાણવું. કહ્યું છે કે-

[1] જુઓ ભગવતી શ૦ ૧૮ ઉ૦ ૭

**"सुत्तत्थो खलु पढमो बीओ निज्जुत्तिमीसओ भणिओ।**
**तइओ अ णिरवसेसो एस विही होइ अणुओगे" ॥**
आव० नि० गा० २४

"પ્રથમ સૂત્રનો અર્થ, બીજો નિર્યુક્તિ સહિત અર્થ અને ત્રીજો પ્રસંગાનુપ્રસંગથી સમગ્ર અર્થ—એ પ્રમાણે અનુયોગ—સૂત્રના વ્યાખ્યાનને વિષે આ વિધિ કહ્યો છે."

તાત્પર્ય એ છે કે ગુરુએ પ્રાથમિક શિષ્યને મતિ-સંમોહ ન થાય માટે પ્રથમ માત્ર સૂત્રના અર્થ કથનરૂપ પ્રથમ અનુયોગ કરવો. ત્યારબાદ સૂત્ર સ્પર્શિક નિર્યુક્તિ મિશ્રિત અર્થ કહેવો અને તે પછી પ્રસંગ અને અનુપ્રસંગ સંગતિથી સમગ્ર અર્થ કહેવો. આ પ્રમાણે અનુયોગનો વિધિ છે. અનુયોગરહિત વચન અપ્રમાણ છે. કહ્યું છે કે—"જેણે શ્રુતજ્ઞાનનું રહસ્ય જાણ્યું નથી અને કેવળ સૂત્રના શબ્દાર્થને વળગીને ચાલનારા છે તેનું સર્વ પ્રયત્નથી કરેલું અનુષ્ઠાન ઘણું અજ્ઞાનતપમાં ખપે છે". શ્રીમદ્ હેમચંદ્રાચાર્યે કહ્યું છે કે—"તેમાં પણ દ્વેષ કરવા યોગ્ય નથી, માત્ર પ્રયત્નથી વિષયનો વિચાર કરવા યોગ્ય છે. જે પ્રવચનથી ભિન્ન છે તેનું બધુંય સદ્વચન નથી."

એમ વિચારી સ્યાદ્વાદના જ્ઞાનમાં ઉપયોગી સર્વ નયોનું જ્ઞાન પ્રાપ્ત કરવા યોગ્ય છે. પક્ષનો ત્યાગ કરી સમભાવનું અવલંબન કરી આત્મધર્મમાં સ્થિરતા કરવી હિતકારક છે.

**[1]लोके सर्वनयज्ञानां ताटस्थ्यं वाऽप्यनुग्रहः ।**

---

૧ लोके=લોકમાં. सर्वनयज्ञानां=સર્વ નયોને જાણનારને. ताटस्थ्यं=

**स्यात् पृथङ्नयमूढानां स्मयार्तिर्वाऽतिविग्रहः ॥४॥**

**લોકમાં સર્વ નયના જાણનારને તટસ્થપણું-સમવૃત્તિપણું અથવા વ્યવહારદશામાં ઉપકારબુદ્ધિ હોય, પરન્તુ જુદા જુદા નયમાં મૂઢ થયેલાને અહંકારની પીડા અને ઘણો ક્લેશ થાય.**

લોકમાં એટલે નિપુણ જનસમૂહમાં સર્વ નયોના રહસ્યને જાણનારાઓનું તટસ્થપણું-પડખે રહેવાપણું (પણ પક્ષમાં પડવાનું નહિ) સમભાવવૃત્તિ અથવા ઉપકારની ભાવના હોય છે. બધેય પરીક્ષકપણું-વિવેકદૃષ્ટિ હિતકારી છે. પરન્તુ જુદા જુદા નયના પક્ષને ગ્રહણ કરી કદાગ્રહ કરનારાઓને અભિમાનના ઉન્માદની પીડા અથવા અત્યન્ત ક્લેશ હોય છે. સન્મતિમાં કહ્યું છે કે-

**"कालो सहाव णियई पुव्वकयं पुरिसकारणेगंता ।**
**मिच्छत्तं ते चेवा समासओ होंति सम्मत्तं" ॥**

कां० ३. गा० ५३.

કાલ, સ્વભાવ, નિયતિ (ભવિતવ્યતા), પૂર્વકૃત (કર્મ) અને પુરુષરૂપ કારણ વિષેના એકાન્તવાદો મિથ્યાત્વ-અયથાર્થ છે અને તે વાદો સમાસથી-પરસ્પર સાપેક્ષપણે સમ્યક્ત્વ-યથાર્થ છે.

અહીં પુરુષાર્થ પ્રધાન કારણ હોવાથી તેનું મુખ્યપણું છે. કાલ, સ્વભાવ અને પૂર્વકૃત (કર્મ) નિમિત્તરૂપ સાધારણ

મધ્યસ્થપણું. वा=અથવા. अनुग्रहः=ઉપકારબુદ્ધિ. स्यात्=હોય. पृथङ्नयमूढानां=જુદા જુદા નયોમાં મૂઢ-મોહ પામેલાને. स्मयार्तिः=અભિમાનની પીડા. वा=અથવા. अतिविग्रहः=અત્યન્ત ક્લેશ હોય.

કારણની અપેક્ષાએ કારણ છે. નિયતિ–ઔપચારિક કારણ છે. તેનું અનિત્યપણું વિચારામૃતસંગ્રહમાં કહ્યું છે. નિયતિ-વાદનો પક્ષ ગોશાલકના અનુયાયી આજીવક સંપ્રદાયનો છે અને તે મિથ્યા આગ્રહરૂપ છે. તેનો એકાન્તવાદ જૈન-દર્શનને સંમત નથી, પરન્તુ જૈનદર્શનમાં એ બધા વાદો સાપેક્ષપણે વિવક્ષા કરી હોવાથી યથાર્થરૂપ છે.

**श्रेयः सर्वनयज्ञानां विपुलं धर्मवादतः ।**
**शुष्कवादाद् विवादाच्च परेषां तु विपर्ययः ॥५॥**

**સર્વ નયને જાણનારાનું તત્ત્વજ્ઞાનનો અર્થી પૂછે અને તત્ત્વજ્ઞ કહે તે [2]ધર્મવાદથી ઘણું કલ્યાણ થાય છે. તેથી બીજા એકાન્તદૃષ્ટિનું શુષ્કવાદ અને વિવાદથી અકલ્યાણ જ થાય છે. શુષ્કવાદ તે કહીએ કે જ્યાં કંઠતાલુનો શોષ-માત્ર થાય, અને જ્યાં પર વાર્તાથી કાર્યની હાનિ થાય તે વિવાદ કહીએ.**

અહીં શ્રી હરિભદ્રસૂરિએ રચેલા [2]વાદાષ્ટકમાં ત્રણ વાદનું સ્વરૂપ બતાવેલું છે, તે આ પ્રમાણે–શુષ્કવાદ, વિવાદ અને ધર્મવાદ એમ ત્રણ પ્રકારના વાદ છે. યથાર્થપણા રહિત કંઠ અને તાલુને સુકવનાર નીરસવાદ તે શુષ્કવાદ. તે કષાયોને વધારનાર હોવાથી તજવા યોગ્ય છે. પરપક્ષનો

૧ सर्वनयज्ञानां=સર્વ નયને જાણનારાઓનું. धर्मवादतः=ધર્મ-વાદથી. विपुलं=ઘણું. श्रेयः=કલ્યાણ થાય છે. परेषां तु=બીજા એકાન્ત-દૃષ્ટિઓનું તો. शुष्कवादात्=શુષ્કવાદથી. च=અને. विवादात्=વિવાદથી. विपर्ययः=વિપરીત, અકલ્યાણ થાય છે.

૨ જુઓ ૧૨મું વાદાષ્ટક પા. ૪૬.

પરાજય કરવાની બુદ્ધિથી સ્વપક્ષનું સ્થાપન કરવાપૂર્વક વાદ કરવો તે વિવાદ. તે પણ ત્યાજ્ય છે. તત્ત્વજ્ઞાની પરને તત્ત્વનો બોધ થવા માટે તત્ત્વના જિજ્ઞાસુને જે કહે તે ધર્મ-વાદ. સર્વ નયોના રહસ્યને જાણનારાઓનું ધર્મવાદથી પરમ કલ્યાણ થાય છે. એટલે વકતા તત્ત્વનું કથન કરવામાં રસિક છે અને શ્રોતા તત્ત્વનું જ્ઞાન મેળવવામાં રસિક છે. બન્નેનો યથાર્થ યોગ થયે ધર્મકથનથી અત્યન્ત કલ્યાણ થાય છે. જો શ્રોતા તેવા પ્રકારની રસવૃત્તિવાળો ન હોય તો પણ તત્ત્વનો બોધ કરવાની ઇચ્છાથી ધર્મનું કથન અત્યન્ત હિતકારી થાય છે, પરન્તુ શુષ્કવાદ અને વિવાદથી બીજા એકાન્તદૃષ્ટિનું અકલ્યાણ થાય છે. પાત્રની યોગ્યતાને અનુસરી સૂક્ષ્મ અર્થનું કથન ધર્મને હિત કરનાર ભાવ-દયારૂપ છે.

સન્માર્ગની પ્રશંસા કરે છે—

**[૧]प्रकाशितं जनानां यैर्मतं सर्वनयाश्रितम् ।**
**चित्ते परिणतं चेदं येषां तेभ्यो नमोनमः ॥६॥**

**જે પુરૂષોએ લોકોને સર્વ નયે કરીને આશ્રિત એટલે સ્યાદ્વાદગર્ભિત પ્રવચન પ્રકાશિત કર્યું છે અને જેઓના ચિત્તને વિષે આ સર્વનયાશ્રિત પ્રવચન પરિણમેલું છે તેઓને વારંવાર નમસ્કાર હો.**

૧ यैः=જે પુરૂષોએ. सर्वनयाश्रितं=સર્વ નયોએ કરીને આશ્રિત. मतं=પ્રવચન. जनानां=લોકોને. प्रकाशितं=પ્રકાશિત કર્યું છે. च=અને. येषां=જેઓના. चित्ते=ચિતમાં. परिणतं=પરિણમેલું છે. तेभ्यः=તેઓને. नमोनमः=વારંવાર નમસ્કાર હો.

જે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપે પરિણમેલા સર્વજ્ઞ, આચાર્ય અને ઉપાધ્યાયો તથા સંવિગ્નપાક્ષિક-યથાર્થ ઉપદેશ કરનારા શ્રીહરિભદ્રાદિ સૂરિવરોએ સર્વનય સાપેક્ષ સ્યાદ્‌વાદગર્ભિત આ મોક્ષમાર્ગરૂપ શાસન પ્રકાશિત કર્યું છે, તેઓને અત્યન્ત નમસ્કાર હો. જગતમાં શુદ્ધ ઉપદેશ કરનાર જ પૂજ્ય છે. ભવભાવનામાં કહ્યું છે કે—

**भद्दं बहुसुयाणं बहुजणसंदेहपुच्छणिज्जाणं ।**
**उज्जोइअभुवणाणं झिणंमि वि केवलमयंके ॥**
**ते पुज्जा तिअलोए सव्वत्थ वि जाण निम्मलं नाणं ।**
**पुज्जाण वि पुज्जयरा नाणी चरित्त जुत्ता य ॥**

પ૦ ૬૭૧ ગા૦ ૫૦૬--૫૦૫.

કેવલજ્ઞાનરૂપ ચન્દ્ર અસ્ત થયે જેણે જગતને પ્રકાશિત કર્યું છે અને ઘણા મનુષ્યોના સંદેહો જેને પૂછી શકાય એવા બહુશ્રુતોનું ભદ્ર-કલ્યાણ થાઓ.

જેઓનું સર્વ સ્થળે પણ નિર્મળ જ્ઞાન છે, પૂજ્ય પુરૂષોને પણ અત્યન્ત પૂજ્ય એવા ચારિત્રયુક્ત જ્ઞાની ત્રણલોકમાં પૂજવા યોગ્ય છે.

ઉપદેશમાલામાં કહ્યું છે કે—

**सावज्जजोगपरिवज्जणाओ सव्वुत्तमो जइधम्मो ।**
**बीओ सावगधम्मो तइओ संविग्गपक्खपहो ॥५१९॥**
**सुज्झइ जई सुचरणो सुज्झइ सुस्सावगो वि गुणकलिओ ।**
**ओसन्नचरणकरणो सुज्झइ संविग्गपक्खरुई ॥५१३॥**

**संविग्गपक्खियाणं लक्खणमेयं समासओ भणियं ।**
**ओसन्नचरणकरणा वि जेणं कम्मं विसोहंति ॥५१४॥**

**सुद्धं सुसाहुधम्मं कहेइ निंदइ य निययमायारं ।**
**सुतवस्सियाण पुरओ होइ सव्वोमरायणिओ ॥५१५॥**

**वंदइ न य वंदावइ किइकम्मं कुणइ कारवइ नेत्र ।**
**अत्तट्ठा नवि दिक्खइ देइ सुसाहूण बोहेउं ॥५१६॥**

સાવદ્ય (હિંસાદિ પાપયુક્ત) યોગોનો સર્વથા ત્યાગ કરવાથી સર્વોત્તમ યતિ ધર્મ છે, બીજો શ્રાવકધર્મ છે અને ત્રીજો સંવિગ્ન પક્ષનો માર્ગ છે.

સુચારિત્રવાળો સાધુ શુદ્ધ થાય છે, સમ્યગ્દર્શનાદિ ગુણસહિત શ્રાવક પણ શુદ્ધ થાય છે અને વ્રત અને આચારમાં શિથિલ મુનિ પણ સંવિગ્ન પક્ષની રૂચિવાળો શુદ્ધ થાય છે.

સંવિગ્નપાક્ષિકોનું આ લક્ષણ સંક્ષેપથી કહ્યું છે, જેથી તેઓ વ્રત અને આચારમાં શિથિલ હોવા છતાં કર્મને વિશુદ્ધ કરે છે–કર્મનો ક્ષય કરે છે.

તે શુદ્ધ સુસાધુનો ધર્મ કહે છે, પોતાના આચારને નિન્દે છે અને સુતપસ્વીઓની આગળ સૌથી લઘુ થઇને રહે છે.

પોતે વન્દન કરે, પણ પોતાને બીજા પાસે વંદન કરાવે નહિ; પોતે શિષ્ય કરવા બીજાને દીક્ષા આપે નહિ, પણ પ્રતિબોધ કરીને બીજા સુસાધુઓને સોંપે.

ઇત્યાદિ ગુણો સહિત જે પુરુષોએ સ્યાદ્વાદ ગર્ભિત

સત્ય તત્ત્વધર્મનો ઉપદેશ કર્યો છે, તથા જેઓના ચિત્તમાં શ્રદ્ધા, જ્ઞાન, રમણતા અને આદરપૂર્વક પરિણમેલ-વ્યાપ્ત થયેલ છે તેઓને પણ પ્રણામ હો. સર્વજ્ઞે કહેલા માર્ગને ધર્મને અનુસરનારા ધન્ય છે, તો તે ધર્મની પરિણતિવાળા હોય તેને માટે તો શું કહેવું ?

**नमः सर्वज्ञशासनाय ।**
**नमः सर्वज्ञमार्गवर्तिपुरुषसंघाय ।**

સર્વજ્ઞના શાસનને નમસ્કાર હો.

સર્વજ્ઞના માર્ગમાં વર્તમાન પુરુષસંઘને નમસ્કાર હો.

**निश्चये व्यवहारे च त्यक्त्वा ज्ञाने च कर्मणि ।**
**एकपाक्षिकविश्लेषमारूढाः शुद्धभूमिकाम् ॥७॥**
**अमूढलक्ष्याः सर्वत्र पक्षपातविवर्जिताः ।**
**जयन्ति परमानन्दमयाः सर्वनयाश्रयाः ॥८॥**

**નિશ્ચય નયમાં અને વ્યવહારનયમાં, તથા જ્ઞાન-પક્ષમાં અને ક્રિયાપક્ષમાં એક પક્ષગત ભ્રમ-ભ્રાન્તિના સ્થાનને તજીને જ્ઞાનના પરિપાકરૂપ શુદ્ધ ભૂમિકા ઉપર**

૧ निश्चये=નિશ્ચય નયમાં. व्यवहारे=વ્યવહારનયમાં. ज्ञाने=જ્ઞાન-નયમાં च=અને. कर्मणि=ક્રિયાનયમાં. एकपाक्षिकविश्लेषं=એક પક્ષમાં રહેલા ભ્રાન્તિના સ્થાનને. त्यक्त्वा=છોડીને. शुद्धभूमिकां=શુદ્ધ ભૂમિકા ઉપર. आरूढाः=ચઢેલા.

अमूढलक्ष्याः=લક્ષ ન ચૂકે એવા. सर्वत्र=બધેય. पक्षपातविवर्जिताः=પક્ષપાતરહિત. परमानन्दमयाः=પરમાનન્દરૂપ. सर्वनयाश्रयाः=સર્વ નયના આશ્રયભૂત. ( જ્ઞાની ) जयन्ति=જયવંતા વર્તે છે.

**ચઢેલા, લક્ષ (વેધ) ન ભૂલે એવા, સર્વ ભૂમિકામાં પક્ષપાત-કદાગ્રહરહિત, પરમ આનન્દથી ભરપૂર સર્વ નયોના આશ્રયરૂપ (જ્ઞાની) સર્વોત્કર્ષથી વર્તે છે.**

શુદ્ધ આત્મપરિણતિરૂપ નિશ્ચયનયમાં અને વીર્યના પ્રવર્તનરૂપ વ્યવહારનયમાં, તથા ઉપયોગસ્વરૂપ જ્ઞાનમાં અને ક્રિયાપક્ષમાં એકાન્ત આગ્રહરૂપ ભ્રાન્તિના સ્થાનને છોડીને જ્ઞાનના પરિપાકરૂપ શુદ્ધ ભૂમિકાને પ્રાપ્ત થયેલા એટલે જ્ઞાનના અનુભવ સ્થાનમાં રહેલા, લક્ષ્ય-શુદ્ધ આત્મસ્વરૂપમાં મૂઢતા રહિત, સર્વ જીવ અજીવાદિ ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુમાં પક્ષપાત-એકાન્ત આગ્રહ રહિત, અમૂર્ત પરમ આનન્દ વડે પરિપૂર્ણ અને સર્વનયોના આધારરૂપ જ્ઞાની પુરુષો જયવંતા વર્તે છે એટલે સમ્યગ્દર્શનાદિ ગુણોથી પરિપૂર્ણપણે વર્તે છે. તેથી પોતાના સત્તાગત ધર્મના સાધન માટે તૈયાર થયેલ, સાધનના વ્યાપારમાં પ્રવર્તેલ, પોતાના કાર્યરૂપ ચેતનાદિની પરિણતિરૂપ ચક્રને પ્રેરનારા, સર્વ પરભાવના પ્રસંગથી રહિત, સ્યાદ્વાદ (પ્રમાણ) અને નયના માર્ગથી જેણે વસ્તુનું યથાર્થ સ્વરૂપ જાણ્યું છે એવા આચાર્ય અને ઉપાધ્યાય જયવંતા વર્તે છે. જેઓએ સમગ્ર વિશ્વના વ્યામોહને નિવારણ કરવામાં સમર્થ વાક્યામૃતના ઉપદેશથી અનાદિ મોહરૂપ કાલકૂટ વિષનો નાશ કર્યો છે એવા નિર્ગ્રન્થો છતાં પોતાની આત્મતત્ત્વની સંપત્તિના વિલાસની લીલા સહિત ચક્રવર્તી છે, અસંગ હોવા છતાં અનન્તગુણોને ધારણ કરવામાં મશગુલ છે, પ્રવૃત્તિ રહિત છતાં સ્વતત્ત્વના સાધનમાં વ્યાકુલ--ચિન્તાવાળા છે, વનવાસી છતાં પોતાના પર્યાયરૂપ મકરન્દનું પાન કરવામાં મગ્ન છે; શ્રીમાન્

સર્વજ્ઞે કહેલી આજ્ઞાનો નિર્વાહ કરવામાં વૃષભસમાન છે, માર્ગાનુસારી છતાં યથાશક્તિ ગુણની વૃદ્ધિ કરવાનું જેઓએ લક્ષ રાખ્યું છે; દ્રવ્ય અને ભાવરૂપ સાધન વડે શુદ્ધ પરમાત્મરૂપ સાધ્યમાં જેઓએ દૃષ્ટિ રાખી છે તેઓ જ જ્ઞાનસારને ગ્રહણ કરવામાં કુશલ છે.

હવે ઉપસંહાર કરવા માટે સર્વ અષ્ટકોની ભાવનારૂપ નામનો નિર્દેશ કરે છે—

**पूर्णो[1] मग्नः स्थिरोऽमोहो ज्ञानी शान्तो जितेन्द्रियः।**
**त्यागी क्रियापरस्तृप्तो निर्लेपो निःस्पृहो मुनिः ॥१॥**

૧ પૂર્ણ-પૂરો અને એ હેતુથી જ ૨ મગ્ન-જ્ઞાનમાં મગ્ન થયેલો, પણ ઉપર રહેલો નહિ, તેથી જ ૩ સ્થિર-યોગની સ્થિરતાવાળો, તેથી જ ૪ અમોહ-મોહરહિત, એ હેતુથી ૫ જ્ઞાની-તત્ત્વજ્ઞ, તેથી જ ૬ શાન્ત-ઉપશમવંત, તેથી જ ૭ જિતેન્દ્રિય-જેણે ઇન્દ્રિયો જીતી છે, તેથી ૮ ત્યાગી. કહ્યું છે કે—

**"बान्धवधनेन्द्रियत्यागात् त्यक्तभयविग्रहः साधुः ।**
**त्यक्तात्मा निर्ग्रन्थः त्यक्ताहंकारममकारः" ॥**

"બાન્ધવ, ધન અને ઇન્દ્રિયોના વિષયનો ત્યાગ કરવાથી જેણે ભય અને કલેશનો ત્યાગ કર્યો છે એવો ત્યાગી

---

૧ पूर्णः=જ્ઞાનાદિથી પરિપૂર્ણ. मग्नः=જ્ઞાનમાં મગ્ન થએલો. स्थिरः=યોગની સ્થિરતાવાળો. अमोहः=મોહરહિત. ज्ञानी=તત્ત્વજ્ઞ. शान्तः=ઉપશમવંત. जितेन्द्रियः=જેણે ઇન્દ્રિયો જીતી છે. त्यागी=ત્યાગવાળો. क्रियापरः=ક્રિયામાં તત્પર. तृप्तः=આત્મસંતુષ્ટ. निर्लेपः=લેપરહિત. निःस्पृहः=સ્પૃહારહિત. मुनिः=ભાવમૌનસહિત છે.

**સાધુ અહંકાર અને મમત્વનો ત્યાગ કરેલો હોવાથી નિર્ગ્રન્થ છે."**

**એથી જ ૯ ક્રિયામાં તત્પર એટલે શાસ્ત્ર વચનાનુસાર ક્રિયાથી ઉત્તીર્ણ થઇ અસંગક્રિયાનિષ્ઠ, તેથી જ ૧૦ આત્મસંતુષ્ટ, તેથી ૧૧ નિર્લેપ-લેપરહિત, નિર્લેપ હોવાથી જ ૧૨ નિઃસ્પૃહ-સ્પૃહારહિત, અને તેથી જ મુનિ-ભાવ મૌનવંત છે.**

અનાદિ કાળથી પરભાવનો અનન્ત વાર આસ્વાદ લેવા છતાં પણ આ જીવ તૃષ્ણાથી ઘેરાયેલો હોવાથી અપૂર્ણ-અધુરો રહ્યો છે, તે જ જીવ આત્માના રસનો અનુભવ કરવા વડે આત્માના અનન્તસ્વરૂપથી પૂર્ણ થઇ આત્માના અનુભવને બાધા નહિ કરનારા સર્વ ગુણોની નિષ્પત્તિમાં પૂર્ણ કહેવાય છે, માટે પૂર્ણતાના સ્વરૂપને જણાવનાર પ્રથમ અષ્ટક છે.

જે પૂર્ણ છે તે જ આત્માના પૂર્ણતાસ્વરૂપમાં મગ્ન થાય છે, એટલે આત્માના અનુભવમાં લીન થાય છે, તે જ લીનતા સ્વરૂપમાં હોય છે, પરભાવમાં લીનતા એ અનન્ત સંસાર પરિભ્રમણનું મૂળ છે. તેથી તેવા પ્રકારની મગ્નતા અનાદિ કાળથી છે, તે તજવા યોગ્ય છે. જે સ્વરૂપમાં મગ્નતા છે તે જ વાસ્તવિક મગ્નતા છે તેથી તેનું પ્રતિપાદન કરવારૂપ બીજું અષ્ટક છે.

જે સ્વરૂપમાં મગ્ન છે તે જ સ્થિર હોય છે. અપૂર્ણને ગ્રહણ કરવાની ઇચ્છાથી ચપલતા થાય છે અને પૂર્ણને કોઇ વસ્તુ ગ્રહણ કરવાની ઇચ્છા નહિ હોવાથી સ્થિરતા હોય છે તેથી સ્થિરતાઅષ્ટક કહ્યું છે.

જે સ્થિર છે તે મોહ રહિત હોય છે તેથી ચોથું મોહત્યાગાષ્ટક કહ્યું છે. મોહરહિતને જ તત્ત્વજ્ઞાન થાય છે માટે પાંચમું તત્ત્વજ્ઞાનાષ્ટક કહ્યું છે. જે તત્ત્વજ્ઞાની છે તે શાન્ત–ઉપશમવાળા હોય છે માટે છટ્ઠું શમાષ્ટક કહ્યું છે. જે શાન્ત–શમ સહિત છે તે ઇન્દ્રિયોને જીતે છે તેથી ઇન્દ્રિયજયાષ્ટક કહ્યું છે. જે ઇન્દ્રિયો ઉપર વિજય મેળવે છે તે જ પરભાવનો ત્યાગી હોય છે, તેથી ત્યાગાષ્ટક કહ્યું છે. જે ત્યાગી છે તે જ વચનાનુષ્ઠાનના ( શાસ્ત્રવચનને અનુસારે થતી ક્રિયાના ) ક્રમથી અસંગક્રિયા સહિત હોય છે, તેથી ક્રિયાષ્ટક કહ્યું છે. તેથી જ તૃપ્ત–આત્મસંતુષ્ટ થાય છે, તેથી તૃપ્ત્યષ્ટક કહ્યું છે. જે તૃપ્ત હોય છે તે નિર્લેપ-રાગાદિલેપ રહિત હોય છે, તેથી નિર્લેપ અષ્ટક કહ્યું છે. જે નિર્લેપ છે તે નિઃસ્પૃહ હોય છે, તેથી નિઃસ્પૃહાષ્ટક કહ્યું છે. જે નિઃસ્પૃહ છે મુનિ–મૌનસહિત હોય છે, તેથી મૌનાષ્ટક કહ્યું છે.

**विद्याविवेकसंपन्नो मध्यस्थो भयवर्जितः ।**
**अनात्मशंसकस्तत्त्वदृष्टिः सर्वसमृद्धिमान् ॥२॥**

**૧૪ વિદ્યાસંપન્ન, તેથી જ ૧૫ વિવેકસંપન્ન, ૧૬ મધ્યસ્થ ૧૭ સર્વ પ્રકારના ભય રહિત, ૧૮ આત્મશ્લાઘા નહિ કરનારો, અકીર્તિ અને ભયના અભાવની ભાવના એવં**

૧ विद्याविवेकसंपन्नः=વિદ્યાસંપન્ન–તત્ત્વબુદ્ધિરૂપ વિદ્યા સહિત અને વિવેકસંપન્ન–કર્મ અને જીવને જુદા કરવારૂપ વિવેકયુક્ત मध्यस्थः=પક્ષપાત રહિત. भयवर्जितः=નિર્ભય. अनात्मशंसकः=પોતાની શ્લાઘા નહિ કરનારો. तत्त्वदृष्टिः=પરમાર્થમાં દૃષ્ટિવાળો. (અને) सर्वसमृद्धिमान्=સર્વ આત્મિક સંપત્તિવાળો (હોય).

**ભાવી છે કે જેથી તે આત્મશ્લાઘા ન કરે. તેથી જ ૧૯ તત્ત્વ-દૃષ્ટિ-પરમાર્થમાં દૃષ્ટિવાળો અને ૨૦ સર્વસમૃદ્ધિમાન્-ઘટમાં પ્રગટી છે સર્વ ઋદ્ધિ જેને એવો હોય.**

શ્રુતના અભ્યાસરૂપ વિદ્યા અને સ્વ-પરના ભેદજ્ઞાનરૂપ વિવેક સહિત હોય, તેથી વિદ્યાષ્ટક અને વિવેકાષ્ટક કહ્યું છે. જે વિદ્યા અને વિવેક સંપન્ન છે તે મધ્યસ્થ-ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુમાં રાગદ્વેષ રહિત હોય છે. તેથી માધ્યસ્થાષ્ટક કહ્યું છે. મધ્યસ્થ ભય રહિત હોય છે તેથી ભયત્યાગાષ્ટક કહ્યું છે. ભય રહિતને આત્મશ્લાઘા પ્રિય હોતી નથી, તેથી અનાત્મશંસાષ્ટક કહ્યું છે. જે લૌકિક શ્લાઘા અને કીર્તિ આદિની અભિલાષા રહિત છે તે તત્ત્વદૃષ્ટિવાળો હોય છે, તેથી તત્ત્વદૃષ્ટિ અષ્ટક કહ્યું છે. જેને તત્ત્વદૃષ્ટિ પ્રગટ થઇ છે તે સર્વ સમૃદ્ધિવાળો-પરમ સંપત્તિવાળો હોય છે, તેથી સર્વસમૃદ્ધિ અષ્ટક કહ્યું છે.

**[1]ध्याता कर्मविपाकानामुद्विग्नो भववारिधेः ।
लोकसंज्ञाविनिर्मुक्तः शास्त्रदृग् निष्परिग्रहः ॥३॥**

**સર્વ સમૃદ્ધિની સ્થિરતાના અર્થે ૨૧ કર્મવિપાકનો વિચાર કરનાર, તેથી વ્યવહાર દશાએ ૨૨ સંસારસમુદ્રથી ઉદ્વિગ્ન-ભયભીત હોય. તેથી સિદ્ધ નિર્વેદગુણવાળો ૨૩ લોક-સંજ્ઞાથી મુક્ત હોય. તેથી જ લોકોત્તર માર્ગને પ્રાપ્ત થઇ**

૧ कर्मविपाकानां=કર્મના ફળનો વિચાર કરનાર. भववारिधेः=સંસારસમુદ્રથી. उद्विग्नः=ભયભીત થયેલો. लोकसंज्ञाविनिर्मुक्तः=લોકસંજ્ઞાથી રહિત. शास्त्रदृक्=શાસ્ત્રમાં જ દૃષ્ટિવાળો. (અને) निष्परिग्रहः=પરિગ્રહરહિત. (હોય)

**શાસ્ત્રદૃક્-શાસ્ત્રમાં દૃષ્ટિ જેની છે એવો અને તેથી જ નિષ્પરિગ્રહ-પરિગ્રહરહિત હોય.**

જે આત્મિક સમૃદ્ધિથી પૂર્ણ છે તે વિચિત્ર કર્મના ઉદયમાં તેના વિપાકનો જ્ઞાતા અને તેનો વિચાર કરનાર હોય છે. તેથી કર્મવિપાકાષ્ટક કહ્યું છે. જે કર્મના વિપાકનો વિચાર કરે છે તે સંસારથી ઉદ્વિગ્ન થાય છે, માટે ભવોદ્વેગાષ્ટક કહ્યું છે. જે સંસારથી ઉદ્વિગ્ન છે તે લોકસંજ્ઞાનો ત્યાગ કરે છે, તેથી લોકસંજ્ઞાત્યાગાષ્ટક કહ્યું છે. લોકસંજ્ઞાના ત્યાગથી તે શાસ્ત્રમાં જ દૃષ્ટિવાળો અને નિષ્પરિગ્રહ-પરિગ્રહ રહિત થાય છે, તેથી ત્યારબાદ શાસ્ત્રઅષ્ટક અને પરિગ્રહાષ્ટક કહ્યું છે.

**[1]शुद्धानुभववान् योगी नियागप्रतिपत्तिमान् ।**
**भावार्चाध्यानतपसां भूमिः सर्वनयाश्रितः ॥४॥**

**તેથી સિદ્ધ નિષ્પરિગ્રહ ગુણે કરીને ૨૬ શુદ્ધ અનુભવવાળો, એ હેતુથી જ ૨૭ ભાવયોગસંપન્ન, તેથી ૨૮ નિયાગપ્રતિપત્તિમાન્-મોક્ષને પ્રાપ્ત કરનાર, ૨૯ ભાવપૂજાની ભૂમિ, ૩૦ ધ્યાનની ભૂમિ, તથા ૩૧ શુદ્ધ તપની ભૂમિરૂપ અને સર્વ વિશુદ્ધિ દ્વારા ૩૨ સર્વ નયનો આશ્રય કરનારો હોય.**

જે પરિગ્રહ રહિત છે તે જ શુદ્ધ આત્મતત્ત્વનો

૧ शुद्धानुभववान्=શુદ્ધ અનુભવવાળો. योगी=ભાવયોગવાળો. नियागप्रतिपत्तिमान्=મોક્ષને પ્રાપ્ત થનાર. भावार्चाध्यानतपसां=ભાવપૂજા, ધ્યાન અને તપની. भूमिः=આશ્રય. सर्वनयाश्रयः=સર્વ નયોનો જેણે આશ્રય કર્યો છે એવો હોય.

અનુભવ કરે છે તેથી અનુભવાંષ્ટક કહ્યું છે. જે સ્વરૂપનો અનુભવ કરે છે તે જ યોગ-ધ્યાન અને સમાધિવાળો યોગી છે, જે યોગી છે તે જ નિશ્ચયથી કર્મયજ્ઞનો કર્તા છે, તેથી યોગાષ્ટક અને નિયાગાષ્ટક કહ્યું છે. જે નિયાગને કરે છે તે ભાવપૂજા, ધ્યેયની સાથે એકતારૂપ ધ્યાન અને તપની ભૂમિ (આશ્રય) થાય છે. તેથી તેનું સ્વરૂપ બતાવનાર અનુક્રમે ત્રણ અષ્ટક કહ્યાં છે. ત્યારબાદ સર્વ નયનો આશ્રય કરવારૂપ બત્રીશમું અષ્ટક કહ્યું છે.

એમ કારણકાર્યપૂર્વક બત્રીશ અધિકારરૂપ પાટીયાં સહિત જ્ઞાનસાર નામે વહાણ ઉપર ચઢીને મિથ્યાજ્ઞાનરૂપ આવર્ત વડે ભયંકર, મિથ્યા તત્ત્વોમાં એકતારૂપ જળ વડે ગંભીર એવા અસંયમરૂપ સમુદ્રને ઓળંગી સમ્યગ્-દર્શનરૂપ પોળો વડે સુશોભિત, સમ્યગ્જ્ઞાનરૂપ નિધાન સહિત, સમ્યક્ચારિત્રના આનન્દના આસ્વાદ વડે મનોહર, અસંખ્યાતા પ્રદેશો સ્વસંવેદ્ય તત્ત્વના અનુભવરૂપ સંપત્તિયુક્ત, જિનપ્રવચનરૂપ કિલ્લા અને ઉત્સર્ગ તથા અપવાદરૂપ ખાઇ સહિત, નય અને નિક્ષેપરૂપ અનેક ગુણના સમૂહરૂપ સ્યાદ્વાદરૂપ નગરને ભવ્ય જીવો પ્રાપ્ત કરે છે.

એમ શ્રીયશોવિજય ઉપાધ્યાય જ્ઞાનસારના ફળનો ઉપદેશ કરનાર ગ્રન્થના મુકુટરૂપ છેલ્લો અધિકાર કહે છે—

**[1]स्पष्टं निष्टङ्कितं तत्त्वमष्टकैः प्रतिपन्नवान्।**
**मुनिर्महोदयं ज्ञानसारं समधिगच्छति ॥१॥**

---

૧ अष्टकैः=અષ્ટકોવડે. स्पष्टं=સ્પષ્ટ. निष्टङ्कितं=નિશ્ચિત કરેલા. तत्त्वं=તત્ત્વને. प्रतिपन्नवान्=પ્રાપ્ત થયેલા. मुनिः=સાધુ. महोदयं=જેથી મહાન્

બત્રીશ અષ્ટકો વડે પ્રગટ નિર્ધારેલા તત્ત્વને પ્રાપ્ત થયેલા મુનિ જેનાથી મહાન્ ઉદય છે એવા શુદ્ધ ચારિત્ર તથા પર મુક્તિરૂપ જ્ઞાનસારને પામે છે. કહ્યું છે કે—

"सामाइअमाइअं सुअनाणं जाव बिंदुसाराओ ।
तस्स वि सारो चरणं सारो चरणस्स निव्वाणं" ॥

"સામાયિકથી માંડી ચૌદમા પૂર્વ લોકબિન્દુસાર સુધી શ્રુતજ્ઞાન છે, તેનો સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર નિર્વાણ છે."

અષ્ટકો વડે નિર્ધારિત સ્પષ્ટ તત્ત્વ—આત્માના પરિણામરૂપ વસ્તુ ધર્મને પ્રાપ્ત થયેલા, ત્રણે કાળે વિષયની આસક્તિ રહિત મુનિ મહા ઉદયવાળા જ્ઞાનના સારભૂત ચારિત્રરૂપ પરા મુક્તિને પ્રાપ્ત થાય છે. કહ્યું છે કે "સામાયિકથી આરંભી લોકબિન્દુસાર પર્યન્ત શ્રુતજ્ઞાન છે, તેનો પણ સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર નિર્વાણ પ્રાપ્તિ છે".

હવે સદ્યઃ ફલજાતીય મુક્તિરૂપ દેખાડે છે—

**निर्विकारं निराबाधं ज्ञानसारमुपेयुषाम् ।**
**विनिवृत्तपराशानां मोक्षोऽत्रैव महात्मनाम् ॥६॥**

વિકારરહિત અને બાધારહિત એવા જ્ઞાનસારને પ્રાપ્ત

---

અભ્યુદય થાય છે એવા. ज्ञानसारं=જ્ઞાનના સારભૂત ચારિત્રને. समधिगच्छति=પ્રાપ્ત કરે છે.

૧ निर्विकारं=વિકાર રહિત. निराबाधं=પીડારહિત. ज्ञानसारं=જ્ઞાનસારને. उपेयुषां=પ્રાપ્ત થયેલા. (અને) विनिवृत्तपराशानां=નિવૃત્ત થઇ છે પરની આશા જેને એવા. महात्मनां=મહાત્માઓનો. इहैव=આ જ ભવમાં मोक्षः=બન્ધની નિવૃત્તિરૂપ મોક્ષ છે.

**થયેલા અને પરની આશા જેની નિવૃત્ત થઇ છે એવા મહાત્માઓને આ જ ભવમાં બન્ધની નિવૃત્તિરૂપ મોક્ષ છે.**

વિકાર રહિત, પુદ્ગલના સંયોગરૂપ સર્વ પ્રકારની બાધા વિનાના, જ્ઞાન-તત્ત્વબોધના સારભૂત-તત્ત્વમાં એકતારૂપ ચારિત્રને પ્રાપ્ત થયેલા અને દૂર થઇ છે પરની આશા-તૃષ્ણા જેઓને એટલે સર્વથા પુદ્ગલની તૃષ્ણા રહિત નિષ્કામી અને આત્મભાવમાં પરિણમેલા મહાત્માઓને આ જ ભવમાં મોક્ષ છે. જો કે કર્મ સહિત હોવાથી તેઓને મોક્ષનો અભાવ જ છે, તો પણ અહીં આનન્દ અને સમભાવની વૃત્તિવાળા અને સહજ સુખમાં લીન થયેલા મહાત્માઓને વાનકીરૂપે અંશતઃ મોક્ષનું સુખ હોવાથી ઉપચારથી મોક્ષ કહ્યો છે.

**चित्तमार्द्रीकृतं ज्ञानसारसारस्वतोर्मिभिः।**
**नाप्नोति तीव्रमोहाग्निप्लोषशोषकदर्थनाम् ॥७॥**

**જ્ઞાનના સારરૂપ સરસ્વતીના કલ્લોલોએ કરીને આર્દ્ર-કોમળ કરાયેલું ચિત્ત તીવ્ર (આકરા) મોહરૂપ અગ્નિના દાહના શોષની પીડાને પામતું નથી.**

જ્ઞાનસાર નામના ગ્રન્થની વાણીના તરંગો વડે જેઓનું ચિત્ત ભીંજાયું છે તે જીવોને તીવ્ર મોહરૂપ અગ્નિના દાહથી થયેલ શોષની પીડા પ્રાપ્ત થતી નથી. એટલે જ્ઞાનસારની અખંડ વૃષ્ટિથી આર્દ્રચિત્તવાળા જીવોને મોહાગ્નિનો તાપ લાગતો નથી.

૧ ज्ञानसारसारस्वतोर्मिभिः=જ્ઞાનસારરૂપ સરસ્વતી-વાણીના તરંગો વડે. आर्द्रीकृतं=કોમળતાને પામેલું. चित्तं=મન. तीव्रमोहाग्निप्लोषशोषकदर्थनाम्=આકરા મોહરૂપ અગ્નિના દાહના શોષની પીડાને. न आप्नोति=પામતું નથી.

**[1]अचिन्त्या काऽपि साधूनां ज्ञानसारगरिष्ठता।**
**गतिर्ययोर्ध्वमेव स्याद् अधःपातः कदाऽपि न ॥८॥**

**સાધુઓના જ્ઞાનસારનું ગૌરવ–મહત્ત્વ (ભાર) કંઈક ન ચિન્તવી શકાય એવું છે, જે ગૌરવથી ઉંચી ગતિ જ થાય, હેઠું પડવું કદાપિ ન હોય.**

**અકરણ નિયમથી બીજી ગુરુતા વડે ઊર્ધ્વ ગતિ ન હોય, અધોગતિ હોય. તે માટે જ્ઞાનગુરુતા અચિન્ત્ય કહી છે.**

હે ભવ્ય ! પરમપદના સાધક સાધુઓનું જ્ઞાનસારનું ગૌરવ (મહત્ત્વ) કંઇક અચિન્તનીય છે. એટલે સ્વ અને પરનો યથાર્થ બોધ થવો તે જ્ઞાન છે, તેનો સાર ચારિત્ર કે વૈરાગ્ય છે, તેના મહત્ત્વનું સ્વરૂપ અચિન્ત્ય છે, વિચારી ન શકાય એવું છે. બીજી ગુરુતા (ભારેપણું) અધોગમનનું કારણ છે. ભારે વસ્તુ નીચે પડવાના સ્વભાવવાળી હોય છે, પણ જ્ઞાનની ગુરુતા ઊર્ધ્વ ગતિનું કારણ છે, તેથી જ અચિન્ત્ય છે. જે ગુરુતાથી ઊર્ધ્વ ગતિ જ થાય, અધઃપાત કદાપિ થતો નથી. દ્રવ્યથી ઊર્ધ્વતા જીવોને ઉચ્ચગોત્રાદિના ઉદયરૂપ છે, ક્ષેત્રથી ઊર્ધ્વલોકમાં ગમન કરવારૂપ છે અને સમ્યક્ત્વાદિ ઉત્તરોત્તર ગુણોની વૃદ્ધિ થવારૂપ ભાવથી ઊર્ધ્વતા છે. તેથી જ્ઞાનથી મહાન્ છે તે સ્વર્ગ અને મોક્ષરૂપ અથવા સમ્યક્ચારિત્રાદિ ગુણરૂપ ઊર્ધ્વતાને પ્રાપ્ત કરે છે.

૧ साधूनां=મુનિઓનું. ज्ञानसारगरिष्ठता=જ્ઞાનસાર વડે ગૌરવ.(ભાર) काऽपि=કોઈક. अचिन्त्या=ન ચિંતવી શકાય એવું છે. यया=જે વડે. ऊर्ध्वमेव=ઉંચે જ. गतिः=ગતિ થાય. कदाऽपि=કદી પણ. अधःपातः= નીચે પડવું. न=ન થાય.

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે. તે બન્નેમાંથી એકનો પણ નિષેધ કરનાર મોક્ષનો સાધક થતો નથી. કારણ કે ક્રિયા એ વીર્યની વિશુદ્ધિરૂપ છે અને જ્ઞાન ચેતનાની વિશુદ્ધિરૂપ છે. જ્યારે ચેતના અને વીર્યની વિશુદ્ધિ થાય છે ત્યારે જ સર્વસંવરરૂપ મોક્ષ થાય છે, તોપણ ક્રિયાથી જ્ઞાનની અધિકતા બતાવે છે—

**क्लेशक्षयो[1] हि मण्डूकचूर्णतुल्यः क्रियाकृतः।**
**दग्धतच्चूर्णसदृशो ज्ञानसारकृतः पुनः ॥९॥**

**ક્રિયાથી કરેલો ક્લેશનો નાશ દેડકાના ચૂર્ણ સરખો છે. જેમ દેડકાનું ચૂર્ણ મેઘની વૃષ્ટિથી ફરી દેડકા પેદા કરે, તેમ ક્રિયાથી નાશ પામેલો ક્લેશ કારણયોગે ફરી પેદા થાય. પરન્તુ જ્ઞાનસારે એટલે શુદ્ધ ક્ષયોપશમ ભાવે કરેલો ક્લેશનો ક્ષય બાળેલા મંડૂક ચૂર્ણના જેવો છે. જેમ બાળેલું દેડકાનું ચૂર્ણ સેંકડો વરસાદ પડે તો પણ ફરી દેડકા ઉત્પન્ન ન કરે તેમ જ્ઞાનદગ્ધ કર્મ ફરીથી ફુટી ન નીકળે, ભોગવવાં ન પડે.**

ક્રિયાથી કરેલો કર્મનો ક્ષય દેડકાના ચૂર્ણતુલ્ય સમજવો. જેમ દેડકાનું ચૂર્ણ વૃષ્ટિના યોગે ત્યાં અનેક નવા દેડકાની ઉત્પત્તિનું નિમિત્ત બને છે, તેમ ક્રિયાથી અશુભકર્મનો ક્ષય થાય, તો પણ શુભ કર્મની અત્યન્ત વૃદ્ધિ થાય છે. અને શુભકર્મને ભોગવવાના સમયે અશુભ કર્મની

---

૧ क्रियाकृतः=ક્રિયાથી કરેલો. क्लेशक्षयः=ક્લેશનો નાશ. मण्डूकचूर्णतुल्यः=દેડકાના શરીરના ચૂર્ણ સમાન છે. पुनः=પરન્તુ. ज्ञानसारकृतः=જ્ઞાનસારથી કરાયેલો (ક્લેશનો નાશ.) दग्धतच्चूर्णसदृशः=બળી ગયેલા દેડકાના ચૂર્ણ સરખો છે.

વૃદ્ધિ થાય છે એમ જાણવું. વળી જ્ઞાનસારથી કરેલો કર્મનો ક્ષય બાળી નાંખેલા દેડકાના ચૂર્ણ સમાન છે. એટલે જ્ઞાનના આનન્દ વડે કરેલો કર્મનો ક્ષય ફરીથી નવીન કર્મની ઉત્પત્તિનું કારણ થતો નથી. જેમ દેડકાનું ચૂર્ણ બાળી નાખ્યું હોય તો તેથી બીજા દેડકાની ઉત્પત્તિ થતી નથી. આ બધું ઉપદેશપદથી જાણવા યોગ્ય છે. આગમમાં પણ "सीलं सेयं, सुअं सेयं" ઇત્યાદિ પાઠથી એ જ વાત કહી છે. પંચનિર્ગ્રન્થશતકમાં કહ્યું છે કે 'અલ્પશ્રુતવાળા મુનિઓને આહારાદિ સંજ્ઞા હોય છે, અને બહુશ્રુત મુનિઓને આહારાદિ સંજ્ઞા નથી". એમ સર્વત્ર યોજના કરવી.

**ज्ञानपूतां परेऽप्याहुः[2] क्रियां हेमघटोपमाम् ।**
**युक्तं तदपि तद्भावं न यद्भग्नाऽपि सोज्झति ॥१०॥**

૧ ચાર પ્રકારના પુરૂષો કહ્યા છે-૧ એક શીલસંપન્ન છે, પણ શ્રુતસંપન્ન નથી. ૨ એક શ્રુતસંપન્ન છે, પણ શીલસંપન્ન નથી. ૩ એક શીલસંપન્ન છે અને શ્રુતસંપન્ન પણ છે. અને ૪ એક શીલસંપન્ન નથી અને શ્રુતસંપન્ન પણ નથી. તેમાં જે પ્રથમ પુરુષ છે તે શીલસંપન્ન-વિરતિવાળો છે, પણ ધર્મને જાણતો નથી, તે પુરુષ દેશથી આરાધક છે. બીજો પુરુષ શીલરહિત-અવિરતિવાળો છે પણ શ્રુતસંપન્ન-ધર્મજ્ઞ છે તે પુરુષ દેશવિરાધક છે. ત્રીજો પુરુષ શીલસંપન્ન અને શ્રુતસંપન્ન છે એટલે વિરતિવાળો અને ધર્મનો જાણ છે તે પુરુષ સર્વ આરાધક છે. અને ચોથો પુરુષ શીલરહિત અને શ્રુતરહિત છે તે વિરતિરહિત છે અને ધર્મને જાણતો નથી. તે સર્વ વિરાધક છે. જુઓ ભગવતી સૂત્ર શ૦ ૮ ઉ૦ ૧૦.

૨ परेऽपि=બીજાઓ પણ. ज्ञानपूतां=જ્ઞાનથી પવિત્ર. क्रियां=ક્રિયાને. हेमघटोपमां=સુવર્ણના ઘટ સમાન. आहुः=કહે છે. तदपि=તે પણ. युक्तं=

**સૌગત–બૌદ્ધાદિ પણ જ્ઞાને કરીને પવિત્ર ક્રિયાને સુવર્ણના ઘટ સમાન કહે છે, તે પરવચન પણ ઘટે છે. કારણ કે પતિત થાય (સુવર્ણ ઘટ ભાંગી જાય) તો પણ તે ક્રિયાના ભાવને (સુવર્ણભાવને) છાડતો નથી. "बंधेण न वोलइ कया वि" બંધ વડે અંતઃ કોટાકોટી સાગરોપમને ઓળંગી જતો નથી. અર્થાત્ તેથી અધિક સ્થિતિનો બંધ કરતો નથી. જ્ઞાન સહિત ક્રીયાથી બન્ધ ટળ્યો તે ફરી ન હોય.**

બૌદ્ધાદિ અન્ય દર્શની પણ જ્ઞાન વડે પવિત્ર શુભયોગના વ્યાપારરૂપ ક્રિયાને સુવર્ણના ઘટ સમાન કહે છે, તે પણ યુક્ત છે. સોનાનો ઘટ ભાંગે તો પણ સુવર્ણની કીંમત જતી નથી, તેમ સમ્યગ્જ્ઞાન સહિત ક્રિયાથી પડી જાય તો પણ તેને કર્મની અધિક સ્થિતિનો બન્ધ હોતો નથી. કારણ કે "ग्रन्थेण न वोलइ कया वि" "જેણે ગ્રન્થિભેદ કર્યો છે તેને બન્ધ વડે અધિક–ઉત્કૃષ્ટ સ્થિતિનો બન્ધ હોતો નથી", એવું આગમનું વચન છે. ક્રિયા સહિત જ્ઞાની અધિક સ્થિતિબન્ધનો ક્ષય કરે છે, તે ત્યાંથી પડી જાય તો પણ તે સ્થિતિસ્થાનને ઓળંગી જતો નથી. માટે જ્ઞાનપૂર્વક જ ક્રિયા તેવા પ્રકારની છે. ઔપપાતિકસૂત્રમાં કહ્યું છે કે "મિથ્યાદૃષ્ટિ એકાન્તે દ્રવ્યયતિના લિંગ અને ક્રિયા સહિત નવમા ગ્રૈવેયક સુધી જાય છે, તો પણ કર્મની સ્થિતિ પૂરી બાંધે છે. સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થયા પછી તેથી પડી જાય અને મિથ્યાત્વને પ્રાપ્ત થાય તો પણ એક કોટા-

યોગ્ય છે. यत्=કારણ કે. सा=તે. भग्नाऽपि=ભાંગી ગયેલી પણ. (ભાંગી ગયેલો ઘટ પણ.) तद्भावं=ક્રિયાના ભાવને. (સુવર્ણભાવને) न उज्झति= છોડતી નથી.

કોટી સાગરોપમની અંદર સ્થિતિનો બન્ધ કરે છે, અધિક સ્થિતિ બાંધતો નથી. માટે જ્ઞાનનું અધિકપણું છે.

**क्रियाशून्यं च यज्ज्ञानं ज्ञानशून्या च या क्रिया।**
**अनयोरन्तरं ज्ञेयं भानुखद्योतयोरिव ॥११॥**

**ક્રિયારહિત જે જ્ઞાન અને જ્ઞાનરહિત ક્રિયા એ બન્નેનું અન્તર સૂર્ય અને ખજુઆની પેઠે જાણવું. ક્રિયાશૂન્ય જ્ઞાન સૂર્યની પેઠે મહા પ્રકાશવાળું છે અને ખજુઆની પેઠે જ્ઞાનશૂન્ય ક્રિયા અલ્પ પ્રકાશવાળી છે.**

આસ્રવને રોકનારી દ્રવ્યક્રિયાથી રહિત યથાર્થ સ્વસંવેદનરૂપ તત્ત્વજ્ઞાન અને જ્ઞાનરહિત ક્રિયા તે બન્નેનું અન્તર સૂર્ય અને આગીયાની પેઠે જાણવું સૂર્યના પ્રકાશ સમાન ક્રિયાશૂન્ય જ્ઞાન છે અને આગીયાના પ્રકાશ જેવી જ્ઞાનરહિત ક્રિયા છે.

**चारित्रं विरतिः पूर्णा ज्ञानस्योत्कर्ष एव हि।**
**ज्ञानाद्वैतनये दृष्टिर्देया तद्योगसिद्धये ॥१२॥**

**પૂર્ણ વિરતિરૂપ ચારિત્ર તે ખરેખર જ્ઞાનનો ઉત્કર્ષ-**

૧ यज्ज्ञानं=જે જ્ઞાન. क्रियाशून्यं=ક્રિયારહિત છે. च=અને. ज्ञानशून्या=જ્ઞાનરહિત. या=જે. क्रिया=ક્રિયા છે. अनयोः=આ બન્નેનું. अन्तरं=અન્તર, વિશેષતા. भानुखद्योतयोरिव=સૂર્ય અને ખજુઆના જેવું છે.

૨ पूर्णा=સંપૂર્ણ. विरतिः=વિરતિરૂપ. चारित्रं=ચારિત્ર. हि=ખરેખર. ज्ञानस्य=જ્ઞાનનો. उत्कर्ष=અતિશય. एव=જ છે. तत्=તે કારણથી. योगसिद्धये=યોગની સિદ્ધિ માટે. ज्ञानाद्वैतनये=કેવળ જ્ઞાનનયમાં. दृष्टिः=દૃષ્ટિ. देया=આપવા યોગ્ય છે.

**અતિશય જ છે, તે કારણથી યોગની સિદ્ધિને માટે કેવળ જ્ઞાનનયને વિષે દૃષ્ટિ દેવી.**

સંપૂર્ણ વિરતિ કે સ્વરૂપમાં રમણ કરવારૂપ ચારિત્ર તે નિશ્ચયથી જ્ઞાનનો જ ઉત્કર્ષ છે એમ જાણવું, જ્ઞાનની ઉત્કૃષ્ટ અવસ્થા કે જ્ઞાનમાં એકતા તે ચારિત્ર છે. આત્માની મૂળ વ્યાખ્યામાં જ્ઞાન અને દર્શન એ બે ગુણસ્વરૂપ આત્મા છે. કારણ કે શ્રીવિશેષાવશ્યક તથા ઉવવાઇસૂત્રમાં "असरीरा जीवघणा उवउत्ता नाणदंसणगुणेहिं"-શરીરરહિત, જીવપ્રદેશોના ઘનરૂપ અને જ્ઞાનદર્શન વડે ઉપયોગવાળા સિદ્ધો છે-એમ કહ્યું છે, તેથી જ્ઞાનમાં સ્થિરતા એ ચારિત્ર છે, જ્ઞાનનો આનન્દ તે સુખ છે, 'જ્ઞાનના પ્રકર્ષનો બાધ ન થવો તે સુખ છે' એમ ભાષ્યમાં કહ્યું છે. જ્ઞાનનો આસ્વાદ લેવો તે ભોગ છે એમ ભાવના કરવી. વિશેષાવશ્યકમાં ગુણોની જુદી ભાવના પણ કહી છે, જેથી જ્ઞાનથી ચારિત્ર અને દાનાદિ ગુણો જુદા માને છે ઈત્યાદિ. તેથી ઉપયોગમય આત્મામાં જ્ઞાન મુખ્યપણે કહ્યું છે, તેથી કેવળ જ્ઞાનનયે જ્ઞાન જ આત્મા છે, જ્ઞાન જ સાધ્ય છે, આવરણ રહિત જ્ઞાન એ જ સિદ્ધિ છે-એમ જ્ઞાનયોગની સિદ્ધિને માટે કેવળ જ્ઞાનનયમાં દૃષ્ટિ રાખવી યોગ્ય છે. માટે જ્ઞાનપૂર્વક ક્રિયા હિતકારી છે. તેથી સ્પર્શજ્ઞાન પ્રાપ્ત કરવા માટે ખૂબ અભ્યાસ કરવા યોગ્ય છે એ તાત્પર્ય છે. જ્ઞાનનો ત્યાગ કરવાથી સિદ્ધિ થતી નથી. બધેય સાધનમાં જ્ઞાન જ પ્રધાન છે. માટે જ્ઞાનના અર્થી થવું યોગ્ય છે.

શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે જ્ઞાનસાર નામે શાસ્ત્ર

ક્યાં અને ક્યારે રચ્યું તે દેશ અને કાળ આદિ જણાવવા માટે કાવ્ય કહે છે—

**सिद्धिं सिद्धपुरे पुरन्दरपुरस्पर्धावहे लब्धवां-**
**श्चिद्दीपोऽयमुदारसारमहसा दीपोत्सवे पर्वणि ।**
**एतद्भावनभावपावनमनश्चञ्चच्चमत्कारिणां,**
**तैस्तैर्दीपशतैः सुनिश्चयमतैर्नित्योऽस्तु दीपोत्सवः**

**ઇન્દ્રના નગરની સાથે સ્પર્ધા કરનારા સિદ્ધપુર નગરમાં અતિશય મનોહર તેજ વડે સહિત આ ગ્રન્થરૂપ જ્ઞાનનો દીવો દીવાલીના પર્વને વિષે સંપૂર્ણ થયો, એ ગ્રન્થની ભાવના-ચર્વણાના રહસ્યથી પવિત્ર થયેલા મનમાં થતા ચમત્કારવાળા જીવોને ભલા નિશ્ચયમતરૂપ સેંકડો દીવાઓ વડે ભાવ દીવાળી મહોત્સવ હમેશાં હો.**

આ જ્ઞાનદીપકરૂપ ગ્રન્થ પુરન્દરના નગરની સાથે સ્પર્ધા કરનારા સિદ્ધપુરમાં સૂત્રની રચનાથી પ્રધાન અને સારભૂત તેજ સહિત દીવાળીના પર્વને દિવસે સંપૂર્ણ થયો. આ ગ્રન્થની ભાવના-આત્મતન્મયતાથી પ્રાપ્ત થયેલા સમ-

---

૧ उदारसारमहसा=પ્રધાન અને સારભૂત તેજ સહિત. अयं=આ. चिद्दीपः=જ્ઞાનરૂપ દીવો. पुरन्दरपुरस्पर्धावहे=ઇન્દ્રના નગરની સ્પર્ધા કરનાર. सिद्धपुरे=સિદ્ધપુરમાં. दीपोत्सवे पर्वणि=દીવાળીના પર્વમાં. सिद्धिं लब्धवान्=સમાપ્ત થયો. एतद्भावनभावपावनमनश्चञ्चच्चमत्कारिणाम्=આ ગ્રન્થ ભાવનાના રહસ્યથી પવિત્ર થયેલા મનમાં થતા ચમત્કારવાળા જીવોને. तैस्तैः=તે તે. सुनिश्चयमतैः=સારા નિશ્ચયમતરૂપ. दीपशतैः=સેંકડો દીવાઓ વડે. दीपोत्सवः=દીવાળીના ઉત્સવ. नित्यः=હમેશાં. अस्तु=હો.

